# કવિલોક

ગુજરાતી
કવિતાનું
ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ

તંત્રી
ધીરુ પરીખ




શિશિર
૨૦૩૯
જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૩
સળંગ અંક ૧૫૧
દ્વિજ અંક
૭૯

નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૨નો

# મહાકાવ્ય વિશેષાંક

• 'કવિલોક'ની રજતજયંતીની સ્મૃતિ રૂપે આ મહાકાવ્ય વિશેષાંક એપ્રિલ ૧૯૮૩ની આખરમાં પ્રકટ થશે. • આ દળદાર અંક આશરે ૩૦૦ પૃષ્ઠનો હશે. • આ અંકમાં અભ્યાસ-પૂર્ણ લેખો અને વિશ્વસાહિત્યનાં સાત મહાકાવ્યોમાંથી કેટલાક અંશોના અનુવાદો પ્રકટ થશે.

## આ અંકની લેખસામગ્રી

| | | | |
|---|---|---|---|
| સંસ્કૃત મહાકાવ્ય | (તપસ્વી નાન્દી) | પાશ્ચાત્ય મહાકાવ્ય | (અનિલા દલાલ) |
| ઑડિસિ | (ભોળાભાઈ પટેલ) | ઇલિયડ | (નલિન રાવળ) |
| ઈનીડ | (નિરંજન ભગત) | ડિવાઇન કૉમેડિ | (ધીરુ પરીખ) |

પૅરેડાઈસ લૉસ્ટ (૧. મધુસૂદન પા [illegible] દિગીશ મહેતા)

રામાયણ (૧. ચંદ્રકાન્ત [illegible] ી. ના. પટેલ)

મહાભારત (૧. કેશવરામ કા. [illegible], ૨. અનંતરાય રાવળ, ૩. સુન્દરમ્)

## સાત મહાકાવ્યો

• આ અભૂતપૂર્વ વિશેષાંક 'સાત મહાકાવ્યો' એ શીર્ષકથી મર્યાદિત સંખ્યામાં પુસ્તક રૂપે પણ તરત જ પ્રકટ થશે. પાકું પૂઠું અને આકર્ષક અમેરિકન બંધાઈમાં પ્રકટ થનાર આ પુસ્તકની કિંમત આજના બજાર ભાવે ૫૦ રૂપિયા જેટલી થાય, તે માત્ર ૨૪ રૂપિયામાં જ મળી શકશે. એ અપ્રાપ્ય બની જાય તે પહેલાં વહેલી તકે રૂપિયા ૨૪નો M. O. કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૧, એ સરનામે કરી આપની નકલ મેળવી લેશો.

## કવિલોકનાં અન્ય પ્રકાશનો

**પ્રસંગસપ્તક** • સંવાદકાવ્યો • રાજેન્દ્ર શાહ (રૂ. ૧૫)

**આગિયા** • હાઇકુસંગ્રહ • ધીરુ પરીખ (રૂ. ૧૫) **અંગ–પચીસી** • છપ્પાસંગ્રહ • ધીરુ પરીખ (રૂ. ૮)

કવિલોક અને કુમારના ગ્રાહકોને ૧૫% વળતરથી મળશે. પ્રાપ્તિસ્થાનઃ કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ–૧

### નવું લવાજમ

કાગળ, છપાઈ, રવાનગી ખર્ચ આદિના ભાવોમાં બેહદ વધારો થવાથી 'કવિલોક'નું વાર્ષિક લવાજમ વધારવું પડ્યું છે. ૧૯૮૩થી નવું લવાજમ **રૂપિયા પચીસ** રહેશે. પરન્તુ ૩૦ એપ્રિલ ૧૯૮૩ સુધી આ લવાજમ માત્ર **રૂપિયા વીસ** છે. આપનું લવાજમ સત્વરે મોકલી આપી **રૂપિયા પાંચનો** લાભ લેશો. * આજીવન ગ્રાહક માત્ર રૂપિયા ૨૦૦ ભરીને થઈ શકાશે.

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • શિશિર • ૨૦૩૯ • સળંગ અંક ૧૫૧ • દ્વિજ અંક ૭૯
જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૮૩

કાવ્યો



૧૮૬૩૨

તંત્રી • ધીરુ પરીખ

અનુવાદ



ગદ્ય



સલાહકાર
રાજેન્દ્ર શાહ • નિરંજન ભગત

'કવિલોક' દ્વૈમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં — પ્રકટ થાય છે. દેશમાં વાર્ષિક રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂ. ૭૫ યા ડૉ. ૧૦; લવાજમ મોકલવાનાં સ્થળ: (૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧. (૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફ-રોડ, અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨ (૪) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૧

આ અંકની છૂટક કિંમત રૂ. ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક: ધીરુ પરીખ
મુદ્રણસ્થાન
કુમાર પ્રિન્ટરી • ૧૪૫૪ રાયપુર • અમદાવાદ–૧

શિશિર : વિ. સં. ૨૦૩૯ **કવિલોક** જાન્યુઆરી-ફેબ્રુઆરી '૮૩

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म पधि।

## કવિતા

કાવ્યસર્જન, કાવ્યપઠન અને કાવ્યપરિશીલનનું પ્રધાન પ્રયોજન ઊર્મિવિશ્રાન્તિ. પ્રસન્નતા, મુદા કે આનંદ છે કાવ્યનો વિષય જગત અને જીવનનો કોઈ પણ હોય; યાદૃચ્છિક તરંગલીલા હોય; પણ એનું હીર અને હવા સૌન્દર્યની જ હોય છે કાવ્યનું રહસ્ય જીવન-તથ્ય હોય પણ તેનું સાધ્ય, માધ્યમરચના, સૌન્દર્ય છે. સૌન્દર્ય દ્વારા જ રહસ્ય પૂર્ણ પ્રભાવથી પ્રગટે છે; ચમત્કાર કરે છે. કાવ્યની સંસિદ્ધિ, એના પ્રત્યાયનનું ફળ સૌન્દર્ય છે તથા સૌન્દર્યાનુભવનો આનંદ છે. કાવ્યમાં શબ્દનો મહિમા છે. પદનો મહિમા છે. શબ્દાર્થસમુચ્ચય અને તેના લયનો મહિમા છે, પણ સર્વ કલાનું તેમ કવિતાકલાનું સાચું માધ્યમ તો અખિલ નિબન્ધનથી અનુભવાતી રમણીયતા જ છે. રમણીયતા. સૌન્દર્ય, શોભા, લાવણ્ય, ચારુતા, ચમત્કાર એવાં એવાં એને નામ આપી શકાય. પણ એ નિષ્ક્રમ આહ્લાદરૂપ ચિદવસ્થા છે. કલામાં, સાહિત્યમાં, કવિતામાં આનંદનિષ્પત્તિ અને ઉપેયની વિભિન્નતા હોય અને તે તારવી શકાય. સૌન્દર્યઅવબોધ ભાષાપ્રપંચથી નિષ્પન્ન છે, તેનો પરિપાક છે, તેમાં તેનું પર્યવસાન છે. અન્ય રીતે કવિતાકલા એ જીવનસત્યની પ્રત્યભિજ્ઞા છે. જીવન સત્યમાં આનંદમય પ્રબોધ છે. કાવ્યઅનુશીલનનો આનંદ પ્રવાહરૂપ હોય ત્યારે રમણીયતા રસરૂપે અનુભવાય છે; વિશ્રાન્તિરૂપ હોય. આલોક કે નિદિધ્યાસનરૂપ હોય ત્યારે એને સૌન્દર્ય લેખી શકાય. શોભા, લાવણ્ય, ચારુતા, મધુરતા પ્રધાનપણે કાવ્યની આકૃતિને લક્ષે છે. ચમત્કાર એ રમણીયતાનો અંશ છે; રમણીયતાના આસ્વાદને અનિવાર્ય એવી ક્ષણિક વૃત્તિ છે. કવિતાનું અન્તિમ ભાવન, પૂર્ણ અનુભાવન અહીં છે. આ રમ્ય ભાવન કે અનુભાવન નિર્બન્ધ અને નિઃસીમ છે, અને તેમાં જ કવિતાના અસ્તિત્વનું સાફલ્ય છે.

**વિષ્ણુપ્રસાદ ૨. ત્રિવેદી**

('દ્રુમપર્ણ'ની પ્રસ્તાવનામાંથી)

એમની ત્રીશીની રચનાઓમાં એઓ યુગવૈદની જેમ પોતાના જમાનાનું નિદાન કરે છે. અને મનુષ્યને મુક્ત કરાવીને એને પોતાનો ઇતિહાસ રચતો દર્શાવે છે:

'The task of psychology, or art for that matter, is not to tell people how to behave, but by drawing their attention to what the impersonal unconscious is trying to tell them, and by increasing their knowledge of good and evil, to render them better able to choose, to become increasingly morally responsible for their destiny.'

ઑડન નિયતિ (destiny)ને રહસ્યમય કે નિશ્ચયાત્મક અર્થમાં લેતા નથી, પણ માર્ક્સ અને ફ્રોઇડની સંઘર્ષ અને અનિવાર્યતાની વિભાવનામાં લે છે. ભૂખ અને પ્રેમ જેવાં તત્ત્વોમાં આર્થિક અને સામાજિક સમસ્યાઓ સંકળાયેલી હોય જ છે. માણસ જ્યારે પ્રેમ અને ભૂખને સંતોષવાનો માર્ગ શોધે છે ત્યારે રાજકીય સત્તા, આર્થિક સંપન્નતાની ઇચ્છાશક્તિ વગેરે સાથે તેનો પનારો પડે છે અને ફ્રોઇડે કહ્યું હતું તે 'ઇરોઝ-તત્ત્વ' ઊપસી આવે છે. જેમ વ્યક્તિમાં તેમ જ સમષ્ટિમાં ઇરોઝ-તત્ત્વ અને અજ્ઞાત પરિબળો ધસમસી ઊઠે છે. અને એટલે ઑડનની ત્રીશીની પુરાકથા-સંદર્ભિત રચનાઓમાં અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, નૃવંશશાસ્ત્ર વગેરેને લગતી વિભાવનાઓ જોવા મળે છે.

આ પરિપક્વ વિચારણાનો નિચોડ ઑડને એમની રચના 'On this Island' માં આ દ્વીપના જ પ્રતીક દ્વારા આપ્યો છે. આ દ્વીપ તો પુરાકથાનો જ દ્વીપ છે, જ્યાં સૌંદર્ય નિખરે છે અથવા અહીં નિર્જનતા કોરે છે. મૌનમુખરતા, રહસ્ય અને નાર્સીસસની અનાત્મીકરણની અવસ્થા – આ બધું જ છે આ ટાપુમાં, કે કહો એ જ છે આ દ્વીપ ! સમકાલીન ઇતિહાસમાં ઇંગ્લૅન્ડની એકલતાને ઉપસાવવા એમણે પુરાકથામાં આ 'દ્વીપ'ના પ્રતીકને આકાર્યું છે. વળી, ઇતિહાસ અને રાજકારણને સંદર્ભે ઇરોઝ-તત્ત્વ વિષેની વિભાવનાને એમણે આ દ્વીપ-કથા-ઘટકો સાથે સાંકળી લીધી છે. આ અને અન્ય રચનાઓમાં વારંવાર આ 'દ્વીપ'પુરાકથા અને પ્રતીક સંદર્ભે વિકસ્યા કરે છે. અને આ દ્વીપ તે મહાસમુદ્રોની બિલીપિકા સામે ઝઝૂમતું વિશ્વમાં ટકી રહેવા મથામણ કરતું એક રાષ્ટ્ર ઇંગ્લૅન્ડ પણ છે અને સ્વપ્ન, કપોળકલ્પિત, પ્રેમ, સમર્થ અનગ્રત, શક્તિ અને સૌંદર્ય દ્વારા જ્યાં એની નિયતિ રચાય છે, એવો અન્ય દેશ પણ છે. એની નાંદીમાં (the prologueમાં) ઑડન આ દ્વીપની રોજિંદી એકલતાનો ઉલ્લેખ કરે છે :

'In bar, in netted chicken-farm, in lighthouse, standing on these impoverished constricted acres the ladies and gentlemen apart, too much alone.'

અને છતાં ઉગારની આશાય તે ખુદ આ દ્વીપમાં જ રહેલી છે. પેલા પ્રેમ તરફ પાછા ફરવાની આ દ્વીપવાસીઓની શક્તિ પર એનો આધાર છે. એટલે તો કવિએ સંકટમાં સપડાયેલા ઇંગ્લૅન્ડ માટે પ્રાર્થનારૂપે ઉદ્બોધન કરેલું છે.

પાઉન્ડને મન દરેક કાવ્ય એ ઇતિહાસ અને કવિતાનો મેળ બેસાડવાનો એક પ્રયાસ છે, જેમાં અંતે તો કવિતાને ફાયદો થાય. કવિતા પર ઇતિહાસનું આધિપત્ય ન રહેવું જોઈએ. પોતે જે યુગનું સંતાન હોય તેનું ભારણ પણ કવિતા પર ન થવું જોઈએ. મહાકાવ્યોના સમયથી તે આજની સ્વયંસ્ફૂર્ત કવિતા લગીના પ્રયોગોમાં, ઇતિહાસ અને કવિતા, હકીકત અને પુરાણકલ્પન ઓગળીને

Behind the hands that wove
The intolerable shirt of flame
Which human power cannot remove
We only live, only suspire
Consumed by either fire or fire.

યાતના અને મૃત્યુ વિષેની ખ્રિસ્તી પુરાકથાનો અહીં એલિયટે વિસ્તાર કર્યો છે. હિરેક્લીસ નેસસનો ઝભ્ભો ઓઢીને મૃત્યુ પામ્યો હતો. કારણ કે તેમાં ઝેર ભેળવેલું હતું. એ પુરાકથાના ઇંગિત દ્વારા એલિયટ કહેવા માગે છે કે પ્રેમ તો આ સૃષ્ટિ પર જાણે અપરિચિત છે. મનુષ્ય–જાતિને તો નરાશ્વ (centaur) નેસસના લોહીથી ખરડાયેલો ઝભ્ભો ધરીને કંઈક પ્રેમનો જાદુ કરવાની ટેવ છે. સર્વ સમર્પણમાં આકાર પામતા પ્રેમનો હજી તેને ક્યાં અનુભવ છે? અને છતાંય હિરેકલીસનું મૃત્યુ તે વિજય-નું મૃત્યુ છે, કારણ કે એ પોતાનાં પરિશ્રમ અને સમર્પણથી, પોતે મર્ત્ય હોવા છતાં, ગ્રીક પુરાકથામાં દેવતાઓની સમકક્ષ ગૌરવથી ઊભો રહે છે. મનુષ્યને ધરવામાં આવતો પ્રેમ જો 'જ્વાળાનું અસહ્ય ખમીસ' (intolerable shirt of flame) હોય તો, એ જ સ્વરૂપ ઊલટાનું, પુનર્જીવનનું સાધન બને છે. મર્ત્ય અશુદ્ધિ અને શુદ્ધ દૈવી પ્રેમ વચ્ચેના સંઘર્ષથી પીડા તો રહેવાની. પણ મનુષ્ય ઇતિહાસમાં જ રહેલી શાશ્વતી ક્ષણોમાં પોતાનાં બંધનોને તોડીને આ જ અગ્નિપ્રતીક દ્વારા પોતાને મુક્ત કરી શકે છે.

સ્થાનિકતા અને ઇતિહાસમા એલિયટ શાશ્વતીને અનુભવે છે. વિનાશમાંથી પુનર્જન્મ અને પુનર્જાગરણ જુએ છે: Time the destroyer is time preserver. આમ, સમયના પરિમાણમાં નશ્વરતા દ્વારા શાશ્વતીની ખોજ એલિયટે કરી છે. 'ફોર ક્વાર્ટેટ્સ'માં ઇતિહાસને નૃત્યની તરાહોમાં જોવાયો છે. ગતિશીલતામાં જ સ્થગિતતાનો લય એટલે શાશ્વતી અને પરિવર્તનમાં જ કાયમીપણાનો પ્રાદુર્ભાવ—આ નૃત્યતરાહો. એલિયટ કહે છે:

A people without history
Is not redeemed from time, for history
is a pattern of timeless moments.

અહીં એલિયટ મનુષ્ય અને ઘટનાઓની પોતીકી ખોજની પરિસ્થિતિને વર્ણવી રહ્યા છે. મનુષ્યના 'સ્વ'ની મર્યાદાની સામે ઇતિહાસમાં સામયિકના વગરની ક્ષણો (timeless moments)ની ખોજને પુરાકથાની સંરચનામાં અવતારવાનું એલિયટે સિદ્ધ કર્યું છે. 'Gerontion', Christ the tiger', 'The Waste Land', 'Coriolan' વગેરેમાં એલિયટે પુરાકથાના સ્વરૂપને સંસિદ્ધિનાં શિખરો દેખાડ્યાં છે અને શાશ્વતીની—eternal now—ની સતત ખોજ કરી છે.

એલિયટની જેમ ઇતિહાસનાં પરિબળો અને અજ્ઞાત ચિત્તની ભૂમિકાએ ઓડને પણ મુક્તિની ખોજ કરી છે. પુરાકથામાં, દેખીતા બાહ્ય અર્થ તળે જ ઊલટાની એની ઊંડી અને સંકુલ અર્થતા રહેલી હોય છે. તેવી રીતે સમાજ અને રાષ્ટ્રજીવનમાં ઘટતા પ્રસંગોની સપાટી તળે કેટલાંક અગોચર ઇતિહાસ–પરિબળો અને મનુષ્ય-જાતિની વિલક્ષણતાઓ રહેલી હોય છે. અને આ બધું પુરાકથાત્મક સંદર્ભો પામીને પ્રતીકોમાં પ્રકટ થાય છે. યેટ્સ, પાઉન્ડ, એલિયટ અને ઓડન જેવા મર્મજ્ઞોએ એટલે જ ઇતિહાસ–પરિબળોને અને પુરાકથાને નવાં સંદર્ભો અને પરિમાણો આપ્યાં છે. ઓડનની કવિતામાં પુરાકથા અને ઇરોઝની વિભાવના ઐતિહાસિક પરિબળોના સંદર્ભમાં અને મનુષ્યના સમાજગત અસ્તિત્વ સંબંધે આવે છે. અને એટલે જ વારંવાર પોતાની યુગચેતનાનું અનુસંધાન એમની રચનાઓમાં દેખાય છે.

એમની ત્રીશીની રચનાઓમાં એઓ યુગવૈદ્યની જેમ પોતાના જમાનાનું નિદાન કરે છે. અને મનુષ્યને મુક્ત કરાવીને એને પોતાનો ઇતિહાસ રચતો દર્શાવે છે:

'The task of psychology, or art for that matter, is not to tell people how to behave, but by drawing their attention to what the impersonal unconscious is trying to tell them, and by increasing their knowledge of good and evil, to render them better able to choose, to become increasingly morally responsible for their destiny.'

ઑડન નિયતિ (destiny)ને રહસ્યમય કે નિશ્ચયાત્મક અર્થમાં લેતા નથી, પણ માર્ક્સ અને ફ્રોઇડની સંઘર્ષ અને અનિવાર્યતાની વિભાવનામાં લે છે. ભૂખ અને પ્રેમ જેવાં તત્ત્વોમાં આર્થિક અને સામાજિક સમસ્યાઓ સંકળાયેલી હોય જ છે. માણસ જ્યારે પ્રેમ અને ભૂખને સંતોષવાનો માર્ગ શોધે છે ત્યારે રાજકીય સત્તા, આર્થિક સંપન્નતાની ઇચ્છાશક્તિ વગેરે સાથે તેનો પનારો પડે છે અને ફ્રોઇડે કહ્યું હતું તે 'ઇરોઝ-તત્ત્વ' ઊપસી આવે છે. જેમ વ્યક્તિમાં તેમ જ સમષ્ટિમાં ઇરોઝ-તત્ત્વ અને અજ્ઞાત પરિબળો ધસમસી ઊઠે છે. અને એટલે ઑડનની ત્રીશીની પુરાકથા-સંદર્ભિત રચનાઓમાં અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, નૃવંશશાસ્ત્ર વગેરેને લગતી વિભાવનાઓ જોવા મળે છે.

આ પરિપક્વ વિચારણાનો નિચોડ ઑડને એમની રચના 'On this Island' માં આ દ્વીપના જ પ્રતીક દ્વારા આપ્યો છે. આ દ્વીપ તો પુરાકથાનો જ દ્વીપ છે, જ્યાં સૌંદર્ય નિખરે છે અથવા અહીં નિર્જનતા કોરે છે. મૌનમુખરતા, રહસ્ય અને નાર્સીસસની અનાત્મીકરણની અવસ્થા – આ બધું જ છે આ ટાપુમાં, કે કહો એ જ છે આ દ્વીપ ! સમકાલીન ઇતિહાસમાં ઇંગ્લૅન્ડની એકલતાને ઉપસાવવા એમણે પુરાકથામાં આ 'દ્વીપ'ના પ્રતીકને આકાર્યું છે. વળી, ઇતિહાસ અને રાજકારણને સંદર્ભે ઇરોઝ-તત્ત્વ વિષેની વિભાવનાને એમણે આ દ્વીપ-કથાઘટકો સાથે સાંકળી લીધી છે. આ અને અન્ય રચનાઓમાં વારેવારે આ 'દ્વીપ'પુરાકથા અને પ્રતીક સંદર્ભે વિકસ્યા કરે છે. અને આ દ્વીપ તે મહાયુદ્ધોની બિભીષિકા સામે ઝઝૂમતું વિશ્વમાં ટકી રહેવા મથામણ કરતું એક રાષ્ટ્ર ઇંગ્લૅન્ડ પણ છે અને સ્વપ્ન, કપોળકલ્પિત, ભ્રમ, સમર્થ અજાગ્રત, શક્તિ અને સૌંદર્ય દ્વારા જ્યાં એની નિયતિ રચાય છે, એવો અન્ય દેશ પણ છે. એની નાંદીમાં (the prologueમાં) ઑડન આ દ્વીપની રોજિંદી એકલતાનો ઉલ્લેખ કરે છે:

'In bar, in netted chicken-farm, in lighthouse, standing on these impoverished constricted acres the ladies and gentlemen apart, too much alone.'

અને છતાં ઉગારની આશાય તે ખુદ આ દ્વીપમાં જ રહેલી છે. પેલા પ્રેમ તરફ પાછા ફરવાની આ દ્વીપવાસીઓની શક્તિ પર એનો આધાર છે. એટલે તો કવિએ સંકટમાં સપડાયેલા ઇંગ્લૅન્ડ માટે પ્રાર્થનારૂપે ઉદ્‌બોધન કરેલું છે.

પાઝને મન દરેક કાવ્ય એ ઇતિહાસ અને કવિતાનો મેળ બેસાડવાનો એક પ્રયાસ છે, જેમાં અંતે તો કવિતાને ફાયદો થાય. કવિતા પર ઇતિહાસનું આધિપત્ય ન રહેવું જોઈએ. પોતે જે યુગનું સંતાન હોય તેનું ભારણ પણ કવિતા પર ન થવું જોઈએ. મહાકાવ્યોના સમયથી તે આજની સ્વયંસ્ફૂર્ત કવિતા લગીના પ્રયોગોમાં, ઇતિહાસ અને કવિતા, હકીકત અને પુરાણકલ્પન ઓગળીને

એકાકાર થઈ જાય એવો દાવો રહ્યો છે. કવિતાની પ્રકૃતિ ધર્મોત્સવ જેવી છે, જે કેલેન્ડરની તારીખ તો હોય જ પણ એ ઉપરાંત સમયના ઘટનાક્રમનું ભંગાણ પણ હોય. અને જે વર્તમાન પરનું આક્રમણ હોય તે સામયિકતામાં ગઈ કાલ કે આવતી કાલ વિના પણ પુનરાગમન કરે.

માણસ અને ઇતિહાસનો સંબંધ ગુલામી અને પરાધીનતાનો રહ્યો છે. આપણે જ ઇતિહાસની કાચી સામગ્રી અને શિકાર હતા. કવિતાનું કામ તો ઇતિહાસ સાથેના આપણા આ સંબંધનું રૂપાંતર કરી આપવાનું છે; અને એની કૃતાર્થતા તો ઇતિહાસને ભોગે જ થઈ શકે. ઇતિહાસ વગરની કવિતા ન હોઈ શકે પણ કવિતાનું કામ ઇતિહાસને આમૂલ બદલીને નવું રૂપાંતર આપવું એ છે. તેથી સાચી ક્રાંતિકારી કવિતા એ સાક્ષાત્કારની કવિતા હોય છે. ઇતિહાસ, સમાજ અને ભાષાના પદાર્થમાંથી કવિતા બને છે. પણ કવિતા એ વાતચીત અને તર્ક-સંવાદથી પર એવી પુનઃ ભાષાસર્જનની પ્રક્રિયા છે. ભાષાના અંતરતમ અવકાશોમાં આ કાવ્યમય રૂપાંતર ચાલે છે. કવિતાનો શબ્દ લયાત્મક એકમ છે કે કલ્પનસમૃદ્ધ છે. ગદ્યમાં કહેવાની અનેક રીત હોય છે, કવિતામાં ફક્ત એક જ રીત છે. કવિતાના શબ્દને અન્ય કોઈ અવેજી હોતી નથી. કશુંક કહેવાની એમાં ઇચ્છા નથી હોતી, પણ બદલી ન શકાય એવું તેમાં કહેવાયું હોય છે. કવિ ભયાનક વિષે કે પ્રેમ વિષે કહેતો નથી, એ એમને દેખાડે છે. કાવ્યમય કલ્પનનું કાર્ય એ છે કે એ સંઘર્ષમાં લાગતી કે ઘટાડી ન શકાય તેવી લાગતી વાસ્તવિકતાઓને એકતામાં જોડી આપે. કવિતાની ભાષા સંદિગ્ધતાનો એવો ઉપયોગ કરે છે જેને લીધે યથાર્થનું આપણને દર્શન થાય છે. ભાષાની પૂર્ણ યોજ-પૂર્ણ ઉપયોગ-કરીને કવિ ભાષાને અતિક્રમી જાય છે. ઇતિહાસ પર ભાર આપીને કવિ એને ઉઘાડો કરી દે છે. અને જે સમય માટે તે છે એ રીતે એને દર્શાવે છે. ભાષા એ કંઈ પ્રણાલિ નથી. પણ એક પરિમાણ છે. કવિ એવો માણસ હોય છે જેનું પૂર્ણ અસ્તિત્વ તેના શબ્દ સાથે એકાકાર થઈ જાય છે તેથી જ કવિ એક નવા સંવાદને શક્ય બનાવે છે. વિરોધી વસ્તુઓ કવિમાં આવી ભળે છે; નહીં કે માત્ર કવિતામાં. કવિ અને એનો શબ્દ એકરૂપ હોય છે. કવિતા એ અજ્ઞાતમાં ભૂસકો છે, અથવા એ કશું જ નથી. આજના યુગમાં તો ઊલટાનું, કવિતાની પ્રવૃત્તિ વધુ ખાનગી, એકાકી અને વિરલ છે. જો કવિતા એ ધર્મોત્સવ હોય તો એ ઋતુમાંથી આવે છે — એ ભૂમિભીતરના ઉત્સવની ઉજાણી છે.

ઑક્ટેવિયો પાઝની સમય-ઇતિહાસ અને કવિતા વિષેની વિભાવના આપણે જોઈ. પાઝ ઇતિહાસને તોડીને તેમાં જીવનનું રસાયણ ભરી લે છે. સમયને-દિવસને, રાતને, ક્ષણોને પાઝ કેવી રીતે જુએ છે? ઘાસમાં, જીવંત પાણીમાં, શાપના ગીતમાં, અંજિરોમાં, પુનર્જાગૃતિના સ્વાદવાળી દ્રાક્ષોમાં, પ્રકાશને પહેરીને ઊભેલા દેવળના કલ્પનમાં પાઝ સમયને વિખેરી નાખે છે. આ રીતે એલિયટ, ઑડન અને પાઝની સમય-ઇતિહાસ અને પ્રેમતત્ત્વ કે જીવનશીલતાની અનુભૂતિની ભાત વિવિધ પ્રકારની છે. 'ખંડિયેરોમાં સ્તોત્ર' કાવ્યનો અંતભાગ જોવાથી ખ્યાલ આવશે કે પાઝ સમયને કેવી વિશિષ્ટતાથી ઘઉંના દાણામાં કે શાશ્વતોના પ્યાલામાં ઓગાળી નાખીને નવું પરિમાણ આપે છે:

દરેક દિવસના સુંદર આકારોને જોવા, તેને સ્પર્શવા.
પ્રકાશ ધબકે છે, બધાં તાર અને પાંખો.

મેજ પરના કપડામાંના શરાબના ડાઘમાં લોહીની
વાસ આવે છે.

પરવાળાં પાણીમાં જેવો પોતાની શાખાઓને ધકેલે છે

તેવો જ હું મારી ઇન્દ્રિયોને આ જીવંત કલાક
સુધી ફેલાવી દઉં છું:
ક્ષણ પીળી સંવાદિતામાં પૂર્ણ થાય છે.
બપોર, ક્ષણોથી ભારે થયેલો ઘઉંનો દાણો,
શાશ્વતીનો ઊભરાતો પ્યાલો.

મારા વિચારો છિન્નભિન્ન થઈ, વાંકાચૂંકા વળી,
ગૂંચવાઈ જાય છે,
ફરીથી આરંભાય છે.
અને છેલ્લે આગળ વધી નથી શકતા; અનંત નદીઓ,
અપલક સૂર્ય નીચે લોહીના કાંપવાળી જમીન.
અને બંધિયાર પાણીના કાદવમાં જ શું દરેકનો
આવવો જોઈએ અંત?

દિવસ, ગોળ દિવસ,
સમાંતરે ભાગતી ચોવીસ લીટીઓવાળી ચળકતી
નારંગી,
બધામાં એક જ પીળી મીઠાશ!
મન આકારમાં બંધાય છે.
બે વેરીઓ એક થઈ જાય છે,
સભાનતાનો અરીસો પીગળી જાય છે,
ફરીથી એક વાર દંતકથાઓનો ફુવારો:
માણસ, કલ્પનોનું વૃક્ષ,
શબ્દો જે પુષ્પો છે તે કર્મોરૂપી ફળો બની જાય છે.

વર્ષો સુધી રાજદૂતના સ્થાન પર રહેવાને લીધે, પાઝ સ્પેન (આંતરવિગ્રહ દરમિયાન), યુનાઇટેડ સ્ટેટ્સ ઑવ અમેરિકા, ફ્રાન્સ, જપાન, ભારત અને બ્રિટન-માંનાં દશ્યોના ફેરફારને અનુભવવાને લીધે આંતરરાષ્ટ્રિય કવિતા લખે છે. એમનાં પુસ્તકોમાં પૂર્વની મહત્તા છે: પાઉન્ડ, વાલે અને ડી. હ્રાગ ચીન અને જપાનના સાહિત્યની શોધ (એઓ પોતે પણ બાશોનું ભાષાંતર કરવાના હતા); દિલ્હીમાં એલચીપદે હતા તે વર્ષો દરમિયાનનું ભારત; માલાર્મેનાં પુસ્તકો સાથે બૌદ્ધ ધર્મની એક સાથે વિગતવાર ઝીણવટભરી તપાસ, વગેરે પાઝને માટે એઓ રાજદૂત હોવાથી શક્ય બન્યું હતું. ભારતની કલામાં (ખાસ કરીને કાર્લીનું શિલ્પ) રોમાંચ અને ગાંભીર્યનો સંયોગ એઓ પ્રશંસે છે, જેમાં મોટે ભાગે એમની પરિપક્વ કવિતાનાં લક્ષણોનો બીજો આકાર જણાય છે. ૧૯૭૧માં મૅક્સિકો પાછા ફર્યા પછી, પાઝે કરુણની તીવ્રતાવાળાં ઘણાં કાવ્યો લખ્યાં છે. પાઝનો ભારત સાથેનો સંબંધ ઘનિષ્ઠ રહ્યો છે. ભારત વિષે એમણે અનેક કાવ્યો રચ્યાં છે. ઇતિહાસ વચ્ચે ઊભેલા ભારતને એમણે અનેક મુદ્રાઓમાં અનુભવ્યું છે. પુરાણકલ્પનો અને ઐતિહાસિકોમાં પાઝે તેને અભિવ્યક્ત કર્યું છે, ક્યારેક મર્મપૂર્ણ ચિત્રણમાં પ્રકટ કર્યું છે. પાઝે જે કંઈ અભિવ્યક્ત કર્યું છે તે કવિતાના ધર્મોત્સવની જેમ કર્યું છે. □

---

અનુ.] કવિનો પત્ર [પૃ ૨૬ થી

થાય છે. તમારો લેખ વાંચ્યા પછી કોઈ કોઈ પત્રો પણ આવે છે. આપણે તો પેલા Pedlar, retailerનો નફો આવા આનંદમાં. એક દૂહો યાદ:

લહાવો લેજો લોક, હૈયે માંડી હાટડી,
ફેરો નથી જ ફોક વકરો વહાલાને મળ્યે.

આપણું ધબકતું હૈયું એ જ ધારણ. ને વહાલો ક્યાંયે વૈકુંઠે થોડો બેઠો છે? અહીં તો 'હીંડતાં લાગે હરિને હાથ' જેવું આપણી ભર બજારે. 'ઉનસે હમરો અંતર નાહિં'—મૌજમાં જ હશો. કુન્દનિકા સ્નેહ પાઠવે છે. સહુ કુટુંબીજનોને સ્નેહ.

તમારો મકરન્દ

## સદ્‌ગત પુત્રી ઉમાને/સ્નેહરશ્મિ

### ૧

### થડ પર કંડારાયેલું તારું ફૂલ

હા, તે જ આ થડ અને તરુ તે જ આ જ્યાં
કંડાર્યું' તું સુમન સુન્દર એક તેં જે
આજે અહો! વરસ કૈંક વહ્યાં છતાં તે
કેવું બન્યું વિકસીને રમણીય બેટી!

હા! પોષની વિધુવિહોણી અમાસ વીસ
ઊગી ગઈ તિમિરથી દગ આંજી ને તે
પેખી શકે ચરણચિહ્ન સુરેખ તારાં
ત્યાં ચૈત્રનો રવિ-તપ્યો તુજ માર્ગ મધ્યે!

હું જોઉં ફૂલ વધુ સુન્દર એ બનેલું,
ને ઝંખું છું નીરખવા તુજને ય એવી–
રે, કિન્તુ ચૈતરતણા તડકામહીં આ
ડૂબી ગયાં મૃગજળે પગલાં હું ઢૂંઢું
તારાં શુભે! ચહુ દિશે અવ શૂન્યતાની
વ્યાપી રહે નયનતેજ હરન્ત જ્વાળા!

### ૨

### ક્યાં તું?

શોભી નહિ લેવા મને બેટી, તારી સાથ!
ચહુદિશ પળપળ ભારે ઉલ્કાપાત!
સુણ્યું મેં કે પથે તારે ઊગતી કો બીજ
જોઈ રહી રાહ તારી ક્યારની અમીટ!
પેટાવીને કોડિયું મેં મૂક્યું નહી–વ્હેણે,
ઝૂમે અંધકાર તહીં તારાઓનાં નેણે.
અંધારાનાં દ્વાર પરે તેજના ટકોરા
કોડિયું કંડારી રહ્યું: મળે ઉત્તર ના!
પ્રકાશ વર્ષથી ઘણાં શોધી રહ્યાં તને
આવે છે કિરણ એક ઠેલી અનન્તને!
કર્યો હશે એનો બેટી! સંગાથ તેં હવે!
ભલે, તો હું પણ આવું. જોશે રાહ કહે?
કહે, કહે, બેટી; છે તું કયા ગૂઢ પથે?
ક્યાં તું? ક્યાં તું? છે ક્યાં? કહે, કયા દિવ્ય રથે?

## હાઇકુ/રાજેન્દ્ર શાહ

ડુંગર ગ્હેકે
નભમાંહી ગોરંભો
મલ્હારધારા.

તુલસીક્યારે
દીપકશગ – લખ
ગગને તારા.

*

પદ્મહૃદય
દલ મહીં શ્યામની
બંસી-ગુનગુની.

પૂર ચડેલી
નદી, ઉપર સેતુ,
સરતી હોડી.

પીળે પાંદડે
ધરા છવાઈ રહી,
હવા હિમાળી.

*

તરુએ ઊંચા
મોર ટહુકે, દરે
ભરાતો સર્પ.

*

એકબીજામાં
રમે નીલ જલધિ
ગલ ધવલાં.

*

વરસે ધોધ
બાળ નાગડાં ઝીલે
જટામાં ખુલ્લી.

*

વિહંગ વેગે
જઈ જલમાં લાવ્યું
પલમાં મીન.

*

નદીપુલિને
પવને દોર્યું ચિત્રઃ
નીરની લહેર્યું.

*

## પોલાણ બની જીવવાનું છે / શશિશિવમ્

ક્યારેક
આકાશનાં પોલાણને જોઉં છું
અને
અને મારામાં રહેલાં અગાધ પોલાણોનો
ડરામણો અનુભવ થાય!
અસ્તિત્વની ત્વચા ચીરાવા માંડે.
હું મારાં એ પોલાણોથી છટકી
ક્યાંક બહાર વસવા ફાંફાં મારું.
ક્યાંક, કશેક, કોઈ બીજામાં પ્રવેશવા મથું
અને ત્યાં પણ
એવા જ નિષ્ઠુર પોલાણ સાથે ભટકાઈ
ખોપરીના સાંધા ફાટવા લાગે.
નક્કરતાની સુરક્ષિત ભોંય પર
પગ સ્થાપી
નિઃસંશય અને નિર્ભય બની
ટટ્ટાર ઊભો રહી શકતો નથી ક્યાંય.
ક્યાં મળશે એ નિઃસંશયતા
અને નિર્ભયતાની ધરતી?
બસ,
પોલાણ...! પોલાણ...! પોલાણ...!
પણ હવે
મને સમજાઈ ગયું છે કે
મારા આ તરફડાટ મિથ્યા છે.
મારે પોલાણોમાં જ વસવાનું છે;
તેમાં પ્રસરી જઈ, વિલીન થઈ જીવવાનું છે;
પોલાણમાં પેસી પોલાણ બની જીવવાનું છે.

## અજવાળું / હીરા રા. પાઠક

ભાઈ! આંખ વિના અજવાળું,
મારે બંધ આંખ અજવાળું,
શું એનું અચરજ માણું!
—આંખ વિના મારે અજવાળું.

દિન અજવાળું સૂરજતાણું
કરસમરમ જડતાનું જાણું,
ઈ અં... ધારું ... અંધારું કાણું.—આંખ૦

ચાંદની રાતતણું રઢિયાળું,
તારકટીપકીલું તેજાણું,
પણ તેજતિમિર છાયાણું.—આંખ૦

ઈ ગમેગમે, ધારણ ઘેરાઉં.
એ છેક જ તો છલનછતરાયું,
છે છાનુછપનું છોગાણું!—આંખ૦

આ બંધ આંખ ન્યારું અજવાળું,
એ...ને બસ અંતરઉજિયાળું,
જો હું ભીતર નજર્યું વાળું.—આંખ૦

આંખની પાંપણપાંખ બીડાતાં,
ઉઘાડમીંચ ફફડાટ સીડાતાં,
મનપંખી મલકે મરમાળું—આંખ૦

માંહી બા...ર બારાં ખૂલી જતાં,
ને સા. ત સમંદર ઝૂલી જતા,
રે વ્હાણ શઢાળાં ફૂલી જતાં,
દે ડૂબકીઓ એ પંખ સુંવાળું.—આંખ૦

એને મસ્તક મોતન જો ઝબક્યું,
બાંધ્યું તિમિરે તેજ, જો ત્રબક્યું,
એની ઝલકઝલક ભાઈ! હું મ્હાલું.
—આંખ વિના મારે અજવાળું.

## ફોરું એક / મફત ઓઝા

ફોરું
એક પડયું
ભીંજાયું
માટીનું ઢેફું
આંગળી
લહર હવાની
ખેડે
ખેતર હળ સમયનું
કણકણ
ઊગ્યા ચાસ લીલાછમ્મ
મૉલ
ભીનું યૌવન
તરતા
સૂરજ દૂધિયલ ડૂંડે
પાંખ
સોનેરી જળ લઈ ઊડે
બૂડે
ત્રણ લોકનું તેજ ઢેફામાં
પડે
ફોરું એક.

## વાવાઝોડાગ્રસ્ત / રમેશ પારેખ

આકાશ આકાશ નથી;
ઘોડા પડેલ ભૂરી ચાદરવાળી પથારી છે.

પોતાની કાયામાંથી
ઓગળતા જીવને
ખૂટી જતો બચાવવા
કાળી તલવાર લઈ
પથારીમાં લડતો માણસ
એટલે પંખી.

સાંજની વાત છોડ,
એ તો હૉસ્પિટલનું બીજું નામ છે ને
એની સૌને ખબર છે.

આકાશ આકાશ છે
પંખી પંખી છે
સાંજ સાંજ છે;
કેમ કે એ બધું તારું છે,
પાનમાં ચાવી શકે
ખિસ્સામાં ખખડાવી શકે
એવું અંગત.

કીડીના છઠ્ઠા ભાગ જેટલો ય
એમાં મારો હક્ક નથી.

તું પંખી ઉછીનું આપે
આકાશ ઉછીનું આપે
તો ય કશું મારું ક્યાં થવાનું સ્હેજે ય?

તારું પંખી મારું પંખી હોત,
તારું આકાશે ય મારું આકાશ હોત,
મારી સાંજ જો મારી સાંજ ન હોત.

પગ કપાઈ જવા એ સારું નથી,
કપાયેલા પગે
હૉસ્પિટલની બારીમાંથી
આકાશને જોવું એ પણ સારું નથી,
અને તેથી ય ખરાબ વાત તે આ સાંજ.
એથી વધુ ચૂંથી નાખનારું આ તારું સાંનિધ્ય,
અને દોસ્ત,
સૌથી જીવલેણ હકીકત આ –
તારા પરમ આશ્વાસક બોલ કે –
'અહીં પગ વિના પણ ઘણા જીવે છે,
પગ નથી તો શું થયું?
હિંમત રાખવી...'

(છાતીની ચીંથરીમાં સંતાડેલી
ચપટીક હિંમત
વેરાઈ ગઈ
મારા જ ખોબામાં
સુદામાના તાંદુલની જેમ.)

શબ્દોનું તો જાણે સમજ્યા,
મારા પગ ફરી વાર કપાઈ ગયા એટલું જ ને?

પણ આંધળો કેમ નથી
એ પ્રશ્નથી ચીભડાની જેમ ફાટી પડ્યો છું
કેમ કે
તારી આંખમાં દયા જોઈ ગયો છું, દયા.

સૂરજ તો હોય જ છે સૌનો સહિયારો
છતાં
સહુ પોતપોતાની રીતે જ પાડે છે સાંજ.

## આઠ ગઝલ / મુકુલ ચોક્સી

(૧)

ઉન્માદ! કંચુકીથી ય કમનીય કાળ છે
ઝૂલો તો ડાળ છે અને ઊતરો તો ઢાળ છે.

ચાહો પ્રવેશવા તો કશું ક્યાં વચાળ છે!
કિલ્લાને ક્યાં છે કોટ કે ક્યાં કોટવાળ છે?

છે કેટલા વિકલ્પ ને કેવા વિશાળ છે!
પોઢો તો પાળ છે ને વહો તો જુવાળ છે.

ને આમ તો કશું જ નથી બસ વરાળ છે
ઠારો તો માત્ર જળ છે ને સ્પર્શો તો ઝાળ છે.

ભીની છે બંને આંખ ને કોરું કપાળ છે
દરિયાઓ વચ્ચે બેટ ને એમાં દુકાળ છે.

બાકી તો લાગણીઓ હજુ એ જ બાળ છે
હોળો તો વાળ છે અને લૂછો તો લાળ છે.

ઉન્માદ! આમ જળમાં પ્રવેશી ગયા પછી
આગળ વધો તો જાળ ને અટક્યા તો આળ છે.

(૨)

ઐશ્વર્ય હો અલસનું ઉપર તિલક તમસનું
ઉન્માદ! કેવું રક્તિમ છે રૂપ આ રજસનું!

ફાડી નથી શકાતું... પાનું વીત્યા વરસનું
મનને છે કેવું ઘેલું, આ જર્જરિત જણસનું!

પૂર્વે હો પારિજાતો, પશ્ચિમમાં પૂર્ણિમાઓ
ચૌદે તરફ હવે તો સામ્રાજ્ય છે સરસનું.

બાહુ વહાવી દઈને બારીથી બારણાંથી
ઓછું કરી દો સાજણ, અંતર અરસપરસનું.

પેટાવો પાંદપાંદે એ તળપદા તરન્નુમ
બુઝાવો ધીમે ધીમે એ તાપણું તરસનું.

કેવા અસૂર્ય દિવસો! કેવી અશ્યામ રાતો!
કેવું ઝળક ઝળકતું મોંસૂઝણું મનસનું!

(૩)

ઉન્માદ! ઓગળ્યાનું જરા ઋણ અદા કરો
ઉન્માદ! ઇબ્તિદા ન સહી... અલૂવિદા કરો.

અય ગુલસિતા બહારો ખિઝા! અય ખુદા! કરો
અમને જો એક કરી ન શકો તો જુદા કરો.

ભાગી જવું છે શબ્દદળો સાબદા કરો
થોડી મદદ હે કાફકા! હે નેરુદા! કરો.

હોડીને મધ્યસાગરે છોડી દીધા પછી
શાને ખુદાને બંદગી ઓ નાખુદા કરો?

અંધાધૂંધીમાં ક્યાં તો નગરને વહાવી દો
ક્યાં તો નગરને છાજે એવા કાયદા કરો.

(૪)

ઉન્માદ! અશ્વમેધી અવસ્થાની આણ છે
આખા નગરને જાણ ને ખુદ મન અજાણ છે.

કોને ફિકર કે કેટલાં જળનાં ઊંડાણ છે!
તરનારને તો હાથ હલેસાં ને વહાણ છે.

એને અતિક્રમીને જીવે છે એ પ્રાણ છે
બાકી તો જ્યાં જ્યાં માણસો ત્યાં ત્યાં મસાણ છે.

હે નભનિવાસી મન! ભલે આ પૃથ્વી ગોળ છે.
ચાલી જુઓ કે કેટલાં કપરાં ચઢાણ છે!

ઉન્માદ! તવ પ્રદેશથી તે અવ પ્રદેશ લગ
પાંખો વિનાનાં કેવાં આ અઢળક ઊડાણ છે!

(૫)

ઉન્માદ! આપોઆપ સ્થપાયા કરે સંબંધ
પુષ્પો મળે તો ગંધ ને પથ્થર મળે તો સ્કંધ.

કેવો પ્રમાણસર ને પૂરક આ ઋણાનુબંધ
થોડોક તું ય અંધ ને થોડીક હું ય અંધ!

ગાઈ શકો તો છું હું ગઝલ વાંચો તો નિબંધ
ચાખી શકો તો સ્વાદ છે ને સૂંઘી શકો તો ગંધ.

વીંધી શકો તો પુલ ને રોકી શકો તો બંધ
પાણીની સાથ બાંધશો બોલો કયો સંબંધ?

છોને પડી રહે આ ગઝલ ડાયરીમાં બંધ
પ્રસરી શકે ન પુષ્પ તો પ્રસરે છે એની ગંધ.

પાણીનો તો જગતમાં કોઈ પણ કરી શકે
પોતે જ કિન્તુ પ્યાસનો કરવો પડે પ્રબંધ.

(૬)

ઉન્માદ! ચાલ સહેજ સમાન્તર તને કરું
મુજથી હું પર છું તુજથી જરા પર તને કરું.

કોને ખબર કે અંતમાં કરવું પડે ન કષ્ટ!
પહેલાં તો નિજ નિરાંત નિછાવર તને કરું.

બારાખડીની બહારના પટમાં રહે છે જે
કેવી રીતે હું પોસ્ટ એ અક્ષર તને કરું?

કરવાનું ક્યાં છે કંઈ જ! જો કરવું જ હોય તો
પ્રશ્નો પૂછ્યા વિના ય નિરુત્તર તને કરું.

તૃષ્ણા નદીને તીર સળગતું હલેસું લઈ
હોડીના ઈન્તજારમાં તત્પર તને કરું.

(૭)

લો પુષ્પહીન પ્રદેશમાં મકરંદ થઈ ગયા
ઉન્માદ! આ તે કેવા રજામંદ થઈ ગયા!

ચાલ્યાં અડીઅડીને તો દીવાનગી ગણાઈ
અળગાં રહી ને ચાલ્યાં તો શકમંદ થઈ ગયાં.

બારાખડીએ બારણાં વાસી દીધાં ભલે
બાહર રહીને કેવા સરસ છંદ થઈ ગયા?

સળગ્યું'તું કોને માટે અહીં કોણ, લો કહો?
જલતી રહી શમા ને અમે મંદ થઈ ગયા.

(૮)

ઉપર ઉપરથી જોકે વ્યવસ્થિત છે આ બધું
ઉન્માદ! કેવું અન્યમનસ્કિત છે આ બધું!

કોઈ કે જે નથી તો ઉપસ્થિત છે આ બધું
તે કોકને જ કેમ સમર્પિત છે આ બધું?

તૂટ્યાની આગલી ક્ષણે ભયભીત હો ભલે
પણ ત્યાર બાદ કેવું સુરક્ષિત છે આ બધું!

માગશરની ઠંડી જેવાં આ ઠૂંઠવાતા આપણે
શ્રાવણના સૂર્ય જેવું અનિશ્ચિત છે આ બધું

## ... સૂતો / ભરત વિંઝુડા

કામ હું અંદરનું પરવારીને સૂતો
એક તિખારો લોહીમાં ઠારીને સૂતો.
સૂર્યથી ચાલ્યો હું નાઈટ લૅમ્પ સુધી
ને પછીનું સ્વપ્ન ગુજારીને સૂતો.
ઝબકી જાગી જાઉં એવું ચાલવું લઈ
ને હું મારો હાથ પસવારીને સૂતો.
ખીંટીએ પહેરણ ટિંગાડયું એવી રીતે
બિસ્તરા પર જાત ઉતારીને સૂતો.
મોત જેવો અર્થ પામેલી ક્ષણોમાં
જિજીવિષાને હું પડકારીને સૂતો.

## ત્રણ હાઇકુ / કાન્તિલાલ રામી

નભ-આંબવા
ઊડયું જીર્ણ પાંદડું –
ફેંકાયું ભોંય.

*

કૂંપળો મારે
ધક્કો; પાંદડું કરે
આત્મલોપન.

*

તેજ-લિસોટો
કરે આગિયો : ઉગ્ર
થતું અંધારું.

*

## કે ... ? વિપિન પરીખ

ક્યારેક આ પ્રશ્નો આપણને સતત મૂંઝવ્યા કરશેઃ
સાચું શું? ખોટું શું? પાપ શું? પુણ્ય શું?
મિત્ર કોણ? દુશ્મન કોણ? પ્રેમ શું? દ્વેષ શું?
જીવનભર ગૂંચ ઉકેલતા જ રહીશું.
અંધકારમાં અથડાતાં કબૂતરની જેમ
ભીંતો સાથે અફળાયા કરીશું.
ગુરુ, શાસ્ત્રો, શિબિરો, સાઇકીઆર્ટિસ્ટો,
ટ્રાન્કવીલાઈઝર
કોઈ સમાધાન નહીં સાંપડે.
એક દિવસ સંધ્યાકાળે અચાનક જ
તખ્તા પર નજર ફેરવતા લાગશે
આ બધું જ જૂઠું હતું.
બધું જ નાટક હતું.
સમય પણ જુઠ્ઠો, પાત્રો પણ જુઠ્ઠાં.
ના, રંગમંચ સુધ્ધાં જુઠ્ઠો હતો!
આપણે નાહક પાત્રો સાથે તદાકાર થઈ
દુઃખી દુઃખી થયા, લોહીલુહાણ થયા,
હસ્યા – રડયા!
પડદો પડવાની વેળ આવે ત્યારે
એમ પણ ભાન થાય કે
આ પડદો પણ ખોટો જ હતો.
ત્યારે આપણે ખડખડાટ હસી પડીશું?
કે પછી
મૂરખ ઠર્યાનો અફસોસ લઈ બહાર નીકળશું'

## પત્રગઝલ / ભાસ્કર વખારિયા

**૧**

જત જણાવાનું 'નિશા' કે ચોતરફ અજવાસ છે,
સૂર્ય પણ ઝાંખો દીસે એવી પ્રજળતી પ્યાસ છે.

એક પળ ઘેરાય એવો, કે કશું દેખાય ના,
બીજી પળ અદૃશ્ય છે, ચંચલ તરલ સહવાસ છે.

એક અણસારો મળ્યો ને સૂઝ કંઈ પડતી નથી,
આ સકળને પામિયા કે આ સકળનો ન્યાસ છે.

કોણ ત્યાં ધબકે, શ્વસે, સ્પર્શે ને ઝબકે છે સતત?
આમ તો આદિથી હમણાં લગ સૂનો આવાસ છે.

આમ જુઓ તો અમારી વાતમાં આ કંઈ નથી,
ને લિખિતંગે 'મિહિર' કે આમ પાછું ખાસ છે.

**૨**

જત જણાવાનું 'નિશા' બસ તું જ છે ગંતવ્યમાં.
કંઈ નથી કર્તવ્યમાં કે ના કશું જ્ઞાતવ્યમાં.

સ્પર્શ જેવું કંઈ તરલ, તુજથી ભરેલું આપ તું,
માણ્ય અવસ્નાયુઓ-સાથળ-સ્તન નથી મર્દવ્યમાં.

ઉદ્દભવે તારા થકી ને પ્હોંચે જે તારા સુધી,
અન્ય કોઈ સામગ્રીને ગણુતો નથી હું કવ્યમાં.

હું કશે પણ જાઉં તો તારી દિશા સામી મળે,
તું જ છે નૈઋત્યમાં ને તું જ છે વાયવ્યમાં.

ને લિખિતંગે 'મિહિર' કે લોક સૌ ગણતા મને,
એક-(જે એક જ વિષે લવતો રહે છે)-લવ્યમાં.

**૩**

જત જણાવાનું 'નિશા', અવ ક્યાં કશું યે યાદ છે,
બસ બધે તુજ નાદ – બિંબો – ગંધ-સ્પર્શો–સ્વાદ છે.

શક્ય છે આ કોઈ મેઘલ યાદનો ઉન્માદ છે.
આ સતત લાગ્યા કરે કે ચોતરફ વરસાદ છે.

અવ ઇનાયત હો કે વરસે સિક્ત ધારા દૃષ્ટિની,
દૃષ્ટિનો ખોબો ધરીને કહી દીધું ઈર્શાદ છે.

સ્પર્શ માટે આસવવત્ છે શ્વાસ માટે ગંધવત્,
ઓગળીને થઈ ગયો અકબંધ તારો સાદ છે.

માત્ર આ ખાલીપણું અર્પી રહ્યો છું આમ તો,
પણ નહીં ભૂલીશ કે એમાં આખ્ખું જણ એકાદ છે.

વાત કહેવાને હજી પણ શબ્દ લગ જાવું પડે?
બસ, લિખિતંગે 'મિહિર' કે આજ એક ફરિયાદ છે.

## નીકળે છે / અશોકપુરી ગોસ્વામી

ભુકાનીની અંદર સ્વજન નીકળે છે!
તવાયફના કંઠે ભજન નીકળે છે!

(છુપાવી શકાતી નથી વાત અંદર,
બરફ છું, છતાં યે અગન નીકળે છે!

સતત આમ ભટકું કઈ ઝંખનામાં?
પવનનું લઈ રૂપ, મન નીકળે છે.

તપાસ્યું છે કારણ ડૂબી કેમ નૌકા?
પુરાણી સ્મૃતિનું વજન નીકળે છે.

હવે ચાલ મૂંગા રહી વાત કરીએ,
નિયત શબ્દની ગદ્યચલન નીકળે છે!

## કેવા લળે છે / કિશોર મોદી

પળ મિલનની સળવળે છે હાથમાં,
દગ પ્રતીક્ષાનાં છળે છે દ્વારમાં.

આયનાનો સંગ લઈને શું કરું?
ભીંત પણ સામે મળે છે માર્ગમાં.

શબ્દનાં પગલાં લથડિયાં ખાય છે,
શેરીઓ ટોળે વળે છે ગામમાં.

સાંજછેડે તુજ સ્મરણ આવી ચડે,
ખંડ પાંચે ઝળહળે છે શ્વાસમાં.

કર્ણ જેવું નિષ્પલક ઊભા રહો,
કો અઢીઠો રથ ગળે છે આંખમાં.

શીશ નમાવીને ગઝલ કહે છે કિશોર,
કાફિયા કેવા લળે છે પ્રાસમાં!

## કોની યાદમાં? / જયંત પરમાર

સળગાવો સૂર્ય લૅમ્પનો કોઈ મકાનમાં
ખટકે છે ક્યારનું મને અંધારું આંખમાં.

વાતાવરણના શ્વાસને ગૂંગળાવી મારશે
આવી ગઈ છે ધૂળ હવાઓના હાથમાં.

દેખાય છે સળગતું લીલું ઘાસ પણ હવે
સળગી રહ્યું છે કૈંક ત્વચાની દીવાલમાં.

નખમાં હજી યે એના રુદનનો અવાજ છે
મારીને ફેંકી દીધું કબૂતરને વાવમાં.

જાગી રહી છે કાળી ઉદાસી સડક ઉપર
લોહીલુહાણ થઈ છે ગલી વાતવાતમાં.

રસ્તાઓ લાંબી તાણીને ઊંઘી ગયા જયંત
દીવા બળી રહ્યા છે હજી કોની યાદમાં?

## રોતા ઝાડનું નક્કી કરો / લલિત ત્રિવેદી

સ્વસ્થ લાગું એવા એક વળગાડનું નક્કી કરો
કોઈ તો તાસીરથી અળગી નાડનું નક્કી કરો.

એ નહીં તૂટે ને માથે વીજળી પણ નહીં પડે
ખખડધજ છાયાને રોતા ઝાડનું નક્કી કરો.

ટેવ પાડું છું કે આ વરસાદમાં પલળાય નહિ
શું કરું? ઘરની આ છત – રંજાડનું નક્કી કરો.

પાણી પીતું ભડકીને ભાગે હરણ, એવી દશા,
મારામાં ઉછરેલ રાની ત્રાડનું નક્કી કરો.

કોઈ પણ રીતે સતત લખતાં જ રહેવું આપણે
સામૂહિક શબ્દોના હત્યાકાંડનું નક્કી કરો.

## સગર્ભા વિશે / હરીશ ધોબી

સ્હેજ ડંખી ગયું એક એવી સગર્ભા વિશે
હું હવે શું કરું એક એવી સગર્ભા વિશે?

નિત નવાં રૂપ લૈને એના આવવાના વિશે
ચાલ મન લખ કશું એક એવી સગર્ભા વિશે.

રોજ ઘટના ઘટે છે અને મૂક અવિરતપણે
માત્ર જોઈ રહું એક એવી સગર્ભા વિશે.

સ્વપ્ન આવે અને એ ફળે ના કદી તો પછી
સ્વપ્ન શા કામનું એક એવી સગર્ભા વિશે?

મેં ય ઈચ્છયું હતું વેલ મારી કદી પાંગરે
મન રહ્યું ઝંખતું એક એવી સગર્ભા વિશે.

## એ હું હતો / 'પંથી' પાલનપુરી

શબ્દ શબ્દે જોડતો, એ હું હતો,
ને પછી તરછોડતો, એ હું હતો.

સૂર્ય-રણમાં ધીખતા અસ્તિત્વના–
પાળિયાને ખોડતો, એ હું હતો.

શબ્દના હાથે સમયના પ્હાડની–
પથ્થરી ક્ષણ તોડતો, એ હું હતો.

સાંજની બોઝિલ અંધારી સડક,
ને લથડતો દોડતો, એ હું હતો.

કાંચળીની જેમ 'પંથી' માર્ગમાં,
ખોળિયું તરછોડતો, એ હું હતો.

## ડૂબી ગયો છું / મહેશ યાજ્ઞિક

તને ક્યાં ખ્યાલમાં છે કે તમારી એ સખાવતમાં
હવે ડૂબી ગયો છું હું સ્મરણની બાદશાહતમાં.

તમે ચાલ્યાં ગયાં તો શ્વાસ પણ રાખે શરમ કોની ?
હતા જે ચાર બાકી એ ય જોડાણા બગાવતમાં.

ચમકતી વીજળી આભે : તને કાગળ લખું છું હું
ફલકનો ફેર ખાલી હોય છે બંને લખાવટમાં.

કહો આ રૂક્ષ થડની લાગણીને કોણ સમજે છે
સુલાયમતા ખપી ગૈ એક કૂંપળની સજાવટમાં.

તમે સાથે હતાં ત્યારે ન'તો કૈં ખ્યાલ મોસમનો
હવે ફૂલોય સમજે છે હિસાબોની પતાવટમાં.

ફરક પડતો નથી : છાપો ન છાપો : પાન તો ખરશે
લખેઈતિહાસ એનો આ હવાઓ સરસરાહટમાં.

## ઓવારણું થઈને . . . / સતીન દેસાઈ

પ્રકંપિત પાત્ર કાજે એ પ્રજળશે તાપણું થઈને,
વિચરનારા, ઊભી જો એક પળ તો આંગણું થઈને !

દિશાઓ જેમ ઊભો છું અહીં એની પ્રતીક્ષામાં,
ઊઘડશે આપ એના યે અવાજે બારણું થઈને !

હિલોળાતું રહે છે એ પળે અસ્તિત્વ એનું પણ,
ઝુલાવે જે પળે ઝાકળ આ પુષ્પો પારણું થઈને !

ઝળાવી જ્યોતઆરા પર અહરનિશ વેળ અજવાળે,
ભળે ભીનાશમાં જે ભારણો સંભારણું થઈને !

પસરતો એમ લય કરતાલનો કોલાહલો વીંધી,
કે ઝરમરતું ગહનનું ગેહ પણ ઓવારણું થઈને.

## મેઘધનુષને બાંધો / હેમેન શાહ

હે અળવીતરી અડધી એક ગઝલના શે'ર,
શરમા થોડો, ને છંદોનાં વસ્ત્રો પ્હેર.

બ્રેડ સમા સૌ ખેતર પર ચોપડવો સૂર્ય,
એમ સવારો ઘરગથ્થુ કરવી જાહેર.

ભાવ ચડે જેમ છના વીસ, દસના પચ્ચીસ,
ઉમ્મરનું વધવું એ પણ છે કાળોકેર.

ઝરણા જેવી હાથ તણી રેખાઓ આપ,
હું કરવા ચાહું છું ભરપૂર લીલાલ્હેર.

સાંજે ઝાલર વાગે ને છૂટે નિશાળ,
સ્કૂલબસમાં પંખીઓ બેસી ચાલ્યાં ઘેર.

પ્રેમ વિષે તો લખવું બાકી બીજું ઠીક,
એક હજી તો સાંધો ત્યાં તો તૂટે તેર.

પાન ઉપર બે ટીપાંનું જ્યાં ઘર છે ત્યાં જ.
મેઘધનુષને બાંધો બોલાવી ઇજનેર.

**તસબી** / રાજેન્દ્ર ઠક્કર, 'આકાશ'

પગલાં પડે બસ એટલો તલસાટ છે
'આકાશ' તો સૂની પડેલી વાટ છે.

ખાલી પડેલા પાંજરાનો પણ સતત
ભીની થયેલી પાંખનો ગભરાટ છે.

વ્યાખ્યા હુવાની એટલી આપી શકું
કે પારદર્શક ભીંતનો રઘવાટ છે.

રસ્તા અચાનક ચાલતાં અટકી ગયા
જાણે હવામાં કોકનો વસવાટ છે.

જાણે હવામાં કોકનો વસવાટ છે.
'આકાશ' તો સૂની પડેલી વાટ છે.

**કેવળ ગીત** / દિલીપ ભટ્ટ

વલ્લહો વલ્લહો સોમ અસિ વલ્લહો
કામાદિ કલ્લ હો
રસિત રમણ છલ્લ હો
નટનટ નિષ્પન્ન નામ નયને નયનલ્લ હો
વલ્લહો વલ્લહો સોમ અસિ વલ્લહો
પ્રીત પરમ પદ્મ પ્રતિ પત્રપત્ર ઝલ્લ હો
અતિસત અદ્વૈત હંસ દ્વૈત કુસુમદલ્લ હો
વલ્લહો વલ્લહો સોમ અસિ વલ્લહો
તરલ તિલા તૃપ્ત તાર સા સિતાર સલ્લ હો
ત્રમત્રમ હરિતાન્ધકાર હરિતમ હરિ હલ્લ હો
વલ્લહો
વલ્લહો
સોમ અસિ
વલ્લહો.

**પહેરી જોઇએ** / રાઠોડ પ્રવીણકુમાર પી.

પાનખરની કોઈ પળ પીળાશ પહેરી જોઇએ
પર્ણની ક્યારેક તો લીલાશ પહેરી જોઇએ.

આ નદીઓ ને સમંદરનાં રહસ્યો શોધવા
નીરની ક્યારેક તો ભીનાશ પહેરી જોઇએ.

હરપળે બસ કામમાં ડૂબી જવું દિન-રાતમાં
શક્ય છે ક્યાં એમ કે અવકાશ પહેરી જોઇએ?

કોઈ પણ પાસે નથી-ની વેદનાને ભૂલવા
સાંપડેલા એક–બે સહવાસ પહેરી જોઈએ.

શક્ય છે કોઈ નવા અનુભવ મળે એમાંય પણ
વસ્ત્ર માફક વિશ્વમાં અજવાસ પહેરી જોઈએ.

**ચુંબકવંતી આંખો** ... / હર્ષદ ચંદારાણા

ચુંબકવંતી આંખો ખૂલી
ધ્રૂજ્યો લોહનગરનો પાયો
ભીંતો ઊચકી દોડયાં દશ્યો
ઘરનાં આંગણ મેઘધનુષ્યો
તોરણ કરવા ફૂલોનું વન
આખું પવન ઉઠાવી લાયો
ચુંબકવંતી આંખો ખૂલી
ધ્રૂજ્યો લોહનગરનો પાયો.
ડૂબ્યાં અંધારાં પાતાળે
પથ્થર જઈને બેઠા ડાળે
નદી-નદી રમવાને લાગ્યો
છેવટ પર્વતનો પડછાયો
ચુંબકવંતી આંખો ખૂલી
ધ્રૂજ્યો લોહનગરનો પાયો.

## ગીત / નવનીત ઉપાધ્યાય

ડૂબ્યા સૂરજ ઊડ્યો વાયરો
આખો માણસ ભુઝાતો રે જાય.
વગડે વીણ્યાં'તાં ઈ પાંદડાં
ઊડી હાથમાંથી... જાય;
ડૂબ્યા સૂરજ ઊડ્યો વાયરો
આખો માણસ ભુઝાતો રે જાય.
ભારે ભારે ગીતો આવીયાં
કેવા આંસુના ભાર,
સંધ્યા ઢળે છે મ બોલજો
તૂટશે કેસરિયા તારા;
સૌ સૌની સોનેરી વારતા
સૌથી ભુલાતી જાય.

ડૂબ્યા સૂરજ ઊડ્યો વાયરો
આખો માણસ ભુઝાતો રે જાય.
પંખી વરણી આવી સીમડી
આંખ્યું ઠેકાને આજ,
ઝરૂખો ગયા ભવનું ઝાડવું
સપને જાણ્યું મેં રાજ;
મારાતારા રૂપલ ઓરતા
મંદિરિયાવત્ રહી જાય.
ડૂબ્યા સૂરજ ઊડ્યો વાયરો
આખો માણસ ભુઝાતો રે જાય.

## કોઈ ઉકેલો ભેદ / ધીરેન્દ્ર મહેતા

સાવ અજાણ્યું થઈને મારું વરસ સોળમું આવ્યું,
મને ઊંચકી મારામાંથી હૈ જાણે ક્યાં ચાલ્યું!

પૂછવું શું સૈ, ભાનસાનનું, હવે ન આપે મને જ મારી ઓળખ દર્પણ,
ગોરજટાણે ઘણીક વેળા એમ જ લાગે વેરાતી હું થઈને કણકણ;
માળામાં ફફડ્યું એ પંખી કેમ જીવશે આમ અચાનક આભ મહીં ઉડાડ્યું?
—સાવ.

નદીએ ન્હાવા જાઉં હવે તો ન્હાવું ભૂલી જોયા કરતી ખળખળ વ્હેતું જળ,
નોંધારી હું એવી જાણે વેળામાંથી પડી વિખૂટી એક અટૂલી પળ!
જે ગમ હોઉં તે ગમ હોવું તે ઘડીએથી પછી મને તો સાલ્યું.
—સાવ.

હથેળીઓની રેખાઓની નદીઓના કાંઠાઓ તોડે ધસમસ ઘોડાપૂર,
કોઈ પાંદડું જાય તણાતું એમ તણાતી જાઉં પૂરમાં ક્યાંય દૂરની દૂર!
કોઈ ઉકેલો ભેદ સખી, મેં આટઆટલાં વરસ બધુંયે ક્યા ખૂણે સંતાડ્યું!
—સાવ.

## લઘુ સ્તવ / અનુ. મકરંદ દવે

### ધ્યાન

ઊગ્યો સૂરજ હોય હેમવરણો એવું મૂલાધારમાં
તારું વાગ્બીજ ઇન્દ્રગોપ સરખું, બીજું ઉરે માન્મથ,
ત્રીજું ચન્દ્ર શું શાક્તબીજ ધવલું ને બ્રહ્મરંધ્રે રહ્યું,
કલ્યાણી, સુખની મણા નવ રહે મંત્રો ત્રણે સેવતા.

### અથ લઘુસ્તવન

જેણે ઇન્દ્રધનુ તણી ઝળકતી ધારી લલાટે પ્રભા,
કાન્તિ શુભ્ર વળી શિરે શશી તણી ફેલાવતાં ચૌદિશે,
એવાં તે ત્રિપુરા, ઉરે વસી રહ્યાં જે સૂર્યજ્વાળા સમાં,
કાપો સત્વર પાપ બીજ ત્રણથી હે વાણી જ્યોતિર્મયી! ૧

જે માત્રા તળિયાંની વેલ પરના તંતુ સમી ગૂંચળે
વાગ્બીજે પ્રથમે રહી સતત આ, એ ધારીએ ધ્યાનમાં
શક્તિ કુંડલિની રૂપે જગતને તું સર્જતી પોષતી
એવું જ્ઞાન થતાં ફરી ન જનનીગર્ભે જતાં માનવો. ૨

જોઈ વિદ્ધ વરાહને અચરજે 'ઐ ઐ' શું બોલી ઊઠ્યો
પેલો બ્રાહ્મણ મૂઢ આમ સહસા બિન્દુ વિના અક્ષર,
તેના યે મુખથી થતાં તવ કૃપા દેવી, ઘડીવારમાં
વાણી અમૃતધાર શી રસભરી લાગી વહેવા સ્વયં. ૩

બીજું क्लीं તવ કામરાજ બીજ જે છોડી દઈ વ્યંજનો
ઇ રૂપે વિરલા સરસ્વતી તણું તેને જ જાણી રહ્યા,
ગાતા બ્રાહ્મણ ગાન સત્યવ્રતનું સૌ ઉત્સવોમાં તહીં
પ્રારંભે ભણી પ્રેમથી પ્રણવને આ બીજ ઉચ્ચારતા. ૪

પ્રજ્ઞોએ નીરખ્યો પ્રભાવ વહવા વાણી મહાઘોષ શી,
એ ત્રીજા તવ ચન્દ્રરમ્ય બીજને વંદું ખરા અંતરે,
સૌ કહેતાં જ સરસ્વતી સમ કરો બુદ્ધિતણા જાડ્યને
સાધે યોગ વિના ય સિદ્ધિપ્રદ છે ગૌઃ શબ્દ વાણી વિષે. ૫

હે દેવી, તવ બીજ પાપહરતું હોઠે ચડે હેતથી
એકાદું, ક્રમ વાર કે શીલહું હો, એની ન ચિંતા કરી,
જે કોઈ બસ ચિંતવે, જપ કરે કે કોઈ આશાભર્યા,
એનાં તું પળવારમાં મન તણાં સૌ કોડ પૂરાં કરે. ૬

ડાબે પુસ્તક જ્ઞાનરૂપ, જમણે માળા ધરી ભક્તિની,
સાથે મા, વરદાભયે ભરી ભરી સોહંત ચારે ભુજા,
અંગો કુંદ સમાન, આંખ કરુણાઘેરી ખીલ્યાં પદ્મ શી
–ભાવે જે ન ભજે તને જનની, તે ક્યાંથી કવિતા વરે? ૭

હે મા, શ્વેત સુહામણા કમળના પોટા સમી ઊજળી
જોતાં ધ્યાન ધરી તને વરસતી જે બ્રહ્મરંધ્રે સુધા
એને સુંદર શબ્દ-અર્થ-ધ્વનિના સામર્થ્યથી શોભતી
સહેજે ગંગતરંગ શી ગહકતી વ્હેતી મુખેથી ગિરા. ૮

તારાં તેજ થકી થતું નભ બધું સિંદૂરવર્ણું અને
પૃથ્વી પ્લાવિત લાલ લાલ જળના ઘાટા રતુંબી રસે
ભાળે એક ઘડી અનન્ય મનથી તો તો અનંગે જળી
બીધેલી મૃગલી સમી વશ થતી એ મર્દને માનુની. ૯

કાને કુંડલ હેમનાં ડલકતાં, ઝંકારતી મેખલા,
બાજુબંધ સુહાય, એક ક્ષણ જે આ રૂપ હૈયે ધરે,
એનું તો અભરે ભરાય ઘર ને માતેલ હાથી તણા
કેવા ચંચલ કાન શી તરલ ત્યાં લક્ષ્મી વસે સ્થૈર્યથી. ૧૦

બાકી કેશકલાપમાં શશિકલા, બાળા ગણે મુંડની
ને રક્તાંબર અંગ જાસુદ સમાં, પ્રેતાસને નર્તતી,

સોહે ચાર ભુજા, ત્રિનેત્ર નમણાં, તુંગ સ્તનો, ત્રિવલી
તારું એ વિધ સત્યરૂપ તલસે પદ્માસને સાધકો. ૧૧

થોડાં સાધન, રંક રાજકુળમાં સામાન્ય જન્મ્યો છતાં
સારા યે જગનો પ્રતાપી જબરો જે ચક્રવર્તી થયો,
એવો રાજવી વત્સરાજ નમતાં જેને શું વિદ્યાધરો!
તારાં, માત, રતુંબડાં ચરણમાં એ તો નમ્યાનું ફળ. ૧૨

તારાં પૂજન કાજ પાય ધરવા બિલ્વીદલો તોડતાં
જેને તીક્ષ્ણ અણી થકી ખટકતા કાંટા ન વાગ્યા કરે
સૌ સામુદ્રિક ચિહ્ન રાજપદનાં સોહાવતાં શી રીતે
હાથે રમ્ય ગુલાબી ઝાંય ઝરતા એ થાય પૃથ્વીપતિ? ૧૩

પૂજે બ્રાહ્મણ દૂધથી, ઘૃત વડે પૂજે તને ક્ષત્રિયો,
વૈશ્યો તો મધથી અને તરપતા શુદ્રો તને મદ્યથી,
યાચે જે કંઈ સિદ્ધિ એક મનથી તારી કને, ઈશ્વરી!
એ તો નિશ્ચય પામતા સહજમાં વિઘ્નો વળોટી બધાં. ૧૪

શબ્દોની જનની તું આ જગતમાં, વાણી રૂપે વિસ્તરી,
તુંથી વિષ્ણુ સુરેન્દ્ર સર્વ પ્રગટે એ સાવ સાચું સદા
ને બ્રહ્માદિક પામતા લય ખરે કલ્પાન્ત કાળે તુંમાં
એ તું કોઈ અચિન્ત્ય ગૂઢ પરમા શક્તિ રૂપે રાજતી. ૧૫

દેવો આદ્ય ત્રણે, ત્રણે અગનિ ને શક્તિ ત્રણે, ત્રિસ્વરો,
ત્રૈલોકી, ત્રિપદી, ત્રણે તીરથ ને ત્રિબ્રહ્મ, વર્ણો ત્રણ
જે હૈં રૂપ ત્રણે વડે જગતમાં યોજાયલું તે બધું
તારા નામ મહીં જ, માત ત્રિપુરા, આવી મળ્યું આખરે. ૧૬

લક્ષ્મી રાજકુલે, જયા રણમુખે, ક્ષેમંકરી માર્ગમાં,
રક્ષે રાની પશુ થકી શબરી તું ગાઢાં વને પર્વતે

ભૂતપ્રેત પિશાચને ભય સ્મરે જે કો મહાભૈરવી
મૂંઝારે ત્રિપુરા, તરે વિપદને, તારા જળે ડૂબતા. ૧૭

માયા, કુંડલિની, ક્રિયા, મધુમતી, કાલી, કલા, માલિની,
મતંગી, વિજયા, જયા, ભગવતી, દેવી, શિવા, શાંભવી,
શક્તિ, શંકરવલ્લભા, ત્રિનયના, વાગ્વાદિની, ભૈરવી,
હ્રીંકારી, ત્રિપુરા, પરા પરમયી, માતા, કુમારી જ તું. ૧૮

આ ને ઈ થકી એકમેક સરસા દ્વિ. ત્રિ. ક્રમે અક્ષરો
ગૂંથી સંપુટ સર્વ વ્યંજન અને સાથે સ્વરોનો થતો,
એવા અક્ષર મેળથી ઊપજતાં જે ગુહ્ય નામો ઘણાં,
દેવી, વીશ હજારથી વધુ થતાં એ નામને હું નમું. ૧૯

પ્રેમે પ્રાણ પરોવી સૂક્ષ્મ મતિથી વિજ્ઞો કરે આ સ્તુતિ
શ્રીવિદ્યા ત્રિપુરા તણી પ્રથમથી જેની કરી સ્પષ્ટતા,
મંત્રોદ્ધાર કહ્યા અહીં ક્રમથી કે વૈવિધ્યથી જે બધા
એનો, પુણ્ય પરંપરા પરખીને, સૌ પાઠ પૂરો કરે. ૨૦

ચિંતા શી કરવી! કદાચ સ્તુતિમાં આ ભૂલ હો કે ન હો
હે માતા, તુજ ભક્ત પાઠ કરશે આ સ્તોત્રનો ભાવથી
પોતાની લઘુતા તણું દઢપણે જે ભાન ભૂલે નહીં
એને કાજ રચાવ્યું તેં મુજ કને આ સ્તોત્ર વાચા દઇ. ૨૧

એવું મા ત્રિપુરા તણું લઘુ રચ્યું ને ભુક્તિ-મુક્તિ ભર્યું
શ્લોકોથી ગરવું બન્યું સ્તવન આ, મંત્રો થકી શોભતું,
નિત્યે જે પઢશે પવિત્ર હૃદયે, એકાંત ભક્તિ વડે
એને પાંગરશે અખંડ કવિતા ને લક્ષ્મી સાથે સદા. ૨૨

# કવિનો પત્ર

[આ વિભાગમાં અગાઉ વિગત કવિઓના પત્રો પ્રકટ થઈ ગયા છે. હવે વિદ્યમાન કવિઓના પત્રો પણ પ્રકટ કરવાનું નક્કી કર્યું છે. કવિતાવિષયક મુદ્દાને સ્પર્શતા કવિજનોના પત્રો મોકલી આપવા સહુને નિમંત્રણ છે. પત્રનો ઉપયોગ થઈ રહ્યે તે સુરક્ષિત રીતે પરત કરવામાં આવશે. કવિ શ્રી મકરન્દ દવેનો આ પત્ર શ્રી રમણલાલ જોશી પાસેથી પ્રાપ્ત થયો છે. અમે તેમના આભારી છીએ. —તંત્રી]

૨૬ • ઑગસ્ટ • '૮૨

પ્રિય રમણભાઈ,

મારે ભાગે મૌનની ડૂબકી કે અ-મૌનનો ઉછાળો. પણ તમારો તો સદાયે સમથળ પ્રવાહ. 'સરિતા સોઈ બખાનિયે, જો જેઠ માસ ઠહરાય'. તમે તો જાણો જ કે લખું વહેલું મોડું પણ વહાલપની ખોટ નથી. ભાઈ, આપણે તો એક બડી હોલ-સેલ પેઢીના ફુટકળિયાં, ફેરિયા. મારી ઓરડીમાં રાતદીવો બાળીને હું એના તાકા ઊથલાવું અને તમે એને ઘેર ઘેર પહોંચાડવાનો 'દોશિડાનો ધંધો' કરો. ખભા પર ગાંસડી લઈ ફરવાનું ભાગ્ય પણ ક્યાંથી? મીરાનાં વેણ:

ઉપાડી ગાંસડી વેડની રે, કેમ નાખી દેવાય?
એ છે શામળિયા શેઠની રે, કેમ નાખી દેવાય?

આ ભજનની એક જાણીતી પંક્તિ છે:

'ઊની ઊની રેતી ને પગ બળે છે.'

ખૂબી જુઓ • મને એક જગ્યાએથી સુંદર પાઠભેદ મળ્યો:

'ઊની ઊની રેતી ને અડવાણું ચાલવું.'

'પગ બળે છે' ની ગદ્યાળુતા ક્યાંય ઓગળી ગઈ. આ અસલી ભજનોનું પગેરું કાઢતાં નાથ જોગી, બૌદ્ધ સિદ્ધોની દુનિયામાં ઘૂમી વળ્યો છું • અત્યારે વૈદિક દ્રષ્ટાઓ અને પૌરાણિક મર્મજ્ઞોના પટારા ઉખેળું છું. 'પ્રવાસી'માં પુરાતન વાત કોઈ વાર નજરે ચડી હશે. ક્યાંક કરામતી કૂંચી હાથ ચડી જાય છે ને ભંગારમાંથી રત્નભંડાર ઝગારા મારતો દેખાય છે. આ બધી 'ગાલડિયું • ગૂઢારથજી'—તમ જેવા ભેરુને કહેવાનું મન થાય. થોડા દિવસ પહેલાં કબીર વિષે મિત્રો સાથે વાતો કરી • —આજે કેટલા ભૂલ્યા, ભટકતાને ઘેર લાવવાની જરૂર? 'ઘર મેં ઘર દિખલાઈ દે, સો સદ્ગુરુ હમાર'—એવા સાચના દીવાની કેટલી તાતી જરૂર? આપણે તો આવું તેજ જ્યાં મળે ત્યાંથી સારવી, તારવી પીઠે ઉપાડીને વહેંચતા ફરીએ. તમે ભાગવતી સાધના, માટીનો સાદ કે એવી કોઈ જણસને સામાન્ય જન સુધી સૂઝ-બૂઝનું પત્રક ઉમેરી પહોંચાડો છો ત્યારે આનંદ પણ

(અનુ. પૃ. ૯ ઉપર)

# કવિલોક

ગુજરાતી
કવિતાનું
ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ

તંત્રી
ધીરુ પરીખ


વસંત
૨૦૩૯
માર્ચ-એપ્રિલ ૧૯૮૩
સળંગ અંક ૧૫૨
દ્વિજ. અંક
૮૦




કવિલોક

# નવી વ્યવસ્થા

જૂન ૧૯૮૩થી 'કવિલોક'ની સઘળી વ્યવસ્થા નીચેના સ્થળેથી થશે. એજન્ટો–ગ્રાહકોને આ નવા સરનામાની નોંધ લેવા વિનંતી છે. લવાજમ પણ નીચેના સરનામે જ મોકલી આપવું.

**'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯.**

o વાર્ષિક લવાજમ રૂ. ૨૫–૦૦   o આજીવન લવાજમ રૂ. ૨૦૦–૦૦

o બહારગામની બેંકના ચેકથી રકમ મોકલનારે બેંક કમિશનના રૂ. ૩–૦૦ ઉમેરીને રકમ મોકલવી.

o લવાજમ જો ચેક અથવા ડ્રાફ્ટથી મોકલો તો 'કવિલોક'ના નામનો ચેક અથવા ડ્રાફ્ટ લખવો.

o લવાજમ M. O. થી મોકલવું સસ્તું અને સલાહભર્યું છે.

## મહાકાવ્ય વિશેષાંક

o 'કવિલોક'નો નવેમ્બર–ડિસેમ્બર ૧૯૮૨નો, 'કવિલોક'ની રજતજયંતીની સ્મૃતિ રૂપે તૈયાર થઈ રહેલો **મહાકાવ્ય વિશેષાંક** હવે જૂન ૧૯૮૩ના બીજા સપ્તાહમાં રવાના થશે.

o પૂરતી ખાતરી સાથે આ અંક સહુને રવાના થશે. આથી ટપાલમાં એ અંક ગેરવલ્લે જાય તો તેની જવાબદારી કાર્યાલયની રહેશે નહિ.

o આ અંક છૂટક મળી શકશે નહિ.

## સાત મહાકાવ્યો

'મહાકાવ્ય વિશેષાંક'ની સઘળી સામગ્રી 'સાત મહાકાવ્યો' એ શીર્ષકથી મર્યાદિત સંખ્યામાં પુસ્તક રૂપે પણ તરત જ પ્રકટ થશે. પાકું પૂઠું અને આકર્ષક અમેરિકન બંધાઈમાં પ્રકટ થનાર લગભગ ૩૦૦ પૃષ્ઠના આ અભૂતપૂર્વ પુસ્તકની કિંમત આજના બજાર ભાવે રૂ. ૫૦ જેટલી થાય, તે માત્ર ૨૪ રૂપિયામાં જ મળી શકશે. આ ગ્રંથ અપ્રાપ્ય બની જાય તે પહેલાં વહેલી તકે રૂપિયા ૨૪નો M.O. કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર, અમદાવાદ–૧, એ સરનામે કરી આપની નકલ પ્રાપ્ત કરી લેશો.

## કવિલોકનાં પ્રકાશનો

**પ્રસંગસપ્તક** · સંવાદકાવ્યો · રાજેન્દ્ર શાહ (રૂ. ૧૫)

**આગિયા** · હાઇકુસંગ્રહ · ધીરુ પરીખ (રૂ. ૧૫) **અંગ–પચીસી** · છપ્પાસંગ્રહ · ધીરુ પરીખ (રૂ. ૮)

કવિલોક અને કુમારના ગ્રાહકોને ૧૫% વળતરથી મળશે. પ્રાપ્તિસ્થાન : કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ–૧

## કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

૧. શ્રી રાજેશ વ્યાસ, અમદાવાદ રૂ. ૧૦૧–૦૦   ૨. 'રંગપથ', હ. ગિરીન જોષી, જામનગર રૂ. ૧૦૧–૦૦

૩. શ્રી વિપિનભાઈ કિકાણી, સૂરત રૂ. ૧૦૧–૦૦   ૪. શ્રી હરીશ જયંતીલાલ ત્રિવેદી, વીરમગામ રૂ. ૫૧–૦૦

૫. શ્રી અનંત રાવલ, વડોદરા રૂ. ૫૧–૦૦

કવિલોક ટ્રસ્ટને અપાતાં દાન ઇન્કમટેક્ષની 80 G. કલમ પ્રમાણે આયકરમુક્ત છે.

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વસંત • ૨૦૩૯ • સળંગ અંક ૧૫૨ • દ્વિજ અંક ૮૦

માર્ચ-એપ્રિલ ૧૯૮૩

તંત્રી • ધીરુ પરીખ

કાવ્યો



ગદ્ય



સલાહકાર
રાજેન્દ્ર શાહ • નિરંજન ભગત

○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં પ્રકટ થાય છે.

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા. પા. ૪, અમેરિકામાં રૂ. ૭૫ યા. ડૉ. ૧૦

○ લવાજમ મોકલવાનાં સ્થળ : (૧) 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯. (૨) વિજય સ્ટોર્સ ૬૨ કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ-૧, ચાસ્ટેશન રોડ, આણંદ. (૩) ત્રિપાઠી પ્રા. લિ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨. (૪) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે અમદાવાદ ૩૮૦ ૦૦૧

આ અંકની છૂટક કિંમત રૂ. ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહારનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૦૯.

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
'લાવણ્ય' વિજયપાર્ક
નવરંગપુરા અમદાવાદ-૯

મુદ્રણસ્થાને
સુરમ્ય, પોલીસ સ્ટેશન પાછળ
નવરંગપુરા, અમદાવાદ-૯

વસંત - વિ. સં. ૨૦૩૯ **કવિલોક** માર્ચ-એપ્રિલ ૧૯૮૩

[ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।]

## કવિ

રસજ્ઞાન તો સૌ માણસને હોય છે ત્યારે શું સૌને જ કવિ કહેવા? પણ રસજ્ઞાન સઘળાં માણસનું સરખું હોતું નથી. જૂદા જૂદા પ્રસંગો ઉપરથી, જૂદી જૂદી મનશરીરની પ્રકૃતિ ઉપરથી, જૂદી જૂદી વસ્તુઓ ઉપરથી, જૂદાં જૂદાં અવલોકન ઉપરથી, જૂદા જૂદા કાળ ઉપરથી અને જૂદા જૂદા દેશ ઉપરથી માણસનું રસજ્ઞાન થોડુંઘણું, ઓછુંવત્તર, ઊંચુંનીચું હોય છે. જેનું રસજ્ઞાન યથાર્થ કરી રહેલું હોય છે, જે સામગ્રીઓને વશ છે, જેનું દીઠું સાંભળ્યું તેનું બોલવાની, કરી દેખાડવાની અથવા કોઈ પણ રીતે સમજ્યો એમ યુક્તીથી રંગીને બતાવવાની જેની શક્તિ છે તેઓને 'કવિ' કહેવા. સઘળાનામાં ઉપર કહ્યું તેમ કરવાની શક્તિ હોતી નથી, થોડાએકને જ હોય છે, માટે થોડાએકને જ કવિ કહેવા.......

કવિતા જેને વશ છે તે કવિ નથી, જે કવિતાને વશ છે, તે કવિ હોય ખરો. ત્યારે હવે ગુજરાતીમાં સારી કવિતા કેનાથી બની શકે તેમ છે? જેઓ ગુજરાતી ભાષાનું બાળપણથી જ ઘણું જ્ઞાન મેળવશે, થોડુંઘણું સંસ્કૃત તથા અંગ્રેજી લેશે, વળી જેઓ વ્યવહારકુશળ થશે ને સત્સંગમાં ફરશે તેઓ ગુજરાતીમાં સારી કવિતા કરી શકશે. હમણાના ગુજરાતીઓ કવિતાની ખુબી તો કંઈ જ સમજતા નથી; ફક્ત રાગડાથી જ મોહિત થઈ જાય છે.... શખ્સને માટે ગુજરાતી ભાષાનાં જૂના કવિઓનાં પુસ્તકો વાંચવાં. જૂની કવિતામાં વ્યાકરણદોષ અને અધ્યાહાર ઘણા હોય છે એ દોષ નવી કવિતામાં ન આવવા જોઈએ. કેટલાક જુવાન છોકરાઓને કવિતાનો શોખ થાય છે ને તેઓ પોતાનો વખત જોડવામાં કહાડે છે પણ ભણેલા નથી એટલે તેઓની કૃતિમાં ખરી કવિતા આવતી નથી માટે એવા જુવાનોએ પ્રથમ વિદ્યાજ્ઞાન, વ્યવહારજ્ઞાન, રસજ્ઞાન વધારવું ને પછી એ કામ માથે લેવું; બાકી અવશ્ય રહ્યાથી સઘળાં કામમાં તેઓ ગફલત કરશે; માટે બહેતર છે કે આગળથી હરેક વાતનો પુખ્ત વિચાર કરીને કામ આરંભવું.

**નર્મદ**

('કવિ અને કવિતા'માંથી)

# પ્રિયકાન્તની નગરકવિતા

શ્રીકાન્ત માહુલીકર

**આ**ધુનિક યંત્રવિજ્ઞાને ભૌતિક સુખસગવડોરૂપી કેટલાક આશીર્વાદો સાથે યાંત્રીકરણ, ઉદ્યોગીકરણ, શહેરીકરણ(urbanisation), નિર્માનુષીકરણ (de-humanisation) જેવા જે ભીષણ અભિશાપોની માનવજાતને ભેટ ધરી છે તે બધામાં કદાચ શહેરીકરણ કેન્દ્રસ્થ અને અગ્રસ્થાને હશે. આ યંત્રવિજ્ઞાને સર્જેલા પ્રશ્નોની, બલ્કે યક્ષપ્રશ્નોની, પરંપરા માનવજાતના અર્થપૂર્ણ અસ્તિત્વ સામે તેણે ફેંકેલા ગંભીર પડકારો વગેરે આધુનિક નગરજીવનમાં જેટલાં ઉત્કટ રીતે અને તીવ્રસ્વરૂપે અનુભવાય છે તેટલાં કદાચ બીજે અનુભવાતાં નથી. તેથી જ પોતાને આધુનિક ગણાવતો કોઈપણ નાનો કે મોટો કવિ આ યક્ષપ્રશ્નોને પોતાની રીતે સમજવા, ઉકેલવા અને યંત્રયુગના પડકારોને ઝીલી તેને પોતાની રીતે કાવ્યાત્મક અભિવ્યક્તિ આપવા પ્રયત્ન કરે તો તે સ્વભાવિક ગણાવું જોઈએ એટલું જ નહિ, પણ તે તેના કવિકર્મનો એક અનિવાર્ય અંશ પણ બની શકે. પ્રિયકાન્ત જેવો એક અત્યંત સંવેદનશીલ ચિત્તતંત્ર ધરાવતો 'નાગર' કવિ આ પ્રશ્નો અને પડકારોથી અનભિજ્ઞ કે અસ્પૃષ્ટ રહે તો જ નવાઈ! નગરજીવનની વિલક્ષણ અનુભૂતિ-સંવેદનાને વિચક્ષણ રીતે અભિવ્યકત કરવાનો, તેને કાવ્યમય વાચા આપવાનો પ્રિયકાન્તે તેના લગભગ બધા જ સંગ્રહોમાં સભાન પ્રયત્ન કર્યો છે. નગરજીવનને સ્પર્શતી તેમની બધી જ રચનાઓ સફળ કાવ્યકૃતિઓ છે એમ કહેવાનો અહીં આશય નથી; પરંતુ આ પ્રકારના જીવનનાં જુદાં જુદાં પાસાં તેમની રચનાઓમાં કેવી કેવી રીતે વ્યક્ત થયાં છે એની જ તપાસ કરવાનો પ્રસ્તુત લેખનો ઉદ્દેશ છે.

સૌપ્રથમ તો આપણને 'પ્રતીક'માં 'હેમન્તન મધરાત', 'ફોકલૅન્ડ રોડને જોતાં' અને 'ધૂમ્ર' જેવ કાવ્યોમાં તેનો આછો અણસાર જોવા મળે છે 'હેમન્તની મધરાતમાં' કવિ ચરાચર સૃષ્ટિમાં વ્યાપેલ અરવ શાંતિનું શબ્દચિત્ર આપતી વખતે નગરન 'શ્વાસહીણ યંત્રાલયો'નો ઉલ્લેખ કર્યા વગર રહ શકતા નથી.

'રે શ્વાસહીણ યંત્રાલયોના રહે ગયા ઉચ્છવાસ પ
જંપી ગયા રુગ્ણાલયે દર્દીતણા નિશ્વાસ-વ્રણ;

નગરજીવન સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલ યાંત્રિકતા, જડતા, માનવહૃદયનાં મુગ્ધ સ્વપ્નોને છિન્ન ભિન્ન કરી નાખતો તેનો કોલાહલ વગેરેને કવિ હેમન્તની મધરાતે વ્યાપેલી નિ:શબ્દ નીરવતાનો ભંગ કરી એકધારી ટકટક કરતી ચાલતી ઘડિયાળના પ્રતી દ્વારા કેવી સચોટ અભિવ્યક્તિ આપે છે! કાવ્યન અંતમાં કવિ કહે છે :

'સંસારની હલચલ બધી શી અંધકારે શાંત-રસ
ટક ટક થતી રે ત્યાહરે પણ ચાલતી ઘડિયાળ બસ

'ફોકલૅન્ડ રોડને જોતાં'માં કવિ સૂર્ય-માછલ સમુદ્ર-શર્કરા, હેમન્ત-વસંતના નિતાન્ત વિસદૃશ અ વિરોધી પદાર્થોના સંનિવેશ દ્વારા necessary evi ગણાતી જગતની પ્રાચીનતમ સંસ્થા-વેશ્યા વ્યવસાય-ન નગરમાંની હસ્તી અને તે દ્વારા નગરજીવનની પ્રેમન વિકૃત વિભાવના પર કરુણા, આશ્ચર્ય અને વેદનાસભ ઉદ્ગારો કાઢે છે :

'શાં પ્રીતિનાં પ્રેત? રહસ્ય ભીતિનાં?
અનંગ! તારી રતિની સ્થિતિ આ!'

તો 'ધૂમ્ર' કાવ્યમાં શિયાળાની રાત્રે અંધકારની સાથે વાયુનીયે આરપાર પથરાયેલી કારખાનાની ધૂણીમાં ઝળહળતા નગરના વીજળીના દીવાઓની ગગનના ઝાંખા તારા સાથે સરખામણી કરી નગરના વાયુપ્રદૂષણ (Air-Pollution)ની સાથે સાથે તેની પ્રકૃતિ પર થતી પ્રતિકૂળ અસરનું વર્ણન કર્યું છે.

પરંતુ નગરજીવનના વધુ વ્યાપક અને ઊંડા અનુભવો 'અશબ્દ રાત્રી'માં વધુ તીવ્રતા, વેધકતા અને અસરકારક કાવ્યમયતા ધારણ કરે છે. આ પ્રકારનાં કાવ્યોમાં ખાસ કરીને 'નક્કી અહીં આ હું રહું છું', 'આપણે', 'હાથી' અને કંઈક અંશે 'ચાલતાં ચાલતાં' ઉલ્લેખનીય છે. નગરજીવનમાં self-identityના લોપથી જાગતી પોતાના સ્વતંત્ર અસ્તિત્વ વિશેની આશંકા કાવ્યના ઉપાડમાં જ પ્રશ્ન દ્વારા કવિ વ્યક્ત કરે છે :

'નક્કી અહીં આ હું રહું છું ?'

અને પછી

'નક્કી અહીં હા, હું રહું છું' એવું ઉપહાસગર્ભ સમાધાન કરી કવિ તે કાવ્યમાં નગરજીવનની બાહ્ય અને કદાચ આભ્યંતર જગ્યાની ભીંસ, ગીચતા, સંકડાશ વગેરેનું સૂચન પોતાના ભોંયતળિયાના રહેઠાણને પોસ્ટના પરબીડિયા સાથે અને બારીને તેના પરની ટિકિટ સાથે સરખાવીને કેવી સચોટ રીતે કરે છે ! નગરના કૃત્રિમ જીવનમાં મૂળભૂત રીતે રહેલો નિસર્ગ અને નૈસર્ગિક જીવન સાથેનો વિરોધ અને વિચ્છેદ કવિ સબળ રીતે નિરૂપે છે. સૂર્ય, ચંદ્ર, પશુઓ, પક્ષીઓ, પુષ્પો વગેરે પ્રકૃતિનાં ભિન્નભિન્ન તત્ત્વોને તેમની સ્વકીય-નૈસર્ગિક, ચૈતન્યસભર સ્થિતિમાં માણી શકવાની આ નગરજીવનમાં કોઈ શક્યતા જ નથી એ વાસ્તવિકતા કવિને વ્યથિત કરે છે. આ તત્ત્વોને તેમના કૃત્રિમ, અચેતન અને નકલી સ્વરૂપમાં જ માણી શકવામાં રહેલી માનવજીવનની લાચારી ઉપરાંત સભ્યતા અને શિષ્ટાચારના ભ્રામક ખ્યાલોમાં ખોવાઈ ગયેલા જીવનના સાચા ધબકારની વેદના અસલી અને નકલી પદાર્થોમાં રહેલી વિષમતાના વર્ણન દ્વારા કવિ આબાદ રીતે વ્યક્ત કરે છે. કવિને અહીં બધું જ વિસંગત લાગે છે. પેન તો અહીં કેવળ રોજ જન્મતા અને મૃત્યુ પામતા કવિની—માનવમાત્રની—જન્મ-મૃત્યુ નોંધપોથી રાખવા પૂરતી જ ખપની છે ! એ દ્વારા કવિ નગરજીવનની સંવેદનહીનતા ઉપરાંત સર્જકતાની અશક્યતાનો પણ જાણે સંકેત કરતા હોય એમ લાગે છે. નગરજીવનના નિષ્પ્રાણ આભાસી અસ્તિત્વ પર કવિએ કરેલો કટાક્ષ માર્મિક અને વેધક છે તેટલો જ કરુણતાસભર પણ છે.

નગરજીવનની આ યાંત્રિક જડતા ઉપરાંત તેમાં રહેલી એકવિધતા અને માનવમાનવ વચ્ચેની આંતરિક અલગતા (Alienation) 'આપણે' કાવ્યમાં વધુ ઉત્કટતા અને કાવ્યાત્મક અભિનિવેશપૂર્વક વ્યકત થયાં છે. કાવ્યની શરૂઆતમાં જ કવિ નગરજનને તે જેમાં વસે છે તે પથ્થર સાથે અને ઘડિયાળના 'અચલ' આંકડા સાથે સરખાવીને નગરની નિશ્ચેતન ઉષ્માહીન યાંત્રિકતા અને જડતા અને એકીસાથે સ્ફુટ કરે છે. નગરની ભૌતિકતાવાદી, દાંભિક અને આરામપ્રિય સભ્યતા પર કવિ વેધક કટાક્ષ કરી તેનાં એકવિધતા, પોકળતા, છીછરાપણું અને છાપાં જેવાં સમૂહમાધ્યમ દ્વારા જ જગત સાથેનો સંબંધ જાળવી રાખવા મથતા માનવની દયાપાત્ર જિજીવિષા ત્યાર પછીની કેટલીક પંક્તિઓમાં લાઘવથી નિરૂપે છે. છાપું સમગ્ર કાવ્યમાં એક નવો જ અર્થસંદર્ભ પ્રાપ્ત કરે છે. નિત્યનવીન સનસનાટીભર્યા સમાચારો લાવતા છાપામાં કવિને કોઈ નાવીન્યનાં દર્શન થતાં નથી. તેનું કંપોઝ તો તો એનું એ જ છે. અને સમાચારો

કેવા ? યુદ્ધ, અણુબોંબના દરિયામાં થતા અખતરા વગેરે દ્વારા જ સૂચવાતી ઘોર માનવીય અને જૈવિક હિંસાના. આવા સમાચારો વાંચવા છતાં સ્હેજ પણ અરેરાટી કે દુઃખ અનુભવવાની સંવેદનશીલતાનો અભાવ કવિચિત્તને ઘેરી લે છે. છાપામાં આવતા શબ્દો અને તે શબ્દોના અક્ષરો કવિને માનવમાનવ વચ્ચેની સ્થૂલ અસંબદ્ધ નિકટતા, આંતરિક દૂરતા, વિસંવાદી સંવાદિતા અને આભાસી એકતાની પ્રતીતિ કરાવે છે. ઉપનિષદકારની પરમસત્યની વિરોધાભાસી રીતે રજૂ કરતી 'तद्दूरे तद्वन्तिक' તે દૂર છે છતાં પાસે છે એ ઉપરોક્ત માનવસંબંધોના સંદર્ભમાં કેવી ઉપહાસપાત્ર બની રહે છે. કવિ કહે છે :

> કો શબ્દના અક્ષરસમા સૌ આપણે કેવા નિકટ
> અર્થ કિન્તુ એક ના એનો થતો !
> મારા તમારામાં કશોયે ભેદ ના,
> કોક છાપાની હજારો પ્રત સમા સૌ આપણે.'

નગરમાં ડગલે ને પગલે અનુભવાતી અર્થહીન નિકટતા અને વ્યક્તિલોપ આ પંક્તિઓમાં કેવાં ચોટદાર રીતે વ્યક્ત થયાં છે !

'હાથી' કાવ્યમાં પર્વત અને ઝૂલતાં વટવૃક્ષ જેવો હાથી ભરબપોરે નગરના ડામરના માર્ગ પરથી પસાર થઈ જાય તો યે તેની નોંધ લેવા જેટલી સંવેદનશીલતા પણ નગરજનો બતાવતા નથી. મૂર્ત, નક્કર, હાથી જેવો હાથી પણ અહીં તો જાણે કે અમૂર્ત, ધૂમિલ 'સિગારના ધૂમ્ર'નું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. હાથી તો

> 'સિગારના ધૂમ્ર સમો વહી ગયો'

પોતાને સીધી રીતે સ્પર્શતી ના હોય તેવી મૂર્ત નક્કર વાસ્તવિકતા તરફની નગરજનોની બેફિકરાઈ કે ઉપેક્ષાવૃત્તિ ઉપર કવિ વેધક કટાક્ષ કરે છે !

આ જ સંગ્રહમાં આવતું 'ચાલતાં ચાલતાં' કાવ્ય કેટલે અંશે નગરકાવ્ય કહી શકાય એ પ્રશ્ન છે. કાવ્યનું નિમિત્ત આમ તો બને છે. 'શહેરનો રાત્રીનો માર્ગ.' અને વેગથી ફ્લડ લાઈટ સાથે આવતાં-જતાં વાહનો. પણ તે તો માત્ર કવિની, કદાચ મનુષ્યમાત્રની ચિત્રવિચિત્ર છાયાલીલા, તેની ભ્રામક, વિરૂપ વૃત્તિઓ કામનાઓના ઇંગિતનું, તેના રહસ્યનું માત્ર આલંબન બની રહેતું દેખાય છે. અહીં માત્ર નગરજીવન કેન્દ્રમાં નથી બલ્કે સમગ્ર જીવન કેન્દ્રમાં છે, અને તેમાં પણ ઉપલક દૃષ્ટિએ બાહ્ય જગત કેન્દ્ર રૂપે દેખાતું હોવા છતાં તેનો સંબંધ કવિના—વ્યક્તિમાત્રના—આંતર જગત સાથે છે. કવિ પોતાના પડછાયાના જૂજવાં રૂપ કોઈ તત્ત્વવેત્તાની દૃષ્ટિએ જોવાનો સમજવાનો પ્રયત્ન કરે છે. આંતરબાહ્ય જગતમાં અનંત કામનાઓના પિંડથી બંધાયેલા 'હું'નાં અનંત રૂપોનું કવિ તેમાં દર્શન કરે છે અને 'ચાલતાં ચાલતાં' 'છાયના રૂપમાં' પોતાનું એક ચલચિત્ર જોઈ રહે છે. આમ, આ કાવ્ય પૂરતું નગરજીવન કવિને જાણે કે માનવી મનના અતલ અગમ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવવામાં સહાયભૂત બને છે. તેમના 'સ્પર્શ' કાવ્યસંગ્રહની કેટલીક રચનાઓમાં પહેલી જ વાર અત્યાર કરતાં કંઈક જુદો સૂર જોવા છે. નગરનાં બધાં જ અનુભવો વિરૂપ, વરવાં કે અસહ્ય બનતાં નથી. નગરમાં પણ કંઈ એવું છે જે માણસને નગરની બધી વિષમતાઓ સામે ટકાવી રાખે છે. કવિ જાણે છે કે અહીં નિસર્ગને-પ્રકૃતિને તેના મૂળ સ્વરૂપમાં માણી શકવાની ગુંજાશ નથી. 'હાં' કાવ્યમાં કવિ કહે છે;

> 'વ્યોમ ક્યાં ? સૂર્ય ક્યાં ?
> તીવ્ર મધ્યાહ્નથી સસડતું
> વાહનોથી નર્યું ખખડતું નગર આ'

તે તો તીવ્ર તાપમાં સસડે છે અને વાહનોથી ખખડે છે. પણ તેમાં એક નાની ઘટના, મકાનનાં ત્રીજે માળે લટકતી વિહગની જલકૂંડી પવનના ઝપાટે તેજ પાણીનાં જે કૂંડાળાં રચે છે અને જલ–પવન–તેજની સંમિશ્ર છાયા થાંભલી પર જે સળવળાટ કરે છે તે જાણે કે ક્ષણભર નગરના પરમ દાહક અનુભવને કંઈક સહ્ય બનાવે છે. આમ, અહીં પણ નગરજીવનની કૃત્રિમતા, દાહકતાના સ્વીકાર સાથે કવિ પોતાની આગવી સૌન્દર્યદૃષ્ટિથી તેમાં પણ રહેલી સૌન્દર્યાનુભવની ક્ષમતા ઉપર્યુક્ત નાનકડી ઘટના દ્વારા ભાવરૂપાન્તર દ્વારા અભિવ્યક્ત કરે છે.

'વિહંગ; સ્ટેશને' કાવ્યમાં યંત્રયુગીન નગરસંસ્કૃતિ ગમે તેટલો ઉત્પાત મચાવે તો પણ તેની પ્રક્ષોભક–વિધ્વંસક અસર ચિરકાલીન નહિ પણ કદાચ અલ્પકાલીન બની શકે એવું આશ્વાસન કવિ અહીં પ્લેટફૉર્મમાં પ્રવેશતી, ચીસ પાડતી આગગાડી સાથે એકસામટાં ઊડતાં અને તે આગગાડી સ્ટેશન પર શાંતિથી ઊભી રહેતાં ફરી પાછાં પોતાનાં મૂળ સ્થાને પાછા ફરતાં વિહંગના કલ્પન દ્વારા, અનુક્રમે ખરી પડતાં અને ફરી પાછા ફૂટતાં વૃક્ષનાં પર્ણના સંકેત દ્વારા મેળવે છે.

'ત્વરાથી'માં પણ કવિ પતંગિયાના કલ્પન દ્વારા આવું જ આશ્વાસન પ્રાપ્ત કરે છે. યંત્ર કદાચ અધવચ્ચે અટકી મુશ્કેલીમાં મૂકી દે પણ ત્યારે ય પતંગિયું, મનુષ્યની તરલ, સૌન્દર્યાનુપ્રાણિત કલ્પનાદૃષ્ટિ તેને શાતાનો અનુભવ કરાવી શકે એમ કવિ સૂચવતા લાગે છે.

પરંતુ 'સમીપ' કાવ્યસંગ્રહમાં આવતાં કવિની નગરસંસ્કૃતિ કે સભ્યતાની સંવેદના વધારે વ્યાપક પરિમાણ ધારણ કરતી દેખાય છે, 'ટ્રેન' કાવ્યમાં યંત્રયુગના પ્રતીક જેવી ટ્રેનની — તેનાં પૈડાંની ચક્રાકાર અને નિર્જીવ ગતિ દ્વારા કવિ આમ તો માનવજીવનની યાંત્રિક, હેતુવિહીન, દિશાશૂન્ય, ચક્રાકાર સંવેદનહીન ગતિનું સૂચન કરે છે. સીવાસટ પાટા પર ઘર્ઘર અવાજ કરતાં આસાનીથી સરી રહેલાં પૈડાં નીચે ચીસ ચગદાઈ જાય, તો તેની પ્રથમ પૈડાંને પણ જાણ થતી નથી એમ કહી તે દ્વારા માનવહૃદય પર મર્માઘાત કરે તેવા બનાવની માનવજીવન પર કોઈ જ અસર થતી નથી એ કઠોર સત્યનું–નગ્ન વાસ્તવિકતાનું સૂચન કરી નગરજીવનમાં ચાલતી નિર્માનુષીકરણની પ્રક્રિયા કેવી અમાનવીય પરાકાષ્ઠા પ્રાપ્ત કરે છે તેનું કવિ સૂત્રાત્મક શૈલીમાં વેધક અને કટાક્ષગર્ભ નિરૂપણ કરે છે.

તો 'એરકંડીશન' કાવ્યમાં એરકંડીશનર જાણે કે નગરના કોલાહલનું પ્રતીક બનીને આવે છે. નગરજીવનનો કોલાહલ મનુષ્યહૃદયની નૈસર્ગિક શાંતિપ્રિયતાને જે નિર્ઘૃણ રીતે નષ્ટભ્રષ્ટ કરી દે છે તે સામે કવિ પોતાનો વિરોધ પ્રકટ કરે છે. એકને કોલાહલ વગર નિદ્રા ન આવે, બીજાને નીરવતા પ્રિય હોવા છતાં બારીબારણાં બંધ કરી 'ટાંકા દીધેલાં ગાદલાંના રૂની માફક' ઘરમાં ગોંધાઈ રહેવું પડે એ દેખીતા વિરોધ દ્વારા કવિ નગરજીવનની કોલાહલપ્રિયતા પર કેવો આકરો પ્રહાર કરે છે! કાવ્યના અંતમાં કવિ નગરની આ પ્રકૃતિવિરોધી–શાંતિવિરોધી પરિસ્થિતિનો કેવો લાચારીભર્યો સ્વીકાર કરે છે!

'બળું બળું અસ્તિત્વ પર
સીલિંગ પંખાની ઘૂમરાતી એની એ
હવાના પ્રેતના પંપાળાતા હાથે પોઢી જાઉં છું.'

પરંતુ 'પ્રબલગતિ' કાવ્યસંગ્રહમાં આવતાં આપણને એક જુદા જ પ્રકારના નગરની — અને તે પણ અમેરિકા જેવા પશ્ચિમના ધનાઢ્ય દેશના મહાનગરની — અનુભૂતિના ઉન્મેષોની વિવિધ છટાઓ

જોવા મળે છે. પ્રિયકાન્તની અત્યાર સુધીની નગરકવિતા સાથે તેને વિરોધાવી જોવા જેવી છે. નગરજીવનની વિષમતાઓ, અસંગતિઓ, વ્યથાઓ, અલબત્ત, અહીં પણ 'યશવંતને ઉત્તર' કે 'ન્યૂ યૉર્ક – એક હરણ'માં વધુ વ્યાપક પરિમાણ અને તીવ્રતા ધારણ કરતી તેની પરાકાષ્ટાએ પહોંચતી દેખાય છે. પણ પરિવેશ અને સંદર્ભ બદલાયેલો હોવાથી નગર કવિચિત્તની જુદી જુદી ભાવપરિસ્થિતિઓમાં જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરતું દેખાય છે તે દર વખતે દુર્ભગ કે કુત્સિત રહેતું નથી. પરકીયાપ્રેમના પ્રણયોન્માદનું પ્રાબલ્ય આ કુત્સિતતા કે દુર્ભગતાને જાણે કે સાપેક્ષ બનાવી દે છે. પશ્ચિમના નગરજીવનનું એક પ્રકારનું મોહક, લોભામણું, અગમ્ય આકર્ષણ કવિને ઘડીભર નગરજીવનની વિસંવાદીઓથી વિમુખ કે અણજાણ બનાવી દે છે. આ પ્રકારનાં કાવ્યો નગરકવિતા અને પ્રણયકવિતાની સીમારેખા ઉપર ઝોલાં ખાતાં નજરે પડે છે. એક બાજુ કવિને સમૃદ્ધિમાં આળોટતાં અને ઇન્દ્રિયજન્ય સુખની બધી જ સગવડો પૂરી પાડતાં પશ્ચિમનાં મહાનગરોમાં પણ વતનની તેની સાથે સંકળાયેલાં વિભિન્ન જડચેતન પદાર્થો અને વ્યક્તિઓની વારંવાર યાદ આવે છે. વતનનો આ તીવ્ર તલસાટ 'અમેરિકા દિન ૭', 'પેન્સિલવેલિયાની ડૉર્મેટરીમાં', 'સરકતી સીડી' વગેરે કાવ્યોમાં સમુચિત રીતે પ્રકટ થયો છે. તો બીજી બાજુ નગરની–મહાનગરની–બધી ફરિયાદો, વ્યથાઓ કવિચિત્તમાં જાગ્રત થતી પ્રણયની નિત નવી મીઠી સંવેદનામાં ડૂબી જાય છે. 'પૅરિસ' કાવ્યમાં પૅરિસને ન જોવા છતાં કવિને તે પોતાના પ્રણયના તાજા આહ્લાદક અનુભવો જેવું લાગે છે તો સીન નદીનાં નીર 'હમણાં ચાખેલાં હોઠ' જેવાં 'sweet' લાગે છે. પ્રણયભાવનાનો ઉદ્રેક–બલ્કે ઉન્માદ, તેનો અનિર્બંધ મુક્ત સંચાર કવિચિત્તને પરિપ્લાવિત કરી નાખે છે. પ્રિયપાત્રની હાજરીથી તેમને પૅરિસ જેવા મહાનગરમાં પણ કશું અજાણ્યું લાગતું નથી. નગર સંસ્કૃતિનું એક અનિવાર્ય લક્ષણ વ્યક્તિવ્યક્તિ વચ્ચેની ક્રૂરતા અહીં જાણે કે દૂર થઈ જાય છે.

નગરજીવનનું એક બીજું પાસું પણ કવિ 'સવાર' જેવાં કાવ્યોમાં પ્રકટ કરે છે. સવારે દાંત ઘસતાં બ્રશના નાયલોનના તાર હોઠ પર રહેલી કોઈની વિતેલ રજનિની મધુર સ્મૃતિને પણ ભૂંસી નાખે છે. અહીં કશું ચિરંજીવ નથી, બધું જ ક્ષણિક ક્ષણભંગુર. પ્રણય જેવી ઉદાત્ત ભાવનાની ચિરંજીવ સ્મૃતિ જાળવી રાખવી અહીં શક્ય નથી, એ નગરની વાસ્તવિકતા તરફ કવિ અંગુલિનિર્દેશ કરતા લાગે છે. પ્રેમને અહીં વાસના (passion) કે ક્ષણિક ઉત્તેજના સ્વરૂપે જ માણી શકાય એમ છે, એમ કવિ માનતા લાગે છે. આ વાસનાયુક્ત પ્રેમને અનુભવવામાં પણ કેટકેટલાં અંતરાયો આડા આવે છે! દૂરતા અને વાહનોની ભીડ પ્રિયજનના મિલનને કેટલું દુઃસાધ્ય બનાવી દે છે! (જુઓ 'પ્રબલગતિ', 'નકશો.')

નગરની આ રંગબેરંગી ઐન્દ્રીય માયાજાળમાં ફસાયેલો કવિ તેનાથી દશાંગુલ ઉપર રહી તેની નિઃસારતા જોઈ શકે છે તેમાં જ તેના કવિકર્મની સિદ્ધિ અને દષ્ટિસંપન્નતા દેખાય છે.

'બારી' કાવ્યમાં નગરજીવન અને નિસર્ગ વચ્ચેનો વિરોધ, તેની કૃત્રિમતા, એકસૂરિલાપણું વગેરેનું સચોટ આલેખન જોવા મળે છે. ઓરડાની બંધ કાચની બારીમાંથી પંખીનું ટોળું થઈ બહાર નીકળવા મથતા કવિની આંખો હવે બારીના કાચને થોડું-થોડું મમળાવતાં શીખે છે. તો 'ક્યાં ગઈ ક્યાં ગઈ' કાવ્યમાં પૅરિસ, ફ્રેન્કફર્ટ, ન્યૂ યૉર્ક, જેવાં મહાનગરોને બે–ત્રણ ડગલામાં સમાવી લેતી માનવભક્ષી રાક્ષસી

સંસ્કૃતિનો સંકેત રીંછના પ્રતીક દ્વારા અભિવ્યંજિત કર્યો છે. 'યુદ્ધનું લોહીમાં નગરસંસ્કૃતિનું યુદ્ધખોર માનસ અને અણુછીપી રહેતી રક્તતૃષાનો પોતાને થતા લોહીના સાર્વત્રિક અનુભવ દ્વારા કેવો ભીષણ છતાં માનવીય સંસ્પર્શ કરાવ્યો છે! કવિ આક્રોશ કરે છે :

'પરસ્પર લોહી ઢોળી નાખવામાં કે ઢોળાવી
નાખવામાં શો અર્થ હશે?
બધું જ લોહી કવિના લોહી જેટલું કીમતી છે–'.

નગરમાં નિર્માનુષીકરણ કેટલી હદે જઈ શકે તેનો આબેહૂબ ચિતાર આપણને 'એ લોકો' નામક કાવ્યમાં જોવા મળે છે. અહીં કવિ સીધીસાદી નિરૂપણશૈલી દ્વારા, સામાન્ય બોલચાલની વાણી દ્વારા, નગરની નફાતોટાનો હિસાબ કરનારા, માનવનું શાયલોકની જેમ અમાનવીય રીતે શોષણ કરનારા, ગણતરીબાજ ધનૈકલક્ષી પાશવી પાસાનું આઘાતજનક નિરૂપણ કરે છે. લાગણીની રણકતી સચ્ચાઈ હૃદય સોંસરવી નીકળી જાય તેવી હૃદયભેદક સઘનતા પ્રાપ્ત કરે છે. માનવમાંથી કવિની જાણે કે શ્રદ્ધા જ ઊડી જાય છે. સંસ્કૃતના મહાકવિ ભારવીની જેમ हिरण्यमेवार्जय, निष्फलाः कलाः – 'કેવળ અર્થોપાર્જન કરો, કલાઓ નિષ્ફળ છે' એવું ખરેખર માનતા સમાજમાં કવિનું અસ્તિત્વ એમને નિરર્થક લાગે છે. આવા લોકો સામેનો કવિનો વિદ્રોહ ભાવ કે લાગણીના વિસ્ફોટનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે. આવા લોકો વિશે કવિ કહે છે :

'એ લોકો પ્હેલાં કાપડના તાકા ભરી રાખે છે
પછી જ્યારે ઉઘાડો માણસ ફાટી જાય છે ત્યારે
વાર વાર વેચે છે.
એ લોકો પ્હેલાં ધાન્યના કોથળા ભરી સીવી
રાખે છે
પછી જ્યારે માણસ સડી જાય ત્યારે
કિલો કિલો વેચે છે
એ લોકો પ્હેલાં ઔષધની શીશીઓ
સંઘરી રાખે છે
અને માણસ જ્યારે ફૂટી જાય છે ત્યારે
થોડી થોડી રેડે છે,
તે તે લોકો છે જ નહીં,
એ તો છે નોટોને ખાઈ ઊછરતી ઊધઈ.
બીજુ એને ભાવતું નથી.
મારે કવિ થવું જ નથી.
ભારે અસર કરનારી જંતુનાશક દવા થાઉં
તો બસ!'

નગરજીવનનું કવિનું સમગ્ર દર્શન કદાચ 'યશવંતને ઉત્તર' અને 'ન્યૂ યૉર્ક–એક હરણ' એ બે કાવ્યો દ્વારા વ્યાપક અને લગભગ સર્વગ્રાહી રીતે પરિસ્ફુટ થયું હોય એમ લાગે છે. 'યશવંતને ઉત્તર'નું પૂર્વકાવ્ય 'એક પત્ર–પ્રિયકાન્ત મણિયારને'માં પ્રિયકાન્તના કવિમિત્ર યશવંત ત્રિવેદી ન્યૂ યૉર્કને પિયાનો સાથે અને પોતે જેમાં વસે છે તે મુંબઈને 'ભગવાનના એક આંસુનો સરકેલો દ્વિપ' કહે છે અને તેના અનુસંધાનમાં એ મોહમયી મહાનગરીની અનેક અનિષ્ટ પરંપરાઓ કારુણ્યયુક્ત શૈલીમાં ધ્વનિત કરે છે. બાહરી ભપકો આંજી નાખતી સમૃદ્ધિની પાછળ છૂપાયેલી ભીષણ દરિદ્રતા, જીવનનો રસકસ સૂકવી નાખતી દોડધામ, માનવસંસ્કૃતિ માટે કલંકરૂપ પતિતાઓનું જીવન, તેવું જીવન જીવવા માટે તેમને ફરજ પાડતી નગરની નિષ્ઠુર ધનલોલુપ સુખવાદી સમાજરચના — અરે, સૌથી વધુ તો તેની અનિર્બંધ વકરેલી વિલાસિત (sexuality) જેવી નગરજીવનની કેટલીક કઠોર વાસ્તવિકતાઓનો તેમાં કવિ તાદૃશ ચિતાર આપે છે. તેના જવાબમાં પ્રિયકાન્ત જે કાંઈ

છે તેમાં નિર્ભ્રાન્તિ (disillusion)નો સૂર સ્પષ્ટપણે સંભળાય છે. ન્યૂ યૉર્ક જેવા મહાનગરના જીવનમાં નૈસર્ગિક સૌન્દર્ય કે સંવાદિતાના સંગીતના સંસ્પર્શ—જીવનના સાચા ધબકારને—અવકાશ જ ક્યાં છે?

ન્યૂ યૉર્કનો પિયાનો તો છે શો કેઈસનો પિસ
કાચની દીવાલોમાં કેદ
વાગ્યો છે જ ક્યાં?
સૂર અંદરને અંદર આત્મહત્યા કરે છે
ગૂંગળાઈ મરે છે – ચારેકોર મુક્તિની ભીંસ
ખરીને!'

'મુક્તિની ભીંસ' શબ્દો દ્વારા કવિ સ્વાતંત્ર્યની સાચી વિભાવનાની થયેલી ઘોર વિડંબના ઉપર કેવો તીખો કટાક્ષ કરે છે! માનવમાનવ વચ્ચે ઊભી થયેલી ઘોર અવિશ્વાસ અને શંકાશીલતાની ખાઈ અને ભૌતિક સમૃદ્ધિ પાછળની એકાન્તિક દુંડમાંથી ઉદ્દ્ભવતી ગુનાખોરી અને અપરાધવૃત્તિ નગરજીવનમાં ઝેરની માફક ફેલાઈ ગયેલી કવિ અનુભવે છે. અને આ નગરસંસ્કૃતિની બહુમાળી ઈમારત ઊભી છે શેના પર? બબ્બે વિશ્વયુદ્ધોની લાશ પર! માનવ-આત્માના ગૌરવ વગરની આ સંસ્કૃતિની સમૃદ્ધિને કવિ સમૃદ્ધિ ગણવા તૈયાર જ નથી. પચાસ પચાસ વરસથી ચાલતાં રંગભેદનાં હિંસક તોફાનો સંસ્કૃતિના વિકાસના દાવાની પોકળતા સિદ્ધ નથી કરતા? નગરના યાંત્રિક જીવને જીવનના સાહજિક સૌંદર્યનો નાશ કર્યો છે. અહીં તો છે

'બનાવટી દાંત જેવા બનાવટી સ્મિત.'

બધું જ બનાવટી. તે અધૂરું હોય એમ તેમાં ભળે છે અઢી કલાકના અંધારામાં 'ઉઘાડી ત્વચાના કલાકો'. નગરની નરી વરવી વિલાસિતાની ઉન્માદ-પૂર્ણ ઘેલછા જોઈ કવિનું હૃદય દ્રવી ઊઠે છે. વૈભવ અને વિલાસિતાની ઊડતી રંગછોળો વચ્ચે માત્ર અસ્તિત્વ માટે મરણિયો સંઘર્ષ ખેલતી બાવન વરસની સિનિયર વેઈટ્રેસ અને અઢાર વરસની બીઅર પીરસતી છોકરી જરીક સમય મળતાં ધીમેથી જે સુખદુ:ખની વાતો કરી લે છે તેનું વિરોધી શબ્દ-ચિત્ર કેવી હૃદયભેદક કરુણતા ધારણ કરે છે! નિર્માનુષીકરણની પ્રક્રિયા અહીં જાણે કે પરાકાષ્ઠાએ પહોંચતી દેખાય છે. કાવ્યના અંતમાં કવિ નિર્ભ્રાન્તિના સૂરમાં કહે છે:

'પલંગના એ દશ્યોની પાસે,
તળાવની પાળે – મા ને દીકરી મળ્યાં
તળાવ તો છલકાઈ ગયાં—
આટલું આકાશ ઊડીને આવ્યો'તો—
મારી તો કળ ઊતરી ગઈ
લાવું તો આંસુ લાવું....યશવંત ચાલશે?

'ન્યૂ યૉર્ક—એક હરણ'માં ન્યૂ યૉર્ક નગરસંસ્કૃતિ-ના પ્રતિનિધિ તરીકે અને હરણ પ્રથમ યંત્રયુગના પ્રતીક તરીકે અને પાછળથી યંત્રયુગની અપરિમેય ગતિ-શીલતાના પ્રતીક તરીકે આવે છે. તેની આ હરણફાળ 'શાકુંતલ'ના પહેલા અંકમાં દુષ્યંતના તીરથી બચવા–જીવ બચાવવા–લાંબી ને મોટી છલંગો મારી દોડતા હરણની ગતિનું સ્મરણ કરાવે છે. ત્યાં દુષ્યંત કહે છે:

'पश्योदग्रप्लुतत्वात् वियति बहुतरं स्तोकमुर्व्यां प्रयाति'

'જો, લાંબી છલંગો મારવાને લીધે તે આકાશમાં વધારે અને પૃથ્વી પર થોડુંક જ ચાલે છે' એવું જ આ હરણનું પણ છે. પોતાના પ્રબળ વેગથી હવાને ય હરણું બનાવી દઈ તે પૃથ્વીને પાર કરી ચંદ્ર સુધી પહોંચી ગયું છે. (ચંદ્રમાં રહેલી આકૃતિને સંસ્કૃત સાહિત્યમાં ઘણી વાર હરણ સાથે સરખાવવામાં આવે છે. તેના ઉપરથી તો કવિને આ પ્રતીક નહિ સૂઝયું હોય?) વનના વિસ્તારને — માનવસંસ્કૃતિએ

પ્રાપ્ત કરેલી માનવતામૂલક સિદ્ધિઓને—અતિક્રમીને દોડતા આ 'ગતિશ્રેષ્ઠ' હરણનાં ચરણોમાં જાણે સુરંગ ફોડી હોય તેવી અનંત શક્તિ છે, પણ 'એનો અવાજ તો છેક વિયેટનામથી આવે છે'—એમ કહી કવિ માનવમૂલ્યોનો માત્ર ઉપહાસ નહિ પણ હ્રાસ કરતી યંત્રસંસ્કૃતિના કહેવાતા કે કહેવાતા વિકાસને પગલે ચાલી આવતી દ્વેષ, ક્રૂરતા, નૃશંસ બર્બરતા, અમાનવીય હિંસા, પાશવી હત્યાકાંડમાં રાચતી આસુરી સત્તાલાલસા વગેરે અનેક અનર્થ પરંપરાનું સૂચન કરે છે. આ હરણ એટલી પ્રબલ ગતિથી દોડી રહ્યું છે કે તેના વાંકડિયાં શિંગડાંમાંથી પાવકની જ્વાળાઓ પ્રકટી ઊઠે છે. તેની ઝાળ કોરાં કોરાં વનવિસ્તારને પણ લાગે છે, અને એ જ્વાળાઓ આખરે બધું જ ભસ્મીભૂત કરી નાખે છે. કવિ કહે છે :

'હરણને ગતિનો થાક ચડ્યો છે.
ચારેકોર ફેલાઈ ગયું છે શિખાઓનું સુવર્ણ,
અગ્નિનું કાન્તાર ધગધગતું
એક બચી ગયો છે સમય,
થોડી વારે એ હોલવાય છે ત્યારે
નવ કોઈ અવશેષ — એકલ
ધીરે ધીરે હાંફતું હાંફતું હરણ... હજી ચાલે છે
હવે પણ એનાં પગલાં રાખમાં પડે છે.'

નગરસંસ્કૃતિ જેનો ભાગ છે તેવી યંત્રસંસ્કૃતિની કહેવાતી વિકાસયાત્રામાં જ તેના વિનાશનાં બીજ રહેલાં છે, તેની કહેવાતી સિદ્ધિઓ જ આખરે તેના સર્વનાશ નોતરશે, તેની આ ગતિ સંપૂર્ણ વિનાશકતા (Total Destruction) તરફની જ ગતિ છે એવા તેના અવશ્યંભાવિ ભાવિનું કવિ જાણે કે આ કાવ્યમાં આર્ષદર્શન કરે છે. અને તેથી જ તેમનાં બધાં જ નગરકાવ્યોમાં આ કાવ્ય બધી દૃષ્ટિએ ઉત્કૃષ્ટ બન્યું છે. પ્રિયકાન્તની કલ્પનાશક્તિ નગરમાં જ અટવાઈ ન રહેતાં ત્યાંથી હરણફાળ ભરી યંત્રયુગીન સંસ્કૃતિની ઇયત્તા અને પરિમાણ ધારણ કરે છે તેમાં જ તેની આ પ્રકારની કવિતાની સિદ્ધિ અને સૌન્દર્ય રહેલાં છે.




## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન ઑવ ન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફોર્મ નં. ૪. રૂલ નં. ૮)]

૧ પ્રકાશન-સ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
૨ પ્રકાશન-સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દસમા અને બારમા મહિનાને અંતે
૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય; સરનામું : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય; સરનામું; 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય; સરનામું : 'લાવણ્ય,' વિજયપાર્ક, નવરંગપુરા અમદાવાદ-૯
૬ માલિક કે માલિકોનાં નામ સરનામાં : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય,' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ
પ્રકાશક

## હે વીર મારા/રાજેન્દ્ર શાહ

રઢિયાળી નગરીના રાજવી હે વીર
નિજ ઘરમાં રૂ્હેવાય નહીં ગોંધી જી રે
આપણી દીવાર બ્હાર ઊંચેરે અંકાશ જોને
કેટલી ચડેલ ધૂળ-આંધી જી રે,
મેડીએ ચડીને કર ઝાંખી, હે વીર મારા,
આંજી લે આંખમાં તુમાખી રે...હે જી.

આજ લગી રહ્યાં ક્યાંય લપાઈ તે
દાનવદળ ઊમટેલાં.
તેજને તોખાર ધસી, અસિને પ્રહાર કર
ધડ ધડ શિર ધૂળ-ભેળાં;
કોઈનો ન તોર જાય સાંખી, હે વીર મારા,
આંજી લે આંખમાં તુમાખી રે...હે જી.

ઢીલ નો રખાય હવે સાજ સજવામાં
લેશે અરિને સમય નહીં દેવો,
ઘનને ગોરંભ જેવી વીજળી ત્રાટકતી
ખેલીએ આપણ જંગ એવો;
બાજી પલટાઈ જાય આખી, હે વીર મારા,
આંજી લે આંખમાં તુમાખી રે...હે જી.

અહીંની નગરીના ભલા રાજવી હે તું ય
મહા રાજવીનો વીર કારભારી,
વિજય પતાકા તારી ફરકે મહેલ પર
ત્યારે લીજીએ આ વેશને ઉતારી;
ધરીએ એક જ રંગ ખાખી, હે વીર મારા
આંજી લે આંખમાં તુમાખી રે...હે જી.

## હાઈકુ/રાજેન્દ્ર શાહ

ક્ષિતિજે સૂર્ય :
અહીં ઓસના અંગે
રંગ અપૂર્વ.

*

આંખો છલકે.
ગાલ–ઝિલાયાં નીરે
મોઢું મલકે.

*

ખેડું છલકે
ચીર ભીંજાયાં નીરેઃ
નૈણાં મલકે.

*

થથરે પર્ણ:
વગડે વાઘા પ્હેર્યા
પીળક વર્ણ.

*

જરા સંકોરી,
અંગારે ઓઢી રાખ :
ગવાઈ હોરી.

*

વાદળહેલી
ઝીલે ગોકળગાય,
ધરા ભીંજેલી.

## કવિકંઠે/નલિન રાવળ

કવિકંઠે નર્મદ તણા ખીલ્યું ગૂર્જરી કાવ્ય
વહ્યા સમયની સાથ
અર્થમહક ભભકે, ચગે લયસુંદર એ લાસ્ય
ઊછળે
ભરચક રંગે
ગિરાગૂર્જરી બાગ.

# માળામાંથી ઊડું/હીરા રા. પાઠક

માળામાંથી હવે ઊડું.
બસ, બહુ થયું.
ક્યાં લગ આમ ભરાઇ રહેવું ?
ઘરકૂકડી !
ખરે ! હું છું માત્ર માદા જ ?
બેચાર તરખલાં વીણું ક્યાંકક્યાંથી,
ઉપાડું, પડે, ઉપાડું જ્યાંત્યાંથી,
ભોંયથી ભેળાં કરું,
માળો બાંધું,
ચંચૂથી ચંચૂડી પ્રોઉં,
ચણ પૂરું, સેવું,
ઊડતાં શીખવું, માળો સાચવું
સતત ફફડયાં કરું.
બસ, એટલી જ મારી મતિ !

હવે ધમધમતો વરસાદ
આ આવ્યો જાણ :
વૈશાખી અટળ વંટોળે,
કે વરસાદી જળટોળે,
એ માળો જ ગૂમ–ગાયબ
થયો જાણ.

તે પહેલાં, ચાલ !
મૂક આ બધી માથાકૂટ,
તારા અસલ આભમાં ઊડ,
સ્હેલારા માર, જીવ !
ચક્કર ચક્કર ચોમેર
આ ગરુડ ઊડે હરખભેર
એનો આનંદ કળવો કઇ પેર ?
ભલા એને શું ભાસમાન ?
એ તો ભાસ્કર.
અરે ભઈ ! આભની ય આભા
કંઈ ઓછી છે કે ?
અગાધ અને આગવી.

કે એ આભા છે અનાદિ ?
જે છે આતમનો આદિ.
એની ભાળ ઓલા ખગરાજને.
તે ગમની ગમ
મને જરૂર થાય,
જો લગરી...ક ને
હું પાંખ ફફડાવું તો.
હું જ મને ધક્કો મારું તો.
આગળ ઊંચે ઊંચે ધકેલું તો.
ફાળભરી ઊડવા માંડું તો.

હા, જાણું છું.
માળામાં છે મારું
સુંવાળું સુખ ને શાંતિ :
પણ આદનું આકર્ષણ ?
એ તો અકાશ – મારી ગતિ,
તે જ છત્રછાયા, શરણાગતિ.
હવે એ જ મારી મતિ.
હું જીવું હવે મારાવતી.
પાંખોમાં વિદ્યુત્‌સંચાર,
અડધાં ચરણ ઊંચકાય
ને તોળાય; તો અડધાં માળામાંહ્ય.
ચંચુ ને ચક્ષુ અંતરિક્ષ જાય,
કરી ગતિ ઉતાવળી,
આ હું ઊડી ચલી !

## ઘોંઘાટ (ટી. વી. પરથી રજૂ થતા કાવ્યનો !)/રમેશ જાની

મારા આ શબ્દો
તમારા કાને પડે છે, દોસ્તો ?
મારો આ ચહેરો
તમારી નજરે ચઢે છે, દોસ્તો ?

હું જાણું છું કે
તમે મારા શબ્દો નહીં સાંભળતા હો
હું જાણું છું કે
તમે મારો ચહેરો નહીં જોઈ શકતા હો
કારણકે તમે તમારા
ફૂટપાથીઆ પલંગમાં અત્યારે
દિવસભરના થાકની ગોદડી ઓઢીને
સૂતા હશો.

થાક પણ કોઈ બડી તિલસ્માતી ચીજ છે, દોસ્તો !
અગ્નિ એને બાળી નથી શકતો
વરસાદ એને ભીંજવી નથી શકતો
શિયાળો એને ઠારી નથી શકતો
પવન એને શોષી નથી શકતો
એનો ખરબચડો કરકરો ભારઝલ્લો પંજો
દેહ પર એકવાર જો ફરી ગયો
કે પછી
આંખ અને કાન
ભાન અને સાન
નથી કોઈને જોઈ શકતાં
નથી કોઈને જાણી શકતાં
નથી કોઈને સાંભળી શકતાં.

જેમના ડ્રૉઇંગરૂમમાં
બેધડક પ્રવેશીને
ફીણીઆ રબ્બરના નરમઘેંસ
સોફાસેટની સામે
કોઈ અજબગજબના ચોરસીઆ કાચમાં
ઊભો રહીને આ બોલી રહ્યો છું
તે જમાતના તમે તો
હરગીઝ નથી — નથ્થી જ !

—નહીં તો તમારી વ્યથાના
આંસુભર્યા ત્રીજા લોચને
પેલા ચોરસીઆ કાચમાં થઈને પણ
મારા આ શબ્દોને
અને એમના ચહેરાને અને મહોરાંને
બાળીને ભસ્મ કરી નાખ્યાં હોત !

આંસુની આગના
ધગધગતા લાવારસના વેદનાપ્રવાહને
મેં દૂર દૂરથી જોયો છે,
એને દૂરથી જોયો છે
એટલે જ તો મેં
મારો શબ્દ ખોયો છે.
જે હું બોલું છું
તે તો
તરડાતી ટાંકને
પાણીના ખાબોચિયામાં ઝબોળીને
લખેલો ખાલીખમ અવાજ છે.
હું જાણું છું :
અવાજને શબ્દ બનવા માટે તો
અશ્રુપરીક્ષામાંથી પસાર થવું પડે છે !
સારું જ છે દોસ્તો,
મારો આ અવાજ
આ ચહેરો
આ મહોરો
તમારા પેલા તિલસ્માતી ગોદડીઆ થાકની

દીવાલોને વીંધીને અંદર જઈ શકતો નથી,
તમારાં ધગતાં–ધખકતાં આંસુને
મારો બેસમજ ઘોંઘાટ
આંબી શકતો નથી.

સારું જ છે દોસ્તો,
તમે મને
જોઈ શકતા નથી — સાંભળી શકતા નથી.

## બે હાઈકુ/લલિત ત્રિવેદી

બંધ ઘરનું
બારણું ખખડાવ્યા
કરે વસંત !

ઝોલાં ખાય છે
દોરી સંચાલક : ને
પૂતળી રમે !

## આવ/ચંદ્રકાન્ત શેઠ

આ સમય ખૂલ્યો ને અંતર ખૂલ્યું,
આવ, સખીરી ! આવ;
આ ઊપડ્યો પડદો, દુનિયા ઊઘડી
આવ, ખેલવા આવ.

આ અક્ષર અક્ષર મોતી ચમકે,
છલકે નરી કવિતા,
આ ઝરમર ઝરમર મન–માટીમાં
લીલપ સ્રવે સવિતા;
આ ઊડતાં પંખી પંખ પસારી,
આવ, ટહુકતી આવ.

આ મનથી ઊછળ્યાં, આભે ઊભર્યાં,
ઝળહળ ઝળહળ તેજે,
આ પગલે પગલે રણક્યાં ગુપચુપ,
ઊઘડ્યાં અઢળક હેજે;
આ નીકળ્યા લઈને એવી વશ કે
આવ, લૂંટવા આવ.

## જ્યાં શઢ તારો ચઢ્યો/ચંદ્રકાન્ત શેઠ

હૃદય મહીં રણકારો તારો,
આંખ મહીં અણસારો;
પગલે પગલે માણું તારો,
રૂમઝૂમતો સથવારો.

શબ્દ મહીં તવ શ્વાસ ફોરતો,
રાગ રક્તમાં રમતો;
એકાંતેયે મનમાં તારી
સંગતનો રસ ઝમતો,
ફૂલમાં જેવો ફાગ, સ્વપનમાં
સરતો શશિયર તારો.

હવા હેતથી હરીભરી ને
ગગન ભર્યું તવ ખ્વાબે;
આંખ મીંચતાં મન ઊભરાતું
તારા સ્મરણ–શરાબે,
જ્યાં શઢ તારો ચઢ્યો
મને મઝધારે મળ્યો કિનારો.

# આઠ ગઝલ/મુકુલ ચોકસી

## ૧

ઉન્માદ! પોયણીઓનો પમરાટ છે હવે
ઘ્રાણેન્દ્રિયોમાં આપણો વસવાટ છે હવે.

કલશોર ના કશો કે ન કકળાટ છે હવે
ખાલીપણાનો કેવો આ ખખડાટ છે હવે!

ને કાફલાઓ સ્પર્શના ચાલ્યા ગયા પછી
રૂંવે રૂંવે આ કોનો રઝળપાટ છે હવે?

રમવું જ હો તો રહીને અલગ પણ રમી શકાય
માની લીધું કે ચંદ્ર આ ચોપાટ છે હવે.

ગંગા નહીં ગયાનો કયાં કચવાટ છે હવે!
અહીંયા તો પાને પાને નવા ઘાટ છે હવે

## ૨

ઉન્માદ! વચનું વહેણ કે કલરવનું કહેણ નહીં
આપ્યા કરે તે નેણ છે ઈશ્વરની દેણ નહીં

આ કેશને કરેણ ગમે છે, એ વાતના
કારણમાં કોક પણ હતું-કેવળ કરેણ નહીં.

ડૂબી જવામાં હોય નગર પણ જવાબદાર
કેવળ નદીનાં પાણીનું બદલાતું વહેણ નહીં.

ખાલી થવાની સાથે ભરાતા જવું સતત
દેખીતી રીતે પાછી કોઈ લેણદેણ નહીં.

## ૩

જાણુ નહીં કે ઉન્નતિ છે કે છે અવનતિ
ઉન્માદ! બસ, ગતિ ગતિ અને કેવળ ગતિ ગતિ!

ઇચ્છા શું, આવડત શું, અને શું અનુમતિ?
ઉન્માદવામાં અલ્પ વળી શું ને શું અતિ?

થઈ જા વિલીન આવી છું બ્રહ્માંડ જગ વતી
સ્વરમાં શનિ ને બાહુમાં લઈને બૃહસ્પતિ.

મન કયાં જશે કહે ને કહે કયાં જશે મતિ?
તારી ઉપસ્થિતિ ને સમાધિની નિજ સ્થિતિ.

થાશે બધું ય બંધ તો રીતોમાં શી ક્ષતિ?
પાંપણ કે પ્રેમ સૌની છે પોતાની પદ્ધિત....

## ૪

એવો પવન અજાણ દિશાઓથી વાય છે
ઉન્માદ! અંતને ય ઉલ્લંઘી જવાય છે.

માન્યું કે માનવાથી બધું પૂરું થાય છે
તો એ કહો કે કેમ હજી મન પીડાય છે!

જેવા સહજ મળાય ને છૂટા પડાય છે
એવા સહજ એ ક્ષણ પછી કયાં રહી શકાય છે!

માનીને અંત થોડું કંઈ અટકી પડાય છે!
જે કંઈ નડે છે એ તો ફક્ત અંતરાય છે.

જેણે અનુભવી હો ક્ષુધા એ ધરાય છે
આનંદ તો એ છે જે સતત ભોગવાય છે

જોવાનું એ કે કઈ ક્ષણે શરૂઆત થાય છે
દીવાસળી છે લાકડા છે ને હવા ય છે.

## બે કાવ્યો/ઉશનસ્

### ૧. મુહૂર્ત

સરસ પળ છે: બ્રહ્માંડોનું ઊંડું નીતર્યું તલ,
અધસ–તળિયે ભૂરી રેતે જણાય દૃગે નરી
હીરકકણીઓ ઝીણીઝીણી ઝબૂકતી ઓ ઠરી !
સમયતણુંયે બીલોરી છે પ્રસન્ન ઠર્યું જલ,

સરસ પળ છે: ઊંડેઊંડે લગી મન નીતર્યું
સ્ફટિક શુચિ, નિષ્કંપે જંપ્યું નિતાન્ત પ્રશાન્તિમાં
ઝીલ સમું, ઝીલી બ્રહ્માંડોને ખીલ્યું નભકાન્તિમાં;
–કશુંક મનની પેલી પાર લબૂકતું ય કળ્યું–

સરસ પળ છે: આવે ટાણે અહો મુજ જાગવું
અભિમુખ થઈ! યોગી જેવા પ્રયાસ વિના કંઈ
યમદમ નહીં, ના વૈરાગ્યે, તપોજપ કૈં નહીં;
ચલત ચરખે ચર્ખાયો છું– અશું બસ લાગવું;

ચલત સઘળું અંતઃબ્હારે લયસ્ખલ છંદમાં,
ઉદ્રુક થડકે ને થડકારો વહે મુજ સ્પંદમાં.

### ૨. પર્યાવરણ

પૃથ્વીની માટીનું મારું કાચું ઘર, લીંપ્યું ગારે
ધારી રહો એજ સ્પંદ ઊઠયો જે સૃજનકાળે
બ્હેલબ્હેલ્લો શૂન્યતાનાં પોલાણોમાં પૃથ્વીરૂપે;
આંખ સામે પ્હાડ, એક નદી ને તરુપે
પર્ણેપર્ણે પંખીરવ લીલો છમ્મ, પદતલે
લીલું છમ્મ તૃણ ટહુકતું કૂણી કલકલે;

મારે આ દિશાઓ જોઈશે જ,રાત્રે વળી વ્યોમ
આટલા તારાઓવાળું દીપ ગોખે રવિ-સોમ,
ચારે બાજુ મારે ઘરે વીંટી ઋતુ, નવા વાયુ
તાજાતાજા પ્રાણપ્રદ, છાંપરું યે વેલછાયું,
શ્રમપાકયાં ખેતરોના શેઢેશેઢા ફૂલફૂલ
જોઈશે જ પારવણાં પશુનાં પંખીનાં કુલ.

હર વસ્તુ અડી કોક આંખ પડી એવો વ્હેમ,
એની વસ્તી જોઈશે જ, જેશું ઈશારાનો પ્રેમ.

## એક કાવ્ય/યોગેશ જોષી

આપણે આમ
સમજપૂર્વક છૂટાં પડયાં તે છતાં
હજી ય કલ્પના,
મારી ભીતર
નહિ વરસેલું એક ચોમાસું
અકળાયા કરે છે દરેક ચોમાસે.
મલ્હાર
ચોંટી ગયો છે મારી છાતીમાં, જળોની જેમ !
માળો છોડીને ઊડી ગયેલા સ્પર્શો
પાછા ફરે છે વારંવાર, ચાંચમાં તણખલું લઈને !
૧૯૭૫ની એક સાંજ
એની ફેલાવેલી સૂમસામ પાંખો નીચે
શૂન્ય સેવે છે
ને એક એક રક્તકણમાં
એક એક ફાગણ ફાટ ફાટ થાય છે.

મેઘધનુષ્યમાંથી વીણીવીણીને
રંગો એકઠા કર્યા પછી
કેનવાસના કોરાપણાથી જ ભડકી ઊઠીને આમ
ચીતરવા ધારેલું સ્વપ્ન
અધૂરું નહોતું મૂકવું જોઈતું, કલ્પના !
આના કરતાં તો
એકાદ ક્ષણ વધારે રાહ જોઈ હોત તો ?
તો એક પર્વત
એની બધી ય નદીઓ સાથે
ધરતીમાં સમાઈ ન જાત
પ્રકટવા માટે અકળાતું એક નક્ષત્ર
આમ અકાળે હોલવાઈ ન જાત
દીવાદાંડીનાં અજવાળાં કરમાઈ ન જાત
અનુકૂળ પવન જોઈને ખોલેલો સઢ
પરમણ છોડીને આમ
પાંખો ફફડાવતો ઊડી ન જાત
દરિયાઈ પંખીઓ આમ
સાવ પથ્થરની જેમ ડૂબી ન જાત
બસ, એક સ્હેજ વધારે રાહ જોઈ હોત તો ?
તો સલામત હોત બધી યે નદીઓ
પાણી વહેતું હોત ને પંખીઓ ઊડતાં હોત
આપણે છૂટાં પડયાં ત્યારથી
હું એટલે હું નહિ, પણ
દરિયાથી વિખૂટું પડેલું મોજું.
અરેરે ! છાતીમાં ચીલા પાડીને વ્હેતાં'તાં
એ વ્હાણ કયાં ગ્યાં ?
કયાં ગઈ એ
મારી ભીતર સળવળતી માછલીઓ ?
કયાં ગઈ એ તડકાની કૈં ચમકઝમક ઝાંઝરીઓ ?
કયાં ગયાં એ હાલકડોલક
ભૂરાં ભૂરાં પડછાયાનાં પાંદ ?
કયાં ગયાં એ અદ્રીણ જેવાં માયાવી કૈં દ્રીણ ?

સળગી ગયેલા વિમાનની જેમ
ખરી પડયું આકાશ.
બુઝાઈ ગયેલા શુક્રના તારાની રાખ લઈને હું
કયાં કયાં રઝળ્યા કરીશ, કલ્પના ?
દરિયાથી વિખૂટા પડેલા મોજાને
છેવટે અફળાવા માટે ય
કોક ખડક તો જોઈએ જ ને !
મારા નગરમાં તો હવે હવાને ય ફૂટે છે શૂળ
ને વાદળામાંથી વરસે છે લાહ્યલાહ્ય ધૂળ
બળતી ધૂળને ભીંજવવા જેટલાં
આંસુ ય કયાં બચ્યાં છે ?
ન વહી શકેલાં આંસુઓની માળા તો
કયારની ય પહેરાવી દીધી અસ્વીકૃત ખડકને
ને સોળે કળાએ ખીલેલો પ્રેમ
મૂકી દીધો દરિયાદેવના ચરણમાં
બસ, ત્યારથી કલ્પના;
દરિયો શોધે છે દરિયાને, મારામાં !

મેઘધનુષ્યમાંથી વીણીવીણીને
રંગો એકઠા કર્યા પછી
કેનવાસના કોરાપણાથી જ ભડકી ઊઠીને આમ
ચીતરવા ધારેલું સ્વપ્ન
અધૂરું નહોતું મૂકવું જોઈતું, કલ્પના !
આના કરતાં તો
એકાદ ક્ષણ વધારે રાહ જોઈ હોત તો ?
તો એક પર્વત
એની બધી ય નદીઓ સાથે
ધરતીમાં સમાઈ ન જાત
પ્રકટવા માટે અકળાતું એક નક્ષત્ર
આમ અકાળે હોલવાઈ ન જાત
દીવાદાંડીનાં અજવાળાં કરમાઈ ન જાત
અનુકૂળ પવન જોઈને ખોલેલો સઢ
પરમણ છોડીને આમ
પાંખો ફફડાવતો ઊડી ન જાત
દરિયાઈ પંખીઓ આમ
સાવ પથ્થરની જેમ ડૂબી ન જાત
બસ, એક સ્હેજ વધારે રાહ જોઈ હોત તો ?
તો સલામત હોત બધી યે નદીઓ
પાણી વહેતું હોત ને પંખીઓ ઊડતાં હોત
આપણે છૂટાં પડયાં ત્યારથી
હું એટલે હું નહિ, પણ
દરિયાથી વિખૂટું પડેલું મોજું.
અરેરે ! છાતીમાં ચીલા પાડીને વ્હેતાં'તાં
એ વ્હાણ કયાં ગ્યાં ?
કયાં ગઈ એ
મારી ભીતર સળવળતી માછલીઓ ?
કયાં ગઈ એ તડકાની કૈં ચમકઝમક ઝાંઝરીઓ ?
કયાં ગયાં એ હાલકડોલક
ભૂરાં ભૂરાં પડછાયાનાં પાંદ ?
કયાં ગયાં એ અફીણ જેવાં માયાવી કૈં ફીણ ?

સળગી ગયેલા વિમાનની જેમ
ખરી પડયું આકાશ.
બુઝાઈ ગયેલા શુક્રના તારાની રાખ લઈને હું
કયાં કયાં રઝળ્યા કરીશ, કલ્પના ?
દરિયાથી વિખૂટા પડેલા મોજાને
છેવટે અફળાવા માટે ય
કોક ખડક તો જોઈએ જ ને !
મારા નગરમાં તો હવે હવાને ય ફૂટે છે શૂળ
ને વાદળામાંથી વરસે છે લાહ્યલાહ્ય ધૂળ
બળતી ધૂળને ભીંજવવા જેટલાં
આંસુ ય કયાં બચ્યાં છે ?
ન વહી શકેલાં આંસુઓની માળા તો
કયારની ય પહેરાવી દીધી અગ્નિકૃત ખડકને
ને સોળે કળાએ ખીલેલો પ્રેમ
મૂકી દીધો દરિયાદેવના ચરણમાં
બસ, ત્યારથી કલ્પના;
દરિયો શોધે છે દરિયાને, મારામાં !

## તને...!/હનીફ સાહિલ

આ કવચિત્ ઉપલબ્ધ ક્ષણ છૂટે નહીં, તૂટે નહીં
આવ આ વાતાવરણ છૂટે નહીં, તૂટે નહીં.

દૃશ્ય ને દૃષ્ટિની વચ્ચે આ ફરકતું રેશમી
પારદર્શક આવરણ છૂટે નહીં, તૂટે નહીં.

આ ત્વચાથી સ્પર્શ, જિહવાથી ભલે વાચા સરે
શ્વાસ જેવું આ સ્મરણ છૂટે નહીં, તૂટે નહીં.

આ વિવક્ષિત લાગણી ને આ પુરાતન ઝંખના
હો ભલે સંમુખ મરણ છૂટે નહીં, તૂટે નહીં.

નામ લઈ એનું શરૂ કરજે ગઝલગાથા હનીફ
આટલો ઉલ્લેખ પણ છૂટે નહીં, તૂટે નહીં.

## ગયું છે/મનીષ પરમાર

હવા પર બધું યે ઢળી તો ગયું છે,
ગગન ઊતરીને મળી તો ગયું છે.

નજરની ઉપર છાંયડો એક પડતો,
મહીં કોક પાછું વળી તો ગયું છે.

અમે જીવતા રાખના એ સહારે,
હૃદયમાં હતું ઘર બળી તો ગયું છે.

અમે મૌન દાબી રહ્યા એ છતાંયે,
તમારું દરદ સાંભળી તો ગયું છે.

હવે શ્વાસ ખાલી થયા ઓરડામાં,
મરણ ક્યારનું નીકળી તો ગયું છે.

## ઉઘાડી આંખમાં/વિજય રાજ્યગુરુ

ઉઘાડી આંખમાં બાકી હવે જાળાં હશે !
તમોને ભૂલવાના વાંઝિયા ચાળા હશે !

તમે આઘાત પૂરીને લિફાફો મોકલાવ્યો'તો
કદાચિત એટલે સ્મરણો બધાં કાળાં હશે !

પ્રથમ વરસાદની ખૂશ્બુ કરાની જેમ વાગે છે,
અમારા રૂઝતા જખ્મો હજી આળા હશે !

નર્યા અંધારના દિવસો ઊગે છે આથમે છે તે
તમારી ભેટ હોવાને લીધે વ્હાલા હશે ?

તમોને યાદ કરવાના બધા યત્નો નકામા છે
હવે તો યાદના તરબોળ સરવાળા હશે

હડપ્પા હોય કે લોથલ ! નગર ખાલાં હશે,
ઉઘાડી આંખમાં બાકી હવે જાળાં હશે....

## આવશે/'શૈલ'

એક બે ત્રણ ચાર છેવટ સાત સુધી આવશે,
સર્વ ઘટના અંતમાં આઘાત સુધી આવશે.

કોઈનો સંદેશ લૈને આવશે જ્યારે અહીં,
આ હવાનો શબ્દ તારી વાત સુધી આવશે.

કેટલા દીવા થકી આ સ્હેજ અજવાળું થયું;
છોડ, અંતે રાત પણ પરભાત સુધી આવશે !

વ્હાણ છોડીને કિનારા સાગરે તરતું થયું,
શી ખબર એ ક્યાંય ઝંઝાવાત સુધી આવશે.

આજ મારા મન મહીં કૈં સ્હેજમાં ઊગી ગયો,
આ ગઝલનો સૂર્ય શું મધરાત સુધી આવશે ?

## વૃક્ષ છું/રમેશ પટેલ

ટેરવેથી પાંગરેલું વૃક્ષ છું,
સ્પર્શમાંથી વિસ્તરેલું વૃક્ષ છું.
ચોતરફ ભડકે બળે છે વેદના,
શ્વાસના કાંઠે ઠરેલું વૃક્ષ છું.
શુષ્કતાના પર્ણની તિરાડમાં,
મૌનમાંથી કોતરેલું વૃક્ષ છું.
તવ કિનારા પર વસે છે માણસો,
શૂન્યમાં હું નીતરેલું વૃક્ષ છું.
ચાડિયો જોયા કરે છે પાનખર,
આ વસંતે ચીતરેલું વૃક્ષ છું.
બાંધશે માળો હવે ક્યાં શક્યતા ?
'ના'–નથીનું નીકળેલું વૃક્ષ છું.
મીણ જેવી ઝંખનાઓ ઓગળે–
હું કલમથી પીગળેલું વૃક્ષ છું.

## ક્ષણ નહીં રોકાય/મનોહર ત્રિવેદી

કદી કો' સ્પર્શ ઊતરડી શકાતો ક્યાં ત્વચામાંથી ?
મને લઈ જાવ મારા શ્વાસ, આ વ્યાકુળ કથામાંથી.

નગરમાંથી સફરમાંથી કબરમાંથી હવામાંથી
મનોહર ના મળ્યો, પણ હાથ લાગ્યો ઝાંઝવાંમાંથી.

સતત ઝીલ્યા કરું છું શબ્દના કાગળ ઉપર પડઘા
મળે છે એ મને ત્યાં મૌનની ઊંડી ગુહામાંથી.

સકળ અંધાર પ્રતિબિંબાય રાત્રિના અરીસામાં
અને એ દૃશ્ય પણ ઊઠે અમારી યાતનામાંથી.

અમે ક્ષણના પ્રવાસી, ક્ષણ નહીં રોકાય હે મિત્રો,
ફકત મળશે સગડ તમને તમારી કૈં દુઆમાંથી.

## મોકલું ?/કરસનદાસ લુહાર

તન સ્પર્શ જેવી રેશમી ઇચ્છાઓ મોકલું ?
પરબીડિયામાં એક-બે પીંછાંઓ મોકલું ?
પડછાયા મોકલું અને પડઘાઓ મોકલું,
'સૂરજ' લખું ને અક્ષરી તડકાઓ મોકલું.
થીજી ગયેલ શહેરના નકશાઓ મોકલું,
બર્ફીળ શેરીઓ અને રસ્તાઓ મોકલું ?
ક્યાંથી હું ફૂલ જેવા ઉમળકાઓ મોકલું ?
જો મોકલું તો માત્ર ઉઝરડાઓ મોકલું.
તુંને નથી કશા ય એ ખપનાં તો મોકલું ?
લોહીલુહાણ આંખનાં સપનાંઓ મોકલું.

## ઝૂલીએ/પથિક પરમાર

મનના મરોડ ઝાલીને ચિક્કાર ઝૂલીએ
ઝૂલવું છે તો હે દોસ્ત! લગાતાર ઝૂલીએ.
આંબાની ટગલી ડાળીએ બાંધીને હીંચકો
પાયાની ઈંટ જેવું ઘટાદાર ઝૂલીએ.
છે હીંચકો સમય ને છે અર્ધો જમીનમાં
એને ખભે ઉપાડી મુશળધાર ઝૂલીએ.
ભીંતોમાં કેદ હોય જો રચના અવાજની
તો રંગ એના બદલી મજેદાર ઝૂલીએ.
બાંયો અજાણતાની ચડાવીને, હે પથિક !
આ કાળમીંઢ પટમાં અણીદાર ઝૂલીએ.

## ગઝલ/રાજેશ વ્યાસ

દોસ્ત, ચારે દિશામાં તાળાં છે,
હાથમાં એટલે જ માળા છે.

શ્વાસ તો ખૂબ લાંબો અજગર છે,
ભરડા ભીંસે છે પણ હૂંફાળા છે.

ક્યાં શમે છે એ સ્પર્શનો પડઘો ?
હા હજુ લોહીમાં કુંડાળાં છે.

ટાઢ–તડકે જીવે છે લાગણીઓ,
ઓડ જેવા જ આ ઉચાળા છે.

છે નર્યું પાણી તો ય સર્વસ્વ,
આંસુઓ ગાંડીના ગવાળા છે.

નપાણિયા મુલક શા મિસ્કીનમાં,
એક ખૂણા હજુ સુંવાળા છે.

## ટહુકો/નલિની બ્રહ્મભટ્ટ

આ હથેળીમાંથી ઊડ્યો ટહુકો કોનો રે ?
આ શ્વાસ સુગંધી મહેક્યો કોનો રે ?

આ રેશમ જેવું લીસ્સું લીસ્સું ફરતું રે,
આ લય જાગ્યો કે નાગ લીલેરો ડોલ્યો રે ?

આ અગ્ગન જેવું હૈયામાં કૈં થાતું રે !
ધગધગતો સૂરજ નસમાં વહેતો ડૂબ્યો રે ?

આ અજવાળાને ચીતરી ઘો કોઈ કાળું રે,
ને કૂણી કૂણી લાગણીઓ પેટાવો રે.

આ સૂતર કેરા આંટા કોઈ ઉકેલો રે,
ને આયખું આખું લઈને કોઈ વીંટો રે !

આ હથેળીમાંથી ઊડ્યો ટહુકો કોનો રે ?
આ શ્વાસ સુગંધી મહેક્યો મહેક્યો કોનો રે ?

## અમારી હતી/મયંક ઓઝા

એક કમરો હતો એક બારી હતી,
દૃશ્યની ધારણાઓ ઠગારી હતી.
એક તસ્વીરમાં નામ તારું હતું,
એ દીવાલોએ અફવા પ્રસારી હતી.
આવ શોધી શકે તો મને શોધ તું,
સાવ ખુલ્લી બધી આલમારી હતી.
આંગણે એક ઝરણું સુકાતું હતું,
એક કૂંપળ હતી એક ક્યારી હતી.
હું અનિમેષ દર્પણ નિહાળ્યા કરું,
શું કરું ? એક આદત નઠારી હતી.
કોણ જાણે સતત ગૂંગળાયા કરું,
આમ તો એ જગા ખૂબ સારી હતી.
ઝાંઝવાની ક્ષિતિજે ગતિ સૂર્યની,
વારતા એ ખરેખર અમારી હતી.

## દેવદાસીને/મનહરલાલ ચોકસી

નદીકિનારો ગમે છે બહુ ઉદાસીને,
કે સૂર્ય ડૂબી ગયો છે અહીં જ ત્રાસીને.

પ્રભાત ટૂંકડું છે તું ફિકર નહીં કરતો,
કહ્યું વિલાઈ જતા તારકે પ્રવાસીને.

કદંબવૃક્ષની છાયા તરે છે જમનામાં
પૂછી રહી છે, ગયા કૃષ્ણ કેમ નાસીને ?

તમે ય કોઈ દી અંતરની વાત ના પૂછી
અમે ય બેસી ગયા દિલનાં દ્વાર વાસીને.

સિતાર પર એ થિરકતી રહી છે સૂરોમાં
ગઝલમાં બોલતી જોઈ છે દેવદાસીને.

મને ખબર છે ગુલાબો મરી ગયાં જ હશે
ઘણાં વરસથી નથી જોઈ મેં અગાસીને.

# કવિલોક

ગુજરાતી
કવિતાનું
ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ
તંત્રી
ધીરુ પરીખ

ગ્રીષ્મ
૨૦૩૯
મે–જૂન ૧૯૮૩
સળંગ અંક ૧૫૩
દ્વિજ અંક
૮૧



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · ગ્રીષ્મ · ૨૦૩૯ · સળંગ અંક ૧૫૩ · દ્વિજ અંક ૮૧

## કાવ્યો



## ગદ્ય



## અવલોકન




**મે–જૂન ૧૯૮૩**

**તંત્રી · ધીરુ પરીખ**


**૧૯૮૩નો વિશેષાંક**

'પંચમહાકાવ્ય વિશેષાંક' પ્રાપ્ત કરવા ૧૯૮૩નું આપનું લવાજમ રૂપિયા ૨૫ તરત જ મોકલી આપો.


સલાહકાર
રાજેન્દ્ર શાહ · નિરંજન ભગત

- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઓગસ્ટ, ઓક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં પ્રકટ થાય છે.
- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂ. ૭૫ યા ડૉ. ૧૦
- લવાજમ મોકલવાનાં સ્થળ : ૧. 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯. ૨. વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ-૧ યા સ્ટેશન રોડ, આણંદ. ૩. સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે અમદાવાદ.

આ અંકની છૂટક કિંમત રૂ. ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહારનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા,
અમદાવાદ–૩૮૦ ૦૦૯.

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
'લાવણ્ય' વિજયપાર્ક
નવરંગપુરા અમદાવાદ-૯
મુદ્રણસ્થાન
સુરમ્ય, પોલીસ સ્ટેશન પાછળ
નવરંગપુરા, અમદાવાદ-૯

મરજીવા મ્હાલે અંતરઓજમાં
મોતીડુંના તેજમાં ખુલે—
નિજની જાતોને:
લાતો ત્રિભુવન
મેરામને નિજના ઉરે ;
મરજીવા મ્હાલે . . . .
મરજીવા ખેલે નિજ ચાલમાં
દરિયા લાદે નિત નવે—
ભરતી ભારેમાં
ઓટની દાટમાં
ઝંઝામાં ખંડેર થૈ ખરે ;
મરજીવા મ્હાલે - -
મરજીવા પેખે દીપ અંધારમાં
અંધારને નિજ દીવડા ધરે ;
અંધાર એના રે નિતાંના ઝગતી રહે
પનોતાં થઈ તેજે તરે ;
મરજીવા મ્હાલે - - -
મરજીવા પોતે રે મરણ ને
ધારી આલમ પોતે સરજી
નથી રિયા ડરમના ડરજી ;
આલમ લોપે જો, મરજીવ અથાગ આપે
મરજીવે ધારી બાજી સરજી
મરજીવા મ્હાલે ;

સુધાંશુ

ગ્રીષ્મ · વિ. સં. ૨૦૩૯ **કવિલોક** મે-જૂન, ૧૯૮૩

। ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

# કવિતાનો આનંદ

કાવ્યના પ્રયોજન અને પરિણામ વિશે જ્યાં સુધી કવિતા રહેવાની ત્યાં સુધી ચિંતન ચાલ્યા કરવાનું. મને લાગે છે કે કવિ અને વાચક એ બંનેનું કોઈ સામાન્ય તત્ત્વ હોય તો તે આનંદ છે. કવિ કાવ્ય લખીને આનંદ પ્રાપ્ત કરે છે તે શબ્દાતીત છે, પણ વાચકને કાવ્યનો આનંદ કઈ રીતે મળે છે, એની પ્રક્રિયા શું હશે, સારી અને નરસી કવિતાના આનંદની ગુણવત્તામાં શું ફરક છે—આવા પ્રશ્નો વિશે વિચાર કરવાનો પ્રયત્ન કરી શકાય.

જીવન છે તે અનુભવ છે, કવિતા છે તે શબ્દો છે. જીવનના અનુભવોની સ્મૃતિને જાગ્રત કરે એવા શબ્દો કવિતાનું હાર્દ છે. મારા-તમારા જેવા માણસોનાં સ્મૃતિચિત્રો વેરવિખેર પડયાં હોય છે, જ્યારે કવિ તેનાં સ્મૃતિચિત્રોનું સંયોજન કરે છે. કવિ સ્મૃતિચિત્રોનું સંયોજન કરે છે તેનો અર્થ એ છે કે એનું જે વસ્તુ છે તેને તે વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકે છે. આમ, પોતાનો અનુભવ વ્યવસ્થિત સ્વરૂપે મૂકે એટલે જ કવિતા થતી નથી. જડ અને ચેતન વચ્ચેની ભેદરેખા સંવાદિતા છે. આ સંવાદિતાના તત્ત્વને કવિ એના સંયોજનમાં ઉમેરે છે. આથી કવિ જ્યારે કવિતા કરે છે ત્યારે કાવ્યને તેની પોતાની આગવી સજીવતા પ્રાપ્ત થાય છે. આમ, પ્રત્યેક કાવ્ય જાણે કે જીવંત વ્યક્તિ બની રહે છે.

આવી વ્યક્તિને મળીએ ત્યારે આનંદ કેમ થાય છે? આનું કારણ એ છે કે કવિતા આપણી જીવન જીવવાની પ્રક્રિયાને વધારે ઊંડી બનાવે છે. આપણા ચિત્તના કોષોમાં એવું જીવન ફરી વળે છે કે આપણા મનને સારું સારું લાગે છે. આમ, કવિતા આપણી ચેતનાને જગાડે છે અને પછી ચેતનાની ધારને સજે છે. કવિતા આપણી ચેતનાને સતેજ બનાવે એટલું જ હોય તો તેથી મળતો આનંદ ઉત્તેજનાના પરપોટા જેવો થાત. કવિતા આપણા જીવનમાં સંવાદિતા પણ લાવે છે. આમ, સતેજ ચેતના અને સંવાદિતાને કારણે આપણા સમગ્ર અસ્તિત્વનો વિસ્તાર થાય છે. અસ્તિત્વના વિસ્તારનો પર્યાય આનંદ છે.

વાડીલાલ ડગલી

('કવિતા ભણી'માંથી)

# સ્નેહરશ્મિનું બળવંત કર્મ

સિતાંશુ યશશ્ચંદ્ર

૧

સિંધી ભાષાના મૂર્ધન્ય કવિ નારાયણશ્યામ સાથે સાહિત્ય અકાદમીમાં એકવાર વાતો ચાલતી હતી. દિલ્હીની વસંત હતી ને ફૂલો જ ફૂલો ખીલ્યાં હતાં. કવિ વાતચીતમાં ચાલતી અંગ્રેજી ભાષાનો જ પ્રયોગ કરીને સહજપણે કાવ્યપંક્તિઓ બોલ્યા :

The mountain roses, leaves, and flowers and leaves and flowers and leaves.'

'જ્યાં સુધી પહોંચે નજર' એ પ્રહ્લાદ પારેખની પંક્તિઓ મને યાદ આવી. એમને કહી. નારાયણશ્યામ કહે, ના અહીં ત્રણવાર 'પાંદડીઓ' અને બે વાર 'પુષ્પો' એમ 'ગુલાબ' એ પ્રથમ પંક્તિના અંતિમ શબ્દ પછી કહ્યું છે, તેમાં તો પુષ્પ-સૌંદર્યનો જ નહીં, કાવ્ય-સૌંદર્યનો પણ અતિશય છે. મારો પૂછ્યા વિનાનો પ્રશ્ન જોઈને કવિ કહે, એ રીતે અહીં કવિએ, તાયગી નામના જાપાની કવિએ, કાવ્ય-સ્વરૂપની અદ્વિતીય ચુસ્તી છતાં શબ્દોનું આટલી હદે પુનરાવર્તન કર્યું છે. અત્યાર સુધી તો મેં પેલી અંગ્રેજી પંક્તિઓ માત્ર સાંભળી હતી, એક ભરચક કલ્પન મનની આંખે જોયું હતું. પણ 'જાપાની' અને 'ચુસ્ત સ્વરૂપ'એ બેની વાત થતાં કાન ચમક્યા ને તનની આંખો સાવધ થઈ. 'કયું સ્વરૂપ?' પૂછ્યું. કહે, 'મારું પ્રિય સ્વરૂપ હાઈકુ'

ભારતની કેટકેટલી ભાષાઓમાં આજે હાઈકુ કાવ્ય લખાય છે! હિન્દીમાં, પંજાબીમાં, માલવીમાં, બંગાળીમાં...ગુજરાત માટે આનંદની વાત એ છે કે આ આંદોલનની શરૂઆત થઈ ગુજરાતી ભાષામાં. ગુજરાતી ભાષાના લગભગ બધા જ ભાવકોને ને કવિઓને હાઈકુના એક ઉત્તુંગ મોજાથી તરબોળ ભીંજવી દેનાર કવિ તે સ્નેહરશ્મિ સૉનેટ-સ્મરણે કહી શકાય કે હાઈકુ-કવિતાનું બળવંત કર્મ કરનાર અગ્રગામી કવિ તે સ્નેહરશ્મિ.

૨

સ્નેહરશ્મિ ભારતભરમાં હાઈકુ સ્વરૂપના લાઘવ વિષે અને લાઘવજન્ય સૌંદર્ય વિષે આગ્રહ સેવનાર, તેમાં સત્તર અક્ષર જ હોવા જોઈએ. તેમ કહેનાર અને કરી બતાવનાર પહેલા કવિ. પછી તો અનેક ભારતીય ભાષાઓમાં હાઈકુ લખાયાં, ને બહુધા સત્તર અક્ષરના માપમાં.

સૉનેટ ચૌદ પંક્તિમાં જ લખવું એવો આગ્રહ ન રાખવો એમ કહેનાર કવિઓ પણ ઓગણીસમી સદીમાં હતા. સૉનેટનું હાર્દ જાળવી લો, ભલે પંક્તિઓ બારથી સોળ સુધીમાં ગમે તે હોય તેમ તેમનું કહેવું હતું. પણ સૉનેટની સૉનેટતા જ એની પંક્તિસંખ્યાનિયત સ્વરૂપમાં.

હાઈકુનું પણ સ્વરૂપ લેખે, કંઈક એવું, એ વાત સ્નેહરશ્મિએ કાવ્ય મર્મજ્ઞતાથી પિછાની.

હાઈકુમાં મૂળ તત્ત્વ કલ્પનનું—કેવળ કલ્પનનું ('કેવળ વીજ'—એ શીર્ષકમાં આ જ મર્મનું સૂચન છે જ. કવિનું કોઈ ટીકાટિપ્પણ હાઈકુમાં નહીં, કેવળ કલ્પન. કેવળ વીજઝબકાર તમને આખો પટ પલમાત્રમાં દેખાડી દે, તમારી નજર તેજ હોય તો.) પણ સાથે શતાબ્દીઓની કાવ્ય પરંપરાના સંસ્કારનો

પુટ ચડેલું સત્તર અક્ષરોનું રૂપ આવે ત્યારે હાઈકુ-ઝબકાર થાય. નહીં તો એઝરા પાઉન્ડની કલ્પનવાદી કવિતા થાય કે રવીન્દ્રનાથ ઠાકુરના 'Stray Birds' પણ થાય; પણ બાશો, બુસો કે ઈસ્સામાં કાવ્યોના લાવણ્યથી સભર એવું હાઈકુ ના થાય.

ગુજરાતીમાં શ્રી પ્રદ્યુમ્ન તન્ના, ઉમાશંકર જોશી, નિરંજન ભગત, સ્વર્ગસ્થ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, હસમુખ પાઠક આદિએ હાઈકુનો પ્રથમ મર્મ (કલ્પનમયતા) ઝીલતી લઘુરચનાઓ કરી ખરી, (ને શ્રી પ્રદ્યુમ્ન તન્નાએ કદાચ સ્વર્ગસ્થઅનિરુદ્ધથી યે પહેલાં 'કવિલોક'-માં કરેલા આવા કલ્પનમય લઘુકાવ્યોના પ્રયોગોનો આગોતરો પરિચય તો મુંબઈમાં કવિશ્રી રાજેન્દ્ર શાહની લિપિની પ્રિન્ટરીમાં બુધવારની કવિસભામાં કરવાનો અવસર મને મળેલો) પણ 'Stray Birds'-ના રવીન્દ્રનાથના પ્રયોગોની ને પ્રદ્યુમ્નના, અનિરુદ્ધના કલ્પનમય લઘુકાવ્યના પ્રયોગો સુધીની હાઈકુગંધી કવિતા (ઘણીવાર ઉત્તમ કવિતા) હતી, હાઈકુ-સ્વરૂપ ન હતું.

તે આવ્યું શોકને શ્લોકત્વ અર્પવાના સ્નેહરશ્મિના પ્રયોગોમાંથી. શ્લોકત્વ અર્થાત્ રસના શાસ્ત્રના નિયમાનુસાર જેનું વ્યાકરણ થાય, જેના ઘટકોની ગણતરી કરી શકાય તેવું અભિવ્યક્તિત્વ રૂપ. હિન્દીમાં પણ શ્રી અજ્ઞેયે રવીન્દ્ર-સદશ કલ્પન-કાવ્યો રચ્યાં, સત્તર અક્ષરની મર્યાદામાં રહ્યા વિના. આજે તે પ્રમાણે નહીં, પણ સ્નેહરશ્મિએ એ શિસ્ત સ્વીકારીને જે સ્વરૂપ ભારતમાં પ્રચલિત કર્યું તે પ્રમાણે હિન્દીમાં પણ હાઈકુ કાવ્યની રચના થાય છે.

## ૩

સ્વર્ગસ્થ ઉમા પરનું એક ઉત્તમ કાવ્ય સ્નેહરશ્મિએ (ઉમાના પિતાએ) છેક ૧૯૮૩માં પણ આપ્યું. ને તે હાઈકુ કાવ્ય નહિ; ('જુઓ કવિલોક' જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૩) પણ ગુજરાતી હાઈકુ કાવ્યનો આરંભ નાનકડી પુત્રીના અવસાનના દારુણ શોકને જીરવવાના કવિ-પિતાના યત્નમાં થયો. તેથી જ કદાચ સ્નેહરશ્મિના હાઈકુ-ઝબકારોના બે રંગ સૌથી વધારે દીપી ઊઠે છે: એક તો કિશોરીના (સ્વર્ગસ્થ ઉમા જે ન પામી શકી તે) યૌવનાના ભાવ-રૂપનો ને બીજો મૃત્યુનો.

હાઈકુના સ્વરૂપની શક્તિ એ છે કે મૃત્યુ પરનાં કાવ્યો પણ ચીલાચાલુ ચિંતનથી ખરડાવામાંથી બચી જાય છે, રહે છે કેવળ ભાવસ્પંદભર્યું 'કલ્પન.' જુઓ:

ક્ષિતિજ પાર
ડૂબ્યુંવહાણ : રેખા
ગઈ સંધાઈ–

જુઓ તો કવિની દખલગીરી વિનાનું માત્ર એક દશ્ય, ને જોઈ શકો તો કવિના અંતરતમની વ્યાકુળતાનો ધ્વનિભર્યો સ્ફોટ:

કાળ હે તું તૃપ્ત થા
બાળ મુજ મોંઘો હરી!
ના પ્રહાર નવો તું દે–
તુજ મંત્ર વિસ્મૃતિનો ધરી!

–એ ફેલાયેલી...ને બોલતી કાવ્યપંક્તિઓનો મર્મ પણ ઉપરના હાઈકુમાં છે, ને એથી વિશેષ કંઈક અન્ય ધ્વનિઓ પણ; કે આ ભરચક ખાલીપો જુઓ:

હવા પડેલી :
ખર્યું પાંદડું : સ્તબ્ધ
વેઘૂર વૃક્ષ.

ને, અચાનક આમ, બારીની આ તરફ નહીં, પેલી પાર હવે આંખ ઊગી નીકળે તે જોઈએ!

ત્યાં બારીમાંથી
જોઈ રહ્યું છે કોને
દૂરનું આભ ?

–દૂરના આભની નજરમાં શું છે ? ડરામણી ક્રૂરતા, આવકારતું સ્મિત, અફર શાંત આદેશ, લોલુપતા ? કહે તો હાઈકુ-કવિ શાનો ? (કવિ શાનો ?)

એક તરફ મરણની ફરી ફરી થતી વાત, બીજી તરફ કિશોરી, યુવતીના દેહમનના ખૂણાઓમાં ને મોહકતામાં છલકાતો જીવનનો ઉત્સવ–આ બે છે સ્નેહરશ્મિના હાઈકુ–કાવ્યના થીસિસ ને ઍન્ટિથીસિસ, આ બે વચ્ચેનો સંવાદ તે એમનું કાવ્ય.

તોફાન તો (જન્મતારીખ ના પૂછતા) સ્નેહ-રશ્મિનું જ. 'છેલબટાઉ ચબરાક કહે છે,

'ચૂંટું કે ?' પૂછી
ગુલછડીને; પાછો
વળી ગયો હું
હંસ ગયો સરોવર વિશે, દીઠું અમૃત વાર
પીધા વીણ પાછો ફર્યો, પડ પાસા પોબાર !"

શામળના રાજાના પાસાની જેમ આ ચતુર–રસિકના પાસા યે પોબાર પડે છે. સત્તરે સત્તર !-તેથી જ જુઓ આ પ્રાકૃત મુક્તક–કલ્પ છાક :

નવું ગવન
કોળણનું ! નગર
લાગતું નાનું !

પ્રણય સ્નેહનો મર્મ જાણનાર આ કવિ કેવી કરુણગર્ભ હાસ્યલકીર સાથે કહી શકે છે;

કેટલાં પાસે
વશિષ્ઠ–અરુન્ધતી
કેટલાં દૂર !

–ને આ સત્તર અક્ષરો માત્ર આકાશમાં સપ્તર્ષિ-મંડળમાં પાસપાસે દેખાતા છતાં અવકાશમાં અનેક પ્રકાશ વર્ષો એકમેકથી દૂર એવા બે તારાઓ માટે જ નથી. જો કે પાઠાંતરે આ જ હાઈકુ આ જ સંગ્રહના અર્પણમાં નવું રૂપ ધરે છે–

કેટલાં દૂર
વશિષ્ઠ-અરુન્ધતી
કેવાં સમીપ !

નવ-વધૂના સૌંદર્યને ને એના રમણીય મનો-ભાવોને અત્યંત લાઘવથી આ હાઈકુ-કવિ મૂકી આપે છે ત્યારે જન્મે આ કાવ્ય –

સેંથે સિંદૂર;
દૃષ્ટિ દર્પણે; અહો !
મુગ્ધ બે નેણ !

– 'અહો !' ઉમેરવા માટે કવિ પાસે અહીં મોકળાશ છે. બળવંતરાયની 'ચાંદલો પૂર્ણ કરવા' દર્પણમાં જોતી નાયિકા યાદ આવે છે ? પશ્ચિમમાંથી સફળતાથી ભારતમાં રોપાયેલું સૉનેટ ને પૂર્વમાંથી એવી જ સફળતાથી ભારતમાં રોપાયેલું હાઈકુ–બંને કેટકેટલા દુરુપયોગ છતાં ટકી રહે એવાં, ને અનેક રીતે સમાન એવાં કાવ્યરૂપો છે !

સ્નેહરશ્મિને શૃંગાર જ નહિ, ભયાનક રસનું યે આકર્ષણ છે. પણ એ રસ અહીં 'with a difference', કંઈક અનોખી તરેહથી આવે છે :

વીજળી–તારે
ચોંટ્યું પંખી : ફૂલે
ભમરા ગુંજે.

– જગત ચાલ્યા કરે છે, ભલે દારુણ ઘટના એની વચ્ચે બને. 'ચોંટ્યું' ક્રિયાપદ કેવું કાર્યસાધક છે અહીં ! અથવા–

મેઘ–કડાકો
ટપ્ ટપ્ ટપ્ ટપકતો
નળ અંધારે–

ફરી ટીકાટિપ્પણ વિના, યા તો–

સુરંગ ફૂટે,
ગુલાંટ ખાતા ચગે
પથરા રાસે.

ને હાસ્ય ?–સ્નેહરશ્મિ સ્મિત કરતા કવિ છે ! પત્ની (કંજૂસ પતિની ?) કહે છે;

ચોરપગલે
બિલ્લી; હાશ ! હવે તો
નવો ટી–સેટ.

તો પતિ (બદલો લેતો ?) કહે છે;

મારી પત્નીને
મળી નથી રૂપાળી
કોઈ સુંદરી.

ને અંતે આ સુમંગળ સંબંધનો અંત આ રીતે આવે છે;

ધૂળ ખંખેરી
પત્નીની; પતિદેવ
વાસીદું વાળે.

–પત્નીને નવો ટી–સેટ ને પતિને પત્નીની નજરે ન ચઢેલું દશ્ય મળી રહે એ શુભેચ્છા કવિના મનમાં લાગે છે ! ને કવિની નજર પકડી પાડે છે આ 'ભોળી' કિશોરીને, જે

માને દેખતાં
સંતાડી પ્રેમપત્ર
ગીતામાં મગ્ન.

યા તો, જરા આધુનિક ઘરમાં આ કિશોરીને, જે

માને બતાવે
કો'ક બુધ્ધુનો પત્ર
ચાલાક પુત્રી.

ને, કવિ જ પાછા પકડી પાડે છે, આ 'ભોળા' સજ્જને, જે

વૃષ્ટિ : દુકાને
છત્રી વિનાનો બેઠો,
પૂછતો ભાવ.

–એક પૂછે છે, બીજો સમજે છે; 'ભાવ'ને ગુજરાતનું જ આગવું હાસ્ય અહીં પ્રકટે છે, જ્યારે

વઢકણી મા
વહાલી લાગે, કરે
વઘાર જ્યારે.

–દલપતરામ પછી આવું ઠાવકું અને બેદી હાસ્ય ગુજરાતી કવિતામાં ઓછું જ દેખાયું છે. મને લાગે છે કે આ સિદ્ધ કરીને સ્નેહરશ્મિએ ગુજરાતી હાઈકુને જાપાનની પરંપરામાં ઉત્તરકાલીન ગણાતા કેટલાક પ્રયોગો સાથે સાંકળી લીધું છે ને માત્ર પ્રકૃતિકાવ્ય બની જતાં–ને એ રીતે પુનરાવર્તનો જ કર્યા કરવાના ભયસ્થાનોમાંની–બચાવી લીધું છે. (કેમ કે નારાયણ-શ્યામ અને તાયગી કવિ ગમે તેટલું કહે, 'હા, ની, હા, ની, હા, ની, હા, ની, હા.' તો અંતે જરીક કંટાળો તો ચઢે જ !)

કવિએ હાઈકુને કેવળ ગ્રામજીવનના કે પ્રકૃતિ-સૌંદર્યના આલેખનમાંથી એક બીજી રીતે યે મોકળું કર્યું છે– તે નગરજીવનનાં કલ્પનો-વ્યંજના સભરતાથી રચીને. જુઓ આ હાઈકુ. જાણે કોઈ ચિત્રકારની નજરે કવિએ પકડી પાડ્યું છે તેવું :

ફરી ગયા છે
નિયોન લાઈટમાં
રંગો ઘરના.

—જાહેરખબરના રંગીન વ્યાપની નજીક જેના ઘરની બારી શહેરમાં હોય, તે આને બરોબર પ્રમાણશે. તો ક્યાંક સામાજિક વાસ્તવનું કરુણ ચિત્ર કવિ આલેખે છે :

છાપરું ચૂવે;
ભીંજે ખોળામાં બાળ
માનાં આંસુથી.

—ને ક્યાંક તો છેક જ આપણું અંદાવાદ!

સાબરમતી!
જાગી ગઈ કે? જોને
અષાઢ આવ્યો.

ક્યાંક કરુણ-મધુર :

મૂશળધાર
વૃષ્ટિ, ઘરમાં આર્દ્ર
વૃદ્ધ યુગલ.

ક્યાંક ચૈતન્યનું નિરઅતિશય રહસ્ય;

કૂવામાં જાય
કાચબો ઊંડે ઊંડે
જળે ઓકળી.

કોઈ વૃદ્ધ પુત્ર અતિ વૃદ્ધ મા-બાપ પાસે દક્ષિણ ગુજરાતના પોતાને ગામ પહોંચે ત્યારે તેને મળતી સરળ શાંત ક્ષણોના ચિત્ર રૂપે,—

'આયવો ભાઈ?'
વૃદ્ધત્વ ખરી પડ્યું,
કોળ્યું કૈશોર્ય!

તો ક્યાંક 'ફૂલડાં કટોરી'ના અનવદ્ય સૌંદર્યના ભણકાર વાગે, ને છતાં પોતાનું આગવું, અત્યંત મનોહર રમણીયતાથી સભર એવું કાવ્ય :

માછી ફેલાવે
જાળ; પૂર્ણિમા કેમે
નહીં ફસાય.

હાઈકુ-ગણિત ની જાળમાં ફસાઈ ના જાય એવું હાઈકુ-સૌંદર્ય આ કવિ પાસે છે. તેથી જ 'હાઈકુ છે' એ ભાવને ભુલાવતાં હાઈકુ, સત્તર અક્ષર જાળવીને સત્તર અક્ષરની સભાનતાને વિસરાવતાં હાઈકુ, કેવળ કાવ્ય બની જતાં હાઈકુ, એવાં (હાઈકુ) કાવ્યો કવિ હજુ આપણને આપે (ને કાવ્યો આપી શકાય તેટલી સંખ્યામાં આપે) એ અપેક્ષા સાથે... ❁

[સ્નેહરશ્મિના પ્રકટ થનાર હાઈકુસંગ્રહ 'કેવળ વીજ' નો આમુખ]

# બે કાવ્યો/રાજેન્દ્ર શાહ

## ૧. ભીતર ને બ્હાર

કેટકેટલી અવરજવર
નિહાળી રહી છે
નિરપેક્ષ
મારી નજર !

આવીને ઓસરી જતાં
વ્હેણની ભીતર ને બ્હાર
મીન, ગોચરનું ધણ, વિહંગમ,
જનગણ
તરંગચંચલ.
કેટકેટલાં લીલાયિત લટકાં
આનંદકંદને વિહ્વલ !

આસ્વાદિત ફળનું એક બીજ
ધરિત્રીએ ઝીલ્યું
સીંચ્યું જલે
જાગી ઊઠ્યું સૂર્યને કિરણ
સમીરે હિલ્લોળ્યું
રમી રહ્યું આકાશની ગોદે
સર્ગતરુ
પર્ણે વર્ણે મર્મરિત છંદે ગંધે
પ્રકટ લાવણ્ય....

અણુનું આનંત્ય.

આ અવરજવર
લહરલહરની જણાતી ભિન્નતાની મહીં
રહ્યું કોણ કોણથી અલગ ?

બીજ – સર્ગતરુ
એકમેકની ભીતર
મંડલાકાર આ અવરજવર
નિરપેક્ષ નિહાળું છું
તો ય એમાં ભળી રહી
ઉલ્લાસે
રમું છું હું રાસ.

## ૨. શબ્દશૂન્ય શ્રુતિ

તરુઘન તપોવન
તિમિરગહન યામ

આપ્તકામ

નીતાન્ત નીરવ
જુગ્નુનું યે ઝબૂકવું ક્યાં ય નહીં લવ
સકલ નિષ્પંદ
વિધુરવિ ચુતિ
પ્રાણની સુમંદ મૃદુ ગતિ
એ જ છંદ
સંવિતને મળે કંઈ સ્પર્શ
અંધકારની નીલિમ ચુતિ
લોમશૂન્ય લહું રોમહર્ષ
શબ્દશૂન્ય શ્રુતિ

નિકુંજની ગુંજ
શ્યામ
શ્યામ.

# ભૂરા ભૂરા દેવતા પ્રતિ/ઉશનસ્

(એક કાવ્યગુચ્છ)

## ૧. ક્યાં છે શૂન્ય ?

શૂન્ય? ક્યાં છે વળી શૂન્ય? આંખની સામે જ તારી
ભર્યું ભર્યું બ્રહ્મ તો છે ટકોટક છલોછલ,
ધોધમાર વહી રહ્યું ચૈતન્ય પ્રવાહ-જલ,
સળંગ અખંડ રાસે દેતાં અને લેતાં તાળી

કણેકણ ગોપગોપી વિયોજાય–સંયોજાય
સંકુલાય આકારોમાં ઠેસેઠેસે આગેઆગે
તેજોઘન ઘુમ્મરાય, આસ્ફાલાય, વીખરાય-
ભૂરાંભૂરાં અવકાશો ઊંડાં ઊંડાં તો લાગે;
સ્વર્ગંગાઓ સ્પોન્જ જેવી સંઘરીને સમુંદરો
ઘૂઘવતી કેટલીયે થીજી થૈ સમુદ્રફીણ
છિદ્રેછિદ્રે ઉત્સરે છે તેજોમેઘ ગતિલીન,
ટપ્પ પર્પોટાઈ, ફૂટે ટપ્પ, સનાતન પગો;
ચઢ્યા ફેર ચકાવે, હે રાસે ચગ્યા નીલ તેજ!
ક્યાં છે ચ્હેરો અલ્યા આંખ મીંચકાર તો સહેજ.

## ૨. ઘટઘૂંઘટમાંથી મળી દૃષ્ટોદૃષ્ટ

ઓ નભોનીલ દેવતા! તારે નીલ મીંચકારે
આ પારે, ઓલી પારે, ફંગોળાઉં અંતરિયાળે,
આણી પાર, પેલી પાર ઉભયતઃ છે જુવાળે
અંભોધિ બે, શિર ટીચી રહ્યા ક્ષુદ્ર મિટ્ટીપાળે;

આકાશો આખાં ને આખાં સરકે છે બાહ્યાંન્તરે,
અફળાતી ભરતીઓ રોમેરોમ ઓમકારે
રંધ્રેરંધ્ર બેસી તાક્યા કરે જીવ આરપાર,
'પિયુ, તોરી સંગ સંગ રંગ રંગ થશું ક્યારે ?

આર્દ્ર મિટ્ટી પોચી પાળ, ચાળણીશી વિદ્ધ ધાર;
રાફડો અડીને રહ્યો, તું જો ધક્કો સ્હેજ મારે,
પૂરતી છે ટપલી યે, ખરર એ ખરી, યાર!
વહી જશે તારે વ્હાલે; તું-હું પછી એકાકારે;
નભોનીલ દેવ! આ તો લાડ, આડ નથી ભારે,
ઘટ તો ઘૂંઘટ મધુરજનીનો, ખોલ પ્યારે!'

## ૩. મધુરજનીનું મિલન

ઘટઘૂંઘટને હળવેથી ખોલી નાખ પિયા!
આપણી આ આંખ ચાર ભલે થાય એકતાર,
આ મિલન મધુરાતે થઈએ બે એકાકાર;
પ્રીતિપટુ, તું ક્યાં વળી અનભિજ્ઞ છે, રસિયા?
આજ લગી જુદાઈ જે હતી તે તો લીધી સહી
જેમ તેમ; હવે નહીં, હવે નહીં, હે પ્રીતમ!
અંગ અંગ મળી જાઓ, ગળી જાઓ અહં મમ
હવે પછી શેષ એક તુંહી રહો તું-હું નહીં;
મારો અવકાશ ભળી જાઓ તારા અવકાશે,
તારાં તે નક્ષત્રો મહીં પલક જો મારાં નેત્ર;
ને તારી જ ફસલોથી ઢંકાઈ રહો મારું ક્ષેત્ર,
ઉપાડના જેટલા હે દૂર! મળી રહેજે પ્રાસે;
ને તારા આ વિશ્વનૃત્યમય ગતિ-લય-સ્પંદે
મુકાઈને વહો મુજ રક્તસ્પંદ મુદા-છંદે.

## ૪. સર્ગોન્માદ

બધું જ વીંઝાય વ્હાલી! વસંતલ વાવંટોળ,
બ્રહ્માંડનો ચરખો આ ગતિલીન ગોળગોળ,
ખગોળ-ભૂગોળ વચ્ચે સર્જનની આંધીઓ છે,
પુંસ્ત્રી-રજ ઊડાઊડ ભેળસેળ ચારે કોર!
ઉજ્જૃંભણે આવી જાય ઉડુકણો ફેફસાંમાં
ઉચ્છ્વાસોમાં આવી જાય આકાશોનો ઓરછોર;

અધસ-ઊરધ તણા રોમેરોમ રોમાંચિત,
રૂં રૂં મારે ગૂંચાયો છે સ્વર્ગંગાનો પીંજ્યો પોલ;
ગોલાર્ધોની ઘૂઘરીઓ કર્ણોને અડીને બજે,
બ્રહ્માંડોનાં પોલાણોમાં પડઘે છે મારો બોલ;

પૃથ્વી-કન્યા-કાયા કાચી માટી જેવી સોડે, એની
વ્યોમ ઊંચી નાસા વડે માદક હીંચે છે ફેર,
બધું જ ઘૂમે છે વ્હાલી ! અહો, નક્ષત્રો ને તું-હું;
એક-બીજા દાંતા-ભીડચો ચગ્યો સર્ગ ચગડોળ.

## ૫. એક ભૂરી ભૂરી એકસ્ટસીમાં

આંખ કોઈ નીલવર્ણા ઉન્માદમાં ઘેઘૂર ઘેરાઈ ઘેન,
કોઈ ભૂરાભૂરા દેવે છેડી છે છડે ચોક બાંસુરી
છેલબટાઉ ભૂરેભૂરે સૂરે,
ત્રિલોકના ભૂરાભૂરા ત્રિભંગમાં અઢેલી છે ભૂરીભૂરી ઘેન,
ભૂરુંભૂરું મોરપિચ્છ-છોગું માથે ઝબકતું
તારાંકિત ભૂરાભૂરા નૂરે,
ઊમટ્યા છે ઊંડા ઊંડા વમળાતા, તરંગાતા
ભૂરાભૂરા લયભંગ,
મિથોમિથ આન્દોલાતા, અફળાતા ને ગુંફાતા રાસે,
પદઠેક કરતલ ધ્વનિ ઘડી વચ્ચોવચ્ચ વાગે, ઘડી પાસે,
ગોલકની ગોપીઓની ઝાંઝરની રુમઝુમ ઘૂઘરીઓ
સંગસંગ;
ભૂરોભૂરો કાલિન્દીય કૃષ્ણપટ વહે નિહારિકાઘટ્ટ-ગાઢ,
શુકચૂગી લક્ષલક્ષ ટેટીઓથી સોડચો લુમ્બ ઝુંબ બંસીબટ.
કોઈ નીલવર્ણો કૃષ્ણાર્ણવ ભરતીમાં ઊમટ્યો છે વિના તલતટ,
નીલકંઠ ગ્હેક્યો, કૃષ્ણમેઘ ગોરંભાયો અનરાધાર અષાઢ !
ભૂખરી આ તેજોમય એકસ્ટસીના ચગ્યા રાસે મને તું ખેંચી લે, ખેંચી લે;
કૃષ્ણ મારો મથુરાનો કુબ્જ જીવ આલુંચી લે, અબ્જ જેમ અડકીને દલેદલ ખીલવી દે, ખીલવી લે.

## ૬. પ્રેમને લીધે જ

બહાર
શ્રી કૃષ્ણના જૃંભણશું ઊંડું ઊંડું
બ્રહ્માંડ આ અતલ સામું વિકાસમાન,
ને ભીતરે
એવો જ—એવે પરિમાણ ખૂલતો
ઊંડો ઊંડો વિકસતો અતલાન્તરાત્મા;

'બંને ય એક મૂળભૂત પઢ્યું' તું પોથીમાં;
એકત્વ એ તત્ત્વનું બે ય
કેમે ન તાગી શકતે હું કોઈ દી
જો આપણે આમ પ્રીતાનુભૂતિમાં
ઉભે ન ગૂંથાઈ ગયાં હતે પ્રિયે !
અદ્વૈતની આંટી મહીં પરસ્પર.

## ફોટો/પન્ના નાયક

હું
ફિલાડેલ્ફીઆના રસ્તા પર ફરું છું
શબ્દનો કૅમેરા લઈને.
આ વૃક્ષથી ભર્યાભર્યા રસ્તાની પાછળ લપાયેલા
બેઠાડુ મકાનોમાં
સંસારની કેટલીય નેગેટિવ હશે
પણ
એને પામવા જતાં
મારો લેન્સ આંધળો તો નહીં થઈ જાય ને ?
મકાનની ચાર દીવાલોમાં કોણ હશે ?
કેટલા માણસો હશે ?
શું કરતા હશે ?
સાંજને સમયે ઉદાસ હશે કે પ્રસન્ન ?
સ્વપ્નની સૃષ્ટિમાં સરી ગયા હશે કે
ધકેલાઈ ગયા હશે સ્મરણોની ખાઈમાં ?

કે પછી
રજાઈમાં લપાઈ જવા આતુર હશે ?

મારે ય બાંધવું હતું એક ઘર
પણ
કેવળ ઈંટનું નહીં.
જ્યાં વ્હાલનું વર્ચસ હોય
એવું રાજ્ય મારે પણ ઊભું કરવું હતું
પાણી જેવડી પાતળી દીવાલોમાં.
ઘરને કોઈક ખૂણે બેસીને
મારે પ્રાર્થના કરવી હતી, યાચના નહીં.

ક્યારેક કોઈ બાળકનો કુમળો હાથ
મારા હાથને પકડી લેતે
તો
મારો પણ હાથ થઈ જતે
ગુલમહોરની એક ડાળખી.

ક્યાં લગી હું આમ વિચાર્યા કરીશ
મારે વિષે ?
શું થયું હોતે
ને શું થશે
એમાં ક્યાં લગી વહેરાયા કરીશ ?

ગાઢ આલિંગનમાં હોઉં છું ત્યારે પણ
દીવાલો કેમ ડોકાયા કરે છે ?
શું આ દીવાલો
ક્યારે ય તે, કદી ય તે
પળભર માટે ય પીગળશે નહીં ?

જીવનમાં બધે જ સફળ
અને પ્રેમમાં નિષ્ફળ કેમ ?
અને પ્રેમમાં નિષ્ફળ
તો
જીવન સફળ કહેવાય ખરું ?

વૃદ્ધાવસ્થાને આરે પહોંચીશ ત્યારે પણ
કોઈનો હૂંફભર્યો હાથ
મારા હાથમાં નહીં હોય ?
મારા હોઠના શબ્દો
કોઈના કાનની છીપમાં
મોતી થઈને કદી નહીં ઊઘડતા હોય ?

કે પછી
વૃદ્ધાવસ્થામાં પણ
હું જ મારા વૉર્ડરોબ પાસે
એકલી એકલી ઊભી રહી
પોષાક બદલી બદલીને
મારી અસલ ભૂમિકા ભૂલીને
કોઈની જ ભૂમિકા ભજવ્યા કરીશ ?

કયારેક થાય છે
કે
મારા ઘરમાં સાવ એકલી
બધા જ દીવાઓને ઓલવીને
મારા જ પલંગ પર એકલી આળોટું
કે
ચાદર પર
સળ પર સળ પર સળ પડી જાય
અને
હું મને કહી શકું કે હા,
હમણાં જ
મારી શય્યામાં
કોઈ આવીને સૂઈ ગયું છે,
કોઈ આવીને મને મબલખ પ્રેમ કરી ગયું છે.
પણ
મારી આ બધી છલનાનું સાક્ષી
મારું ઓશિકું
અને
એકલા ઓશિકાને આધારે
કોઈ જિંદગી જીવાય ખરી ?
હું
કોનો ફોટો લેવા ગઈ હતી
અને
કોનો ફોટો લઈ આવી ?

**કાગડો/રમેશ પારેખ**

એક ધીખતી બપોર લઈ
કોઈ એક કાગડાનું રણ માથે થાવું પસાર

ઉપરોક્ત કાગડાના તરસ્યા મસ્તકમાંથી
સઘળા વિચાર ખરી ચૂકયા છે
કૂંજાની, પાણીની, કાંકરાની, કાગડાની
વારતા ને સાર ખરી ચૂકયા છે

એટલે કે કાગડામાં
બાકી કશું જ નહીં ખરવાનું રણની મોઝાર

પડછાયો હતો તે ય રેતીમાં પડી ગયો
વધ્યો હવે ફક્ત શુદ્ધ કાગડો
કાગડાપણું તો એમ ઓગળ્યું બપોરમાં કે
પાણીમાં મીઠાનો ગાંગડો

કાગડો નહીં તો નહીં
ઊડવું, ન પડછાયો, નહીં વારતાનો વિસ્તાર.

## રૂપ અમારા/ચન્દ્ર પરમાર

જાગ્યું રે સૌભાગ્ય હો સૈયર ઊગમણે ઊગ્યા સૂર રે
એ તો સૈયર ભાલ અમારે હરદમ રેય હજૂર રે
વાયા પ્રભાતી વાયુ હો સૈયર મઘમઘ મીઠી મ્હેર રે
એ તો અમારા શ્વાસ મધુરા વનમાળી લ્હેરે લ્હેર રે
નાચે પેલો મોર હો સૈયર જો જો બહુરંગ વેશ રે
એ તો અમારા નટ નાગરની એક જ નર્તન ઠેશ રે
ખીલ્યાં કમળનાં ફૂલ હો સૈયર લો ઝીલો ઉલ્લાસ રે
એ તો અમારાં ઉર રે મ્હેકે ભમ્મરના વિલાસ રે
ચાલો ભરવા નીર હો સૈયર પીજો નદી ઉમંગ રે
એ તો અમારા જીવણ કેરો કેવળ એક તરંગ રે
નદીએ પીધાં રૂપ અમારાં આભે ઝીલ્યાં એ રૂપ રે
ઊગમણે ઊગ્યાં રૂપ અમારાં આથમણે રંગ ધૂપ રે
ગીત રૂપાળાં ગોવિન્દજી ને રાધા સુરભિત સૂર રે

## શમણે આવી/અશરફ ડબાવાલા

શમણે આવી રોજ સવારે અમથું મને ભવનું ભાથું દઈ જશો ને?

અમને થયું એમ કે અમે ડેલીએ જડયાં સાંકળે બેસી વાયરે હલ્યા કરશું
અમને હતું એમ કે તમે વેલને પાણી પાઈ લેશો ને આંખમાં અમે તરશું

હેલના કાંઠા ખોબે ખોબે પી લેશું ને તળિયે તમે રહી જશો, ને?

આંગણે સૂની ડાળની ઉપર કાગડો બોલે તેમ છતાં યે કંઈ ન હશે સુખ
દન પછી કાંઈ આવશે એવા આભલે તમે આભલું જોશો નંઈ તમારું મુખ

પાનીએ કાંટો પાકશે તો યે પગને તમે મારગ પાસે લઈ જશો ને?

# છ ગઝલ/મુકુલ ચોકસી

## ૧

ઉન્માદ ! કહેને કઈ છે દિશા જ્યાં ઉજાસ છે
દસ દસ દિશામાં સામટો જારી પ્રવાસ છે ?

શ્વસતા જો આવડે તો એ શ્વાસોચ્છ્વાસ છે
બાકી તો અમથા આ બધા પ્રાસાનુપ્રાસ છે.

હરએક પાસે એક-બે સપનાઓ ખાસ છે
જીવતર–એ શોધી કાઢવા થાતી તપાસ છે.

બંનેને એક સાથે શી રીતે જીવી શકાય ?
અંદર કશુંક છે ને કશુંક આસપાસ છે.

અહીંયાં મિલનમાં સર્વથી નોખા હિસાબ છે,
આજે પૂનમ તો આવતી કાલે અમાસ છે.

## ૨

શાનાં સ્તવન સ્તવું અને ક્યાંનાં કવન કવું ?
ઉન્માદ ! લાગણીથી વધારે તો શું લવું ?

હાથોમાં હાથ રાખી હવે કેમ જીવવું ?
તારે છે ચાલવું અને મારે છે મ્હાલવું....

પામી લીધું ઊંડાણ મેં અભિવ્યક્તિનું નવું
ચૂમે તો ચીસ પાડું ને કાપો તો કલરવું !

સહરાની છાલકો ય પછી અમને ચાલશે
શીખી જવા દો એક વખત તરબતર થવું.

જાકારો આઠે આઠ દિશાએ દીધા પછી
અંતર્મુખ એક પળમાં થયા, એમાં શું નવું ?

## ૩

ઉન્માદ ! જ્યારથી કશી સમજણ નથી રહી
પળને પ્રલાપવાની પળોજણ નથી રહી.

કે એ ક્ષણે તો જે કંઈ નહોતું તે પીડતું
ને આજની પીડા છે કે એ ક્ષણ નથી રહી.

આ લાગણી તો જેવી હતી તેવી છે હજુ
તો બુદ્ધિ કેમ એવી વિચક્ષણ નથી રહી ?

ને રંજ માત્ર ભીંત તૂટયાનો નથી મને
બીજી રીતે કહું તો છબી પણ નથી રહી.

એકાદ શ્વાસ આવે ને એકાદ જાય તેમ
બે-ત્રણ સ્મૃતિ રહી છે ને બે-ત્રણ નથી રહી.

## ૪

ઉન્માદ ! કાવ્યમાં ક્યાં રહ્યો કોઈ ડર ?– કહો
વાત આપણી જ આપણા ઉલ્લેખ વગર કહો.

ના વસ્તુલક્ષી થઈ, કે નહીં આત્મલક્ષી થઈ
આજે પદાર્થમાત્રથી થઈ જઈને પર, કહો.

ખડિયા ભલે સુકાય,....ને તૂટે ભલે આ ટાંક
ને થાય કોઈને ન ભલે કંઈ અસર, કહો.

રણ પર જો બારે મેહ ના વરસે તો કંઈ નહીં
ટીપાથી યે અમે તો થશું તરબતર, કહો.

આજે અમે અટૂલા છીએ એટલી હદે
કોપાયમાન થઈએ તો કોના ઉપર, કહો ?

ઉન્માદ ! ફેર સૂકી હથેળીને શો પડે ?
સૂકી હથેળીને જો તમે માનસર કહો !

આ ભાંગતી ક્ષણોના સહારે કશુંક આપ
ઉન્માદ ! ચાહવાથી વધારે કશુંક આપ.

ઊભી છું હું અતીતને આરે, કશુંક આપ
ધાવું છે મારે, મારી વહારે, કશુંક આપ.

ભરચક–અફાટ–ખુલ્લા કિનારે કશુંક આપ
જેને જે ધારવું હો તે ધારે, કશુંક આપ.

સંધ્યા ઉષામાં ભિન્ન નિખરતા સૂરજની જેમ
વિધવિધ રીતે વિવિધ પ્રકારે કશુંક આપ.

## ગૂમ ઘર/ભરત વિંઝુડા

ઘરમાં છે વિશ્વ બંધ અને બ્હાર ગૂમ ઘર
એવી રીતે હું આવી પહોંચ્યો છું શૂન્ય પર.

અંદરનો કે બહારનો આ ખળભળાટ છે?
આંખો ઊઘાડીને કે બીડીને કરું નજર?

એક ઘરની આસપાસ અરીસા અસંખ્ય હો
એવી રીતે જ કાશ ઊભું થઈ ગયું નગર.

સૌથી નજીકનું ય બહુ દૂર લાગતું
એકાંત વિસ્તરીને બની જાય છે સફર.

પૃથ્વીનો છેડો સાવ અહીં પગ નીચે જ છે
અહીંયાંથી આ અવકાશમાં ગબડી જવાનો ડર.

૬

ઉન્માદ! મારી જેમ અટૂલો ન આવજે
કવિતાની પેલે પારનાં ડૂસકાંઓ લાવજે.

મટિયાલા મનની મહેકને મનદુઃખ થશે છતાં
વાવી શકાય તો મહીં વૈફલ્ય વાવજે.

અંતિમ શ્વાસ લગ મને દેજે તુ ઝૂરવા
કિન્તુ એ શ્વાસ છોડું એ પહેલા બચાવજે.

થોડી અશબ્દ રાત્રિઓ મેં પણ વિતાવી છે
થોડી અશબ્દ રાત્રિઓ તું પણ વિતાવજે.

## ભજન–ગઝલ/અરલિત ત્રિભદ્ર

એક કૌતુક થૈ રહ્યું છે, આવજો ધીરે, પ્રભુ!
એક માણસમાં પ્રવેશી રહી છે એક મીરાં, પ્રભુ!

જેમ તારા હાથમાં ઘટઘટ તણી ઘટમાળ છે
આ અમારા હાથમાં છે એમ મંજિરાં, પ્રભુ!

હું હવે ત્રાસી ગયો ઇસ્ત્રી કરેલા દેહથી
કે હવે આવો, અને એના કરો લીરા, પ્રભુ!

તું નથી મળતો તો તારા પગ સુધી આવે બધાં
ને પછી પથ્થરની સામે રોજ ગોકીરા, પ્રભુ

કોઈ સાચા શબ્દ સામે આંખ મંડાતી નથી
ને અમે તો શોધતા'તા ગઝલમાં હીરા, પ્રભુ

## વિદાય પછી/શશિશિવમ્

આ ધરતીની આડીઅવળી અજાણી અટવીઓમાં,
ખડકાળ પથ્થરિયાળ ખીણો ને ડુંગરોમાં,
ગીચ ઝાડીઓમાં,
તમારી વિદાય પછી અટૂલા રખડતાં રઝળતાં
તેંતાળીસ વર્ષોના સર્પ પગમાં વીંટાયા ને
સરકી ગયા.
ક્યારેક કાળોતરાનાં ગૂંચળાંનાં અંધારાં અટવાયાં,
નાગના ફુત્કારનાં ઝાંખરાંમાં અટવાતો
ભયત્રસ્ત પગલે
ચાલવા મળી તે ધરતી ખૂંદતો રહ્યો–સાવ એકલો,
સ્મરણની માળા જપતો.
અથડાયો કુટાયો વારંવાર,
પછડાયો ઘવાયો અનેકવાર,
માળા જપતો રહ્યો તવ સ્મરણની.
છતાં ન જોયું પિતા! તવ વદન સ્વપ્ને ય.
અને આજે આમ અચાનક
પાછલી રાતના બ્રાહ્મમુહૂર્તે
તમારી તેજતપતી પૂર્ણ કાય સન્મુખ ઊભી
શિખાથી પગના અંગુષ્ઠ સુધીની.
એ જ સ્નિગ્ધ કાયા,
એ જ નેહસુધા-નીતરતાં નયન,
એ જ વાત્સલ્યભીના ઓષ્ઠ,
જાણે હમણાં ચુંબન ચોડી દેશે!
તમારા ઘાટીલા એ જ સુદીર્ઘ બાહુઓ
હમણાં બાથ ભીડી જાણે માથે ફરશે!
વિશાળ વક્ષસ્થળની રોમાવલિ ફરફરે
જાણે હૃદયભવની લ્હેરોમાં મને સુંવાળપનો
લેપ કરશે!
અને અઠ્ઠાવનનો મટી
આઠ વર્ષનો બની હું બાઝી પડું.
—ને ઝબકીને જોઉં તો
તમે ઓઢતા તે પછેડી મારી બાથમાં.
અને તમારી કાયાની સુગંધથી પછેડી મહેકી ઊઠી!
મ્હેક મને ઘેરી વળી,
મારા રક્તપ્રવાહના અણુઅણુમાં,
દેહના કોષેકોષમાં પસરી રહી,
અને હું
પછેડી બાથમાં ભીડી સૂઈ ગયો–ક્યાંય સુધી
સૂઈ રહ્યો
એ સુગંધના શ્વાસ લેતો.

[અનુસંધાન પૃ. ૨૨થી]

લાગ્યા કરે છે. તો સામે પક્ષે અનિલે ગીત સિવાયની કૃતિઓમાં અનુભૂતિ અને અભિવ્યક્તિની છટા દ્વારા સુબદ્ધ, સુરેખ અને બળકટ કવિતાનો અનુભવ કરાવ્યો છે જ.

શબ્દ અને કવિતા વચ્ચે જેટલું અંતર છે એટલું જ અંતર છે દરિયા અને પાણી વચ્ચે. બંને વચ્ચેની ભેદરેખા બહુ પાતળી, જલદીથી કળી ન શકાય એવી છે, એ જ તો મૂંઝવણ છે. આ મૂંઝવણ સમગ્ર માનવની હોવા છતાં અહીં જે કંઈ અભિવ્યક્ત છે એ કવિચિત્તની મૂંઝવણનું પરિણામ છે. અહીં જે અનુભવ છે એ કવિનો અને માત્ર કવિનો જ છે. એથીસ્તો કદાચ કાવ્યેતર વાતમાં કવિતાને 'એકલપેટી રમત' કહી છે. પ્રશ્નો અંદર જ ઊઠે છે ને અંદરથી જ જવાબો શોધતાં શોધતાં જે કંઈ હાથ લાગ્યું એ બીજાની આંગળીઓ વડે સૂરજ ચીતરીને એમણે બતાવી આપ્યું છે. આ સૂરજ ચીતરવાની પ્રક્રિયા એ જ તો છે અનિલની કવિતા! કહો કે એ એકલપેટી રમતની ફળશ્રુતિ છે!

## છલોછલ/શૈલેષ ટેવાણી

ક્ષણ આ શબ્દ આ ને હું પણ છલોછલ,
સ્મરણ આ કલમ આ ને તું પણ છલોછલ.

અસલિયત થઈને તું સાથે રહે છે,
સતત હરવળાંકે હું નીતરું છલોછલ.

તરન્નુમ આ સાંભળતાં સૌ કોઈ ઝૂમે;
ક્ષણેક્ષણ તે મારામાં ઘૂંટું છલોછલ.

ખરલ આ સરલ આ છતાં પણ છે વિસ્મય,
મ્હેક આ તરલ છે ને હું પણ છલોછલ.

સ્તવન આ ચરણ આ મધુરપ અને હું,
પમરતો રહું છું ઊભરતો છલોછલ.

## પર્ણો ન ખેરીએ/બાપુભાઈ ગઢવી

પાછું જઈ ચડાયું એ જ શિવની દેરીએ,
દીધો'તો ડંખ એક દી જ્યાં સાપ ઝેરીએ.

એક શબ્દ સોળવલ્લો છૂટી ગ્યો છે ગાંઠથી;
શોધી રહ્યો છું આમ આ શેરીએ શેરીએ.

તે, અંતે આમ પાદરે થૈ પીપળો ઊભો;
જે જીવને રોપ્યો ન કોઈ ઘર કે શેરીએ.

તરણું ય વેરવાનું જ્યાં ગુનો ગણાતું હોય,
એ વાતમાં શું થાય ત્યાં જો ફૂલ વેરીએ ?

રહેવા દે બાપુભાઈ, કે મનને ન સોરી નાખ
ક્યારે ય લીલા ઝાડનાં પર્ણો ન ખેરીએ.

## કુમળી હથોડી/ઉદયન ઠક્કર

કઈ તરકીબથી પથ્થરની કેદ તોડી છે?
કહો, શું તૃણ કને કૂમળી હથોડી છે?

તમારે સાંજને સામે કિનારે જાવું હો,
તો વાતચીતની હલ્લેસાં-સભર હોડી છે.

સમસ્ત સૃષ્ટિ રજતની બન્યાનો દાવો છે,
હું નથી માનતો : આ ચંદ્ર તો ગપોડી છે!

ગઝલ કે ગીતને એ વારાફરતી પ્હેરે છે :
કવિની પાસે શું વસ્ત્રોની બે જ જોડી છે?

## સાવ એકલા છીએ/જગદીશ વ્યાસ

રાત-દી રઝળવામાં સાવ એકલા છીએ,
ગોળ ગોળ રસ્તામાં સાવ એકલા છીએ.

આટલું જીવીને મેં એક વાત જાણી છે,
સર્વ પોતપોતામાં સાવ એકલા છીએ.

બે ઘડી બગીચામાં સાથાસાથ ટહેલીને,
આ અખૂટ સહરામાં સાવ એકલા છીએ.

કોઈ આપણા જેવું સાંપડે તો પૂછીએ :
આમ શેના બદલામાં સાવ એકલા છીએ ?

શી ખબર હશે ક્યારે આભ આખું પોતાનું,
આ જ તો આ માળામાં સાવ એકલા છીએ.

# રોકી શકું તો ને ?/ચતુર પટેલ

દંતકથાના સફેદ હાથી પર
સવાર થઈ નીકળેલી
મારી લગામહીન લાગણીઓને
કેવી રીતે રોકી શકું ?

આંખમાં બેઠેલાં દૃશ્યોને
આંસુમાં ઓગાળી વહાવી શકાતાં નથી !
લોહીમાં ઓતપ્રોત થઈ ગયેલા
અભાવને ચાળી શકતો નથી,
ખાળી શકતો નથી
સાંજના આકાશનું ફાળિયું બાંધીને
દોડ્યા કરું છું....દોડ્યા કરું છું....
સંધ્યાના ગુલાબી રંગોને સ્પર્શવા માટે;
પણ થીજી ગયેલી મારી અનામિકાઓને
કોણ સજીવન કરશે ?

હારબંધ ઊભેલાં વૃક્ષોની લીલોતરી
પહેરવા જેટલી જડતા મારામાં ક્યાં છે ?
અને મારું સભાનપણું....!!!
આ હથેળીમાં પડેલી અસ્તવ્યસ્ત
રેખાઓને હું ભૂંસી શકતો નથી
ને લગામહીન મારી લાગણીઓને
રોકી શકતો નથી !

મારા પૂર્વજો પણ
આવી જ ગડભાંજમાં ઓગળી ગયા હશે,
અને હું તથા મારી આવતી બોત્તેર પેઢી પણ
કદાચ કોક જાણતલ જોશીડા મળી જાય,
કોઈ જાણભેદુ જડી જાય,
અને કોયડો ઊકલી જાય તો જુદી વાત છે.
પણ, એ તો માત્ર કલ્પનાના ટટ્ટુ પર બેસીને
હિમાળે હાડ ગાળવા જેવી વાત થઈ !
સાલ્લાં ટટ્ટુ તો અધવચ્ચે ડૂબી જવાનાં
ને આપણે તો કાયમના રઝળી પડવાનાં !
એટલે તો
હાથવગી લાગણીઓનો ભડકો કરી
મારી ઠરી ગયેલી અનામિકાની ટાઢ ઉડાડું છું.

મને....મને....સતત મન થાય છે
હિમાળે હાડ ગાળવા જવાનું,
વૃક્ષોની લીલી જડતા પહેરવાનું,
દૃશ્યોમાં ઓગળીને વહી જવાનું
લોહીમાં ઓગળી ગયેલા અભાવને ચાળવાનું
સાંજના આકાશનું ફાળિયું બાંધી દોડવાનું;
પણ પ્રત્યેક ક્ષણે મારા અસ્તિત્વને
તૂટતું રોકી શકું તો ને !!!

## એકલપેટી રમતની ફળશ્રુતિ

### હર્ષદ ત્રિવેદી

કવિશ્રી અનિલ જોશીનો 'કદાચ' કાવ્યસંગ્રહ પ્રકટ થયો ૧૯૭૦માં. બરાબર એક દાયકા પછી (૧૯૮૧) અનિલ બીજો સંગ્રહ 'બરફનાં પંખી'* આપે છે. 'બરફનાં પંખી'ની બે પાંખો માંહેની કુલ પંચાવન રચનાઓમાંથી કદાચ સાતેક જેટલી તો ફરીવાર આવી ભરાઈ છે! ૧૯૬૨થી આરંભાયેલી કાવ્યયાત્રામાં અનિલને ગીતકવિ તરીકે ગુજરાતી કવિતામાં વિશિષ્ટ અનુભૂતિ ને અભિવ્યક્તિને કારણે ઠીક ઠીક યશપ્રાપ્તિ થઈ છે. રાજેન્દ્ર-નિરંજન, ઉશનસ્-જયંત પાઠક પછીના કેટલાક જુદા પડતા કવિ-અવાજોમાંનો એક નોંધપાત્ર અવાજ અનિલનો પણ છે.

પ્રસ્તુત સંગ્રહમાં 'કદાચ'ને મુકાબલે અછાંદસ રચનાઓની સંખ્યા વધુ છે. લગભગ ઓગણીસ જેટલી અછાંદસ અને બાકીની ગીતરચનાઓ છે. પુનર્મુદ્રિત થયેલી ગીતરચનાઓને બાદ કરતાં 'બરફનાં પંખી'માં ગીત રચનાઓ અને અછાંદસ રચનાઓની સંખ્યામાં ખાસ કોઈ મોટો ફેર પડતો નથી, બલકે બંને પલ્લાં લગભગ સરખાં થઈ રહે છે.

અનિલે પોતાની સંવેદનશક્તિ અને કવિ-વ્યક્તિત્વની ઓળખ તો પ્રથમ સંગ્રહથી જ આપી દીધી છે, છતાં એ એક કાવ્યનાયિકાના મુખે કહે છે :

'પેલા પગથિયે મારી ઓળખ મેલી
ને પછી બીજા પગથિયે મેલ્યું ગામ (પૃ. ૧)

હંમેશાં ત્યાગના સમયે તો કશુંક એક બાજુ કોરાણે 'મેલવાનું' હોય છે. કવિ અહીં એક-બે નહીં પણ ઇગ્યાર પગથિયાં સુધી ગમતીલાં ખેતર, કામકાજ, દરિયો, હોડી, હલ્લેસાં, કોડી, વીતકની પોટલી છેવટે વાચાનું ડોળિયું સુધ્ધાં એક બાજુ મેલે છે. નવમા પગથિયે મૂકેલી વીતકની પોટલીને દસમા પગથિયે જોઈને કહે છે : 'ને બારમે પગથિયે હું શેઈ'. એક પછી એક પગથિયે કશુંક મેલવાની સાથોસાથ, કવિ જાણે કે પેલી પોટલીમાંથી કાવ્યવિશેષોને સતત પ્રકટાવી રહે છે!

'જળથી છૂટાં વ્હાણ તરે
ને વ્હાણથી છૂટા શઢ' (પૃ. ૧)

'મુક્તિ' કાવ્યની ગતિ જ કૈં એવા પ્રકારની છે કે, પંક્તિના આરંભ અને અંતના શબ્દો એકબીજાની સાથે ભાવસંબંધથી મુક્ત થવાને બદલે સાંકળના આંકડાની માફક જોડાય છે! પણ છેલ્લી પંકિત 'નાકથી છૂટા વાયરો વાતો ને જીવથી છૂટા રામ' વાંચતાં જ જાણે કે બધા અંકોડા મીણના હોય એમ બધું જ એક સાથે ઓગળી જતું જણાય છે. અહીં પંકિતઓ માત્ર સમીકરણાત્મક જ ન બની રહેતાં મુક્ત થવા માટેની એ સ્વાભાવિક ગતિ હોય એમ લાગે છે.'...જીવથી છૂટા રામ' સુધીમાં તો કવિ ક્રમશઃ સઘળા સંદર્ભોથી અલગ કરી દઈને નક્કર રીતે મુક્તિનો અનુભવ કરાવી આપે છે.

---

* 'બરફનાં પંખી' અનિલ જોશી, પ્રકા. એન. એમ, ત્રિપાઠી પ્રા. લિ. (મુંબઈ), પ્રથમ આવૃત્તિ, ૧૯૮૧, કિંમત-રૂ. ૧૪-૦૦, પૃ. ૮૮, કાચું પૂંઠું.

[અવલોકન માટે પ્રકાશકોએ-સર્જકોએ કાવ્યગ્રંથની બે નકલ મોકલવી આવશ્યક છે.-તંત્રી]

અનિલનાં કેટલાંયે ગીતોનો ઉપાડ અનુભવની પ્રબળ પ્રતીતિને કારણે, બીજી કોઈ પણ જાતની કૃત્રિમતામાં સર્યા વિના, જેટલી સાહજિકતાથી કાવ્ય બની આવે છે એટલી જ સાહજિકતાથી લયનો એક પ્રવાહ રચી આપે છે. એ પ્રવાહમાં ખેંચાવા કરતાંય ભળી જવાનું કવિતાના કોઈ પણ ભાવકને ગમે એવું છે! જો કે બધાં જ ગીતોમાં આવું બનવા પામ્યું નથી કેટલીયે રચનાઓમાં કવિ સાહજિક ઉપાડ પછીના ભાગમાં એટલી જ સાહજિકતા જાળવી શક્યા નથી, અને ત્યાં કેટલેક અંશે કૃત્રિમતાનો પ્રવેશ થઈ જાય છે. ટૂંકમાં એક જ ગીતમાં આપણને એકથી વધુ પ્રકારના અનુભવો થાય છે, ત્યારે ગીતને માણવાની પ્રક્રિયામાં અવરોધ અવશ્ય ઊભો થાય છે.

આ રહી એમનાં કેટલાંક અથેતિ સુંદર ગીતોની કેટલીક પંક્તિઓ :

મારી છાતીનાં પાંદડાંની જાળી ઉઘાડીને
ઊડ્યું ગગન એક ભૂરું
દોડે રે ભાઈ! ઊડ્યું ગગન એક ભૂરું (પૃ. ૩)
'પીળા પાંદડે ખાઈ લથડિયાં ગઈ પાનખર
પાન સોંસરી ગઈ.
મથ્યા રોકવા તો ય આંખરે ગઈ હવા પણ નાક-
સોંસરી ગઈ...
—અંતે અઘોરવનમાં કીડી ચટકે ફેણ પછાડી ગઈ
કાંચળી સાપસોંસરી ગઈ' (પૃ. ૧૧)
'પેલા વર્સાદનો છાંટો મુને વાગિયો
હું પાટો બંધાવવાને હાલી રે...(પૃ. ૧૩)
મેં તો તુલસીનું પાંદડું બિયરમાં નાખીને પીધું"
(પૃ. ૧૮)
'અણોઠીઓના ઢગલે દાઝ્યા કંઈક કવિના કિત્તાજી
શબ્દોમાં હું એમ પ્રવેશ્યો જેમ આગમાં
સીતાજી' (પૃ. ૨).
'મેડી પરથી કુંજડીઓની કતાર જેવા વાદળ-
છાયા દિવસો થાય પસાર' (પૃ. ૨૦)
'વાયરા સિવાય કોઈ પયોણા ન આવિયા
એવા ફળિયાની હું ધૂળ' (પૃ. ૨૪)

અનિલ કવિ તરીકે અત્યંત સંવેદનશીલ તો છે જ, અભિવ્યક્તિ પરત્વે પણ એમની સભાનતા નોંધ-નીય છે. આ સંગ્રહમાં સુરેખ અને હૃદ્ય અછાંદસ રચનાઓ જોઈને હર્ષ થાય છે, છતાં કહી શકાય કે ગીત એ એમના માટે 'હાથવગો' કાવ્ય પ્રકાર છે. બહુ સરળતાથી એ ગીતમાં શબ્દચિત્રો ઊભાં કરે છે, ને પ્રાકૃતિક ભાવાભિવ્યક્તિનો પણ ભરપેટ ઉપયોગ કરી જાણે છે. કવિની આંખ પાંદડે લથડિયાં ખાઈ પાનસોંસરી જતી પાનખરથી માંડીને આંબાના લાકડામાં જાગતા ઝાડને જોઈ શકે છે. કવિના કાન કાગડાના ક્રાંઉ ક્રાંઉ અવાજોથી ખીચોખીચ જંગલમાં કીડીએ ખાધેલા ખોંખારાને સાંભળી શકે છે એ જ તો એમની સંવેદનશક્તિની તીવ્રતાનું દ્યોતક છે.

સ્રીસહજ ભાવાભિવ્ય અનિલની કવિતાનું વિશિષ્ટ લક્ષણ છે. આ પ્રકારની અનુભૂતિને ગીત-વિશેપ માફક આવે છે. કવિએ જાણે કે પીડાને ઉછેરી છે, ચાહી છે. ફાટફાટ થતી વેદનાને પણ કોઈ પણ જાતના કવેતાઈ બૂમ–બરાડા વિના અને ખોટી શબ્દાળુતા (verbosity) વિના આટલી નાજુકાઈથી પ્રતીકાત્મક રીતે મૂકીને અનિલ વિશિષ્ય અર્થમાં કવિતા સિદ્ધ કરે છે :

'ફળનું ફળ વિફળતા રે હાલરડું
વાંઝણીના ફળમાં હોજી' (પૃ. ૧૬)
'મારી કોઈ ડાળખીમાં પાંદડાં નથી મને
પાનખરની બીક ના બતાવો' (પૃ. ૧૨)
'માણસ કરતાં હું હોત મીઠાની ગાંગડી
તો છાંટો વાગ્યો કે જાત આંગળી રે...(પ. ૧૩)

'બાકસ ખોખું' જિંદગી ને સળીઓ જેટલાં દુઃખ રે (પૃ. ૮).

કવિએ ઉછેરેલી વેદના જ્યારે કવિતા બનીને કાગળ ઉપર ઊતરી આવે છે ત્યારે મુખરિત થતી મૌલિક્તિ ઉપર વારી જવાય છે.

'કપિલવસ્તુ'માં કટાક્ષયુક્ત શૈલી દ્વારા કવિ શું અને કેટલું સિદ્ધ કરી શકયા છે એ સ્વયંસ્પષ્ટ છે. 'એક વાહાના ખોખાથી લઈ સાઠ વરસના ખોખા દાંત ઉપર પૃથ્વી ઊંચકવા નીકળ્યા ખાલી ખોખાં' (પૃ. ૬)

'કાચો કુંવારો એક છોકરો રિસાઈ જતી છોકરીનું ગીત' કે 'આડી બિલાડી એક ઊતરી' જેવી રચનાઓને એક મિજાજ (Mood) લેખે જ ગણીને અનિલની કવિતા વિશેની બે વાત જોઈએ; 'કદાચ'નું અવલોકન કરતાં શ્રી ધીરુ પરીખ નોંધે છે :

"ગઝલોમાં ગૂઢતા વેદનાની સામાન્ય અભિવ્યક્તિ જોઈ શકાય છે, એવું જ બન્યું છે અછાંદસ રચનાની બાબતમાં એ રચનાઓ પણ કોઈ વૈશિષ્ટ્ય પ્રગટ કરતી નથી. 'એક ક્ષણ'માં શહેરી સાંજ પરનો કટક્ષા પણ ઠીક ઠીક રીતે વ્યક્ત થયો છે. બાકી તો સંગ્રહનાં ગીતોમાં જ કવિના સવાઈ છે એમ કહી શકાય". ('અત્રત્ય–તત્રત્ય', પૃ. ૯૧)

શ્રી સુરેશ દલાલ નોંધે છે : "શું રમેશ કે શું અનિલ, એમનાં ગીતોમાં લયની એકવિધતા છે, પંક્તિ અને અંતરામાં એકવિધતાને અતિક્રમી જાય, ઊર્મિગીતોમાંથી બહાર નીકળી જવાનો પુરુષાર્થ કરે એવી માગણી વધારે પડતી નથી."

('ચાર કવિ', પૃ. ૧૦)

અનિલે 'કદાચ'માંના અછાંદસ–કાવ્યો વિશેનું 'મેણું' અહીં જરૂર ભાંગ્યુ છે, અનુભૂત ભાવોની નક્કર અભિવ્યક્તિ દ્વારા, પોતાની અછાંદસ રચનાઓને વિશેષ સિદ્ધિના શિખર ઉપર બેસાડવી એ કદાચ એમનું ધ્યેય (goal) છે, 'શબ્દપ્રાત', 'ફેર', 'વીસમી સદી', 'ટિટોડીનો અવાજ', 'એક જીવતો આપઘાત' વગેર રચનાઓ દ્વારા એમણે પોતાના ધ્યેયને ચોક્કસપણે પાર પાડયું છે એમ કહેવામાં અતિશયોક્તિ નહીં ગણાય; જ્યારે ઊર્મિગીતોની બાબતમાં કેટલીક રચનાઓને બાદ કરતાં પેલો એકવિધતાને તંતુ હજુ પણ જોડાયેલો જ છે. છતાં અનિલને ગીત જેટલી સાહજિકતાથી ફૂટે છે એટલી જ સાહજિકતાથી અછાંદસ રચનાઓ નથી મળી આવની. એમાં અભિવ્યક્તિ સાધવા માટે ભાપા કરવી પડતી જબ્બર મથામણ છતી થઈ આવે છે. અલબત્ત, અછાંદસ કૃતિઓને, કવિને સહજ એવો લય અને ગીતની પઘાળુતાનો લાભ જરૂર મળ્યો છે.

આંતરપ્રાસ અને લયની પ્રબળતાને કારણે ખેંચાઈ આવતા શબ્દો ક્યારેક લાભશંકર ઠાકરની કવિતાની યાદ અપાવે તો નવાઈ નહીં !

'બરફનાં પંખી'નાં અછાંદસ–કાવ્યોની સીમા (range) લંબાઈ છે, આ કાવ્યો એની રીતિ અને કાવ્યાનુભવની દ્દષ્ટિએ પણ વધારે સમૃદ્ધ જણાય છે, એમ નિશ્ચંતપણે કહી શકાય.

સાંપ્રત જગતની વિષમતાઓને કવિ સારી રીતે પિછાણે છે. દરેક સંદર્ભોથી છિન્ન થઈ ગયેલા માનવ જીવન અને કથળતા જતા સમાજની કવિને ચિંતા પણ છે ને એટલે જ તો એ અકળાય છે. માણસની અંદર જ રહેલો એકે નહી અનેક પ્રકારના માણસને ઓળખવાની, કહો કે માનવીય તત્ત્વને પામવાની મથામણ આ કાવ્યોમાં દેખાય જે આસપાસ કશુંક અજુગતું બની રહ્યું છે, એના સાક્ષી બનીને 'મૌન' કેવી રીતે સેવી શકાય ? કવિ પાસે એકમાત્ર આધાર છે શબ્દ ઉચિત રીતે પ્રયોજે તો જીવતો શબ્દ !

એથીસ્તો કવિ શબ્દો દ્વારા આમ બળાપો કાઢે છે.

અને ગોપીચંદની પ્રેમ અને વૈરાગ્યની વાતોએ, મત્સ્યેન્દ્ર–ગોરખનાથની અલખરટણાએ, નરસિંહ–મીરાંની ભક્તિપ્રચુર જ્ઞાનવાણીએ અને જેસલ–તોરલની પ્રેમભક્તિએ એમના ચિત્ત પર ચિરસ્થાયી અસર પાડેલી. આ સંસ્કારોથી એમની જન્મજાત ઈશ્વરશ્રદ્ધા અને ભક્તિ પોષાયેલાં અને પોરસાયેલાં. એમનાં ભજનોમાં નિજી અભિવ્યક્તિ સાથે આ આધ્યાત્મિક દીપ્તિ પ્રકાશી રહી છે તે એમનાં ભજનોને અર્વાચીન ગુજરાતી કવિતાસાહિત્યમાં નોખાં સ્થાપી આપે છે.

એમનાં ભજનોનો પ્રથમ સંગ્રહ 'રામસાગર' ઈ.સ. ૧૯૫૧માં પ્રકટ થયો ત્યારે મુંબઈના 'કલમ મંડળ' તરફથી એ સંગ્રહને 'મહીડા પારિતોષિક' એનાયત થયેલું. આમ, એમની નિરાડંબરી, ગૂઢ અને કલાત્મક ભજનવાણીનું ગુજરાતી કાવ્યપ્રેમીઓ અને મરમીઓએ ઉમળકાથી સ્વાગત કર્યું છે. એમનાં ભજનોનો બીજો સંગ્રહ છે 'અલખતારો'. એ પ્રકટ થયો ઈ.સ. ૧૯૫૬માં. એમનો ત્રીજો ભજનસંગ્રહ 'સોહમ્' ૧૯૬૦માં પ્રકટ થયો હતો. ત્યારબાદ ૨૩ વર્ષમાં એમનો અન્ય એક પણ ભજનસંગ્રહ પ્રકટ થયો નથી એ 'સુધાંશુ'ની પ્રકાશન માટેની ઉદાસીનતા સૂચવે છે. આમ તો એ નિયમિત લખનારા સર્જક. આથી 'સોહમ્' નામક એમના ત્રીજા ભજનસંગ્રહ પછી પણ એક નહિ, પણ વધુ સંગ્રહો થઈ શકે એટલા એમનાં પ્રકટ–અપ્રકટ ભજનો પડ્યાં છે. એમનાં આરંભથી અંત સુધીનાં પ્રકટ–અપ્રકટ બધાં જ ભજનોનો એક સર્વસંગ્રહ થાય તો એ આવકાર્ય પ્રકાશન બની રહે.

સાહિત્યસર્જનમાં એમણે વાર્તાઓ પર પણ હાથ અજમાવ્યો છે. એમની એ સાગરકથાઓ ઈ.સ. ૧૯૬૬માં 'હલેસાં' નામથી ગ્રંથસ્થ થઈ છે. પરંતુ સર્જનક્ષેત્રમાં એમની પ્રથમ પ્રીતિનું ભાજન તો કવિતા જ, અને તેમાં ય ખાસ તો ભજનો જ. એમનાં ભજનોમાં એમના વ્યક્તિત્વના પણ બે ગુણ–નિખાલસતા અને સરળતા–પ્રતિબિંબિત થાય છે. ભાવસચ્ચાઈ સાથે ગૂઢનું આકર્ષણ એમનાં ભજનોમાં આગળ તરી આવે છે. સૌરાષ્ટ્રના તળપદા ઢાળોને એમણે પોતાનાં ભજનોમાં પુનર્જીવિત કર્યા છે, અને નિજી અભિવ્યક્તિથી એને કલાક્ષમ બનાવ્યાં છે. એમની તાજપભરી કલ્પનાઓ અને નૂતન પ્રતીકાયોજન–રૂપક વગેરેએ જૂની ભજનશૈલી અને જૂના ભજનસ્વરૂપને નવો ઓપ આપ્યો છે. એમની કાવ્યબાની એમના હૃદયભાવોને સચોટતાથી અભિવ્યક્ત કરી શકે તેવી નિપજી આવી છે. એમાં એક ઘૂંટાયેલી હથોટીના ભજનિકનો પરિચય પામી શકાય છે. આથી કૃતક ભક્તિવેડા કે પછી મારીમચડીને ઠાંસેલું ચિંતનમનન એમનાં ભજનોથી હમેશાં દૂર રહ્યાં છે. આનાં કારણો કદાચ બે : એક તો સૌરાષ્ટ્રનાં ભજનોની પરંપરાનો એમનો ઊંડો અભ્યાસ; અને બીજું, એમની હૃદયની સાચી લગન. પરિણામે નિર્દંભ અને નિર્વ્યાજ પ્રભુપ્રીતિનાં દર્શન એ એમની અનેક રચનાઓમાં થાય છે. અત્રે એ પણ નોંધવું જોઈએ કે એમણે મધ્યકાલીન ભક્તકવિઓ કે ભજનિકોની જેમ આ જીવનને, ઇહલોકને ઉવેખ્યાં કે તુચ્છ ગણ્યાં નથી. ઇહજીવનને ભોગે પરલોકપ્રીતિ ગાઈ નથી, બલકે ઇહજીવનના ઊર્ધ્વીકરણને અર્થે એમણે પરલોક અને પરમેશ્વરનું ગાન કરેલું છે. આવા અલગારી અને એકલપંથી સદ્ગત 'સુધાંશુ' અર્વાચીન ગુજરાતી ભજનસાહિત્યમાં નોંધપાત્ર પ્રદાન કરનાર કવિ છે.

---

# કવિલોક

ગુજરાતી
કવિતાનું
ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ
તંત્રી
ધીરુ પરીખ

વર્ષા
૨૦૩૯
જુલાઈ–ઑગસ્ટ ૧૯૮૩
સળંગ અંક ૧૫૪
દ્વિજ અંક

## ૮૨

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષ · ૨૦૩૯ · સળંગ અંક ૧૫૪ · દ્વિજ અંક ૮૨

જુલાઈ–ઑગસ્ટ ૧૯૮૩

કાવ્યો



ગદ્ય



તંત્રી · ધીરુ પરીખ

**આસ્વાદ**



**અવલોકન**



**કવિતાવૃત્ત**



સલાહકાર

રાજેન્દ્ર શાહ · નિરંજન ભગત

- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની ૭ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં પ્રકટ થાય છે.
- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂ. ૭૫ યા ડૉ. ૧૦
- લવાજમ મોકલવાનાં સ્થળ : ૧. 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯. ૨. વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ-૧ યા સ્ટેશન રોડ, આણંદ. ૩. સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ–૧

આ અંકની છૂટક કિંમત રૂ. ૫

આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહારનું સરનામું :

'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા,

અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ

'લાવણ્ય' વિજય પાર્ક

નવરંગપુરા અમદાવાદ-૯

મુદ્રણસ્થાન

સુરમ્ય, નવરંગપુરા પોલીસ સ્ટેશન પાછળ,

અમદાવાદ-૯

વર્ષ · વિ. સં. ૨૦૩૯ **કવિલોક** જુલાઈ–ઓગસ્ટ ૧૯૮૩

[ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविराविर्म एधि।

# કવિતાની સનાતનતા

કવિતા એ વ્યક્તિના ચિત્તની સર્વ જ્ઞાત–અજ્ઞાત શક્તિની કલા છે. એ આત્માની કલા છે એ વાતનો એમાં સ્વીકાર છે; પણ 'આત્મા' ને બદલે 'ચિત્ત' શબ્દ યોજવાથી 'આત્મા' શબ્દના દૃઢ સંસ્કાર, જે આ વિષયની વિચારણા માટે કંઈક બાધક છે, તે અળગા રાખી શકાશે. કવિતા એ વ્યક્તિનું સર્જન છે, પણ જેટલે અંશે તેના ઐતિહાસિક, ભૌગોલિક કે સામાજિક સંદર્ભમાં સમાનતા અનુભવાય તેટલે અંશે તેની આસ્વાદ્યતાની વ્યાપકતા ગણાય. સર્વ માનવની જે પરમ એકતા છે, માનવ માનવની હૃદયવૃત્તિઓની, ભાવક્ષમતાની, જિજ્ઞાસાઓની, અભીપ્સાઓની જે સહજ સમાનતા છે, તેને લીધે વ્યક્તિની કાવ્યકૃતિ અન્ય વ્યક્તિઓમાં સમાન ભાવ નિપજાવે છે; બલકે એમની અંગત વાત જ, એમની જ કોઈ વારની લાગણીઓમાં વણાઈ હોય એમ એમને લાગે છે. આ છે કાવ્યની સાચી વ્યાપકતા, સાધારણ ભાવ (universality); આ છે કાવ્યનું સત્ય; આ છે કલાગત આનંદનું અધિષ્ઠાન; અને આ છે કવિતાની સનાતનતા. આમ, કવિતા એ આત્માની આનંદપ્રદ અમૃત કલા છે એમ ગણાય. માનવજીવનના અપ્રગટ કે અપ્રત્યક્ષ સત્યદર્શનની યાત્રાનો વિસ્મયજન્ય અને કૌતુકપ્રેરક આનંદ એ પણ કલાની અમૃતતાની સાખ પૂરે છે; કેમ કે જે તત્ત્વ ચિત્તને ઊંડાણમાં સ્પર્શે છે તે આપણા આનંદમય કોશને સ્પર્શે છે. નિર્ભેળ ભાવસંવેદનની, સમંજસ સૌંદર્યના સંવેદનની પીઠમાં આત્માના આનંદમય કોશનું જ સહભાવી પ્રવર્તન છે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

# ' આરોહણ '

નિરંજન ભગત

'અદ્યતન કવિતા પરના આ પરિસંવાદમાં આસ્વાદ માટે કોઈ અદ્યતન કાવ્ય નહીં પણ પોણી સદી પૂર્વેનું 'આરોહણ' જેવું પુરાતન કાવ્ય કેમ પસંદ કર્યું ?'— આવો પ્રશ્ન આ આસ્વાદના આરંભે જ પૂછી શકાય— બલકે પૂછવો જ જોઈએ. '''આરોહણ' અદ્યતન કાવ્ય છે માટે પસંદ કર્યું છે.' એવો ઉત્તર તો, અલબત્ત, ન આપી શકાય. પણ એથી અન્ય એવો કોઈ ઉત્તર આપવો હોય તો, અથવા, એથી ય વિશેષ તો, અન્ય કોઈ પણ ઉત્તર ન આપવો હોય તો 'અદ્યતન કાવ્ય એટલે શું ?' એવો પ્રતિપ્રશ્ન આત્મસંરક્ષણના પ્રયત્ન રૂપે કે અર્થવિજ્ઞાનના પ્રયોગ રૂપે પૂછી શકાય, જો કે પૂછવો ન જોઈએ. પણ આ વણપૂછ્યા પ્રતિપ્રશ્નનો વણમાગ્યો ઉત્તર આપી શકાય અને એ ઉત્તર પંચાંગના આદેશથી નહીં પણ કાવ્યપુરુષના અનુગ્રહથી જ આપી શકાય. 'અદ્યતન કાવ્ય' એ શબ્દયુગ્મમાં 'અદ્યતન' એ કાળવાચક શબ્દ છે એથી ય વિશેષ તો એ ગુણવાચક શબ્દ છે. કાવ્ય અદ્ય રચાયું હોય કે પુરા રચાયું હોય પણ જો એમાં કાવ્યપુરુષની અમુક અભૂતપૂર્વ એવી કોઈ નૂતન પ્રતિભા હોય એટલે કે એમાં અમુક વિશેષ ગુણ, અમુક વિશિષ્ટ ગુણ હોય, વસ્તુવિષય અને શૈલીસ્વરૂપ અંગેનો અમુક વિલક્ષણ કે લાક્ષણિક ગુણ હોય તો તે અદ્યતન કાવ્ય છે. અદ્ય રચાયાં હોય એવાં અનેક અદ્યતન કાવ્યો નથી, પુરાતન એટલે કે પ્રણાલિગત, પરંપરાગત કાવ્યો છે, એમાં પૂર્વોક્ત ગુણનો અભાવ છે એ કારણે. તેમ અદ્ય રચાયાં ન હોય, પુરા રચાયાં હોય એવાં કોઈ કોઈ કાવ્ય અદ્યતન કાવ્ય હોય એ શક્ય છે, એમાં પૂર્વોક્ત ગુણનું અસ્તિત્વ હોય એ કારણે. અહીં તો માત્ર એટલું જ પ્રતિપાદન કરવાનું હોય કે 'આરોહણ' ભલે અદ્યતન કાવ્ય ન હોય પણ એમાં જે ગુણનું અસ્તિત્વ છે એ કારણે 'આરોહણ' અદ્યતન કાવ્યની નાન્દી છે. 'આરોહણ' બલવન્તરાયનું પ્રથમ મહાન કાવ્ય અને એમનું સર્વશ્રેષ્ઠ કાવ્ય છે. એમાં એમનું સમગ્ર વ્યક્તિત્વ સંપૂર્ણપણે વ્યક્ત થાય છે. 'આરોહણ'ની પૂર્ણાહુતિની ક્ષણે બલવન્તરાયે 'હું કવિ થઈ શકીશ' એવા વિશ્વાસનો, પોતાની સર્જકશોધક શક્તિઓમાં અને કલાશક્તિમાં શ્રદ્ધાનો અને જીવનનું સાર્થક્ય આવા વિષયોના સર્મપણમાં છે એવા શૂરાતનનો અનુભવ કર્યો હતો. 'આરોહણ' બલવન્તરાયનું અને ગુજરાતી ભાષાનું પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં પ્રથમ મહાન કાવ્ય અને સર્વશ્રેષ્ઠ કાવ્ય છે. 'આરોહણ' બલવન્તરાયનું અને ગુજરાતી ભાષાનું પ્રથમ મહાન ચિન્તનોર્મિકાવ્ય અને સંસ્કૃતિચિન્તનનું સર્વશ્રેષ્ઠ ઊર્મિકાવ્ય છે. 'આરોહણ'માં આ અને આવી આવી અન્ય અનેક સિદ્ધિઓ હશે પણ એ સૌ સિદ્ધિઓમાં આરંભના પ્રશ્નનો અંતિમ ઉત્તર નથી. એ સિદ્ધિઓ અંગેનાં આવાં આવાં વિધાનોમાંથી પણ એ ઉત્તર પ્રાપ્ત થતો નથી. એ ઉત્તર તો સ્વયં આસ્વાદમાં

---

ઇન્ડિયન નેશનલ થિયેટરના ઉપક્રમે મુંબઈમાં ૧૯૭૮ના જાન્યુઆરીની ૨૭, ૨૮, ૨૯મીએ યોજાયેલા 'અદ્યતન કવિતા' પરના પરિસંવાદમાં પ્રમુખસ્થાનેથી ૨૯મીએ વંચાયેલો નિબંધ.

જ હોય, આ સમગ્ર વ્યાખ્યાનમાંથી જ પ્રાપ્ત થાય. પણ એ તો આસ્વાદને અંતે, વ્યાખ્યાનને અંતે જ સુલભ થાય. પણ ભૂમિતિના પ્રમેયની જેમ જો આસ્વાદને આરંભે જ, આ વ્યાખ્યાનને આરંભે જ, અહીં જ આ ક્ષણે જ એ ઉત્તર આપવાનો હોય તો તે આ પ્રમાણે આપી શકાય. કોઈ પણ ભાષાની કવિતાના ઇતિહાસમાં સમયે સમયે નવા નવા પ્રકારની કવિતાનું આગમન થાય છે. પણ તે કવિતાનો પુરોકાલીન કવિતા સાથે સર્વથા વિચ્છેદ થાય એ અનિવાર્ય નથી, શક્ય પણ નથી. એ કવિતા સાથે કોઈ ને કોઈ પુરોકાલીન કાવ્યનું ક્યાંક કંઈક સામ્ય હોય છે, એનો ક્યાંક કંઈક સંબંધ હોય છે. એ પુરોકાલીન કાવ્ય એ નવા પ્રકારની કવિતાનું વિચ્છેદબિંદુ છે. ગુજરાતી ભાષાની કવિતાના ઇતિહાસમાં ૧૮૪૫માં દલપતરામે 'બાપાની પીપર' કાવ્ય રચ્યું ત્યારથી આજ લગીના તેર દાયકામાં ત્રણ નવા નવા પ્રકારની કવિતાનું આગમન થયું છે. ૧૮૪૫થી ૧૯૪૫ લગીના દસ દાયકા દરમ્યાન અર્વાચીન અથવા 'રોમૅન્ટિક' કવિતા, ૧૯૪૫થી ૧૯૫૫ લગીના એક દાયકા દરમ્યાન આધુનિક અથવા 'મૉડર્ન' કવિતા અને ૧૯૫૫થી આજ લગીના બે દાયકા દરમ્યાન અદ્યતન અથવા 'મૉડર્નિસ્ટ' કવિતા. 'આરોહણ' અર્વાચીન અથવા રોમૅન્ટિક કવિતાના સમયનું કાવ્ય છે. આધુનિક કવિતા સાથે એનો પ્રત્યક્ષ સંબંધ છે. અને અદ્યતન કવિતા સાથે એનો આધુનિક કવિતા દ્વારા પરોક્ષ સંબંધ છે અને ક્યાંક ક્યાંક એનો પ્રત્યક્ષ સંબંધ પણ છે. એથી 'આરોહણ' એ અદ્યતન કવિતાનું વિચ્છેદબિંદુ છે. 'આરોહણ'માં કાવ્ય, એના શીર્ષકમાં જ સૂચન છે તેમ, એક કલ્પન રૂપે, પ્રતીક રૂપે, રૂપક રૂપે પ્રગટ થાય છે. વળી, એમાં સુગ્રથિત આકાર છે એથી કાવ્ય કલા-આકૃતિરૂપે, કલાકૃતિરૂપે પ્રગટ થાય છે. આમ, 'આરોહણ'માં અનુકાલીન કલ્પનવાદી, પ્રતીકવાદી, આકારવાદી કવિતાના પૂર્વસંકેતો છે. 'આરોહણ'માં મુક્ત પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્ય છે. એમાં સંગીત સાથે કવિતાનો અંતિમતાપૂર્વકનો વિચ્છેદ છે. એથી એમાં અનુકાલીન ગદ્યકાવ્યનો પણ પૂર્વસંકેત છે. બલવન્તરાયની સમગ્ર કવિતાની ભાવિ પ્રતિ ગતિ છે. 'નવ્ય કવિતા' માં એમણે એટલે કે એમની કવિતાએ પૂછ્યું છે, સકુતુક એટલે કે સકૌતુક પૂછ્યું છે:

'કહને મ્હારો ? ના હું ગત સમય જાજ્વલ્યથિ હસું;
નહીં મ્હારો ? હું તો ઉડિ ઉડિ ભાવિ પ્રતિ ધસું'

'આરોહણ' પણ ઊર્ધ્વગતિએ ભાવિ પ્રતિ ધસે છે. એથી એમાં અનુકાલીન ભવિષ્યવાદી કવિતાનો પણ પૂર્વસંકેત છે.

'આરોહણ'માં આદિ અને મધ્યમાં પ્રકૃતિ છે અને અંતે જાણે પ્રકૃતિરૂપે પરમેશ્વર પણ છે, અંતે શાંતિ અને શ્રદ્ધા પણ છે અને કાવ્ય જાણે પ્રાર્થનારૂપ છે. છતાં 'આરોહણ' પ્રકૃતિસ્તોત્ર કે પ્રાર્થના નથી. 'આરોહણ'માં આદિથી અંત લગી મનુષ્ય અને એની સંસ્કૃતિ છે. 'આરોહણ' સંસ્કૃતિસ્તોત્ર છે. એમાં ભારતની સંસ્કૃતિના ભાવિ વિશે ચિન્તા અને ચિન્તન છે. કાવ્યના કેન્દ્રમાં કાવ્યનાયકનો વિષાદ છે. 'આરોહણ' એ અર્વાચીન ગૂર્જર કાવ્યગીતાનો ચિન્તન-વિષાદયોગ નામનો પ્રથમ અધ્યાય છે. અદ્યતન કવિતામાં પણ મનુષ્ય અને એની સંસ્કૃતિ છે. એમાં માત્ર ભારતની જ નહીં સમગ્ર વિશ્વની સંસ્કૃતિના ભાવિ વિશે ચિન્તા અને ચિન્તન છે. એના કેન્દ્રમાં પણ કાવ્યનાયકનો વિષાદ છે. 'આરોહણ'માં અંતે પ્રશ્ન છે: ભારતમાં વિદેશીઓ અને વિધર્મીઓના આક્રમણ અને આગમન પછી ભારતની સંસ્કૃતિનું ભાવિ શું ? એથી ય વિશેષ તો 'રાજ્યાભિષેકની રાત', 'વિગ્રહકાવ્યો' અને 'સુખદુઃખ' દ્વારા આ પ્રશ્નના જ અનુસંધાનમાં 'ચોપાટીને બાંકડે'માં અંતે પ્રશ્ન છે: ભારતમાં વિદેશીઓ અને વિધર્મીઓની વિદાય

પછી હવે ભારતની સંસ્કૃતિનું ભાવિ શું ? હવે ભારતમાં એક નૂતન વિશ્વસંસ્કૃતિનું સર્જન થશે ? અદ્યતન કવિતામાં આ પ્રશ્નનો ઉત્તર છે — બલકે અદ્યતન કવિતા સ્વયં આ પ્રશ્નનો ઉત્તર છે. કારણ કે ગુજરાતી ભાષાની અદ્યતન કવિતા ગુજરાત અને ભારતની સીમાને અતિક્રમી જાય છે, એ ગુજરાતી ભાષામાં રચાય છે એટલા અર્થમાં જ એ ગુજરાતી કવિતા છે, અન્યથા એ વિશ્વકવિતા છે. એમાં વૈશ્વિક ચેતના છે, જાગતિક સભાનતા છે, એ અદ્યતન કવિતાના આંતરરાષ્ટ્રિય આંદોલનના અંતર્ગત અંશ રૂપે સજાગ અને સક્રિય છે. ગુજરાત અને ભારતના અન્ય પુરુષાર્થોમાં વૈશ્વિકતા હોય કે ન હોય, ગુજરાતની અદ્યતન કવિતાના કાવ્યપુરુષાર્થમાં તો વૈશ્વિકતા અવશ્ય છે. એથીસ્તો ગુજરાતની અદ્યતન કવિતા સ્વયં 'આરોહણ'ના પ્રશ્નનો સફળ અને સબળ ઉત્તર છે.

૧૯૦૨ના જાન્યુઆરીમાં 'સુદર્શન'માં 'આરોહણ'નું પ્રથમ પ્રકાશન થયું હતું. ત્યારે એમાં ૧૧૫ પંક્તિઓ હતી. પછી બલવન્તરાયે એનું ત્રણ વાર પુનઃ પ્રકાશન કર્યું હતું : 'ભણકાર—૧૯૧૭'માં, 'ભણકાર-૧૯૪૨'માં અને 'ભણકાર—૧૯૫૧'માં. એમણે એના પાઠમાં આ ત્રણે વાર નાનામોટા શબ્દપરિવર્તન રૂપે અને ૧૯૪૨માં છ પંક્તિઓ અને ૧૯૫૧માં એક પંક્તિની પૂર્તિરૂપે પાઠાન્તર કર્યું હતું. આમ, હવે અંતે એમાં ૧૨૨ પંક્તિઓ છે. 'ભણકાર—૧૯૪૨'ની અંગત નકલમાં એક કોરા પાના પર એમણે ૧૯૪૮માં કે તે પછી એક વધુ પાઠાન્તર નોંધ્યું હતું પણ 'ભણકાર—૧૯૫૧'ના પાઠમાં એમણે એનો સમાસ કર્યો ન હતો. આમ, 'આરોહણ'ના કુલ પાંચ પાઠ છે. આ પાંચ પાઠ એ કવિતાના સર્જકો અને ભાવકો માટે એક સ્વતંત્ર તુલનાત્મક અભ્યાસનો રસિક અને માર્મિક વિષય છે. ૧૯૦૦ લગી બલવન્તરાય અદ્વૈતવાદી હતા, પછી ક્રમે ક્રમે એ અજ્ઞેયવાદી થયા હતા. અને ૧૯૩૮માં 'શાપું તહેને' કાવ્ય રચ્યું ત્યારે એમનો અજ્ઞેયવાદ લગભગ નાસ્તિકવાદના બિન્દુ લગી પરાકાષ્ઠા પામ્યો હતો. આમ, ૧૯૦૦માં 'આરોહણ'ની પૂર્ણાહુતિ સમયે બલવન્તરાય અદ્વૈતવાદી હતા અને આ વિવિધ પાઠાન્તર સમયે એ અજ્ઞેયવાદી હતા છતાં એમણે આ પાઠાન્તરો – શબ્દપરિવર્તન કે પંક્તિપૂર્તિ– દ્વારા કાવ્યના અર્થમાં ક્યાંય કોઈ પરિવર્તન કર્યું નથી – બલકે અર્થમાં એક નવું, એક વધુ પરિમાણ સિદ્ધ કર્યું છે. 'ભણકાર--૧૯૪૨'ના પાઠમાં જે છ પંક્તિઓની પૂર્તિ છે એમાંની ચાર પંક્તિઓ એનું ઉજ્જ્વલ ઉદાહરણ છે. 'ભણકાર—૧૯૪૨'ના ટિપ્પણમાં એમણે નોંધ્યું છે, '૯૦થી ૯૩ પંક્તિઓ નવી છે. ઈ. ૧૯૨૯માં કે તે અરસામાં આખું કાવ્ય ઝીણવટથી સમારી લીધું તે વખતે ઉમેરેલી.' ૧૯૨૯માં બલવન્તરાયે આ પંક્તિપૂર્તિરૂપે પાઠાન્તર કર્યું ત્યારે પશ્ચિમમાં નાસ્તિકવાદનો, અને સવિશેષ ભૌતિકવાદનો એક મૂલ્યરૂપે, સિદ્ધાન્તરૂપે સ્વીકાર થયો હતો એથી અને ત્યારે ભારતમાં ગાંધીજીના અધ્યાત્મવાદની પરાકાષ્ઠા હતી છતાં એમણે આ પાઠાન્તર કર્યું છે. એમાં બલવન્તરાયની આદર્શ અને અનુકરણીય એવી દ્વિગુણ બૌદ્ધિક પ્રામાણિકતા પ્રગટ થાય છે. વળી, પુરોગામી પંક્તિઓમાં ભારતની સંસ્કૃતિના ભાવિ અંગેની શંકા અને ચિન્તાનો જે અર્થ છે એમાં એ નાસ્તિકવાદ અને ભૌતિકવાદની સંસ્કૃતિ હશે એવી શંકા અને ચિન્તાના અર્થનું એક નવું, એક વધુ પરિમાણ સિદ્ધ થાય છે. પુરોગામી પંક્તિઓના અર્થ સાથે આ પાઠાન્તરની પંક્તિઓનો અર્થ સંપૂર્ણપણે સુસંગત અને સુસંવાદી છે. એથી કાવ્યમાં અર્થપૂર્તિ, અર્થવૃદ્ધિ અને અર્થસમૃદ્ધિ સિદ્ધ થાય છે. પરમ મિત્ર એવા

૧૯૦૦માં.' આ ઉપરાંત પંચોતરમે-૧૯૪૬'માં નોંધ્યું છે, 'આરોહણ'...૧૯૦૦ના ઉન્હાળામાં પૂણા ખાતે પૂરું થયું.' અને એમાં જ ફરીથી નોંધ્યું છે, 'આરોહણ' ૧૯૦૦ના ઉન્હાળામાં પૂરું થયું.' તો 'આરોહણ'નો પ્રારંભ ક્યારે ? ૧૮૮૮માં ? ૧૮૮૯માં ? કે ૧૮૯૫ પછી ? આરોહણની પૂર્ણાહુતિ ક્યારે ? ૧૯૦૦ના મેમાં ? એટલે કે ઉન્હાળામાં ? કે છપ્પનિયાના એટલે કે ૧૯૦૦ના ચાતુર્માસમાં એટલે કે ચોમાસામાં ? અને 'આરોહણ'ની પૂર્ણાહુતિ પૂણામાં, પણ એનો પ્રારંભ ક્યાં? આમ, આ વિધાનોમાંથી આ પ્રશ્નોનો કોઈ નિ:શંક અને નિર્વિવાદ ઉત્તર પ્રાપ્ત થતો નથી. એટલું જ નહીં, ઊલટાનું 'આરોહણ'નું ડોળિયું કયું ? ક્યાં છે? અને ક્યાં રચ્યું ? એવો એક નવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આ ડોળિયાની પણ કોઈ હસ્તપ્રત – બલવન્તરાયના હસ્તાક્ષરમાં એની રચના-ની તારીખ-સાલના ઉલ્લેખ સાથેની કોઈ હસ્તપ્રત – અસ્તિત્વમાં નથી અને હોય તો સુલભ નથી.

બલવન્તરાયના અવસાન પછી એમના જન્મ-શતાબ્દી વર્ષમાં, ૧૯૬૯માં, 'દિન્કી ભાગ-૧' અને ૧૯૭૬માં, 'દિન્કી ભાગ-૨'નું પ્રકાશન થયું છે. એમાં ૧૮૮૮થી ૧૯૦૦નાં વર્ષોની ડાયરીનોંધો છે. [illegible] ડાયરીનોંધોમાં 'આરોહણ'નાં પ્રારંભ [illegible] અંગેના પૂર્વોક્ત પ્રશ્નોના રહસ્યનું [illegible]ટન અને બલવન્તરાયનાં પૂર્વોક્ત વિધાનોના સત્યનું પ્રતિપાદન થાય છે. 'આરોહણ'નું ડોળિયું ૧૮૮૮માં અને પૂર્ણાહુતિ ૧૯૦૦માં. આમ, 'આરોહણ'નો એક તપનો ગર્ભવાસ. કેટલીક ડાયરી-નોંધોને આધારે 'આરોહણ'ના ક્રમબદ્ધ ગર્ભવિકાસનું સંશોધન શક્ય છે.

૧૮૮૮માં 'આરોહણ'નું ડોળિયું રચ્યું એવું વિધાન બલવન્તરાયે વારંવાર કર્યું છે. પણ ૧૮૮૮ની ડાયરીનોંધોમાં આ ડોળિયું કે એના વિશેનો કોઈ ઉલ્લેખ નથી. પણ ૧૮૮૮ની જુલાઈની ૨૫મીની ડાયરીનોંધોમાં એમણે નોંધ્યું છે કે બપોરના બારથી ત્રણ એમણે કાન્તની સાથે ટેનીસનની કવિતાનું વાચન કર્યું. પછી ત્યાંથી એ નૅશનલ જનરલ લાઈબ્રેરીમાં ગયા. ત્યાં ટાઉનસેન્ડ નામના કોઈ એક અંગ્રેજનો લેખ વાંચ્યો. એમાં એવા લીન થયા કે આખો યે લેખ ધ્યાનથી પૂરેપૂરો વાંચી જવાનો નિર્ણય કર્યો અને લૉ ક્લાસમાં ન ગયા. એમના ચિત્ત પર આ લેખની અસર અનિર્વચનીય હતી. પૂર્વે એમણે જીવનમાં ક્યારે ય આવો અનુભવ કર્યો ન હતો. જાણે લાલચોળ ધગધગતો લોઢાનો સળિયો હૃદયની આરપાર ભોંકાયો ન હોય ! પછી એમણે લેખનો સાર આપ્યો છે: 'ભારતની પ્રજાને કાયદાના શાસન પ્રત્યે તિરસ્કાર છે. એનો પ્રત્યેક પ્રજાજન સ્વચ્છંદી છે. કાયદો નહીં પણ સ્વચ્છંદ એ એનો રાજ્યસત્તાનો આદર્શ છે. અંગ્રેજો કદી એમને સ્વચ્છંદી થવાની તક નહીં આપે. એથી અંગ્રેજો ભારતમાં ભલે ન્યાય, કાયદો અને વ્યવસ્થાનો સમાજ સ્થાપે, આ પ્રજા એના સુફળનો આસ્વાદ કરશે પણ અંગ્રેજોને કદિ યશ નહીં આપે. આ પ્રજા ક્રાંતિ કરે છે કારણ નહીં કે એને સ્વાતંત્ર્ય જોઈએ છે, પણ કારણ એને સ્વચ્છંદ જોઈએ છે. ભવિષ્યના ત્રણસો વરસમાં આવી ત્રણેક ક્રાંતિ થશે પછી અંગ્રેજો એમના આ ભવ્ય પ્રયોગની નિષ્ફળતા અને નિ:સારતા પામી જશે અને ભારતમાંથી ચાલ્યા જશે. પછી દસેક વરસમાં ભારત અંગ્રેજોના આગમન પૂર્વે જેવું હતું તેવું પુનશ્ચ સ્વચ્છંદી થશે. આવું થશે કારણ કે આવું થવું અનિ-

વાર્ય છે.' આ વાંચીને બલવન્તરાયે તીવ્ર વેદનાનો અનુભવ કર્યો છે. એક શ્વાસે એક સાથે પાંચપંદર પ્રશ્નો પૂછ્યા છે. કારણ કે આ લેખમાં જે વિચાર છે એ અતિ-ચતુર છે એમ સિદ્ધ કરી શકાય, એનો પ્રતિકાર કરી શકાય એ માટેની કોઈ સહાય-સામગ્રી ભારતના નિકટના ભૂતકાળ અને વર્તમાનના ઇતિહાસમાંથી સુલભ નથી. એથી પોતાને અને પોતાની પ્રજાના ઇતિહાસને એમણે અનેક પ્રશ્નો પૂછ્યા છે. અને એના ઉત્તર માટે ભારતના ઇતિહાસનું વાચન-મનનચિન્તન કરવાનો નિર્ણય કર્યો છે. કદાચ ધર્મમાં આ પ્રશ્નોનો ઉત્તર હશે એવા આશ્વાસન પછી ભારતના ભાવિ વિશે ચિન્તાપૂર્વક અંતિમ પ્રશ્ન પૂછ્યો છે, 'હે પરમેશ્વર !' એવા સંબોધન કે ઉદ્‌ગાર સાથે પ્રશ્ન પૂછ્યો છે, 'પણ ભારતમાં ધર્મ પણ ક્યાં છે ?' આ ડાયરીનોંધના અંતિમ પ્રશ્નોમાં 'આરોહણ'નું બીજ છે. એમણે ૧૮૮૮માં 'આરોહણ'નું ડોળિયું રચ્યું એવું વિધાન વારંવાર કર્યું ત્યારે એમના મનમાં આ ડાયરીનોંધ હશે. 'આરોહણ' અને આ ડાયરીનોંધમાં જે સામ્ય છે એને કારણે આ ડાયરીનોંધ એ 'આરોહણ'નું ડોળિયું એવું અનુમાન કરી શકાય.

૧૮૯૦ના ફેબ્રુઆરીની ૨૭ની ડાયરીનોંધમાં નોંધ્યું છે કે એમણે મુંબઈ પાસે કાન્હેરીની ગુફાઓ અને એના મધ્યખંડમાં અશોકસ્થંભ અને બુદ્ધની પ્રતિમાનું દર્શન કર્યું. અહીં આ ક્ષણે પણ એમનું વિચારસંક્રમણ ચાલુ જ હતું. ભારતમાં યુગો પૂર્વે એકવાર શાન્ત આત્મબળની, વીર આત્મશ્રદ્ધાની ભવ્ય સિદ્ધિ હતી, સ્વયંભૂ શક્તિ હતી અને એ સજીવ અને સક્રિય હતી. સદીઓથી આજે એ અદૃશ્ય છે. 'શાથી ?' એવા પ્રશ્નાર્થનો અને ત્રણવાર 'અરેરે !' એવા કરુણ આશ્ચર્યાર્થનો એમણે અનુભવ કર્યો હતો. એના અનુસંધાનમાં આજે ભારતમાં ધર્મનો આત્મા નથી, પણ રૂઢિ, વિધિ, વહેમ અને શિષ્ટાચાર આદિનું જડ, નિષ્પ્રાણ ખોખું છે; શ્રદ્ધા નથી. પણ અંધશ્રદ્ધા છે; હૃદય-મન-આત્મામાં ધર્મ નથી, ધર્મનું શુકપઠન અને જિહ્‌વારટન છે. એથી ધર્મભાવનાની નવજાગૃતિ થાય, સંસ્કૃતિનું પુનરુત્થાન થાય એમાં જ ભારતના પ્રશ્નોનો ઉત્તર છે એવો અનુભવ કર્યો હતો.

૧૮૯૨ના જાન્યુઆરીની ૩૦મીની ડાયરીનોંધમાં પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં એક કાવ્યના આરંભની ૧૦ પંક્તિઓ છે. પછી એપ્રિલની ૨૦મીની ડાયરીનોંધમાં નોંધ્યું છે કે એમણે દત્તના 'પ્રાચીન ભારત' ઇતિહાસ-ગ્રંથનું વાચન પૂરું કર્યું. અને પછી ઉમેર્યું છે કે નાનપણમાં નર્મદાશંકરના 'રાજ્યરંગ' અને 'મેવાડની મુખ્તેસર હકીકત'નું તથા ૧૮૮૩માં ગ્રીસના ઇતિહાસગ્રંથનું વાચન કર્યું હતું અને હૃદયમાં ઊંડે ઊંડે કંઈક અનુભવ્યું હતું પણ એનું કારણ સમજાયું ન હતું. ચાર વરસ પૂર્વે એટલે કે ૧૮૮૮માં મેકોલેના 'ઇંગ્લંડનો ઇતિહાસ'નું વાચન કર્યું હતું ત્યારે રાષ્ટ્ર પ્રત્યેનો પ્રેમ, એની પ્રગતિ, એના ભાગ્યવિધાતા વગેરે વિશે જાગ્રત થયા પછી ઇતિહાસના વાચનથી હૃદયમાં જે સંકુલ સઘન ભાવોદ્રેક થાય છે એનું કારણ સમજાયું હતું. પછીના ચાર વરસોમાં એટલે કે ૧૮૮૮થી ૧૮૯૨ લગી અસંખ્ય યુરોપીય ઇતિહાસ, ફિલસૂફી અને રાજકારણના ગ્રંથો-લેખો-નિબંધોનું વાચન કર્યું હતું. ત્યારે પણ હૃદયમાં એવો જ સંકુલ સઘન ભાવોદ્રેક થયો હતો. જગતની સમગ્ર કવિતા અને જગતના સૌ ધર્મોથી પણ વિશેષ તો આ ઇતિહાસ-ગ્રંથોના વાચનમાં અને એના પરિણામરૂપ આ ભાવોદ્રેકમાં દેશભક્તિના પુરુષાર્થની પ્રેરણા

છે. દત્ત એક એવા પ્રથમ ભારતીય ઇતિહાસકાર છે કે જેમના ઇતિહાસ-ગ્રંથના વાચનથી પોતાને આ ભાવોદ્રેકનો અનુભવ થયો હોય. આ અનુભવ પૂર્વે જે ૧૦ પંક્તિઓ રચી હતી એના અનુસંધાનમાં આ અનુભવ પછી એપ્રિલની ૨૬મી અને ૨૮મી તથા મેની ૭મીની ડાયરીનોંધોમાં વધુ પંક્તિઓ – કુલ ૩૭ પંક્તિઓ રચી છે અને કાવ્ય અપૂર્ણ રહ્યું છે. આ કાવ્યમાં સ્થળ કોઈ નગરથી કંઈક દૂર સમુદ્રતટ પરની ટેકરી છે, સમય સંધ્યા-સૂર્યાસ્ત-કૌમુદી છે. વસ્તુવિષય કાવ્યનાયકની સ્વગતોક્તિમાં ઇતિહાસ-ચિન્તન છે. કાવ્યના આરંભમાં ટેકરી, સમુદ્રતટ, આકાશ અને સંધ્યાનું વર્ણન છે. કાવ્યનાયકમાં અંગત વર્તમાન અને ભાવિની વિસ્મૃતિ વચ્ચે ભૂતકાળની સ્મૃતિઓ અને સાથે સાથે હૃદય-મન-આત્મા પણ જાગ્રત થાય છે. પછી સૂર્યાસ્ત થાય છે. પછી કૌમુદીમાં ભારતના વર્તમાન અને ભાવિ વિશેના વિચારો–સ્વપ્નસૃષ્ટિના નૃત્ય-મગ્ન પરીવૃન્દની જેમ – મૂર્તિઓરૂપે કાવ્યનાયકની સન્મુખ ઉપસ્થિત થાય છે. અને ઇતિહાસચિન્તનનો આરંભ થાય તે પૂર્વે જ કાવ્યનો અંત આવે છે. 'પંચોતેરમે–૧૯૪૬'માં બલવન્તરાયે નોંધ્યું છે કે 'આરોહણ' ૧૮૯૬ લગી હજી તો ચાક પર પીંડો હતું. આ અપૂર્ણ કાવ્ય અને 'આરોહણ'માં સામ્ય છે. આ અપૂર્ણ કાવ્ય એ ચાક પરનો પીંડો—'આરોહણ'નો પ્રથમ કાચો મુસદ્દો—એવું અનુમાન કરી શકાય.

૧૯૨૪માં કાન્તની પ્રથમ જયંતી પ્રસંગે 'કાન્ત-માલા'ના પ્રકાશન સમયે બલવન્તરાયે એમના અંજલિ-વ્યાખ્યાનમાં કહ્યું છે, '૧૮૮૯ની આખરમાં અને ૧૮૯૦ના આરંભમાં પણ અમે ઘણો સમય સાથે રહ્યા. પછી મ્હારી રજાઓ લાંબી તે હું મોટે ભાગે વડોદરે ગાળતો, અને એમની રજાઓમાંથી કેટલાક દિવસ એઓ ખાસ રાજકોટ કે ભરૂચ આવતા. એક વખત જુનાગઢ, માંગરોળ અને પ્રભાસ વચ્ચે આખો ઉન્હાળો સાથે ગાળ્યો હતો. ગિરનાર ઉપર ગાળવાને માટે નીકળેલા અને પછી તે સાલ ત્યાં પાણીની તંગી વધારે હોવાથી આ પ્રમાણે કર્યું હતું.' 'પંચોતેરમે – ૧૯૪૬'માં એમણે નોંધ્યું છે, 'ગિરનાર ઉપર હું રહેલો મહિનો મહિનો બે વાર. પ્હેલી વાર મણિશંકર સાથે, બીજી વાર એમના ભત્રીજા... સાથે.' આ પરથી ૧૮૯૦ અને ૧૮૯૬માં બલવન્તરાય અજમેર ગયા તેની વચ્ચેના કોઈ વરસના ઉન્હાળામાં બલવન્તરાયે કાન્ત સાથે પોતાનો પ્રથમ વારનો ગિરનારનો પ્રવાસ કર્યો હશે એવું અનુમાન કરી શકાય. ૧૮૯૦થી ૧૮૯૬ લગીનાં વર્ષોની ડાયરીનોંધોને આધારે બલવન્તરાયે ૧૮૯૦ના ઉન્હાળામાં કાન્ત સાથે પત્રવ્યવહાર કર્યો હતો, ૧૮૯૩ના ઉન્હાળામાં એ મહાબલેશ્વર હતા, ૧૮૯૪ના ઉન્હાળામાં એ પૂના, મુંબઈ, ભરૂચ અને વડોદરામાં હતાં. ૧૮૯૫ના ઉનાળામાં એ મુંબઈમાં હતા. ૧૮૯૬ની એક પણ ડાયરીનોંધ નથી પણ ૧૮૯૬માં એ વડોદરામાં હતા. ૧–૩–૧૮૯૧ની ડાયરીનોંધમાં પૂના એવો સ્થળ-નિર્દેશ છે. પછી ૧–૧૦–૧૮૯૧ લગી એક પણ ડાયરી-નોંધ નથી. ૧૮૯૧ના ચોમાસામાં કાન્તના પત્ની નર્મદાનું અવસાન થયું હતું. ૨૦–૪–૧૮૯૨ની ડાયરી-નોંધમાં રાજકોટ એવો સ્થળનિર્દેશ છે આ પરથી આ અપૂર્ણ કાવ્ય રચ્યું પછી તરત જ એટલે કે ૧૮૯૨ના ઉનાળામાં બલવન્તરાયે કાન્ત સાથે ગિર-નારનો પ્રવાસ કર્યો હશે એવું અનુમાન અવશ્ય કરી શકાય. આ પ્રવાસને પરિણામે બલવન્તરાયના ચિત્તમાં 'આરોહણ', ગિરનાર અને કાન્તનો સહાયને માટે અવિચ્છેદ્ય અને અવિચલ એવો સંબંધ સ્થપાયો હશે.

૧૮૯૩ના એપ્રિલની ૧૯મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યુ છે કે એ દિવસે એ મહાબળેશ્વર આવ્યા હતા અને ૨૫મી અને ૨૮મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે ત્યાંથી એમણે ત્યાંનાં વૃક્ષો, પુષ્પો, વર્ષા આદિ પ્રકૃતિસૌંદર્ય વિશે છ-સાત વર્ણનપત્રો કાન્તને લખ્યા હતા.

૧૮૯૭–૯૮માં, જાણે કે પૂર્વોક્ત અપૂર્ણ કાવ્યના અનુસંધાનમાં, એમણે અજમેરમાં પ્રાસસહિત પૃથ્વી છંદમાં અપૂર્ણ કાવ્ય 'અગાસી પર'નો 'મંગલાલાપ' રચ્યો હતો. જો કે આ કાવ્યનો આરંભ એમણે ૧૮૯૨ પૂર્વે કર્યો હતો એવું એમણે 'ભણકાર–૧૯૪૨'ના ટિપ્પણમાં નોંધ્યું છે. આ કાવ્યમાં સ્થળ અગાસી છે, સમય રાત્રિ છે. વસ્તુવિષય કાવ્યનાયકની સ્વગતોક્તિમાં ઇતિહાસચિન્તન છે. કાવ્યના આરંભમાં રાત્રિ, અગાસી; સંગીતવાદ્ય-સુન્દરી અને પવનનું વર્ણન છે. સંગીતમય વાતાવરણમાં કૌમુદીની સ્વપ્નસૃષ્ટિમાં ભારતનાં સમાજ, રાજ્ય, ઇતિહાસ અને ધર્મના પ્રતિનિધિરૂપ પ્રજાજનો ગ્રામપ્રદેશના નદીતટ પર વૈશાખમાં કેટલીક મૂર્તિઓરૂપે કાવ્યનાયકની સન્મુખ ઉપસ્થિત થાય છે. અને અચાનક અદૃશ્ય થાય છે પછી તરત કાવ્યનો અંત આવે છે અને કાવ્ય અપૂર્ણ રહ્યું છે. કાવ્યનું ઉપશીર્ષક 'મંગલાલાપ' છે. પછી આ મૂર્તિઓ વિશેના ચિન્તનનું જે સુદીર્ઘ કાવ્ય રચવું હતું એનો અહીં તો માત્ર 'મંગલાલાપ' રચ્યો છે.

૧૮૯૯ના મેની ૧૫મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે પોતે ૮મીએ રાજકોટ આવ્યા. પછી એમણે કાન્તના સ્વભાવના રોષ, ઝનૂન, અવ્યવહારુતા આદિ દોષોનો ઉલ્લેખ કર્યો છે. એમનામાં વયની સાથે વિવેકની વૃદ્ધિ થતી નથી. જૂનની ૩જી પહેલાના અને પછીના થોડાક દિવસો કાન્ત માળિયામાં હશે. એમને મળવું હોય તો રાજકોટ આવે એ સિવાય કોઈ માર્ગ નથી.

૧૮૯૯ના મેની ૨૪મી અને ૨૮મીના ડાયરીનોંધોમાં એમણે નોંધ્યું છે કે વચ્ચેના ચારપાંચ દિવસોમાં એમણે ગિરનારનો પ્રવાસ એકલા એકલા કર્યો. પ્રવાસ સંપૂર્ણપણે માણ્યો. અને કોઈના સારા સંગાથ હોય તો એકાદ માસ કે એથી વધુ માણી શકાય એવું ગિરનાર અત્યંત આહ્લાદક સ્થળ લાગ્યું. પરિશિષ્ટ–રની પત્રયાદીમાં ૧૮૯૯ના જૂનની ૬ઠ્ઠીના પત્રનોંધમાં એમણે નોંધ્યું છે કે "આરોહણ'ના પહેલા ૨૬ પંક્તિઓ સાથે' એમણે પત્ર લખ્યો. આ નોંધ પરથી નિઃશંક અને નિર્વિવાદ સિદ્ધ થાય છે કે ૧૮૯૯ના મેની ૨૪મી અને ૨૮મી વચ્ચેના દિવસોમાં ગિરનારનો એકલા એકલા પ્રવાસ કર્યા પછી જૂનની ૬ઠ્ઠી લગીમાં એમણે 'આરોહણ'ની પ્રથમ ૨૬ પંક્તિઓ રચી છે. ૧૮૯૯ના મેની ૨૮મી અને જૂનની ૧૬મીની ડાયરીનોંધોમાં રાજકોટ એવો સ્થળનિર્દેશ છે. એથી એ પણ નિઃશંક અને નિર્વિવાદ સિદ્ધ થાય છે કે 'આરોહણ'નો પ્રારંભ ગિરનાર પર અથવા રાજકોટમાં થયો છે. અને એ પંક્તિઓ સાથે એમણે જૂનની ૬ઠ્ઠીએ કોઈને પત્ર લખ્યો ત્યારે મેની ૧૫મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે તેમ કાન્ત માળિયામાં હતા. એથી આ પંક્તિઓ એમણે કાન્તને પત્રમાં લખી હશે એવું અનુમાન કરી શકાય.

૧૮૯૯ના જૂનના ૧૬મીના ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે કાન્ત ૮મીથી રાજકોટમાં પોતાની સાથે રહ્યા અને ૧૮મીએ જશે. અને પછી એમણે કાન્તના વ્યક્તિત્વનાં વિચારશૂન્યતા, અંધશ્રદ્ધા અતાર્કિકતા આદિ દૂષણોનું ક્રૂર-નિષ્ઠુર પણ તટસ્થ, વાસ્તવિક

નિરીક્ષણ-વિશ્લેષણ કર્યું'. આ મિત્રને મૃત્યુ પણ હવે વધુ અગમ્ય અને અપરિચિત બનાવી નહીં શકે. પોતે અને એ હવે કશું જ નાનું કે મોટું કાર્ય સંપૂર્ણપણે એકસમાન રીતે કરી નહીં શકે એવી દારુણ વેદનાનો અનુભવ કર્યો.

૧૯૦૦ના જુલાઈની ૧લીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે એ અજમેરથી પૂના આવ્યા. ૧૯૦૦ના ઑગસ્ટની ૧૬મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે એમ.એ.ના વર્ગમાં બ્લુંશ્લીના પુસ્તકમાં 'રાષ્ટ્રનો પરમ ઉદ્દેશ' પ્રકરણના સંદર્ભમાં 'ભારત એકતા પ્રાપ્ત કરે એવી આશા નહીં જ કે?' એવા એક પ્રશ્નના ઉત્તરમાં ધર્મનો પુનરુદ્ધાર થાય, કલા અને ફિલસૂફીમાં ધર્મ અને સંસ્કૃતિનો વિચાર થાય અને એના સમન્વયમાંથી ધર્મ અને વિચારનો પ્રસાર થાય તો બધું જ સિદ્ધ થાય એવી શ્રદ્ધાનો અનુભવ કર્યો. ૧૯૦૦ના ઑક્ટોબરની ૧૩મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે એ સપ્ટેમ્બરની ૧૭મીએ પૂનામાંથી વિદાય થયા. આ નોંધ પરથી નિઃશંક અને નિર્વિવાદ સિદ્ધ થાય છે કે 'આરોહણ'ની પૂર્ણાહુતિ જો પૂનામાં હોય તો બલવન્તરાય ૧૯૦૦ના મેમાં પૂનામાં ન હતા, અજમેરમાં હતા. અને ૧૯૦૦ના જુલાઈની ૧લીથી સપ્ટેમ્બરની ૧૭મી લગી એ પૂનામાં હતા, એથી 'આરોહણ'ની પૂર્ણાહુતિ પૂનામાં ૧૯૦૦ના ચાતુર્માસમાં એટલે કે ચોમાસામાં.

આમ, 'દિન્કી–ભાગ ૧', અને 'દિન્કી–ભાગ ૨'ની ૧૮૮૮ થી ૧૯૦૦ લગીનાં બાર વરસોની આ ડાયરી-નોંધો પરથી આટલું અનુમાન કરી શકાય: ૧૮૮૮ના જુલાઈની ૨૫મીની ડાયરીનોંધ એ 'આરોહણ'નું ડોળિયું, ૧૮૯૨ના જાન્યુઆરી ૩૦મી, એપ્રિલની ૨૬ અને ૨૮મી તથા મેની ૬ઠ્ઠીની ડાયરીનોંધોમાં પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં ૩૭ પંક્તિનું અપૂર્ણ કાવ્ય તે 'આરોહણ'નો 'ચાક પર પીંડો'. અને આટલું નિઃશંક નિર્વિવાદ સિદ્ધ થાય : ૧૮૯૯ના મેની ૨૪ અને જૂનની ૬ઠ્ઠીની વચ્ચે ગિરનાર પર અથવા રાજકોટમાં ૨૬ પંક્તિઓમાં 'આરોહણ'નો પ્રારંભ અને ૧૯૦૦ના ચાતુર્માસમાં પૂનામાં 'આરોહણ'ની પૂર્ણાહુતિ.

(આવતા અંકે સંપૂર્ણ)

# મનસ્વિનીને/રાજેન્દ્ર શાહ

૧

કોઈ મુહૂર્ત ચલ : મંગલ દૃષ્ટિયોગ.
સંકર્ષણે હૃદયમાં પ્રગટંત વ્રીડા
માણે દૃગેદૃગની શી કમનીય ક્રીડા !
આનંદનો અનનુભૂત લહાય બોધ.
સોળે કળા થકી મનોહર હે કિશોરી,
આ ઝંખના મુજ—તું ચંદ્ર તણી–ચકોરી.

ને હું નિમંત્રણ તને દઉં ત્યાં વિલોલ
સામેથી જાય સરકી, વનકુંજ નીલ
આડી ધરી જવનિકા. અશું તારું શીલ !
મારે રહેવું નિજ સંસ્થિતિમાં અડોલ.
તું દૂરથી વિહગશી ટહુકે અજંપે,
મારી નિહાળી અકળામણને ઉમંગે.
હું નેત્ર મીંચું સ્વરને વહતા સમીરે :
ત્યાં અંગુલી–સુભગ–સ્પર્શ, મનસ્વિની હે !

તારી અડે મૃદુલ અંગુલી બંધ નેત્રે,
અંગાંગમાં સહજ કંપન રોમહર્ષ;
ઉન્મેષ જોઈ ઉરભાવ તણો પ્રકર્ષ
હું જાઉં હસ્ત ગ્રહવા, ત્યહીં તો વિચિત્રે
સિંજારવે ઝરતી હોઠભીડેલ હાસ્ય.
તું ના સમીપ, નહિ દૂર, કરંત લાસ્ય.

જે બોલ નૂપુરની ઝંકૃતિને તરંગ,
તેને હું મેલું રમતા મુજ મોરલીના
સૂરે. પ્રસૂન કબરી મહીં માલતીનાં
એની હવા મહીં ભળી સઘળે સુગંધ.
તારું હિરણ્ય વપુ ને મલકંત આસ્ય,
રે કોણ કોનું હતું અંતરથી ઉપાસ્ય ?
માધુર્ય નાદ તણું શાન્ત નભે વિશાળ :
ને તું કહીં ? નજરને નહિ તારી ભાળ.

૩. માધુર્ય નાદ તણું ચિન્નભમાં પ્રશાન્ત.
એનું ફરી સ્ફુરણ નિદ્રિત શર્વરીમાં.
હું ન્યાળું ઉચ્છલત કાનન–નિર્ઝરીમાં
ન્હાતી કૃશાંગ – તું હિ – સિક્ત નિચોલ કાન્ત.
લજ્જા નહીં, ન ભય આંહીં વિવિક્ત દેશે.
ખેલે વહેણ સહ તું નિજ મુક્ત કેશે.

શીળી હજી લહર સંચરતી હવાની
સર્વત્ર આ અવનિમાં ભરતી પરાગ.
ને કૌમુદીધવલ દ્યૌ–પૃથિવી સુહાગ.
અસ્તિત્વ મારું ન કળાય–ની સાવધાની
રાખેલ કિંતુ પદકંકરથી લગીર
ચોંકી, અને નજર એક; થઈ અધીર.
તું નીસરસ. સ્થિતિ માહરી – ઉર્વશીના
આરોહણે પુરુરવા સમ – શૂન્યલીના.

૪. એ શૂન્યલીન સ્થિતિ જાગૃતિમાં પ્રવેશે
પ્રાતઃ સમીરણ તણો મૃદુ સ્પર્શ થાતાં.
છે સૃષ્ટિ નવ્ય પણ વર્ણ બધા જણાતા
ઝાંખા, ન જ્યાં તવ સુખદ્યુતિના ઉજેશે.
મીંચાઈ ને પ્રતિ પળે ઊઘડે ફરીથી;
આકાશની દૃગ નિહાળત સર્વ વીથિ.

હું સ્ફૂર્તિપૂર્ણ પગલું ભરું ઢૂંઢવાને
પાથેયમાં સ્મૃતિથી ભાજન પૂર્ણ લેખી.
કેડી તણાં કુસુમકંટકને ઉવેખી
જે બાહ્ય–ભીતર–નું તે અવ પામવાને.
હું પ્રીતિને જ પથ સુંદર–શ્રેય સાધું :
એ એક નિશ્ચય ધરી સ્થિરપાય વાધું.
છે ગંધ. પુષ્પ તણી કિંતુ ન ભાળ લાગે;
ઊંડે ઉરે અધિક ઝંખના જોમ જાગે.

૫. છે ગંધ, પુષ્પ તણી ભાળ ન ક્યાંય પામું;
ચોમેર એની પ્રસરી સરખી સુવાસ.

હું તે શ્વસું પણ ન દૃષ્ટિ કને પ્રકાશ;
રે તું અગોચર કશે? – ન લહંત સામું!
આવી કહીંથી? અવ ક્યાં? શીદ આમ ખેલે?
દેઈ પરિષ્વજન સૌખ્ય હવે તું ઠેલે!

જેનો કર્યો અનુભવ ક્ષણ તે વ્યતીત.
તે સ્થાન સૂનું; અવ સંગતિ અન્ય દેશે.
આ કલ્પદીર્ઘ પળ ના સરતી સહેજે
એવું લહે મુજ અતીવ અધીર ચિત્ત.
ને તોય તે અચલ લક્ષ્ય ઉરે ધરીને
જાણું દિશા નહિ છતાં ગતિ આદરી મેં.
ભીડેલ હોઠ મુજ, ને ટહુકો ખુલંદ.
બ્રહ્માંડ વ્યાપ્ત ઝીલશે. તું વિકંપ–છંદ.

૬. પંથવિહિન પથ તારે
પાય ધરું હું
સ્વપ્ન સમા પરિચયના એક સહારે.
તારું ધામ સમીપ હશે કે
પેલી મેર ક્ષિતિજની,
ક્લાન્તિ ભૂલ્યા ચરણે વિચરું હું
જનવનમાં દિનરજની;
મળશું, મળશું ક્યહીંક તો ક્યારે.

ખાલી કરની શક્તિ મહીં છે
કામધેનુની રિદ્ધિ
મનમાં કોઈ વિકલ્પ નહીં,
સંકલ્પ તણી તો સિદ્ધિ.
વરશું મત્સ્યવેધ ટંકારે.

ખંડ ૨

૧. સામે હવે નિબિડ કાનન નીલ વર્ણ
ને શૈલભૂમિ અવરોધનથી છવાઈ.
ત્યાં ભૃંગગુંજન સમું રહ્યું કોઈ ગાઈ:
વૈદુર્ય રત્નપ્રભ પાદપ પર્ણ પર્ણ.
એમાં પ્રવેશ કરું ત્યાં ગજ ભિત્તિ જેમ
ઊભેલ શુંડ ફરકાવત આમતેમ.

કિંચિત્ વિમાસણ અને ગજ–પીઠ–સ્હોતી
કાદમ્બિની સુરભિવંત મને નિમંત્રે
કે યક્ષિણી સુતનુ લોભન સ્વૈર તંત્રે,
રે શી વશીકરણ–કોમલ નેત્રજ્યોતિ!
સંકેત માર્ગ કરવા કીધ મેં સવેળ;
એણે મને દ્વિરદ–અંકુશને દીધેલ.
આરૂઢ તું ગિરિઅરણ્ય કરંત પાર,
તીરે ધરું પદ, સરોવર જ્યાં વિશાળ.

૨. આહીં સરોવર પ્રદેશ વિષે ન સૂય:
છે સંધિકાલ ચિર ને સિત બીજચંદ્ર;
છાયા–વિલોલ વિચિના કલઓલ મંદ્ર:
હું એનું પાન કરું શાન્ત મને અપૂર્વ.
ત્યાં દૂર નીર થકી ગ્રાહ બહાર આવે
રે એની પીઠ પર બીજ કશી સુહાવે?!

આવી રહી,–નિકટ જોઉં, લહું અમીટ:
'તન્વી તું તો નહિ?' થતું. નહિ તું, નહીં તું.
લાવણ્ય એનું કંઈ તો તવ મેળ લેતું,
–મારી કને સ્વજન જેમ પ્રસન્ન ચિત્ત.
વાણીશું મિષ્ટ ફલ, મોહન દૃષ્ટિપાશ;
કિંતુ કઠે ઉર; અહીં ન પુરાય આશ.
એ ભોજ્ય (ના ન કીધ મેં પરિહાર) ભુક્ત
ત્યાંથી વિહાર કરતો થઈ પાશમુક્ત.

વીંધ્યા ઘણું વિકટ જંગલ, ને ધસારો
રક્તાક્ષ હિંસ્ર પશુનો કરી વ્યર્થ, ભારે,
કોઈ મહાનગર પાસ નદી કિનારે
કીધો સ્મશાન શિવમંદિરમાં ઉતારો.
છાયેલ અભ્ર થકી અંબર હોય માંહે
ખીલી પ્રભા અરુણ, આ સ્થલ એવું સોહે.

ભેળા થતા પથ અનેક દિશા ભણીના.
આ કેન્દ્રમાં, લહું પ્રવાહિત આવજાવ.
પ્રત્યેક આસ્ય પર હર્ષ સમાન ભાવ
ને હર્મ્ય-સૂર સમસામય રાગિણીના.
ઉત્સાહ-વ્રજ નરવીર, મૃણાલ નારી.
ઓચિંત દક્ષિણ ભુજા ફરકંત મારી.
કોઈ અજાણ થકી ઓળખ ક્ષાત્રતેજે:
બંધુત્વ મ્હોર્યું ઊઘડ્યા ઉરથી સહેજે.

અંગે નવાં વસન, વાહન કાજ અશ્વ.
એ પૌર શોભન નિહાળત રાજવીના
ઉદ્યાનમાં જ્યહીં અલૌકિક રૂપસીના
રે પંચબાણથી, અચર્મ હું, વિદ્ધ હૃદ્ય.
ઉત્તાપની પ્રખર દાહક દૃષ્ટિ વાળી
રુદ્રે અનંગ પ્રતિ વામ સુધા વહાવી.

આવી ક્ષણે ય તું ન વિસ્મૃત : તારી વાત
વિશ્રબ્ધ ગોષ્ઠિ સમયે કરતાં, પ્રયાણ
કાજે છું ઉત્સુક કહ્યું: ઉરની પિછાણ
એણે ય દીધ વચને મૃદુ ભાન સાથ
'વર્ષંત આણ તવ, હું છું હવે નિમિત્ત,
હું ધારું તેજ તવ તે મુજ સંગ નિત્ય.'
ને આર્દ્ર એ અચલ નેમની દીપ્તિઝીલી,
એડી અડયે તુરગશો પળું, રાશ ઢીલી.

૫. મારી વિમુક્ત ગતિ ભૂમિ થકી વિશેષ
હાવાં નભે અનવરોધ થતી જણાતી.
રે વાયુ જેમ ચિતિ મારી બધે છવાતી
જાણે ન કાંઈ રહ્યું સ્પર્શથી રિક્ત શેષ.
એ અદ્રિ-પંથ સુરવૃક્ષ-નિકુંજ-કાન્ત,
સૌદામિનીનું પણ જ્યાં સ્થિર તેજ શાન્ત.

ને ત્યાં સુકોમલ સુણી રહું મંદ નાદ;
ના તંતુ કે સુષિરનો અનવદ્યનો એ.
મારું પ્રસન્ન, મૃગશું, મન સ્પષ્ટ તો યે
એના રહસ્ફુરણનો ન પમાય તાગ.
જેવી અહીં સભરતા, અવકાશ એવો;
પ્રસ્પંદ સંગ ઉરનો ઋજુ તાલ દેવો.

જાણે અદીઠ વરદાભય ભાવ દેતું.
આસન્ન એ સમય જ્યાં મુજ સિદ્ધ હેતુ.

૬. ક્યાંય ન તને ભાળું
તોય તે મને મળતો જાણે મૃદુલ તારો સ્પર્શ
અંગે પુલક પ્રાણને પરમ હર્ષ.
બેઉ બાહુ ફેલાવતાં તને હૃદયથી આવકારું.

ગગન આલિંગનમાં આવે
રહી તું જતી દૂર,
અરવ એવો ભીતરને કાન
ટહુકે તારો સૂર,
હોય તે યે દેખાય ન એવું આવરતું અજવાળું!

જોજન જોજન ઢૂંકડા, આખું
અદકું વદન-ઓઢણ,
શોભન એવાં આવરણે, પ્રિય,
રહીએ નહીં ગોપન,
નેણનાં ઝાકળજલને અધર-પલ્લવ પર ધારું.

ખંડ ૩

૧. એ નાદની લહર, એ મુજ પંખ. હંસ
જાણે અયત્ન કરું અંબરમાં વિહાર.
નિસ્યંદની અમૃતબિંદુ સમી અપાર
પૂર્ણેન્દુ ઉજ્જવલ પ્રભા શશ નિષ્કલંક.
છાયા છવાય નહિ ત્યાં નહિ અંતરાયઃ
ઉન્મીલને દશ દિશા યુગપત્ લહાય.

એવું હવે ક્ષિતિજશૂન્ય અનંત વ્યોમઃ
ત્યાં શ્વેત-લગ્ન લહું સ્વર્ણિમ રૂપ વામ
કૈં દૂર દૂર, શિવ ઈંગિત શું લલામ.
ઉત્સાહ દીપ્ત : શ્રમનો દઉં શેષ હોમ.
ફેલાયલી ફરકતી નહિ લેશ પંખ,
એવી પ્રશાન્ત ગતિને વહને વિહંગ.
ત્યાં બીન ઝંકૃતિ સુકોમલ ગીત સંગ :
જે બાહ્ય તે જ અવ ભીતર નીલ રંગ.

૨. ને....ને મુહૂર્ત શુભ, મંગલ દૃષ્ટિયોગ.
લજ્જા નહીં, મલકતું મુખ રમ્ય – તીર્થ,
જોઉં સરી જવનિકા સ્થળ–કાલ–દીર્ઘ.
ઝીલી રહું સ્ફટિકનિર્મલ તેજ–ઓઘ.
એવી પ્રકાશગતિએ ઋજુ પાસ આવી
તેં લીધ દક્ષિણ કરે મુજને વધાવી.

પાનેતરે ધવલ રક્ત લકીર, એવા
સોહામણે વસન તેં ઉર તારું છાયું.
ને શ્વેત પદ્મ તણું આસન છે બિછાવ્યું
સાયુજ્ય સિદ્ધિ વરતાં વ્રતને ગ્રહેવા.
તું મારી ભીતર અને તવ અંતરે હું;
જ્યાં ઓતપ્રોત ત્યહીં આપણુ પ્રાપ્ત હેતુ.
જે શબ્દ નાદ સહ બિંદુથી વિસ્તરંત ..
શો એ જ વિસ્તરણથી નિજમાં શમંત!

૩. ૐ ત્વમેવ ચમત્કૃતિ !*
હે શાન્ત, ભીતર ભર્ગથી,
હે કાન્ત નિજ આનંદમાં,
તારું પ્રસ્પંદિત થવું ને
વર્ણે વર્ણે તરંગમાં
સર્વત્ર તારી વિસ્તૃતિ.

તું એક કેવળ એક પણ
તું ભિન્ન રૂપ અનંતમાં.
તું સહજ રમણા કરંત

અગમ્ય સ્વૈર ઉમંગમાં
કંદર્પ તું ને તું રતિ.

આ નીલ અંજન ઈંદ્રિયોનું
હે નિરંજન તે ય તું–
ઉન્મેષ કાલે, ને નિમેષ થતાં
રહે ના કંઈ કશું !
છે સર્ગ તેવી જ સંહૃતિ.

(* આ પંક્તિના રચયિતા શ્રીમન્નૃસિંહચાર્ય)

[નોંધ : આ સળંગ કાવ્ય સાધકની આધ્યાત્મિક વિકાસની ભૂમિકાનું પણ આલેખન કરે છે. પ્રથમ ખંડમાં સાધકને પ્રથમ મળતો એ સંકેત અને એ દ્વારા જાગતી અભીપ્સા. બીજા ખંડમાં પ્રથમ સૉનેટ મૂલાધાર, દ્વિતીય સ્વાધિષ્ઠાન, તૃતીય અને ચતુર્થ મણિપુર અને પંચમ અનાહત ચક્રના ભેદનની તથા ત્રીજા ખંડમાં પ્રથમ સૉનેટમાં વિશુદ્ધ ચક્રના ભેદનની વાત કર્યા પછી બીજા સૉનેટમાં આજ્ઞા ચક્રમાં થતી પ્રાપ્તિનું નિરૂપણ છે. અંતે જે નિરાલંબ માર્ગ લેવાનો છે તેનો છેલ્લા ગીતમાં ભાવોદ્રેક છે.–રા. શા.]

## રૂપ/જયન્ત પાઠક

રૂપ આ નમણું
જાગ્યા પછી યે અલસ આંખમાં
સળવળતું કે શમણું !
હવાની લ્હેરે રમતો દીપ
ચળકતી વા અધઊઘડી છીપ
પલ સળગે, વરસે પલ
લોચન જોતું ડાબુ-જમણું !
ક્યાંક વહે વમળોમાં લેતું
ક્યાંક કિનારે કાઢી દેતું
નાનકડું પણ તોર-તાણમાં
તાતું પ્હાડી ઝરણું !

## તરી જવાય એટલે.../જયન્ત પાઠક

બસ હવે
આટલું અંધારું તરી જઈએ એટલે
અજવાળાં અજવાળાં !
અજવાળાના મેદાનમાં
ઊછળતાં હરણાં, ક્ષિતિજો ઓળંગતાં
વાંકડી શીંગડીઓથી
આકાશમાં તેજનાં છુંદણાં છૂંદતાં
નીલ નીલ તરણાંટોચે ઊઘડેલાં
તારાફૂલને ચરતાં
આમતેમ અકુતોભય વિચરતાં
આકાશ ને પૃથ્વીને એકાકાર કરતાં
આંખોમાં—
બસ હવે આટલું અંધારું તરી જવાય એટલે
હરણાં અને આપણે........

## મોહક અંધકાર/નલિન રાવળ

એકાકી હું મન મહીં સરતો
ઊં
ડે
ઊ
ડે
આવી ઊભો નીલ તળાવ
તીરે,
તરે
તૃણાંકુરે સાંજ
તરે,
ઝરે....
ભીનો ભીનો મોહક અંધકાર,
ફરે
ખીણે આ પથમાં
વને
નભે
અણદીઠ ખીલ્યાં ફૂલની સુવાસ.
ત્યાં—
સ્વર્ણિમ પેલી ક્ષિતિજેથી કોણ ?
આ કોણ ?
ગૌર લલના મદલોલ ચાલે
આવી અતિ નજદીક પાસે
લાવણ્યભીના લયલુબ્ધ લોચને
નીરખી મને સરી ગઈ....
સુરભિત શ્વાસે

## પરોઢના વૈતાલિક/સ્નેહરશ્મિ

કૂકડે કૂક! કૂકડે કૂક!
જાગો! વીતી ગઈ છે રાત!
પુષ્પે પર્ણે ઝંખે ઝાકળ–
ક્યાં તે મારું રમ્ય પ્રભાત!

કૂકડે કૂક! કૂકડે કૂક!
જોડ્યા અરુણે અશ્વો સાત,
રથે ચઢીને બોલે સૂરજ;
'ઝાકળ વીતી તારી રાત!'

વાડામાંથી રસોઈઘરે
લીધો કૂકડો ઉષ્ણ ઉછંગ!
ક્યાં ગયું? ક્યાં ગયું? ઝાકળ તે!
કુંજકુંજનો પૂછે રંગ!

(પ્રકટ થનાર કાવ્યસંગ્રહ 'ક્ષિતિજે ત્યાં લંબાવ્યો હાથ'માંથી)

## એક કરુણ અવસર/મેઘનાદ હ. ભટ્ટ

ધસમસતા ધોધ, તમે પાછા વળો, નથી ધરતીની
ધાર અહીં ધીંગી,
ચોમાસું હોય, વળી વર્ષા પણ હોય તો ય વારિ
ના થાય આ તરંગી.
વૈશાખી વંટોળે ધસમસતા ધુમ્મસમાં ઘેરાયો
જીવતરનો મબલખ આ બાગ,
દિવસે તો શું અહીં રાતે પણ સળગી છે વેરીલી,
ઝેરીલી વડવાનલ આગ.

બાગોમાં ન્હૈં મને ઉંબર પર ડંખ્યો'તો ધિંગાણો;
ઘેરીલો, ધગધગતો નાગ,
કોકિલનો કંઠ, અરે ફૂલોનો સંગ મળ્યો તો યે
ના ગાયો મેં તોરીલો રાગ.

અવસર ના ચૂક્યો'તો અવકાશી મેઘ તો ય કેવી
હા, માયા એ દોરંગી,
ધસમસતો ધોધને પાછો વાળ્યો, હતી ધરતીની
ધાર જો કે ધીંગી.

---

### કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન

૧. શ્રી કુમારપાળ દેસાઈ, અમદાવાદ રૂ. ૧૦૦૧/–
૨. શ્રી ચંદ્રકાન્ત મહેતા, અમદાવાદ રૂ. ૧૦૦૧/–
૩. શ્રી રંતિદેવ ત્રિવેદી, અમદાવાદ રૂ. ૧૦૦૧/–
૪. શ્રી પ્રફુલ્લ પટેલ, યુ.એસ.એ. રૂ. ૬૦૦/–

કવિલોક ટ્રસ્ટને રૂ. ૫૦૦/– કે તેથી વધુ દાન આપનારને 'કવિલોક' દ્વિમાસિકના આજીવન સભ્ય ગણી લઈ 'કવિલોક' નિયમિત મોકલવામાં આવશે.

# ચાર મુક્તિકા/જગદીશ વ્યાસ

૧

કઈ તરફ માંડું હું કાન
છે બધે કચકચ સમાન.
તું મને પિવરાવ ચા
હું તને ખવરાવું પાન.
બેઉ જણ બોલ્યાં વગર
સાચવી રાખે છે માન.

કેટલી વાગી છે ઠેસ
તો ય ક્યાં આવી છે સાન !

બંધ છે ભંડારમાં
મોક્ષ મેળવવાનું જ્ઞાન.
મેં પચાવેલી જમીન
તું પચાવે છે મકાન.

આબરૂ કાલે રળી
આજ માંડી છે દુકાન.
તું નર્યો ખોટો હતો

તું ભલે આજ ન માન.
કોઈને પૂછી તો જો
એટલું તો રાખ ભાન.

ભાર લાગે છે હવે
તો કરી દે એનું દાન.

ભરસભામાં છે બીડું
ચૂપ છે સબળા જવાન.
સૌ ફરે છે ડાઘુ જેમ
શહેર છે કે છે સ્મશાન ?

૨

અમથો અમથો ના પછાડ
છે રમકડું તો રમાડ.
બીક લાગે છે મને
આવડું મોટું ન ફાડ.
જો ઉખાડે છે જ તો
મૂળિયાંમાંથી ઉખાડ.

કાલ નળિયાં વેચશું
આજ વેચી દઉં કમાડ.

ગામ સાલું લાલચુ
શેરીઓ સાલી લબાડ.

ગૂંગળામણ થાય છે
બે ઘડી બારી ઉઘાડ.

છાંયડામાં હક કરી
આપણે કાપ્યું છે ઝાડ.

જે મને સમજી શક્યા
એમનો માનું છું પાડ.

ગાંસડી ભારે છે બહુ
બે ઘડી લે જો ઉપાડ.

એકવિધતા તૂટશે
મૂછ ને દાઢી ઉગાડ.

આ રઝળતો કાંકરો
છે ઘસાયેલો પહાડ.

ચાલ, બીજે ક્યાંક ચાલ
છે અહીં બહુ ગંદવાડ.

૩

તું કશું મનમાં ન આણ
તું તને લાચાર જાણ.
ગીત ગાતો ઓબડો
બ્હેરિયો કરતો વખાણ.
કામ પૂરું થઈ ગયું
પૂરી થઈ ગઈ ઓળખાણ.
બહુ બીડી સારી નહીં
સ્હેજ ઓછું કર પ્રમાણ.
આ વખત છુટકો નથી
આ વખત છે બહુ દબાણ.
તેં છરો ભોંક્યો મને
મેં કરી આપ્યું લખાણ.
સાવ નાની વાતમાં
કોઈના લેવાય પ્રાણ.
હું જ કાંઠો હું નદી
હું જ હોડી હું જ તાણ.
ક્યાં પડી છે કોઈને
કોણ વાંચે છે પુરાણ.
મલ્લની સાથે લડી
થઈ ગયો હું લોહીઝાણ.
આપણે ઘેટાં છીએ
દેશ આખો છે ગમાણ.
ઊંઘવું બસ ઊંઘવું
એ જ સુખ છે હે સુજાણ.

૪

ક્યાંક ભટકાશે દિવાલ
તું બધે માથું ન ઘાલ.
આગવા છે સૌના પગ
આગવી છે સૌની ચાલ.
પિંજરામાં જોઈ સિંહ
વાંદરાઓ ખુશખુશાલ.
વેડફો રે વેડફો
ક્ષણ દિવસ મહિના ને સાલ.
જો નકામા છે જવાબ
કામના ક્યાં છે સવાલ?
છે પરસ્પરના હરીફ
વાદળી પીળો ને લાલ.
ક્યાં સુધી આ ચાવચાવ
છોતરાં છોડાં ને છાલ?
બે દિવસ ગોઠે બધે
એ ચરોતર હો કે ભાલ.
કાલની વાતો ન કર
તું મને શું દે છે હાલ.
ક્યાં જુદાં પરખાય છે
આ બનાવટ ને વહાલ.
એક ટોળું જાય છે
બે ઘડી કરશે ધમાલ.
ઘર મને મળતું નથી
તે ફરું છું આજકાલ.

---

## નવ્ય કવિ શ્રેણી

કવિલોક ટ્રસ્ટ નવા કવિઓની ચૂંટેલી રચનાઓના સંગ્રહની શ્રેણીનો આરંભ કરે છે. પ્રત્યેક સંગ્રહમાં ત્રણ નવ્ય કવિઓની ચૂંટેલી રચનાઓ આપવામાં આવશે. એના પ્રથમ સંગ્રહમાં સર્વશ્રી વિનોદ જોશી, ધીરેન્દ્ર મહેતા અને જગદીશ વ્યાસની રચનાઓ હશે. વિગતો આવતા અંકે.

## ચાર ગઝલ/ભરત વિંઝુડા

### …નર્મદનો જમાનો

સતત બદલ્યાં કરે લોકોને એવાં આ મકાનો
નિહાળીને ય સાંભરવાનો નર્મદનો જમાનો.

કોઈ રસ્તા ઉપર નીકળી અને સીટી વગાડે
ને મેડી પર ઘડીભર બંધ થઈ જાતો પિયાનો.

ઊડી શકતાં નથી પંખી બહુ ઊંચે ગગનમાં
અને ડાળી ઉપર બેસી નથી શકતાં વિમાનો.

અહીંનાં સર્વ લોકો શું સતત શોધી રહ્યા છે?
અહીં ક્યારેય કોઈનો ન ખોવાયો ખજાનો.

દીવાલો પણ હજી તોડી શકાતી હોય છે ક્યાં?
ને ચારે બાજુ ખૂંપી ગઈ ક્ષિતિજોની કમાનો.

### …ઊભો છું હું

નદીની જેમ નીકળવા સુધી આવી ઊભો છું હું,
અહીં બે હાથના કાંઠાને ફેલાવી ઊભો છું હું.

નજર દીવાલ પર અથડાઈ તૂટી જાય તે પહેલાં
અહીં પાંપણની સાથે આંખ અથડાવી ઊભો છું હું.

કોઈ પંખીની માફક ચાલતાં થાકી ગયો છું હું,
કોઈ પંખીની માફક પાંખ ફફડાવી ઊભો છું હું.

સમય સાથે સતત ચાલ્યાં કરે ઘડિયાળના કાંટા
ને એની સાથે સાથે ક્ષણને લંબાવી ઊભો છું હું.

સહુ થાકી જઈને અંતે બેસી જાય છે નીચે
અને એવી ક્ષણોમાં પગને બદલાવી ઊભો છું હું.

### જોઈએ…

ઘરની દીવાલો ન અડવી જોઈએ,
આ વ્યવસ્થા તૂટી પડવી જોઈએ.

એક પ્યાલી હું ઉપાડું એ પ્રથમ
એવી ઇચ્છા તો ઊપડવી જોઈએ!

આ તરફ પણ દૃશ્ય ખૂંપેલાં મળ્યાં,
આંખ કઈ બાજુએ રડવી જોઈએ?

ઘર ખૂંપી જઈને કૂવા જેવું થયું,
ભીંત કઈ બાજુ ગબડવી જોઈએ?

આ હવા ખાલી જગ્યા કરવા જતાં
છાતી વચ્ચેથી ઊખડવી જોઈએ.

### …હવે

રણ મહીંથી ખરે છે સતત કણ હવે,
રોજ ઢીલું થતું જાય પહેરણ હવે.

બુંદ જળમાં પડી જેમ જળ થઈ જતું,
ક્ષણ નથી લાગતી કોઈ પણ ક્ષણ હવે.

આજ ને કાલમાં કોઈ અંતર નથી
તો છબી જોઉં કે જોઉં દર્પણ હવે?

દ્વાર પર કોઈ આવીને ઊભું રહ્યું,
એમ ઘર થઈ ગયું સાવ આંગણ હવે.

## ઘુમલી/મનોજ રાવલ

ધીમેધીમે
સમયના થર ઊખડતા જાય છે
અને સાથોસાથ
મનને ચોંટેલ માયા
વાયકાઓની ભરમાર થઈ
ઊખડી-ઊખડી વેરાઈ જાય છે
ઘુમલીના ઉબડખાબડ રસ્તે.
*
ખબેડામાં ભરાયેલ લોંકડીનું સરકી જવું
અને યાદ આવે
હલામણ જેઠવાનું દેશપાર થવું
'હાલી નીકળ્યો હલામણ'
તે કેટલી ચાહત અને એકાકીપણું લઈને.
*
જો કે આ ઘુમલીને એકાકીપણું જ ફાવે છે
પણ ભાણવડના રસ્તાનો
ભૂતવડ એકલો જ છે.
જો તે એકલો ન હોત તો
શિયાળવાનું ગજું છે કે
રાતવરત એના સામું જોઈ લાળી કરતા રહે!
*
એકલા હોવું
તે ય વળી યુગોથી નવલખા મહેલમાં
કોઈ પદ્માવતીની રાહમાં
એ શું છે તેના જવાબની તો
આભપરાની ટોચે
કોઈ સાંજે ઘેરાઈ વળેલાં વાદળો
બેઠાં રહે, બેઠાં જ રહે
અને વરસે નહીં તો જ ખબર પડે.
*

ફંગફગે છે દૂર દૂર
સકળ સંચારમાં વ્યાપી વળેલી
નિરાશા સમાવી બેઠેલ ઉપત્યકા પર
પડછાયો આશાપુરની ધજાનો.
કેટલાયે આરોહણ-અવરોહણ પછી
ત્યાં સાંપડે છે
કોઈ નિશ્ચિંત સફરનો થાક ઉતારતી
પથ્થરની એક શાંત પ્રતિમા,
જેને વિચલિત નથી કરી શકતો
ટેકરીઓ પાછળ છુપાયેલ
કિલેશ્વરના જંગલનો પવન.

*

આજકાલ તો ભૃગુકુંડનાં જળ પણ
આપણી વાણીમાં રહેલ શબ્દો જેવા
ટાઢાંબોળ છે.
ભલેને કો'ક કો'ક વેળા
દખણાદે બરડામાં દવ બળે,
ભળી જાય તેની ધૂમ્રસેરો
ભૃગુકુંડના તપસ્વીએ કરેલ યજ્ઞમાં.
*
યજ્ઞ તો ચાલે છે આજ પણ,
જ્ઞાનયજ્ઞ કે શ્રમયજ્ઞના નામે;
ખોદી કઢાય છે ટીંબામાં ફસાયેલ દહેરાં,
સોનના નામે થયેલ ધીંગાણાંના પાળિયા
અને કોઈના ઓરતા થીજી ગયા હોય તેવાં શિલ્પો.
*
આજે અને આવતી કાલે
કદાચ પૂજાશે આ દહેરાં,

પામી શકાશે
વિગત-શોખીનોના જ્ઞાન દ્વારા
ઐતિહાસિક રહસ્યો.
શિલ્પની મુદ્રા પરની ચર્ચાસભામાંથી
હાથ લાગી આવશે
કોઈ ભવ્ય અને ઉદાત્ત પરંપરા
છટાદાર લખાણોના માલિકો દ્વારા
અપાયેલ માહિતીથી
પ્રભાવિત થશે સર્વ સુજ્ઞજનો.

*

પણ નવસો નવાણું જેના ટિલાયત
અને સોનાનો રથ
જેનો ડૂબ્યો હોય છે જેતા વાવમાં

એ રાજવી, એ પ્રજા
તેના ગ્રીમાડાઓના વિસ્તારમાં
જે લુપ્ત થયું છે તે શું છે?
એ કોને હાથ આવશે?
એ ક્યારે પ્રાપ્ત થશે?

વળી, હવે ક્યાં છે
એ ઘુમલીને ભોગવનાર?

એ બધા પ્રશ્નો ઘેરી વળે
મને તમને કદાચ સૌને

અને આપણે સમજી નથી શકતા
કે તેથી વિસ્તાર વધે છે ઘુમલીનો

વા અહીંજ લુપ્ત થાય છે ઘુમલી
ધીમે ધીમે....

## સંધ્યાસ્ત/દાન વાઘેલા

ઢળે સૂરજ પશ્ચિમે, કટક સાંજનું પૂર્વથી
કરે ગણતરી ભરેલ હુમલો ઘણે દૂરથી!
ઊડે સબળ ક્રોધ કાજળભરી ઠરી આંખના
પ્રદોષપુટમાં પડે કિરણ થાકથી, રૂપથી!
કદાચ અધૂરાં હશે સપન પ્રીતમેળા તણાં
અને ભટકતાં હશે ધવલ આભમાં ચંદ્રશા!

બુકાની દઈને ફરી ઊમટતું બધું વેર, ને
મથે મનભરી મહાત કરવા જમીં-આભને!
વિભક્તવશ દિવ્ય-દૃશ્ય સઘળાં ય ટોળે વળે
મળે ક્ષિતિજમાં અને અકળ રીતથી ઊતરે!
સમસ્ત જગ મસ્ત મંદ પવને વહે ગીતમાં
પ્રલંબસિત સપ્તસૂર લય ઝાડ પાંદે મળે!

બજે અવનવા મૃદંગ, જીતની બજે ઝાલરો,
પછી શબ્દસૃષ્ટિ શાંત; રવ દીપકોનો થતો!

## ૧. મિલનાનુભૂતિની ક્ષણો/લલિત ત્રિવેદી

મઘમઘ ત્વચાના બાગની વચ્ચે મળી છે તું,
પુંકેસરીય શ્વાસની વચ્ચે મળી છે તું.

આષાઢના ચિત્કારની વચ્ચે મળી છે તું,
રૂંવે રૂંવે વરસાદની વચ્ચે મળી છે તું.

પાછળથી આંખ દાબી અને ધારતાં'તાં નામ,
બોલાયલાં સૌ નામની વચ્ચે મળી છે તું.

દ્વારો ઊઘડતાં જાય ને ઊઘડું હું દ્વારવત,
ઊઘડતાં જાતાં દ્વારની વચ્ચે મળી છે તું.

તરતો રહું સતત ને કિનારો કોઈ ન હો,
ધસમસ કુંવારી રાતની વચ્ચે મળી છે તું.

ઝુલ્ફોનાં મોજાંઓમાં તણાઈ છે આંગળી,
તૂટી પડેલી પાળની વચ્ચે મળી છે તું.

ખડકાળ રક્તમાં વહી ખ...ળ...ખ...ળ વસંતતા,
છાતીના આદિવાળની વચ્ચે મળી છે તું.

વૃક્ષો, પવન, મહેકની ઓળખ છે તું પ્રિયે!
આવા બધા બનાવની વચ્ચે મળી છે તું.

દૃશ્યો ભૂલેલી આંખની વચ્ચે મળી છે તું,
નસનસ અનંત સાંજની વચ્ચે મળી છે તું.

## ૨. વિરહાનુભૂતિની ક્ષણો/લલિત ત્રિવેદી

સહવાસની ક્ષણોનો એક ફોટો મળી ગયો,
સાથે વીતેલ સાંજનો ખૂણો મળી ગયો.

ગુલમ્હોર નીચે સાંજ હતી તેવી મ્હેક છે,
ને મ્હેક સુધી આજનો રસ્તો મળી ગયો.

બારીના કાચ પર પડેલ માવઠા સમો
તારા સ્મરણનો આંખને પડદો મળી ગયો.

પડઘા પડચા ને પર્વતો ઘેરી વળ્યા મને,
દીધેલ તને સાદનો પરચો મળી ગયો.

જંગલ બનીને કોઈવાર ગૂંચવી જશે,
કે મ્હેંક સુધી આજ તો રસ્તો મળી ગયો.

## મથામણ/પન્ના નાયક

લીલા ખેતરમાં
ખીલે બંધાયેલી
બકરીના ગળાની દોરીની ગાંઠ:
નિરાયા કરતું અઢળક ઘાસનું
એકકેય તરણું
હવે ગળી શકે એમ નથી.
એ તો
ખીલા આસપાસ
અસંખ્ય ફેરા ફર્યે જતી
ને
વધુ ને વધુ ગુંચવાઈ જતી,
મનમાં સમસમતી
ઉકેલવા મથતી હતી
ખીલો, દોરી અને ગાંઠનો
અતૂટ સંબંધ....!

## આજનમ સજા જેવું… / સતીન દેસાઈ

કદી આરોહ ના અવરોહ શી મજા જેવું,
અમારું ઊભવું અહીં આજનમ સજા જેવું!

ભર્યું નગર ને નથી ક્યાંય આવ–જા જેવું!
ધબકવું તારું ય નિષ્પ્રાણ કાળજા જેવું!

અમે ગગનથી કર્યું મોકળું ય મનને પણ,
તમે જ ફરક્યાં નહીં પીચ્છ કે ધજા જેવું!

ન દ્વાર ઊઘડે ના ઊઘડે દિશા એકે,
ક્ષિતિજનું હોવું હવડ મહેલના છજા જેવું!

કોઈ પહોંચી ગયું છેક સાતમે કોઠે,
હતું તો એની મૂઠીમાં ય કંઈ કજા જેવું!

## નીકળીએ / રાજેશ વ્યાસ

ચાલ આજે ધરાર નીકળીએ;
દેહમાંથી બહાર નીકળીએ.

મ્હેંકની જેમ એકબીજામાં
ઊડીએ, આરપાર નીકળીએ.

જાત જળની છીએ ભૂલી ન જા,
એક થઈએ, અપાર નીકળીએ.

ઓગળી એકરસ બને સઘળું,
ચાલ, તોડીને દ્વાર નીકળીએ.

આપણે આભ થઈ જશું ખુલ્લું,
તું કરી જો વિચાર નીકળીએ.

## એ વાત પકડાઈ / હેમેન શાહ

કહેવા જાઉં એ રહી જાય સ્વરપેટીમાં ગૂંગળાઈ,
મર્યો હોઈશ હું ક્યારેક ફાંસીની સજા પાઈ.

ગયો જે જે દિશામાં હું જરા એ વિસ્તરી આગળ,
ઘણો અફસોસ છે, ખોટી પડી પૃથ્વીની ગોળાઈ.

અગાઉના પ્રયોગો પર ચડીને ઊભો વૈજ્ઞાનિક,
કવિ તો છે બિચારો, પૂર્વજોની નીચે કચડાઈ.

પ્રયત્નો બાદ પણ નાસી શકું ના હું તો બહેતર છે,
અઢેલી મોજથી હું સાંભળું બાકીની શરણાઈ.

પ્રથમ હું છાપ-કાંટો, દૂધ-જળ, વર્ગીકરણ શીખ્યો,
પછી આ શાસ્ત્ર વ્યવહારુ નથી, એ વાત પકડાઈ.

## આપો / બકુલેશ દેસાઈ

વિચારો વગરની સ્થિતિ આજ આપો,
નહિ તો વિચારો તમારા જ આપો.

ગઝલ માફક પ્રતીક્ષા કરું, જો
ગઝલ જેવી નિરાશા જ આપો.

તણાતો જતો હું વિવશ વર્તમાને,
ઊગરવા સ્મરણનાં તણખલાં જ આપો.

અહીં ભાગ્યમાં તો ડૂમો છે લખાયો,
કહું કેવી રીતે હું: 'ભાષા જ આપો?'

બરાબર કરી માગણી તેં 'બકુલેશ',
નહીં માંગવાની અવસ્થા જ આપો.

## આણુલદે / ભરત યાજ્ઞિક

આણુલદે ! પગ માંડો કંકુવરણાં
મારી લીંપીગૂંપી ઓસરિયુંમાં.
સેંથીમાં અવસર પૂરીને આવ્યા છો તો
ઉજાગરાનું આંખે કાજળ,
લચી પડો મા તમે વેલની જેયર
જંગલ અમને કહે છે ગાંડા બાવળ.
એક સામટા ધોધમાર કેસૂડા
મારી ખાખરવરણી હથેળિયુંમાં.
આ બાજુ ફંટાઈ જવાને લીધે
તારું–મારું પલટાવું દરિયામાં;
એક શુકનવંતી વેલીની છાયા
પથરાયા કરશે ફળિયામાં.
ઠારો મારા ધગધગતા નિઃશ્વાસ વાદળી !
જરીપુરાણી પાંસળિયુંમાં.

## આણુલદે ! / હર્ષદેવ માધવ

આવ્યા આવ્યાને તમે આણુલદે !
સાવ આમ પોતાના ઓરડામાં પારકાં
મારાં સપનાઓ સાવ હતાં સાવકાં.
અમને હતું કે એક ઓરડો
ઉમંગ અમે આણામાં પાથરેલો જોશું,
રેતી થઈ બેઠેલી શેતલને કેમ કરી
દરિયાનું દુઃખ અમે રોશું ?
ઢાળેલા ઢોલિયાનું નામ થઈ પૂછું કે
અમૃત કે ઝેરનાં આ પારખાં ?
વાદળીના જોવાની અફવા છતાં ય
અહીં ચોમાસુ ખેતરવા દૂર છે !
આંગળીનું ટેરવું ન ભીંજાતું ખોળવાથી
કોણ જાણે એવું કયું પૂર છે ?
આંખોથી પાંપણની જેટલું જ છેટું
ને ખાલીપો હોય એની વાયકા.

## મૂક આ ઝંઝટ બધી / હરીશ ધોબી

મૂક આ ઝંઝટ બધી ખોટા અહીં ચર્ચિત થવું
આપણું આ શ્હેરમાં મુશ્કેલ છે સાબિત થવું.
માત્ર સમજણ રાખવાથી પ્રશ્ન હલ થાતા નથી,
કેમ હું ટાળી શકું હર જન્મનું શાપિત થવું.
મિત્ર ! મારી અવદશા માટે સમયનો દોષ છે,
સાવ ફોગટ છે તમારું આમ આ લજ્જિત થવું.
કૈં કરી શકતો નથી જોતો રહું છું માત્ર હું,
કયાં ય કોઈને કદી નડતું નથી વિચલિત થવું.
આંખ અંતે મારી આ મીંચાય છે એ જોઈને,
છે કયાં એ તત્ત્વનાં નેત્રોનું વિસ્ફારિત થવું.

## કયાં રાડ પાડું / અશોકપુરી ગોસ્વામી

નથી તાળું તૂટયું, નથી કૈં ઉઘાડું,
છતાં મારી અંદર હતો ધાડપાડુ.
ખબર ના પડે ને કશું ખોઈ બેસું,
હું કાયમ મને રાતદિવસ જગાડું.
તને સૂર સમજી હજી સાચવી છે,
કહેને તને કઈ રીતે હું વગાડું ?
હતું ઘોર અંધારું, ને ભીણનો હું
અરે ! શી રીતે આ મશાલો લગાડું ?
ભર્યું–ભાદર્યું ઘર અમારું લૂંટાયું,
હતું ચોરનું ગામ કયાં રાડ પાડું ?

# જીવજી એટલે હૈસ્સો...હૈસ્સો / હરીશ વટાવવાળા

કલકોલાહલ શાંત જીવજી સ્વભાવગત અવતરિયાજી, અલ્લાલા બેલી
બંધ મુઠ્ઠી ખાલી આકાશે ઓસ-બિન્દુ-જલ ભરિયાંજી, અલ્લાલા બેલી
અગધપગધ ઊભી ટેકરીએ નોંધારા શબ્દે પડઘ્યાજી, અલ્લાલા બેલી
(અહીં પહોંચ્યા તો) શ્વાસશ્વાસમાં મનઝણુ પંખી ઊડયાં જી, અલ્લાલા બેલી
અટ્ટાલિકે બેઠા જીવજી, કોટકાંગરા ગરજ્યાંજી, અલ્લાલા બેલી
ઊભરાયાને શમી ગયા ને ઊગ્યા ને આથમિયાજી, અલ્લાલા બેલી
ઐનઘેનની રમ્મત રમતાં આખું જીવતર જીવ્યાજી, અલ્લાલા બેલી
ગામને પાદર ઘૂઘરા વાગ્યા પીળા ટહુકા પૂજ્યાજી, અલ્લાલા બેલી
નમતે બ્હોરે સૂરજ શેઢે જીવજીએ ઘર છોડયાંજી, અલ્લાલા બેલી
હાથતાળી દઈ છટકયા જીવજી કોલાહલે અટવાયાજી, અલ્લાલા બેલી.

જીવજી દરિયો થઈને છલકયા, હૈસ્સો....હૈસ્સો
જીવજી આઠ પહોર પરહરિયા, હૈસ્સો...હૈસ્સો....
જીવજી સવારનો સુસવાટ, હૈસ્સો....હૈસ્સો....
જીવજી અષાઢનો વરસાદ, હૈસ્સો....હૈસ્સો....
જીવજી કુંવારકાનું સ્વપ્નું, હૈસ્સો....હૈસ્સો....
જીવજી સમયના રથનું પૈડું; હૈસ્સો....હૈસ્સો...
જીવજી લીલકાતું ગવંન, હૈસ્સો....હૈસ્સો
જીવજી પડઘાતો પવંન, હૈસ્સો....હૈસ્સો....
ખંભે નાખી કપડાં જીવજી ચાલ્યાજી
પગલાં પોચાં પાડી જીવજી જીવ્યાજી
બારસાખે ચોકિયાત જીવજી બેઠાજી
કોળ્યા સુખદુઃખના મોર જીવજી ટહુકયાજી.
અમે અંધારાં ઓઢયાં કે દીવા રાણા થયા રે લોલ....

## અભાવનું ગીત/શૈલેષ ટેવાણી

એટલી ગતાગમ તો અમને યે હોય કે સઘળાં મનોબ નહીં સાચાં,
એટલે તો ગીતોમાં તમને મળીને હવે સીવી લીધી છે અમે વાચા.
ચૉરીના થંભ જેમ ઊખડતા જાય અને ફળિયાને ઊપડતી પીડા....
આંખો પ્રસંગ કાળ ચટકાવી જાય અને ઊડતાં રે ખાલીખમ્મ બીડાં!
બંશીના બોલ જેમ મૂંઝાતું મંન હવે ખૂલશે નહીં રે કોઈ સાથે....
દાંડી પિટાય અને તાળી દેવાય એવું ફાગણિયું જેમ નથી હાથે.....
વરસાદી દિવસોમાં ઠેર ઠેર પાંગરતી સુગંધી કાલ તણી વાતો....
ફૂલને જોવાય જેમ ફૂલને તોડાય નૈં દૂરથી જોડાય એનો નાતો.
એવો આષાઢ અહીં ભીંજાવી જાય કૈંક ગાણું ગવાઈ જવા માગે....
તારા વિનાનું એમ અડધું આ ગીત મને બેસૂરું ગીત સાવ લાગે.
યમુનાનાં નીર હવે નીતરતાં નીતરતાં બોલશે નહીં રે એની વાચા
લીલાછમ્મ કાંઠાયે જાણે કે હોય ને ટહુકા વિનાનાં ઝાડ કાચાં?

## –નું યાદ છે/ધીરજ ગોસાઈ

પાળિયામાં ઘર કરીને શૈશવી શ્વાસોનાં લીલાં જંગલો ઊડી ગયાનું યાદ છે
પગલિયું છકીની કોરા કાગળે ચક્કર લગાવી ખમ્મ ખાલી દરિયામાં ડૂબી ગયાનું યાદ છે.

કે અધધધધ....લોહી ફિક્કું બેઉ ખુલ્લી આંખમાંથી સ્વપ્ન જેવું નીંગળે છે
અર્થ એનો એ કે આથમતા સૂરજની લાશ જેવું કૈં મને સળગી ગયાનું યાદ છે.

ગામની આળી હથેળીમાં નપુંસક ભૂતની કાળી અહાહા ચીસને વડવાઈથી ફંગોળતા ફંગોળતા
સાંકળે બાંધી ભૂવાનાં ડાકલાં વાગી ગયાનું યાદ છે.

પાંખ એકલતાની લૈ ડૂસકાં ભરે સુકતાનના રણમાં હજી યે આપણી આંખો અને
મતલબી સમ્બન્ધની છાતી વચોવચ ટોપ બળબળતા રગેરગમાં ફરી ઊગી ગયાનું યાદ છે.

–ને સતત તારીખનું પાનું નિરંતર લોહીમાં ધબકયા કરે છે
એટલે ફૂટી ગયેલા જીવને સુકા ગ્રહોની નાગણી ડંખી ગયાનું યાદ છે.

ઘર વગરના ઘરનાં મંગળ બારણાં ખખડાવતા દોડયા કરે છે ડાઘુઓ ભરઊંઘમાં
એમ દર્પણના અમંગળ ટૂકડા ખૂંચી ગયાનું યાદ છે.

## ઋતંભરાને આવાહન/હીરા રા. પાઠક

### પ્રતીક્ષા

ઓઢી આષાઢનાં આભલાં જંપી જગની જંજાળ,
જાગે એકલ મોરી ઝંખના મધરાતને કાળ;
દેવી ! આવોને મારી દેરીએ.

કાળી નિશા કેવળ કમકમે નથી. કંપતા વાય,
પગલાં તમારાં પોકારતી પાંપણ ઊઘડે ખિડાય.

પ્રેમે પખાળું પાવન પાવલાં રેલી નયણાંની ધાર,
સમાધિનાં છે સિંહાસનો મેલ્યાં મંથન થાળ.

વાધીવાધીને વેદન વલવલે ઊંડે કંઠમાં આગ,
રમતા આપો હો ઋતંભરા ! મોરી રટણાને રાગ.

કલ્પનાનો છૂટો કનકવો ઢૂંઢે વ્યોમની કોર,
આવો અંબા ! એને બાંધવા, દિવ્ય દૃષ્ટિના દોર.

ધૂણી ધખે મારા ધૈર્યની જલતું જીવનકાષ્ઠ,
આભની પારનાં આભલાં જોવા આપો પ્રકાશ.

પોકારતા કોટિ કોશથી બળતા ધરતીના બાગ,
કલ્યાણી ! આપો કેડી બની ઝૂરતા ઝરણાને માગ.

રમણિક અરાલવાળા

ઘણાં વર્ષો પહેલાં, મારા અધ્યાપનકાળને આરંભે પ્રો. બ. ક. ઠાકોરે અમારી કૉલેજમાં વ્યાખ્યાન આપવા 'પ્રતિભાબીજની માવજત' નામે એક વિચારપ્રેરક સરસ મુદ્દો તૈયાર કરેલો, જેમાં તેમણે કલાકારોની પ્રતિભાની હાણ કરનારાં કેટલાંક પરિબળોની ચર્ચા કરેલી. કલાકારોની તેમની પોતાની પ્રકૃતિનાં તેમ જ સમાજમાંથી ઉદ્ભવેલાં પરિબળોની એ સોદાહરણ સમીક્ષા હોઈ રસદાયી હતી. દુર્ભાગ્યે, અમારા શૈક્ષણિક સંજોગોની વિષમતાને કારણે, તે વ્યાખ્યાન અમારે ત્યાં અપાયું નહિ, અન્ય કૉલેજમાં અપાયું. આજે એમના વ્યાખ્યાનસંગ્રહમાં તે મોજુદ છે.

આ કૃતિના કવિના અવસાનને હજી ઝાઝો સમય વીત્યો નથી. તેમના વિક્ષિપ્ત જીવને, તેમની સિસૃક્ષાને કેટકેટલી કરુણતાથી કુણ્ઠિત કરી હશે ! એનો અંદાજ

કોણ આપી શકે ? ભાવબધિર આપણે, સર્જકહૈયાંઓની માવજત ક્યાં કરી જાણીએ છીએ ?

જે કંઈ હોય તે. પણ આટલું કહી શકાય : અરાલવાળાની કવિતાચેતનાનું ઝમી ગયેલું ઝરણું, ભલે નાનું પણ ઘણું નિર્મળું ને રસાળ છે, તેમના ગામની નદી વાત્રકના જેવું જ સોહામણું. માત્ર રસાળ જ નહિ, પણ આછું છતાં ગગનની કોઈ ગહરી ભવ્યતાની ઝાંયઝીલણવાળું છે. એમનાં ઘણાં ઊર્મિકોનું ભાવપોત તપાસો. લાલિત્યથી સર્વાંગે લહેરાતું લહેરાતું અંતે ભવ્યતાના ગંભીર અજોડ સૌંદર્યથી ઊંચકાઈ આવતું, ને આસ્વાદ્ય બનતું હોય છે. તેમનામાં આ બાબતે પૂર્વજ કવિ ન્હાનાલાલની કાવ્યશૈલીનો વારસો વિશદતાથી દીપ્યો જણાય. તેમના સમયના કવિ પ્રહ્લાદ પારેખની જેમ એક આગવી સૌંદર્યઝલક પણ તેમનામાં દીપી નીકળી હતી. તેમની કવિતા વાંચતાં, વાત્રકના પ્રાતઃકાળના તેજાળ જળની શીળી નીતરી આભા આપણે સુખદપણે અનુભવી શકીએ. કારણ કોઈ પણ કવિતાની વિશદતાનો નિતાર, એ કવિની પ્રતિભાનો પાકો ઈશારો છે. જે આ કવિમાં છે. થોડાં રમતીલાં બાળગીતો, થોડાં સુંદર કાવ્યો અને થોડું મીઠેરું ગદ્ય, એટલી સંપદા ધરીને તે અકાળે આથમી ગયા.

પણ, તેમનું 'પ્રતીક્ષા' ગીત તો ન આથમે તેવું છે. એનું કવિત્વ–અજવાળું દ્રવની આરાધનાની અલૌકિક સત્તાવાળું છે. મનુષ્યની ચિતિશક્તિ સ્વરૂપની કવિતાદેવીને તેમાં સંબોધન સહિતનું આવાહન (Invocation), કહો કે ઉદ્બોધન પણ છે, જેને કવિએ આપણી પરંપરામુજબ ઈશ્વરી શક્તિ કે માતૃસ્વરૂપે ભજેલ છે, તેથી તો કવિએ, 'દેવી', 'ઋતંભરા', 'અંબા' ને 'કલ્યાણી'નાં સંબોધને, તેની મોંઘારત પ્રમાણી છે. મોંઘારત છે એમોઘ. પરમ સત્યની એની સત્તા જગત્વ્યાપ્ત છે. માટે તો તેને 'ઋતંભરા' કહી. કવિતાકલાએ સેંકડો વર્ષથી માનવસંવેદ્ય ઉચ્ચોચ્ચ સત્યનું દર્શન જગતને કરાવ્યું છે. આ કાવ્ય કવિની આપવફાઈભરી આરતમાંથી સંભવ્યું છે. દ્રવતા હૃદયની એ આર્જવી વાણી છે.

ઉત્કટ પ્રેરણાથી આ ગીત રચાયું છે, તે પદેપદે કળાય છે. ભાવસામગ્રીને સ્તરે તે તાદૃશ કલ્પનાથી હૂબહૂ છે. ભાષાકર્મને સ્તરે, તેની અનેક પંક્તિઓ સુનંદા શબ્દોથી ચોટભરી છે : એથી પણ વધારે તો કાવ્યપંક્તિઓમાં સિલસિલાબંધ ઊભરી આવતી ને કાવ્ય–આકાર લેતી વિવિધ વર્ણલીલા ભારે વૈભવવંતી છે. જાણે વર્ણસંબંધ ધરાવતાં શબ્દનાં–પદનાં ચોસલેચોસલાં સરી પડી, કવિની તીવ્ર સંવેદનાના બળે ઊમટી આવતાં જણાય છે. ગીતની ભાવતીવ્રતા પણ તેની પ્રતીજ પાડે છે.

વળી, મોટે ભાગે પ્રત્યેક પંક્તિમાં પ્રત્યક્ષ થતું આ શબ્દમાધુર્ય, સમપ્રમાણ કહી શકાય તેવું છે. તે પંક્તિમાં બે વિભાગે વહેંચાઈ નોખા પ્રકારનો સંવાદ સ્થાપી, સિદ્ધ થાય છે. જુઓ પ્રથમ પંક્તિ જ ; 'ઓઢી આષાઢનાં આભલાં' એ પૂર્વાર્ધમાં વહી આવતી 'અ'ની સ્વરસગાઈ; તો બીજા અર્ધભાગમાં, 'જંપી જગની જંજાળ' એવી નોખી 'જ'ની વ્યંજનસગાઈ. આ મુખ્ય ઉપરાંત બીજી ગૌણ અનુપ્રાસ જેવી શબ્દલીલા પણ તારવી શકીએ. દૂહામાં અને અન્ય ઊર્મિકાવ્યોમાં કવિપ્રેરણાની પ્રસાદી જેવાં વિવિધ વર્ણસગાઈવાળાં પદો આ પ્રમાણે આપમેળે એકસામટાં વહી આવીને પંક્તિની આકૃતિને સુરેખપણે કોરી આપે છે. આમ, ભાવસૌંદર્યને વર્ણસૌંદર્ય વડે કોરેલી આ સુરેખ કલાકૃતિ છે. તેમાં કલ્પનાની તાજગીભરી નવીનતા છે છતાં આ કૃતિની ભાવભંગિ પરંપરાની ધાટી સ્વીકારે છે. ઊઘડતી ટૂકની વાણ જુઓ :

ભાષાનો રૂઢપ્રયોગ અહીં ખપમાં લે છે. જેવી માનવંતી દેવી છે, તેવી તેની સ્વાગત-સામગ્રી છે. એ બહુવચનની લેહમાં કવિ આગળ ચાલી, 'થાળ'ને યે બહુવચનમાં પ્રયોજે છે. આ થાળ છે કવિહૃદયના મંથનનો. જગતના વિવિધ રંગોનું મંથન કવિહૈયે સ્ફુરતાં, સૂક્ષ્મ દર્શન સંભવે છે. તે જ કવિતાને ધરેલું નૈવેદ્ય છે—કવિની સજ્જતા છે, એ મથામણના ક્ષોભથી વલોવાઈ જવાની. મંથનની એ વેદના તે કવિહૃદયની સંવેદનાનો ભાગ છે જે તેને કવવા પ્રેરી શકે.

'વાધીવાધીને વેદન વલવલે, ઊઠે કંઠમાં આગ
રમતા આપો હે! ઋતંભરા! મોરી રટણાને રાગ.'

આ મંથનની વેદના તીવ્ર છે; તે સિવાય ગાંધીયુગની કવિભાવના સ્વીકારીને ઉમાશંકરે પોતાની એ આરંભિક કવિતામાં આમ કહ્યું હશે!

'તીણી વિદ્યુત્ધારા ઉપર કટકા થૈ ભલે જવું!
ઊંડા આંતર્ નાદે ક્ષુભિત બનવું એ ય ગમશે.'

એનું વરદાન પામવા માટે કવિએ ચૂકવવું પડતું એ દાપું છે. આ વેદના પોતે જ પોતાના તીવ્રતાથી વલવલી ઊઠે એવી છે. એટલે કે તે વલખે છે ને વિલપે છે પણ. એવી એના અજંપાની ધાલાવેલી છે. જેણે કળવા માટે કવિના કંઠમાં કારમી આગ જગાડી છે.

અહીં કવિના કંઠમાં પ્રગટવા કરતી કવનવૃત્તિને આગનું-અગ્નિનું રૂપક આપ્યું છે તે સૂચક છે. પ્રાચીન સમયથી મનુષ્યની ઉત્તમ ચેતનાની દિવ્યતાને જણાવવા માટે તેને 'દિવ્ય અગ્નિ'નું રૂપક આપેલું છે. અહીં તે કેટલું ચરિતાર્થ છે!

આમ શબ્દપ્રગટનની તૈયારી થતાં, કવિ દેવીને સંબોધનથી લાડપૂર્વક વિનવણી કરે છે: 'હે ઋતંભરા!—જગતનાં મૂળભૂત સત્યોને ધારણ કરનારી હે માતા! મારી રટણાને રમતા રાગ આપો.' ચિદાનંદની રાગલીલા દેજો. પરમ આનંદની લહાણ, એ કવિતાનું શ્રેષ્ઠ પ્રયોજન અત્રે વ્યંજિત છે. અહીં દેવી ઋતંભરા જેવી મહાસરસ્વતીને કવિ ભાવવશ વાણીમાં આર્દ્રભાવે યાચે છે, તે પંક્તિના બહુલ 'ર' જેવા અર્ધસ્વરના હળવા મંજુલ રવથી સાક્ષાત્ થાય છે. સામાન્યપણે, ગુજરાતી ભાષામાં આવતો 'ઋતંભરા'નો 'ઋ' સ્વર પણ ઉચ્ચારણમાં 'ર' જેવો જ—તેના ભરતો બને છે; તે અહીં કેવો સાહજિક વર્ણસંવાદ સ્થાપવામાં ઉપકારક બને છે! ભાવભાષાની એવડી લીલાથી રમણીય આ પંક્તિ, ગીતનો ગુંજાર કરવી ગમે તેવી એક સુંદર પંક્તિ છે. હવે એક સુંદર કલ્પનાની ટૂક:

'કલ્પનાનો છૂટો કનકવો, ઢૂંઢે વ્યોમની કોર
આવો અંબા! એને બાંધવા દિવ્ય દષ્ટિના દોર.'

કવિએ પ્રસ્તુત કલ્પનાને યે કનકવાની કલ્પનાએ ચગાવી છે! એ ઊંચાઈ ભવ્યતાના ભાવને પ્રેરક બની બીજી પંક્તિ લગી પ્રસરે છે. એ પ્રમાણે પંક્તિના ઉત્તરાર્ધમાં કવિ 'વ્યોમની કોર'નું એટલે કે અંતિમ પરમતાનું ઢૂંઢન પ્રેરીને, અસીમને આવરી લેવાની ભવ્ય ભાવની લકીર લહેરાવે છે.

આ ટૂકની પ્રથમ પંક્તિની પદાવલિની સમપ્રમાણ (Symmetry)તા અવલોકવા જેવી છે. તેમાં ચચ્ચાર અક્ષરી શબ્દ-ચોસલાંનાં પદો, કુલ ત્રણની સંખ્યામાં આવેલાં છે; અને તેની વચ્ચે વચ્ચે બીજાં ત્રણ એકાંતરિયાં દ્વિઅક્ષરી શબ્દચોસલાની સાંકળથી પંક્તિને સુબદ્ધ કરેલી છે. તેનું પરસ્પર સમતોલન સચવાયું છે; એ સહજ કસબથી, લયનું વળાંકમય લાલિત્ય રચાયું છે.

કાવ્યપંક્તિમાં બહુસંખ્ય અક્ષરનાં વધારે શબ્દ-ચોસલાં, એ સારી કાવ્યસર્જનશક્તિનાં દ્યોતક છે. જો કાવ્યપંક્તિના લયને સંવાદી રીતે ને પંક્તિમાં યોગ્ય સ્થાને મૂકી શકાય તો. તેથી પંક્તિની સુશ્લિષ્ટતા

વધે છે. તેનું ઉચ્ચારણ પોતપોતાની રીતે સુબદ્ધ હોઈ, કર્ણમંજુલ લાગે છે. ને ગેયત્વ પ્રસન્નકર બને છે. આ સુચારુ ગીતમાં, બહુસંખ્ય અક્ષરી પદોવાળી ને સુબદ્ધ ઉચ્ચારણવાળી પંક્તિઓ ઠીક સંખ્યામાં છે.

કવિતાસર્જનમાં કલ્પનાવિહારનો ઉલ્લેખ પતંગ દ્વારા કરાયો. પણ કલ્પનાને ભાવપ્રતીકિત કરી સમગ્ર કૃતિને આલોકિત કરનાર અને એકાકૃત કરનાર તો કવિનું દર્શન છે. પારના સત્યને આંબવા કરતી કલ્પના વડે, કવિ પોતાના દર્શનને પામે છે, ત્યારે જ કલ્પના ચરિતાર્થ બને છે, કલ્પનાને પોતાનું ઉચિત સ્થાન સાંપડે છે. કવિ, કવિતાદેવીને વત્સલ, રક્ષણીયા માતાના ભાવે 'અંબા'નું લાડભર્યું સંબોધન આ પ્રસંગે પે કરે છે. એમ કરીને યાચે છે તેની કને ક્રાન્તદર્શનની દિવ્ય અલૌકિક શક્તિ.

કવિ દેવીના પ્રાગટ્ય માટે-સાક્ષાત્કાર માટે ઉપાસના કરે છે, એ ઉપાસનાની વિવિધ રીત આપણે જોઈ. તેમાં તે લગાતાર લાગી રહ્યા છે. તેને કાજે સેવેલું અપાર ધૈર્ય, એ કવિને કાજે તપેલું જીવનનું તપ છે. કવિ જે ધૂણી ધખાવી બેઠા છે, તે સાક્ષાત ધૈર્યની જ ધૂણી છે. એ યજ્ઞમાં આંતર સત્ત્વનું પ્રજ્વલન અને જીવનનું કવિતા કાજેનું સં-શોધન છે.

'ધૂણી ધખે મારા ધૈર્યની, જલતું જીવનકાષ્ઠ
આપની પારનાં આભલાં જોવા આપો પ્રકાશ.'

આ સાધના છે, 'દિવ્ય દૃષ્ટિ' અર્થે, 'વ્યોમની કોર' પામવા અર્થે, '...પારનાં આભલાં' જોવા અર્થે અર્થાત્ આ ત્રણે વાનાંની યાચના તે એક જ વરદાનની યાચના જ છે, અને તે કવિતાના ક્રાન્તદર્શનની. પ્રસ્તુત ટૂંકનું 'આભલાં' પદ, અને આરંભિક પંક્તિનું 'આભલાં' પદ, નિરનિરાળા અર્થનાં વ્યંજક છે. પૂર્વમાં તેનો અર્થ 'વાદળાં' છે. અહીં 'આકાશ' અર્થાત્ 'અંતરિક્ષ'નો અર્થ છે. જેમ અનેક પાતાળોનો ખ્યાલ છે તેવો આકાશલોકનો છે. તેની અનેકતાને, વિશેષ પારગામીત્વ અર્થે પ્રયોજિત છે.

હવે છે છેલ્લી આક્રોશપૂર્વકની યાચનાની ટૂંક :

'પોકારતા કોટિ કોશથી બળતા ધરતીના બાગ'
કલ્યાણી ! આપો કેડી, બની ઝરતા ઝરણાને માર્ગ'
દેવી ! આવોને મારી દેરીએ !'

કવિતા સમગ્ર વિશ્વને પોતાનો વિષય કરે છે; અને કવિતામાં વ્યક્ત થતો અગંત ભાવ પણ સર્વનો બને છે, તેવો તેનો કીમિયો છે. એ દૃષ્ટિથી, કવિ દૂરનાં ને અંતિક ઉભય એવાં હૃદયવિશ્વના શોકસંતાપોનો ઉલ્લેખ કરે છે. તે કારણે, આ જગતના બળી રહેલા હીરવાણા બાગને કવિતાની શાતા વડે બચાવી લેવા, કવિ તત્પરતાથી કંઈક ચિત્કારપૂર્વક દેવીને વિનવણી કરી રહ્યા છે : હે કલ્યાણમયી મા ! આ સંતાપ પામેલાં હૃદયોને નિરંતર આશ્વાસને અને નવીન આશાએ ઠારવા માટે, મારી કવિતાને માર્ગ આંકીને માર્ગ કરી આપો. એના વહનની કેડી બની રહો. આ વિશ્વ ભાવ અને ભાવનાથી હર્યુંભર્યું રહે, તેમાં જ તેનો જયવારો છે. કવિતા દૂઝતા ઘાવને રુઝતા કરે, તેવો તેનો ઈલમ છે. માટે કવિએ તેને 'કલ્યાણી' કહી. શક્તિઉપાસનામાં માતાનાં અનેક નામોમાંથી એક નામ છે 'ક્ષેમંકરી,' તે આ કલ્યાણીનાં અર્થમાં છે.

તેના આ કાર્યની ભૂમિકાને લક્ષમાં લઈ આદર્શવાદી કવિ પુનિતભાવે તેને ઉપાસે છે. એવો ઉપાસનાભાવ આપણે ત્યાં ગાંધીયુગ સુધીના કવિઓને અંતરે રહેલો છે; ગાંધીયુગના કવિચિત્તમાં તે વિશેષપણે વ્યક્ત છે. આ પ્રેમમય સમર્પણભાવના સ્વીકાર સહિતની કવિતાદેવીની ઉપાસનાનો ધર્મ ઉમાશંકરે જે કહ્યો તે અપણે આગળ જોઈ ગયાં; એ જ કાવ્યની પછીની પંક્તિઓમાં એવા કવનનો નાદ તેમણે રજૂ કર્યો છે :

'પ્રભો મારે તારે તણી અવરની શાંતિ સુજવા
નીગાવી અંધારાં અજર રસજ્યોતિ જગવવી.'

આવો કવિતાનો માનવતા-સંદર્ભનો બોલકો ખ્યાલ આ પંક્તિઓમાં જણાશે. એ જ યુગના અન્ય કવિ બાદરાયણના 'કવિને'માં પણ એવો ભાવબોધ વરતાય છે. કવિતાસુંદરીના વિષયે આપણે ત્યાં કેટલાંક સુંદર કાવ્યો લખાયાં છે. પણ આ આરાધનાગીતમાં, એ ભાવ બોલકો બન્યા વિના તેનો ઈશારો છે; તેથી તે ગીત સૌન્દર્યનું રાસાયણિક રૂપ છે.

# અવલોકન

## સમર્યાદ સાહસ

પ્રફુલ્લ રાવલ

કોઈ પણ ભાષાના સાહિત્યનું કોઈ સ્વરૂપ અન્ય ભાષામાં અવતરે તે તે સાહિત્યસ્વરૂપની સંક્રમણશકિતને નિર્દેશે છે. અન્ય ભાષામાં એ સ્વરૂપ સિદ્ધ થવું એ સર્જકની શકિત પર આધારિત છે. સર્વદા એમ બનવું શકય બનતું નથી. કયારેક કોઈ એક ભાષામાં જન્મેલું સ્વરૂપ અથવા શૈલી ત્યાં પણ મૃત બની રહે છે. પરન્તુ પર ભાષાનું સ્વરૂપ જેમાં એ અવતર્યું હોય તે ભાષામાં ટકે તો તે પરાયાપણાના ભાવથી પર થાય તો જ. જપાની ભાષાનું સાહિત્યસ્વરૂપ તાન્કા, એ જ ભાષાના હાઈકુની તુલનાએ ઓછું પ્રચલિત છે. છતાં ય તાન્કાનો આગવો–અલાયદો સંગ્રહ આપણી ભાષામાં પ્રસિદ્ધ થાય તે અવશ્ય ગમે. કોઈ પણ સાહિત્ય–સ્વરૂપના અલગ સંગ્રહો એ સ્વરૂપના સઘન સંશોધનાત્મક અભ્યાસની દિશા ઉઘાડી આપે છે. 'હાઈફન' *રમેશ આચાર્યનો ૯૬ તાન્કાઓનો સંગ્રહ છે.

તાન્કા એટલે અનુભૂતિ સભર સુરેખ શબ્દ-ચિત્રયુક્ત લઘુ કાવ્ય. અનુભૂતિ સઘન બને તો તાન્કા શબ્દચિત્રથી આગળ ધપે, અન્યથા માત્ર ચિત્રકાવ્ય બની રહે. એ દૃષ્ટિએ તાન્કા માત્ર કલ્પન–image બનીને અટકી જાય. મહદ્અંશે એમ જ બને છે. અલબત્ત, કલ્પન–image–માત્રથી કાવ્ય ન જ બને એવું નથી.

આ તાન્કાઓમાં ભાવ–અનુભૂતિનું પુનરાવર્તન સવિશેષ છે. અનુભૂતિ પાકટ ન બને ત્યારે માત્ર ઊભરો જ બની રહે છે, એવા તાન્કાઓ અહીં વિશેષ જોવા મળે છે. મહદ્અંશે અહીં ચિત્રથી આગળ ગતિ વધી નથી. કયાંક એક જ ભાવ પુનરાવર્તિત થાય છે. કયાંક કૃતકતા પણ જોવા મળે છે.

'હાઈફન'માંના જે તાન્કામાં સુરેખ શબ્દચિત્રથી દૃશ્ય ખડું થાય છે તે માણીએ :

'શિયાળે સહુ
તાપણા સામે દીઠ
કોમળ કરે
સૂર્ય પસવારે જે
તેના તરફ પીઠ.'

શિયાળામાં તાપણું કરવું એ સ્વાભાવિક દૃશ્ય છે. અહીં એ દૃશ્યથી ગતિ આગળ છે. તાપણાં સામે સહુ બેઠા છે ત્યારે સૂર્ય પોતાના કિરણ રૂપી બાહુથી તાપનારની પીઠ પસવારે છે. 'પસવારે' શબ્દમાં વાત્સલ્યનો ભાવ ઇંગિત છે. અહીં કલ્પન– image–સુંદર છે. આવાં કેટલાંક બીજાં કલ્પનો પણ જોઈએ :

'ગ્રીષ્મ બપોર
માણસ–પંખી દુ:ખી;
તળાવે ભેંસો
ના તમા, કરો તોર
તરે સૂરજમુખી'.

*

હતી સવારે
ચોખ્ખી ચણાક કૂણી,
સાંજ સુધીમાં
ચૈત્રી લીમડી કરે
તે મોર મોર વણી.'

* પ્ર. રૂપાલી પબ્લિકેશન, અમદાવાદ-૧, રૂ. ૯

દૃશ્ય શબ્દબદ્ધ થયું છે, પરંતુ અંતિમ શબ્દ 'વળી'માં કૃતકતા સ્પષ્ટ દેખાય છે. પ્રકૃતિનાં વિવિધ દૃશ્યોના દર્શને આ કવિએ જે શબ્દચિત્રો ઉપસાવ્યાં છે તેમાં ક્યાંક વેદનામિશ્રિત અનુભૂતિ પણ આકારિત થઈ છે :

જોયું સવારે
પડ્યો છે રાતે હિમ
ફળીમાં છોડ
ચીમળાયાં જો ક્યારે
કાઢું ખબર સીમ'.

હિમ પડવાથી ફળિયામાં છોડ ચીમળાઈ ગયા છે ત્યારે સીમ પર જવાની ઇચ્છા સેવનાર કવિને કેવી વેદના પીડતી હશે ! અહીં માત્ર ચિત્ર નથી, વેદનાસભર અનુભૂતિ છે. કૃતિમાં નવો જ પરિવેશ નજરે પડે છે. તાન્કા માત્ર શબ્દચિત્ર જ નથી તેનું નિદર્શન પ્રાપ્ત થાય છે. વિરહની વેદના પણ તાન્કામાં ચિત્રિત થઈ છે; જેમકે

'ગામમાં જાન
નવ વધૂને લઈ
જતાં સીંચે પૈ
ત્યારથી દોસ્ત, માન
પીડા છાતીમાં થઈ.'

નવવધૂને લઈ જતી જાનથી કાવ્યનાયકને અતીતનું સ્મરણ થતાં એ પીડા અનુભવે છે, તેમાં વિરહની વેદના અંકિત થઈ છે. અતીતના સ્મરણનું અન્ય તાન્કા આ રહ્યું :

'ડવડ વાવે
જમ્પો ગયેલાં જળ
કપોતયુગ્મ
ઘૂ ઘૂ કમ્પાવે
જમ્પી ગયેલી પાળ'.

જમ્પી ગયેલી પળ જાગ્રત થતાં કેવી વેદના અનુભવાય છે !

તાન્કામાં નિહાળેલાં દૃશ્યનું સંવેદન કલ્પનાને બળે ઉચ્ચ કોટિએ પહોંચે છે. જે કલ્પન–image–મળે છે તે થકી કશુંક નવીન પામી શકાય છે. ચિત્રકાર ચિત્ર બનાવી શકે તેટલું એ કલ્પન પ્રાણવાન હોય છે. કલ્પનાસભર કેટલાંક તાન્કા આ રહ્યાં :

નાવ સરતી
પાછળ દીવો કરે;
ને ટેકરીઓ
દૂરની આકર્ષની
જળપરીઓ ખરે.

*

નાની ઝૂંપડી
તળાવડીનો કાંઠો
બેઠો સાંભળું
દૂરથી ગીત-કડી
ચૂસું શેરડી-સાંઠો

*

અંધારી રાતે
સૂતો ફળિયે મારા;
ઊગ્યો ન ચંદ્ર:
તમરાં ત્રમત્રમે
ઝાઝા ટમકે તારા.

*

ઊજળી રાત
શરદ પૂનમની
ફળિયે સૂતો
સુણું દૂરનું ગીત
ગણતો આછા તારા.

કવિ તાન્કામાં ક્યારેક પુરાકલ્પન પણ સાંકળે છે. પુરાકલ્પનયુક્ત તાન્કામાં અનુભૂતિ ઘટ્ટ બને છે. એના વડે માત્ર કલ્પન જ ન મળતાં ગતિ આગળ વધે છે, અને પ્રાણવાન લઘુકાવ્ય પ્રાપ્ત થાય છે; જેમ કે–

# કવિતાવૃત્ત

* હિન્દી કવયિત્રી મહાદેવી વર્માને ૧૯૮૨નો જ્ઞાનપીઠ પુરસ્કાર પ્રાપ્ત થયો છે.
* શ્રી રમેશ પારેખને 'નર્મદ ચંદ્રક' એનાયત થાય છે.
* શ્રી ચિનુ મોદીના કાવ્યસંગ્રહ 'બાહુક' અને ધીરુ પરીખના કાવ્યસંગ્રહ 'આગિયા'ને ૧૯૮૨નો 'જયન્ત પાઠક કવિતા પુરસ્કાર' પ્રાપ્ત થાય છે.
* રાજકોટથી 'રંગરેખા' સંસ્થા તાન્કાનું સમ્પાદન તૈયાર કરે છે. આ સંપાદન શ્રી રમેશ આચાર્ય કરશે. કવિઓએ પોતાના મૌલિક તાન્કા 'એસ. એસ. રાહી, કૈઝર ઇલેક્ટ્રીકલ્સ, સાંગણવા ચોક, રાજકોટ–૩૬૦ ૦૦૧', એ સરનામે મોકલવા જણાવાયું છે.
* અવકાશ સાહિત્ય વર્તુળ, બારડોલી તરફથી એક સહિયારો કાવ્યસંગ્રહ તૈયાર થઈ રહ્યો છે. રસ ધરાવનાર કવિઓને પાંચ મૌલિક રચનાઓ 'C/o સ્ટુડિયો રૂપદર્શન, સરદાર બાગ, બારડોલી–૩૯૪ ૬૦૨' એ સરનામે મોકલવા જણાવાયું છે.

## સાભાર સ્વીકાર

**ઊર્જા** : (ગઝલ અને મુક્તકોનો સંગ્રહ), દિલીપ પરીખ, પાકું પૂઠું, પૃ. ૧૩૨, રૂ. ૧૨
પ્રાપ્તિસ્થાન : એન. એમ. ઠક્કર એન્ડ કંપની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૨ તથા પ્રવીણ પુસ્તક ભંડાર એસ. ટી. સ્ટેન્ડ પાસે, લાભ ચેમ્બર્સ, ઢેબર રોડ, રાજકોટ

**અનિવાર્ય** : વિજય આશર, (ગઝલો–મુક્તકોનો સંગ્રહ), કાચું પૂઠું, પૃ. ૯૨, રૂ. ૫, પ્રાપ્તિસ્થાન ઉપર મુજબ

**લકીર** : નટવર રાવળ, કાચું પૂઠું, પૃ. ૭૨, રૂ. ૮-૧૦, પ્રકાશક : પોતે જ, સાધના સોસાયટી, સાવરકુંડલા–૩૬૪૫૧૫

**બ વાટું** : (કચ્છી કવિતાનો સંગ્રહ), ઓસમાન સાટી, કાચું પૂઠું, પૃ. ૪૮, રૂ. ૫, પ્રકાશક : કુંવર પબ્લિકેશન, ૫૦/૪, રામસદન, બ્રાહ્મણવાડા ક્રોસ રોડ, માટુંગા, મુંબઈ–૪૦૦ ૦૧૯

**દૂધના દાણા** : (બાલકાવ્યો) ચન્દ્રવદન મહેતા, કાચું પૂઠું, પૃ. ૮૮, પ્રકા. ગુજરાતી સાહિત્ય પરિષદ, આશ્રમ રોડ, અમદાવાદ–૩૮૦ ૦૦૯

**ઝગમગિયા** : (બાલકાવ્યો) અમૃતલાલ છ. પારેખ, કાચું પૂઠું પૃ. ૮૪, રૂ. ૫, પ્રકા. ઉપર મુજબ

**કલ્કિ** : જયેન્દ્ર શેખડીવાળા, (કવિનો પ્રથમ કાવ્ય સંગ્રહ), કાચું પૂઠું, પૃ. ૬૨, રૂ. ૧૨, પ્રકા. ઉપર મુજબ

**શરૂઆત** : મહેશ શાહ (કવિનો પ્રથમ કાવ્યસંગ્રહ), કાચું પૂઠું, પૃ. ૫૨, રૂ. ૬, પ્રકા. ઉપર મુજબ

૧૯૮૩ના ડિસેમ્બરમાં પ્રગટ થશે

રાજેન્દ્ર શાહના બધા જ કાવ્યસંગ્રહો એક ગ્રંથમાં

# સંકલિત કવિતા

કવિના ૭૦મા વર્ષ નિમિત્તે પ્રગટ થનાર આ ગ્રંથમાં તેમના 'ધ્વનિ' (૧૯૫૧)થી 'પંચપર્વા' (૧૯૮૩) સુધીના પ્રસિદ્ધ થયેલા તેર કાવ્યસંગ્રહો ઉપરાંત ત્રણ નવા કાવ્યસંગ્રહો—'કિંજલ્કિની', 'વિભાવન' અને 'દ્વા સુપર્ણા' મળીને કુલ સોળ કાવ્યસંગ્રહો છે.

ડેમી સાઇઝનાં લગભગ ૯૦૦ પૃષ્ઠ, નેચરલ શેડનો જાડો ટકાઉ કાગળ, સ્વચ્છ સુન્દર મુદ્રણ, કાપડની પાકી મજબૂત અમેરિકન બંધાઈ.

આ ગ્રંથની બજાર ભાવે રૂ. ૧૨૦ જેટલી કિંમત થાય, પણ આ ગ્રંથ અનેક કવિતારસિકોને સુલભ થાય એ માટે પ્રકાશકે એની રૂ. ૯૦ કિંમત રાખી છે. પણ ૧૯૮૩ના નવેમ્બરની ૩૦મી સુધીમાં આગોતરા ગ્રાહકોને આ ગ્રંથ રૂ. ૬૦માં મળી શકશે. ટપાલથી મંગાવનારે રૂ. ૮ વધારાના મોકલવાના રહેશે. રકમ રોકડેથી મોકલવાની રહેશે. ચેક કે ડ્રાફ્ટ સ્વીકારવામાં આવશે નહીં. એક ગ્રાહકને એક જ નકલ મળી શકશે. આવા આગોતરા ગ્રાહકો માટે કુલ ૭૦૦ નકલો અનામત રાખવામાં આવી છે. તે સંખ્યા પૂરી થતાં આગોતરી કિંમતે ગ્રંથ મળી શકશે નહીં તેથી તમારી આગોતરી રકમ આજે જ નીચેના સરનામે મોકલી આપો.

કુમાર કાર્યાલય લિમિટેડ

૧૪૫૪ રાયપુર

અમદાવાદ ૩૮૦ ૦૦૧

ત્રણ નવા કાવ્યસંગ્રહો છૂટા પણ મળી શકશે

પ્રકાશક

જયવદન તકતાવાલા સાંસ્કૃતિક પ્રવૃત્તિ–મુંબઈ

સંસ્કૃત સાહિત્યે એમને આકર્ષ્યા હતા તેમ પછીથી અંગ્રેજી સાહિત્યના પણ એ રસિક અભ્યાસી બન્યા હતા. આ ઉભય સાહિત્યોમાંની પ્રશિષ્ટતા મનસુખભાઈ પર પ્રભાવક નીવડી. આ અભ્યાસ એમની ઘૂંટાયેલી કવિતાનું રહસ્ય છે.

પોતાની કવિકારકિર્દીના આરંભમાં જ એમણે પળોટાયેલા છંદો, પ્રશિષ્ટ કાવ્યબાની, ભાવોદ્રેકપૂર્ણ અભિવ્યક્તિ આદિથી કાવ્યરસિકોનું ધ્યાન ખેંચ્યું હતું. 'અભિમન્યુ' ઉપરાંત મહાભારત પર આધારિત 'યુદ્ધારંભ', 'અશ્વત્થામા', 'પહેલો દિવસ', 'બીજો દિવસ', 'ત્રીજો દિવસ' અને 'મહાપ્રસ્થાન' એમનાં ધ્યાનાર્હ ખંડકાવ્યો છે. એમનામાં કાન્તની સૌષ્ઠવપ્રિયતા છે તો ન્હાનાલાલીય વાક્છટા પણ છે. ગાંધીયુગમાં કાન્તનો ખંડકાવ્ય-સર્જનનો વારસો મનસુખભાઈએ સફળતાથી દીપાવ્યો હતો.

એમના કાવ્યસંગ્રહો 'ફૂલદોલ' (૧૯૩૩), 'આરાધના' (૧૯૩૯) 'અભિસાર' (૧૯૪૭), 'અનુભૂતિ', 'ડૂમો ઓગળ્યો' (૧૯૭૫) પર નજર નાખતાં એમાંનું છંદોવૈવિધ્ય અને છંદપ્રભુત્વ, એમાંનો અભિવ્યક્તિ-સંયમ, એમાંનું વિષય અને કાવ્યસ્વરૂપનું વૈવિધ્ય, ઊર્મિ અને ચિંતનોર્મિના નિરૂપણ ઉપરાંત કથન-વર્ણનની દૃષ્ટિપૂત માવજત કોઇ પણ કાવ્યરસિકનું ધ્યાન ખેંચ્યા વગર રહેશે નહિ. એમણે શુદ્ધ સુઘડ છંદોબદ્ધ કાવ્યરચનાઓની સાથે સુમધુર ગીત, ક્યારેક ગઝલ અને અંતે ગદ્યકાવ્યો પણ આપ્યાં છે. આમ, સમય સાથે કદમ મિલાવનાર મનસુખભાઈ અબુધ પ્રયોગખોરીનો ભોગ બન્યા નહોતા, એ પણ એટલું જ નોંધપાત્ર છે.

પ્રણય, પ્રકૃતિ અને પ્રભુ જેવા સનાતન કવનવિષયો સાથે એમણે યુદ્ધોત્તર માનવીય અવદશાજન્ય આધુનિક કાવ્યવિષયો પર પણ પોતાની કલમ ચલાવી છે. જો કે એમાં એમનો કોઈ ખાસ વિશેષ પ્રકટવા પામ્યો નથી. આમ છતાં ય એક કેળવાયેલી કલમનો ચમત્કાર એ પ્રકારનાં કાવ્યોમાં 'ડૂમો ઓગળ્યો' નામક સંગ્રહમાં જરૂર આસ્વાદી શકાય છે. આમ, ગાંધીયુગમાં ઉછરેલા આ કવિએ અનુગાંધીયુગમાં પોતાનું કાવ્યસર્જન મંદવેગે ય ચાલુ રાખ્યું હતું, એ એમની આછરતી જતી સિસૃક્ષાનું અનિવાર્ય પરિણામ.

મનસુખભાઈની સતત અધ્યયન-અધ્યાપન વૃત્તિ-પ્રવૃત્તિનો પરિપાક એમની સફાઈદાર કમનીય કાવ્ય-રચનાઓમાં ઊતરેલો આસ્વાદી શકાય છે. પોતીકા માપદંડથી એમણે કાવ્યસર્જનની ગુણવત્તા જાળવવાનો સભાન પ્રયત્ન કર્યો છે. જેમ ટૂંકાં ઊર્મિકો અને મધ્યમ કદનાં ચિંતનોર્મિ કાવ્યોમાં મનસુખભાઈની કવિપ્રતિભા કોળેલી દેખાય છે તેમ દીર્ઘકાવ્યોમાં પણ એમની પરલક્ષી કવિપ્રતિભા છોળેલી અનુભવાય છે.

જેમ મૌલિક કાવ્યસર્જનમાં, કાલિદાસ-ભવભૂતિ, બલવન્તરાય ઠાકોર, કાન્ત, ન્હાનાલાલ આદિની અસરો ઝીલીને પોતીકી મુદ્રા એમણે પ્રકટાવી હતી તેમ કાવ્યાનુવાદક તરીકે પણ એમણે સૂઝ અને સામર્થ્ય દાખવ્યાં હતાં તે એમણે કરેલાં 'અભિજ્ઞાન શાકુંતલમ્', 'ભગવદ્ગીતા' અને અન્ય વિદેશી કાવ્યોના છૂટક અનુવાદો જોતાં જણાઈ આવે છે. સુન્દરમ્-ઉમાશંકરની પેઢીના પાંચ સિદ્ધ કવિઓનાં નામો ગણવાનાં હોય તો એમાં એક નામ મનસુખલાલ ઝવેરીનું અચૂક આવે. પાકા અંગ્રેજ જેવી સંયમશીલતા અને સભાનતા એ જેમ તેમના વ્યક્તિત્વનાં આગળ તરી આવતાં લક્ષણો તેમ તેમની કવિતાનાં ય ખરાં. આવા એક દૃષ્ટિપૂત કવિ-વિવેચક-અધ્યાપક મનસુખલાલ ઝવેરીનું ૧૯૮૧ના ઓગસ્ટની ૨૮મી તારીખે મુંબઈમાં વિલેપાર્લે ખાતે આવેલી નાણાવટી હૉસ્પિટલમાં ૭૪ વર્ષની વયે અવસાન થતાં ગુજરાતી સાહિત્યે ગાંધીયુગના એક નોંધપાત્ર સર્જકને ગુમાવ્યા છે.



◁ મનસુખલાલ ઝવેરી
(જન્મ : ૧૯૦૭ અવસાન : ૧૯૮૧)

જગદીશ વ્યાસ ▷



જગદીશ (ભીલશંકર) વ્યાસનો જન્મ ૧૯૫૯ ના ઑગસ્ટની ૧૮મીએ. વતન સુરેન્દ્રનગરમાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ કેળવણી લઈ ૧૯૮૦માં બી. એ. થયા છે. ૧૯૮૦થી અમદાવાદમાં રહે છે અને ૧૯૮૨માં ગુજરાતી વિષય સાથે એમ. એ. ની પરીક્ષા ઉત્તીર્ણ કરી છે. વાંચવું, વાતો કરવી અને ફરવું એ એમનો શોખ.

(૪, લજપતનગર, પૂર્ણાનંદ આશ્રમ પાસે, સ્ટેડિયમ માર્ગ, અમદાવાદ–૩૮૦ ૦૧૪)

# કવિલોક

ગુજરાતી
કવિતાનું
ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ

તંત્રી
ધીરુ પરીખ



શરદ
૨૦૩૯
સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૩
સળંગ અંક ૧૫૫
દ્વિજ અંક

૮૩

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · શરદ · ૨૦૩૯ · સળંગ અંક ૧૫૫ દ્વિજ અંક ૮૩

સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૩

તંત્રી : ધીરુ પરીખ

**કાવ્યો**



**ગદ્ય**



**આસ્વાદ**



**પંચમહાકાવ્ય વિશેષાંક**
**ડિસેમ્બર ૧૯૮૩નો આ વિશેષાંક પ્રાપ્ત કરવા તમારું લવાજમ રૂ. ૨૫ આજે જ મોકલી આપો.**

સલાહકાર
રાજેન્દ્ર શાહ નિરંજન ભગત

- 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં પ્રકટ થાય છે.
- દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂ. ૭૫ યા ડૉ. ૧૦
- લવાજમ મોકલવાનાં સ્થળ : ૧. 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯. ૨. વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણભવન, રિલીફ રોડ, અમદાવાદ-૧ યા સ્ટેશન રોડ, આણંદ. ૩. સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૧

આ અંકની છૂટક કિંમત રૂ. ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહારનું સરનામું :
'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા,
અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
'લાવણ્ય', વિજય પાર્ક
નવરંગપુરા અમદાવાદ-૯
મુદ્રણસ્થાન
સુરમ્ય, નવરંગપુરા પોલીસ સ્ટેશન પાછળ,
અમદાવાદ-૩૮૦ ૦૦૯

# નવ્ય કવિ શ્રેણી

## આગોતરા ગ્રાહકોની યોજના

'કવિલોક ટ્રસ્ટ' નવ્ય કવિઓનાં કાવ્યોની એક પ્રકાશન શ્રેણીનો આરંભ કરે છે.

આ શ્રેણીમાં શ્રી વિનોદ જોશી અને શ્રી જગદીશ વ્યાસના બે કાવ્યસંગ્રહો ૧૯૮૪ના જાન્યુઆરીમાં પ્રકટ થશે.

પ્રત્યેક પુસ્તક ક્રાઉન ૪૮ પૃષ્ઠનું હશે. ભારે કાગળ, સુંદર સુઘડ મુદ્રણ અને મજબૂત બંધાઈના આ પુસ્તકની કિંમત આજના બજારભાવે રૂ. ૭ જેટલી થાય. પરન્તુ કવિતારસિકોને આ આગોતરા ગ્રાહક થવાની યોજના હેઠળ માત્ર રૂ. ૪–૫૦માં મળી શકશે. આ માટે ૩૧મી ડિસેમ્બર ૧૯૮૩ પહેલાં આગોતરા ગ્રાહક થવું જરૂરી છે.

આગોતરા ગ્રાહકની આ યોજનાનો લાભ લેવા આજે જ રૂ. ૪–૫૦ રોકડા અથવા મની ઑર્ડરથી મોકલી આપો.

વ્યવસ્થાપક : 'કવિલોક', 'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

ડિસેમ્બર ૧૯૮૩નો અંક

# પંચમહાકાવ્ય વિશેષાંક

૦ ગયા વર્ષે જેમ સાત મહાકાવ્યોને લગતો 'મહાકાવ્ય વિશેષાંક' પ્રકટ કર્યો હતો તેમ આ વર્ષે પ્રકટ થશે 'પંચમહાકાવ્ય વિશેષાંક'. આ દળદાર વિશેષાંકમાં આપણાં પ્રસિદ્ધ મહાકાવ્યો 'કુમારસંભવ' અને 'રઘુવંશ' (કલિદાસ), 'કિરાતાર્જુન' (ભારવિ), 'શિશુપાલવધ' (માઘ), 'નૈષધચરિત' (હર્ષ) ઉપરાંત 'બુદ્ધચરિત' અને 'સૌન્દરનંદ' (અશ્વઘોષ) પર સંસ્કૃતનાં અને ગુજરાતીના વિદ્વાનોના અભ્યાસપૂર્ણ લેખો અને આંશિક અનુવાદો પ્રકટ થશે. પ્રત્યેક મહાકાવ્યને લગતી મહત્ત્વની સંદર્ભસૂચિ પણ એમાં હશે. આ અંકના લેખકો : સર્વશ્રી ઉમાશંકર જોશી, જયન્ત પાઠક, ઉશનસ્, ચંદ્રકાન્ત શેઠ, કનુભાઈ જાની, તપસ્વી નાન્દી, ભગવતીપ્રસાદ પંડ્યા, ગૌતમ પટેલ, રાજેન્દ્ર નાણાવટી, પરમાનંદ દવે, વિજય પંડ્યા, સુરેશા મજમુદાર, ધીરુ પરીખ વગેરે.

૦ આ વિશેષાંક જાન્યુઆરી ૧૯૮૪માં પ્રકટ થશે.

૦ આ વિશેષાંક ૩૦ નવેમ્બર ૧૯૮૩ સુધીમાં રૂ. ૨૫ ભરી 'કવિલોક'ના ગ્રાહક થનારને નિયત લવાજમમાં મળી શકશે. તમારું લવાજમ આજે જ મોકલી આપો

આ વિશેષાંક છૂટક મળી શકશે નહિ.

# આગોતરા ગ્રાહક

'પંચમહાકાવ્ય વિશેષાંક'ની સઘળી સામગ્રી ભારે કાગળ પર છપાઈને પાકા પૂઠાંની અમેરિકન બંધાઈના '**પંચમહાકાવ્ય**' નામક ગ્રંથ રૂપે જાન્યુઆરી ૧૯૮૪ના અંતે પ્રગટ થશે. આ ગ્રંથની કિંમત ગ્રંથ પ્રકટ થયા પછી રૂ. ૨૫-૦૦ રહેશે. પરન્તુ ૧૫ જાન્યુઆરી ૧૯૮૪ સુધીમાં આગોતરા ગ્રાહક થનારને આ ગ્રંથ માત્ર રૂ. ૧૫માં જ મળી શકશે.
તમારી નકલ બનતી ત્વરાએ રૂ. ૧૫ મોકલી નોંધાવી દેશો. રકમ નીચેના સરનામે મોકલી આપશો.

# સાત મહાકાવ્યો

પાકા પૂઠાંની અમેરિકન બન્ધાઈનાં ૩૦૦ પૃષ્ઠ અને ૭ આર્ટ પ્લેટ્સવાળા આ અભૂતપૂર્વ ગ્રંથની કિંમત આજના બજારભાવે રૂ. ૫૦થી વધુ થાય. પરન્તુ કાવ્યરસિકોને એ સસ્તી કિંમતમાં સુલભ થાય એ આશયથી એની કિંમત માત્ર રૂ. ૨૪ + રવાનગી ખર્ચના રૂ. ૪ રાખી છે. આ અમૂલ્ય સંદર્ભગ્રંથની મર્યાદિત નકલો જ છે. એ ખલાસ થઈ જાય તે પહેલાં પ્રાપ્ત કરી લેશો. શાળા-મહાશાળા અને ગ્રંથાલયો માટે આ અભ્યાસ-ગ્રંથ અનિવાર્ય પુરવાર થશે. રકમ નીચેના સરનામે મોકલશો :

'લાવણ્ય', વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯

શરદ વિ. સં. ૨૦૩૯ કવિલોક સપ્ટેમ્બર–ઑક્ટોબર ૧૯૮૩

# કવિલોક

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## કવિતા વિષે

અવાજ અને વિચાર એ બેનો પરસ્પર અને જે વસ્તુઓ વિષે કહેવાનું છે તેની સાથે ઘણો સારો સંબંધ છે, અને એવું છે વાસ્તે કવિયો પોતાનાં રસજ્ઞાનનાં તાનમાં મધુરી રસિક કવિતા કરે છે.

બાની એટલે બોલવાની તથા લખવાની છટા. "બાની" કેટલીક રીતે જરૂરની છે પણ શું તેને જ કવિતા કહેવી ? શું લલિતવૃત્તને આ રીતે બોલીએ તો શું તે કવિતા કહેવાય ?

ર ર ર રા ર રા, રા ર રા ર રા, લ લ લ લા લ લા, લા લ લા લ લા;
વ વ વ વા વ વા, વા વ વા વ વા, સ સ સ સા સ સા, સા સ સા સ સા.

ના, ના, રાગ કંઈ કવિતા નથી; કવિતા તે એક જૂદી જ મનની તર્કશક્તિ છે જે રાગના રૂપમાં અવતરીને બહાર આવે છે. તોપણ, મનમાંહેલા ઉભરાને રાગના અલાપ રૂપે જ બહાર કહાડીએ તો તે અલાપને કદાપિ સાધારણ અર્થમાં કવિતા કહીએ તો ચાલે, પણ વિશેષ અર્થમાં નહીં. અલાપને અથવા સુંદર-મધુર અવાજને જ માત્ર ભાષાકવિતાપ્રકરણમાં કવિતા નથી કહેતા. ત્યારે ભાષાકવિતા તે શું ? પિંગળપ્રવેશમાં લખ્યા પ્રમાણે શું અક્ષર માત્રાના નિયમવાળી જ ભાષાને કવિતા કહેવી ?

ના; કવિતા ગદ્યને વિષે પણ હોય છે. ગદ્યમાં લખનારા મોટા કવિ હતા, છે ને થશે, માટે હવે ભાષાકવિતા (પછી ગદ્યમાં હોય કે પદ્યમાં હોય) કોને કહેવી ?...અમે આમ સમજીએ છીએ કે જે તર્કશક્તિથી સાર્થવાણીમાં રસનું અવતરણ થયું હોય તે કવિતાશક્તિ અને સાર્થવાણીમાં અવતરેલો તર્કજનિત જે રસ તે કવિતા.

નર્મદ

('કવિ અને કવિતા'માંથી)

# 'આરોહણ'

## નિરંજન ભગત

બળવન્તરાયે 'આરોહણ' પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં રચ્યું છે. કવિજીવનના બ્રાહ્મમૂહુર્તથી જ બળવન્તરાયના કાવ્યવેધનું પરમ અને ચરમ લક્ષ્ય, બળવન્તરાયના કાવ્યારોહણનું મેરુશિખર હતું મિલ્ટનનું મહાકાવ્ય. પણ ગુજરાતી પદ્યરચનાની પરંપરામાં એમના આ કાવ્યારોહણના સાધનનું અસ્તિત્વ સુદ્ધાં ન હતું. એથી એમને આ મહાકાવ્ય સિદ્ધ કરવું હોય તો તે પૂર્વે એમણે એ સાધન સિદ્ધ કરવું અનિવાર્ય હતું. મિલ્ટનના મહાકાવ્યનું સાધન છે બ્લૅંક વર્સ. બળવન્તરાયે ગુજરાતી પદ્યરચનામાં આ સાધન—એટલે કે બ્લૅંક વર્સ અથવા એનું સમકક્ષ એવું કોઈ પ્રવાહી પદ્ય—સિદ્ધ કરવું અનિવાર્ય હતું. આ પ્રવાહી પદ્ય એ બળવન્તરાયના કાવ્યપુરુષાર્થમાં પ્રશ્નોનો પ્રશ્ન હતો.

સુદીર્ઘ કાવ્ય, મહાકાવ્ય માટે પદ્ય અનિવાર્ય છે પણ એ પદ્ય અગેય અને પ્રવાહી હોવું જોઈએ એ પ્રથમથી જ એમનું છંદદર્શન હતું. એવું પદ્ય મધ્યકાલીન ગુજરાતી માત્રામેળ, સંખ્યામેળ, લયમેળ છંદોમાં ગેયતા અને એકવિધતાને કારણે અશક્ય છે, અન્ય પ્રાચીન સંસ્કૃત અક્ષરમેળ છંદોમાં પણ દૃઢ યતિ અને એથી દૃઢ તાલબંધને કારણે શક્ય નથી, એકમાત્ર પૃથ્વી છંદમાં જ શિથિલ યતિ અને શિથિલ તાલબંધ અને એને પરિણામે વિરામવૈવિધ્ય, પ્રવાહવૈશિષ્ટ્ય, વાક્યોચ્ચય અને પરિચ્છેદને કારણે સુશક્ય છે એ બળવન્તરાયને સૂઝયું. આ પૃથ્વીદર્શન એ એમની પિંગલપ્રતિભાની સર્વશ્રેષ્ઠ સિદ્ધિ છે. એમણે પ્રાસરહિતત્વ અને યતિસ્વાતંત્ર્યસહિતત્વ (એટલે કે યતિભંગ અને શ્લોકભંગ) દ્વારા પૃથ્વી છંદની એકે એક શક્યતા અને ક્ષમતા દ્વારા ગુજરાતી પદ્યરચનામાં અંગ્રેજી બ્લૅંક વ[ર્સ] સમું સુદીર્ઘ કાવ્ય, મહાકાવ્યનું સાધન સિદ્ધ કરવા[નો] શુદ્ધ અગેય પદ્ય, પ્રવાહી પદ્ય સિદ્ધ કરવાનો કવિપુરુષા[ર્થ] કર્યો હતો.

બળવન્તરાયનો પૃથ્વી છંદ અને એનું પ્રવાહી પ[દ્ય] સંપૂર્ણ અર્થમાં અંગ્રેજી બ્લૅંક વર્સનો પર્યાય છે. પૃથ્વીમાં પ્રાસરહિતત્વ છે એથી એ સ્થૂલ અર્થમાં બ્લૅં[ક] (પ્રાસશૂન્ય) છે. એમાં અંત્યયતિરહિતત્વ છે એથી [એ] સૂક્ષ્મ અર્થમાં પણ બ્લૅંક (પ્રવાહી) છે. એમાં શ્લો[ક]ભંગ છે, એથી એમાં વાક્યોચ્ચય અને પરિચ્છેદ પ[ણ] છે. છતાં એ અંગ્રેજી બ્લૅંક વર્સ છે? અંગ્રેજી ભાષામ[ાં] સ્વરભાર છે અને ગણવિકલ્પ એની પદ્યરચનાન[ા] સામર્થ્ય અને ઐશ્વર્યનું રહસ્ય છે. અંગ્રેજી બ્લૅંક વર્સ એ દ્વિસ્વરી આયંબ ગણના પાંચ પુનરાવર્તનોની પ્રાસરહિત પંક્તિ unrhymed iambic pentameter છે. એમાં આયંબ ગણના કુલ તેર ગણવિકલ્પો—બે એકસ્વરી, ત્રણ દ્વિસ્વરી અને આઠ ત્રિસ્વરી ગણવિકલ્પો—શક્ય છે. એથી એમાં વિપુલ પ્રમાણમાં ગણવિકલ્પ છે. પરિણામે એમાં કોઈપણ બે પંક્તિમાં ભાગ્યે જ એકસમાન લયબંધ હોય છે. એક જ પંક્તિમાં પાંચે પાંચ આયંબ ગણ અને એક જ પંક્તિમાં પાંચે પાંચ ગણવિકલ્પ એમ બે આત્યંતિક કક્ષાની વચ્ચે, એટલે કે આદર્શ પદ્ય અને પૂર્ણ ગદ્યની બે આત્યંતિક કક્ષાની વચ્ચે અંગ્રેજી બ્લૅંક વર્સમાં અનંત લયવૈવિધ્ય, લયની અનંત લીલા પ્રગટ થાય છે. બ્લૅંક વર્સ એ અંગ્રેજી પિંગળનું સૌથી મહાન ગૌરવ છે અને ગણવિકલ્પ એનો આત્મા છે. ગુજરાતી ભાષામાં

સ્વરભાર નથી. ગુજરાતી પદ્યરચનામાં પ્રાચીન ગુજરાતી માત્રામેળ અને સંખ્યામેળ છંદોમાં માત્રા અને અક્ષરની સંખ્યા નિશ્ચિત છે. એથી એમાં નિશ્ચિત સંખ્યાની માત્રા અને નિશ્ચિત સંખ્યાના અક્ષરના લયએકમનું પુનરાવર્તન છે. પ્રાચીન સંસ્કૃત અક્ષરમેળ છંદોમાં અક્ષરની સંખ્યા નિશ્ચિત છે એટલું જ નહીં, પણ પ્રત્યેક લઘુગુરુ અક્ષરનું સ્થાન પણ નિશ્ચિત છે. એથી સમગ્ર પંક્તિ જ લયએકમ છે અને એનું પુનરાવર્તન છે. આ કારણે અંગ્રેજી પિંગળમાંના ગણવિકલ્પના અર્થમાં ગુજરાતી પિંગળમાં ગણવિકલ્પ શક્ય જ નથી. એથી એમાં અંગ્રેજી બ્લૅંક વર્સમાં જેવી અને જેટલી નિર્બંધતા અને નમનીયતા શક્ય છે તેવી અને તેટલી પૃથ્વી સુદ્ધાં કોઈ છંદમાં શક્ય નથી. સૌ છંદોમાં–પૃથ્વી સુદ્ધાંમાં–એક પ્રકારની નિરસતા અને એકવિધતા અનિવાર્ય છે. ટૂંકમાં, ગુજરાતી ભાષામાં પૃથ્વી કે અન્ય કોઈ છંદમાં પ્રવાહી પદ્ય શક્ય હશે પણ અંગ્રેજી ભાષાનો બ્લૅંક વર્સ અશક્ય છે. પૃથ્વી સમેત ગુજરાતી પ્રવાહી પદ્યમાં અંગ્રેજી બ્લૅંક વર્સની શ્રીમતતા અને ઊર્જિતતા અશક્ય છે.

આમ, બલવન્તરાયનો પૃથ્વી, એમના અન્ય છંદો, એમનું પ્રવાહી પદ્ય અંગ્રેજી બ્લૅંક વર્સના સંપૂર્ણ અર્થમાં બ્લૅંક વર્સ નથી. પણ એનું કારણ એમની અશક્તિ કે અકુશળતા નથી. એનું કારણ ગુજરાતી ભાષાની આ વિશિષ્ટતા અને ગુજરાતી પદ્યરચનાની આ લાક્ષણિકતા છે. આમ, પૃથ્વી છંદ અને પ્રવાહી પદ્ય અંતિમ પરીક્ષામાં નિર્બળ–નિષ્ફળ છે એ અંગે બલવન્તરાયને કોઈ ભ્રાંતિ કે શંકા ન હતી. નર્મદથી માંડીને અનેક કવિઓએ અનેક પ્રકારે ગુજરાતીમાં બ્લૅંક વર્સનો પ્રયોગ કર્યો એમાં પૃથ્વી જ સર્વશ્રેષ્ઠ છે, પૃથ્વી જ અંગ્રેજી બ્લૅંક વર્સની નિકટમાં નિકટ છે, અન્ય કોઈ પ્રકારે પૃથ્વી અંગ્રેજી બ્લૅંક વર્સથી કનિષ્ઠ નથી—પૃથ્વી અંગે એમણે એવો પક્ષપાત કર્યો. પણ પછી પૃથ્વીમાં અંગ્રેજી બ્લૅંક વર્સનાં અન્ય ગુણલક્ષણો છે પણ એમાં એનું શ્રેષ્ઠ ગુણલક્ષણ–લયવૈવિધ્ય, ગતિવૈવિધ્ય નથી એવો અંતિમ એકરાર પણ કર્યો હતો એમાં એમની બૌદ્ધિક પ્રામાણિકતાની પ્રતીતિ થાય છે. એથી જ પૃથ્વી સુદીર્ઘ કાવ્ય, મહાકાવ્ય માટે પર્યાપ્ત નથી પણ એમનાં સૉનેટ, ઓડ આદિ લઘુમધ્યમ કદનાં ચિન્તનોર્મિકાવ્યો માટે–'આરોહણ' માટે તો અવશ્ય પર્યાપ્ત હતો. એમણે ભલે મિલ્ટનનું મહાકાવ્ય અને એનું સાધન—બ્લૅંક વર્સ—સિદ્ધ ન કર્યું, પણ સૉનેટ, ઓડ આદિ ચિન્તનોર્મિકાવ્ય અને પૃથ્વી આદિ પ્રવાહી પદ્ય તો સિદ્ધ કર્યું જ છે. અને કવિતાનાં મહામંદિરો–પદ્યનાટક અને મહાકાવ્ય–ના ગર્ભદ્વારનું ઉદ્‌ઘાટન કર્યું છે. આ નિષ્ફળતા પણ એમનું નાનુંસૂનું સદ્‌ભાગ્ય નથી. એનું પણ મોટું મૂલ્ય છે. આ નિષ્ફળતા પણ કાવ્યપુરુષનો અનુગ્રહ છે.

પ્રવાહી પદ્ય નહીં તો પદ્યનાટક, મહાકાવ્ય કે ચિન્તનોર્મિકાવ્ય નહીં. પાંચ સદીની ગુજરાતી કવિતાની પરંપરામાં પ્રવાહી પદ્ય હતું જ નહીં, ગેય પદ્ય હતું. એથી બલવન્તરાયે સૌપ્રથમ તો કવિતા અને સંગીતનું દ્વૈત છે એ સ્પષ્ટ કર્યું. કવિતા અને સંગીત સ્વતંત્ર કળાઓ છે એ સિદ્ધ કર્યું. એથી કવિતામાધુર્ય સંગીતમાધુર્યથી ભિન્ન છે એ સ્પષ્ટ કર્યું. કવિતામાધુર્ય એ અર્થ અને ભાવના આરોહઅવરોહનું, અર્થ અને ભાવના પ્રવાહના લયનું માધુર્ય છે. અને એ સંગીતમાધુર્યથી એટલે કે સ્વરના આરોહઅવરોહના, સ્વરના પ્રવાહના લયના માધુર્યથી ભિન્ન છે એ સિદ્ધ કર્યું. આમ, એમણે કવિતા અને સંગીત વચ્ચેની દૃઢ અને નિશ્ચિત સીમાનું સ્વચ્છ અને સ્પષ્ટ રેખાંકન કર્યું. અને તે પણ ભૂતકાળમાં યુગોથી જેમાં કવિતા અને સંગીતનો અવિચ્છેદ્ય અને અવિરત સંબંધ હતો

તે ઊર્મિકાવ્યના જ સ્વરૂપમાં. એથી ભવિષ્યમાં હવે જો કવિતા અને સંગીતનો સંબંધ થાય તો એ ગેરકાનૂની સંબંધ જ થાય એમ કવિતા અને સંગીત વચ્ચેનો અંતિમતાપૂર્વકનો વિચ્છેદ સિદ્ધ કર્યો. કવિતા અને સંગીતના વિચ્છેદ વિના, અગેય પદ્ય વિના, પ્રવાહી પદ્ય વિના, 'આરે હણુ' અને એનાં જેવાં ચિન્તનોર્મિકાવ્યોનું અસ્તિત્વ સુદ્ધાં કલ્પવું અશક્ય છે.

બલવન્તરાયની કેટલીક ડાયરીનોંધોને આધારે પૃથ્વી અને પ્રવાહી પદ્યના ક્રમબદ્ધ ગર્ભવિકાસનું સંશોધન શક્ય છે. ૧૮૮૮ના નવેમ્બરની ૨૧મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે પ્રિન્સિપાલ મૅકમિલને એમને મિલ્ટનનું 'પૅરેડાઈસ લૉસ્ટ' ભેટ આપ્યું—ખાસ તો એમાં મૅકમિલનનું વિવરણ હતું એ માટે નહીં, પણ એમાંની કવિતા અને એમાંના અંગ્રેજી ભાષાના સર્વશ્રેષ્ઠ બ્લૅંક વર્સ માટે. આમ, ૧૮૮૮માં એમણે મિલ્ટનના મહાકાવ્યનું અને બ્લૅંક વર્સનું વાચન કર્યું હતું. એની પ્રેરણાથી ગુજરાતી ભાષામાં પ્રવાહી પદ્ય સિદ્ધ કરવાનો વિચાર એમને ૧૮૯૦મા આવ્યો હતો. ૧૮૯૧ના મેની ૧૬મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે એ માટે અભંગ તોટક આદિ છંદોમાં જ એક પ્રકારે પ્રયોગ કરવાનો પ્રબળ આવેગ એમણે અનુભવ્યો હતો અને એક પછી એક એમ પાંચ દિવસમાં જે પાંચ પત્રો કાન્તને લખ્યા હતા એમાં બે પત્રો આ પ્રવાહી પદ્ય અને એના પ્રયોગો અંગે હતા. પછી ૧૮૯૨ના જાન્યુઆરીની ૨૨મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે ભરૂચથી પૂનાના ટ્રેઈનપ્રવાસમાં વિરહની વેદનાથી પર થવાના પ્રયત્નમાં અને સાથે સાથે પવનના પ્રવાહોમાં વિચાર અને ઊર્મિની વચ્ચે અસ્તિત્વ આંદોલતું હતું એ પરિસ્થિતિમાં ટ્રેઈનના લયની પ્રેરણાથી બીજી વાર અભંગ તોટકમાં નવ પંક્તિનું એક જોડકણું એમણે રચ્યું હતું. આ એમનો પ્રવાહી પદ્યનો પ્રથમ પ્રયોગ હતો. પછી ૧૮૯૨ના જાન્યુઆરીની ૩૦મી અને મેની ૭મીની વચ્ચે પ્રાસરહિત પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં ૩૭ પંક્તિનું 'પુનેર્રાકિન' અપૂર્ણ કાવ્ય રચ્યું હતું. આ એમનો પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યનો પ્રથમ પ્રયોગ હતો. ૧૮૯૨ના જાન્યુઆરીની ૩૦મીની ડાયરીનોંધમાં નોંધની નીચે કૌંસમાં પાછળથી ૧૯૧૮માં એમણે ઉમેર્યું છે અને 'પંચોતેરમે–૧૯૪૬'માં પણ એમણે નોંધ્યું છે કે ૧૮૮૭માં ભાવનગરમાં ઈન્ટરની સંસ્કૃતના વિષયની મૌખિક પરીક્ષામાં પ્રોફેસર જિનીસ્વાલે જગન્નાથના રસગંગાધરમાંથી પૃથ્વી છંદમાં એક શ્લોક અન્વય અને અનુવાદ માટે પૂછ્યો હતો ત્યારથી એમને પૃથ્વી છંદનો પરિચય થયો હતો અને ત્યારથી પૃથ્વી છંદ એમના મનમાં રમી રહ્યો હતો. 'પંચોતેરમે' ૧૯૪૬'માં એમણે નોંધ્યું છે કે ૧૮૯૬ લગી વડોદરામાં કાન્ત અને ત્રિભુવનદાસ ગજ્જરના ઘરમાં કાન્ત, ગજ્જર, ત્રિભુવન પ્રેમશંકર, મણિલાલ નભુભાઈ વગેરે સાથે પૃથ્વી અને એની પ્રવાહિતા અંગે વારંવાર એમની ચર્ચાઓ ચાલુ રહી હતી. અને ૧૮૯૬ લગીમાં પ્રવાહી પદ્ય માટે પૃથ્વી એમને અંતિમતાપૂર્વક શ્રદ્ધેય અને પ્રતીતિજનક લાગ્યો હતો. ૧૮૯૫ના સપ્ટેમ્બરની ૧૨મીની ડાયરીનોંધમાં એમણે નોંધ્યું છે કે કરાંચીમાં કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ એમણે ગોવર્ધનરામની 'સ્નેહમુદ્રા'માંથી વર્ષાવર્ણનના પ્રસિદ્ધ કાવ્યનું પઠન કર્યું હતું. પૂર્વોક્ત પ્રયોગના અનુસંધાનમાં જ પછી ૧૮૯૭-૯૮માં અજમેરમાં, અલબત્ત, અપૂર્ણ પણ પ્રથમ મહત્ત્વાકાંક્ષી કાવ્ય 'અગાસી પર'નો 'મંગલાલાપ' પ્રાસ સહિત પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં રચ્યો હતો—જો કે એમણે 'ભણકાર–૧૯૪૨'ના ટિપ્પણમાં નોંધ્યું છે તેમ એનો આરંભ ૧૮૯૨માં કર્યો હતો. અને એના અનુસંધાનમાં હમણાં જ જોયું તેમ ૧૮૯૯ના મેની ૨૪મી અને જૂનની ૬ઠ્ઠીની વચ્ચે ગિરનાર પર અથવા રાજ-

કોટમાં પ્રાસરહિત પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં પ્રથમ ૨૬ પંક્તિઓ રચીને 'આરોહણ'નો પ્રારંભ કર્યો હતો અને ૧૯૯૦ના ચાતુર્માસમાં પૂનામાં 'આરોહણ' પૂર્ણ કર્યું હતું.

આધુનિક ગુજરાતી કવિતાના ઇતિહાસમાં બલવન્તરાયનો પૃથ્વી અ-પૂર્વ ન હતો. પ્રથમ શિવલાલ ધનેશ્વરે એમના 'મેઘદૂત'ના અનુવાદમાં અને પછી હરિહર્ષદ ધ્રુવે એમના દશાવતાર અંગેના કાવ્ય 'પ્રચંડ નરકેસરી'માં તથા કાન્તે એમનાં કાવ્યો 'પ્રમાદી નાવિક' અને 'વિધુર કુરંગ'માં પૃથ્વીનો પ્રયોગ કર્યો હતો. જો કે મણિલાલ નભુભાઈએ વડોદરામાં ગજ્જરના ઘરમાં બલવન્તરાયની પૃથ્વી અંગેની મિત્રો સાથેની ચર્ચાઓમાં ભાગ લીધો પછી જ એનો પ્રયોગ કર્યો હતો. વળી, યતિભંગ, શ્લોકભંગ, પ્રાસરહિતતા, વાક્યોચ્ચય, પરિચ્છેદ આદિ દ્વારા પ્રવાહી પદ્ય તરીકે પણ બલવન્તરાયનો પૃથ્વી અ-પૂર્વ ન હતો. પ્રાચીન સંસ્કૃત કવિઓ અને સમકાલીન ગુજરાતી કવિઓએ અનેક છંદોમાં અનેક પ્રકારે પ્રવાહી પદ્યનો પ્રયોગ કર્યો હતો. પણ તે ક્વચિત્ જ, અતિ વિરલ. એમાંથી કોઈએ પ્રવાહી પદ્ય સિદ્ધ કર્યું ન હતું. એક બલવન્તરાયે જ પૃથ્વી અને અન્ય અનેક છંદોમાં પ્રવાહી પદ્ય સિદ્ધ કરવાનો સતત, વિવિધ પ્રયોગ કર્યો હતો. સુદીર્ઘ કાવ્ય, મહાકાવ્યના સાધન તરીકે એમણે પૃથ્વીનો વિચાર કર્યો, આ સંદર્ભ દ્વારા એમણે પૃથ્વીને એક નવું મૂલ્ય, એક નવું પરિમાણ અર્પણ કર્યું. ૧૯૧૭માં 'ભણકાર—ધારા ૧'માં નિવેદનરૂપે 'અગેય (શુદ્ધ) પદ્યમાં' એનું તર્કબદ્ધ અને બુદ્ધિપૂત શાસ્ત્ર રચ્યું. એટલું જ નહીં, એમણે પૃથ્વીમાં એમનાં અને ગુજરાતી ભાષાનાં પણ, મહાન ચિંતનોર્મિકાવ્યોનું સર્જન પણ કર્યું. અંગ્રેજી ભાષામાં પ્રથમ પદ્યનાટકમાં, પછી મહાકાવ્યમાં અને અંતે ચિંતનોર્મિકાવ્યમાં બ્લેંક વર્સનો વિકાસ થયો. ગુજરાતી ભાષામાં એનો વ્યુત્ક્રમ થયો છે. બલવન્તરાયનો પૃથ્વી અને એમનું પ્રવાહી પદ્ય ગુજરાતી ભાષાનાં ભાવિ મહાકાવ્ય અને પદ્યનાટકની નાન્દી છે. આ સંદર્ભમાં 'આરોહણ' એ બલવન્તરાયની અને ગુજરાતી ભાષાની કવિતાની એક મહાન અને સર્વશ્રેષ્ઠ સિદ્ધિ છે.

'આરોહણ' શૈલીસ્વરૂપની દૃષ્ટિએ પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં ચિંતનોર્મિકાવ્ય છે અને વસ્તુવિષયની દૃષ્ટિએ સંસ્કૃતિચિંતનનું કાવ્ય છે. એમાં સ્થળ છે ગિરિપ્રદેશ, પર્વત, શિખર અને પાત્રો છે કાવ્યનાયક અને કાવ્યમાં ત્રણ વાર જેનો ઉલ્લેખ થયો છે—બલકે જેને 'સખે' એવું સંબોધન થયું છે છતાં જે અનુપસ્થિત છે તે કાવ્યનાયકનો સખા. આ સંદર્ભમાં 'આરોહણ'ના આસ્વાદ પૂર્વે એનો ગિરનાર, કાન્ત અને બલવન્તરાય સાથેનો સંબંધ સમજવો અનિવાર્ય છે.

બલવન્તરાયે 'પંચોતેરમે—૧૯૪૬'માં નોંધ્યું છે કે એમણે બબ્બે વાર ગિરનારનો, મહાબળેશ્વરનો અને આબુનો તથા એકેક વાર શેત્રુંજો, માથેરાન અને પંચગનીનો પ્રવાસ કર્યો હતો. હમણાં જ જોયું તેમ બલવન્તરાયે 'આરોહણ'ની પ્રથમ ૨૬ પંક્તિઓ રચીને એનો પ્રારંભ ગિરનાર પર અથવા ગિરનારના પ્રવાસ પછી તરત જ રાજકોટમાં કર્યો હતો. 'ભણકાર—૧૯૧૭' અને 'ભણકાર—૧૯૪૨'નાં ટિપ્પણોમાં એમણે નોંધ્યું છે કે 'આરોહણ'માં પંક્તિ ૬૨—૬૩માં જે 'ઘનશ્યામ ખીણ'નો ઉલ્લેખ છે તે મહાબળેશ્વરની 'બ્લૂ વેલી' અને પંક્તિ ૧૯ થી ૨૬માં જે વાદળીઓનું વર્ણન છે તેનું મહાબળેશ્વર પરથી દર્શન થાય છે. પણ 'આરોહણ'માં સાધુઓ, યાત્રાળુઓ અને મંદિરોનું જે વિસ્તૃત વર્ણન છે એનું તો ગિરનાર પર જ દર્શન થાય. એથી 'આરોહણ'માં ગિરનારનું પ્રાધાન્ય છે. આ બાહ્ય પ્રમાણો અને આંતરિક આધારોને કારણે બલવન્તરાયે 'ભણકાર—૧૯૧૭', 'ભણકાર—૧૯૪૨'નાં

ટિપ્પણોમાં અને 'ભણકાર–૧૯૫૧'ના વિવરણમાં નોંધ્યું છે, 'એમાંનાં કુદરતી ચિત્રો મહાબળેશ્વર, ગિરિનાર અને આબુના દેખાવો ઉપરથી ઉપજાવેલાં છે.' 'મહાબળેશ્વર, સહ્યાદ્રિ, ગિરનાર અને આબૂનાં દશ્યોના અંશોને ભેળવીને એક ગગનારોહી ચડાવનું સૌ ગ્રહણ કરી શકે એવું ટૂંકું વર્ણન ઉપજાવ્યું છે. પ્રાધાન્ય ગિરનારનું રહ્યું છે.' અને 'આમાં ગિરનાર કે કોઈ અમુક ગિરિપ્રદેશનું વર્ણન નથી. તારાગઢ અને આબૂથી સહ્યાદ્રિ અને મહાબળેશ્વર લગીના ગિરપ્રદેશોથી માહિતગારના મગજ ઉપર જે સર્વસામાન્ય (કમ્પોઝિટ) છાપ છપાય, તેમાંથી ચૂંટેલાં લક્ષણો અત્ર અમુક ક્રમે આલેખ્યાં છે.' અને છતાં 'આરોહણ'માં જે ગિરિપ્રદેશ છે, જે પર્વત છે, જે શિખર છે તે નથી મહાબળેશ્વર કે નથી ગિરનાર. 'આરોહણ' પર્વતારોહણનું કાવ્ય નથી. બલવન્તરાયે 'આરોહણ'ના આરંભે પતાકારૂપે શિલર અને ઉપનિષદમાંથી પંક્તિઓ દ્વારા પણ 'આરોહણ' એ આત્માનું એમ્પિરિયન – સત્યલોક – ઊર્ધ્વલોક—પ્રતિ આરોહણ છે અર્થાત્ 'આરોહણ' એ રૂપક છે એવું સૂચન કર્યું છે. અને એથી જ બલવંતરાયે 'ભણકાર–૧૯૫૧'ના વિવરણમાં નોંધ્યું છે, 'કાવ્યવિષયમાં સ્થૂલ આરોહણ માત્ર ઓઘું છે.... અમૂર્ત વસ્તુને સુંદર મૂર્ત રૂપે સજવાની એ એક કલાતદબીર છે. આપણી સંસ્કૃતિની અવદશા જોતાં અનુભવતાં, જન્મે ઉછેરે રુચિતંત્રે સો વસા આર્ય હોય તેવાને જે ભારે વિષાદ થાય એ કાવ્યનો મુખ્ય આશય છે. અને કાવ્યની (પર્વતારોહણની બાહ્ય પ્રવૃત્તિએ) એવી યોજના છે કે આ વિષાદ જ્યાં પૂરો આવિષ્કાર પામે, તે સ્થાનમાં એવી સાત્ત્વિક શક્તિ હોય, જેના સિંચને એવો ભારે વિષાદ પણ શમે, અને કાવ્યનાયક પાછો શાંતિ અનુભવે. આ આરોહણ અને એના શિખરરૂપ સ્થાનનો આ મહિમા જે વાચકને કુદરતી અને અસરકારક રીતે નિરૂપાયાં લાગે તે મુક્ત કંઠે સ્વીકારી શકશે કે એ જ છે કવિતાકલાની બલિહારી!' 'આરોહણ'માં જે ગિરનાર છે તે નકશા પર નોંધી શકાય નહીં, એ કોઈ સ્થૂલ, ભૌતિક–ભૌગોલિક ગિરનાર નથી, એ સૂક્ષ્મ–આધ્યાત્મિક ગિરનાર છે. એ મનનો મેરુ છે. હોપકિન્સે એમના એક આધ્યાત્મિક અનુભૂતિના કાવ્યમાં કહ્યું છે : mind has mountains. ભલે આરોહણ વિકટ અને વિષમ હોય, અંતે ભલે વિષાદ હોય પણ આ ગિરનાર એ મનુષ્યની આધ્યાત્મિક અભીપ્સાનું, સત્યના અનિરુદ્ધ આકર્ષણનું, પ્રતીક છે. 'આરોહણ'માં માનસયાત્રા છે આંતરયાત્રા છે. ઉત્સાહી યુવાન સત્યવીરની, 'સત્વર વત્સ'ની, ઊર્ધ્વગતિએ સત્ય પ્રતિની સાહસયાત્રા છે. મનોભૂમિમાં મેરુયાત્રા છે. એથી એ એકલયાત્રા છે. એથી 'આરોહણ'માં આત્મસંભાષણરૂપે, નાટ્યાત્મક સ્વગતોક્તિરૂપે મનુષ્યની આધ્યાત્મિક આત્મકથા છે. કાવ્યના કેન્દ્રમાં પ્રકૃતિ અને પ્રકૃતિનું સૌંદર્ય નથી, એમાં પ્રકૃતિનું પૂજન અર્ચન નથી, પ્રકૃતિસૌંદર્યની શોધ કે સાધના નથી. કાવ્યનાયક સૌંદર્યનો શોધક કે સાધક નથી. 'આરોહણ' પ્રકૃતિસ્તોત્ર નથી. કાવ્યના કેન્દ્રમાં મનુષ્ય અને મનુષ્યની સંસ્કૃતિ છે. એમાં સંસ્કૃતિ અંગે ચિંતા અને ચિંતન છે, સત્યની શોધ અને સાધના છે. કાવ્યનાયક સત્યનો શોધક અને સાધક છે. 'આરોહણ' એ સંસ્કૃતિસ્તોત્ર છે. એમાં સમાજ–રાજ્ય–ઇતિહાસ–ધર્મ અને સંસ્કૃતિથી પર અને પાર કોઈ સત્ય પ્રતિ આરોહણ છે. ક્ષણથી પર અને પાર કોઈ શાશ્વત પ્રતિ આરોહણ છે. એથી એમાં વિષાદ અને વિષાદની પરાકાષ્ઠાની ક્ષણે શાંતિની આધ્યાત્મિક અનુભૂતિ છે. ગિરનાર એક સાથે એની પ્રશ્ચાતભૂમિ છે અને એનું પ્રતીક છે. 'આરોહણ' રૂપક છે, પ્રતીક છે એને કારણે જ કાવ્યમાં એકતા અને આકાર સિદ્ધ થાય છે. ગિર-

નાર કલાતદબીરે છે," કવિતાકલાની બલિહારી છે. ટૂંકમાં, 'આરોહણ'માં ગિરનાર છે અને નથી.

બલવન્તરાયે, હમણાં જોયું તેમ, 'આરોહણ'ની પ્રથમ ૨૬ પંક્તિઓ રચીને એનો પ્રારંભ કર્યો તે પૂર્વેના નિકટના દિવસોમાં કાન્તના સ્વભાવના દોષોનું અને તે પછીના નિકટના દિવસોમાં કાન્તના વ્યક્તિત્વના દૂષણોનું એમની ડાયરીનોંધોમાં ક્રૂર–નિષ્ઠુર પણ તટસ્થ-વાસ્તવિક નિરીક્ષણ–વિશ્લેષણ કર્યું હતું અને દારુણ વેદનાનો અનુભવ કર્યો હતો. કાન્તનું સ્મરણ કર્યું હતું અને પછી દસેક દિવસ કાન્ત બલવન્તરાયની સાથે રહ્યા હતા. 'આરોહણ'માં કાવ્યનાયકે એના સખાનો ત્રણ વાર ઉલ્લેખ કર્યો છે–બલકે 'સખે' એવું સંબોધન કર્યું છે. એક તો કાવ્યના પ્રથમ શબ્દમાં જ, પહેલા ચડાવ પછી બીજા વિષમ ચઢાવના આરંભે જ, અને 'સખે' સંબોધનથી જાણે સખાનું પૂર્ણ સ્વાગત–સ્મરણ ન થયું હોય તેમ એથી ય વધુ ઋજુસુન્દર અને કરુણમધુર એવા 'હૃદય'થી પુનશ્ચ સંબોધન કર્યું છે. પછી બીજી વાર પણ ત્રીજા વિકટ ચડાવના આરંભે જ સંબોધન કર્યું છે. અને ત્રીજી વાર તો વિષાદની પરાકાષ્ઠાની ક્ષણે, વિષાદની આત્યંતિકતાની કક્ષાએ સંબોધન કર્યું છે. અને તે પણ અનુપસ્થિત એવા સખાને આમ ત્રણ વાર સંબોધન કર્યું છે. આ તીવ્ર–તીક્ષ્ણ સ્મરણ–સંબોધન દ્વારા કાવ્યનાયકની એકલતા અને સખા સાથેના વિરહની વેદના પ્રગટ થાય છે. કાવ્યનાયકના–અને બલવન્તરાયના પણ–હૃદયનું સત્ય પ્રગટ થાય છે.

આ બાહ્ય પ્રમાણો અને આંતરિક આધારોને કારણે અને સંસ્કૃતિચિન્તનના આ કાવ્યમાં 'નહીં શશિકલા ધરી, ક્રુસ શું ધારશે મંદિરો ?' પંક્તિમાં જેની પરાકાષ્ઠા છે તે ધર્મપરિવર્તનના વિષય પર કંઈક વિશેષ ધ્યાન કેન્દ્રિત થયું છે એથી આ સખા તે કાન્ત અને કાન્તનું દ્વિવિધ ધર્મપરિવર્તન એ 'આરોહણ'ની પ્રેરણા, એવા અર્થઘટનને અવકાશ છે. એટલે કે કાવ્યના કેન્દ્રમાં કાન્ત અને કાન્તનો કરુણ ધર્મ-અનુભવ છે એવા અર્થ-ઘટનને અવકાશ છે.

૧૮૮૧–૮૩માં રાજકોટમાં બલવન્તરાયને કાન્તનો અલ્પ પરિચય થયો હતો. પછી ૧૮૮૭માં મુંબઈમાં મૈત્રીનો આરંભ થયો હતો. એક જ વર્ષમાં ૧૮૮૮માં તો એમાંથી 'સુધાના સત્પોનું મધુર મધુ' પ્રગટ થયું હતું. એનો વિકાસક્રમ બલવન્તરાયે 'દિન્કી ભાગ ૧'ની ડાયરીનોંધમાં અને પછીથી ૭ કાવ્યોમાં આલેખ્યો છે. ૧૮૯૦માં કાન્ત સૂરત ગયા અને બલવન્રાય પૂના ગયા. પણ ૧૮૯૦માં કાન્ત વડોદરા ગયા ત્યારથી ૧૮૯૬માં બલવન્તરાય અજમેર ગયા ત્યાં લગી વરસો-વરસ વડોદરામાં અને અન્યત્ર સતત મળવાનું થયું હતું. હમણાં જોયું તેમ એક ગ્રીષ્મમાં ગિરનારની એક મહિનાની સહયાત્રા કરવાનું પણ થયું હતું. પણ પછી બલવન્તરાય ૧૮૮૮–૯૨થી ક્રમે ક્રમે અદ્વૈતવાદીમાંથી ૧૯૦૦ પછી અજ્ઞેયવાદી થયા. અને કાન્ત ૧૮૯૫થી અજ્ઞેયવાદી–નાસ્તિકમાંથી આયુષ્યના અંત લગી સ્વીડનબૉર્ગી–આસ્તિક થયા. ૧૮૯૮માં કાન્તે, 'મ્હારા અતિ સુપાત્ર મિત્રએ' સર્જનપ્રવૃત્તિને પ્રતિકૂલ વાયુના વેગમાં ધર્માન્તર કર્યું'. એથી મૈત્રીભંગ થયો એમ કહેવાય છે. બન્ને મિત્રોને મૈત્રીભંગ થશે એવો ભય અને શંકાનો અનુભવ અલબત્ત થયો હતો. આ સમયનાં બલવન્તરાયનાં ત્રણ કાવ્યો એના સાક્ષીરૂપ છે. છતાં મૈત્રીભંગ થયો એમ કહેવું એ અતિશયોક્તિ છે. પણ મૈત્રીમાં મંદતા–શિથિલતાનો બન્નેને પરસ્પર અનુભવ અવશ્ય થયો હતો. ૧૯૦૫માં મૈત્રીનું પુનર્જીવન થયું ત્યાં લગીના સમયમાં વિવિધ સ્થળોએ મળવાનું થયું હતું, પણ નહીંવત્; પત્રવ્યવહાર પણ થયો હતો, તે પણ નહીંવત્. બલવન્તરાય કાન્તનાં આચરણોના

અધન્ય પ્રકરણના મૂક સાક્ષી હતા. બલવન્તરાયે ૧૮૯૮માં કાન્તે ધર્માન્તર કર્યું ત્યારે જાહેરમાં તટસ્થ તરીકે કાન્તને પક્ષે પત્ર લખ્યો હતો. પણ પછી ૧૯૦૦માં પ્રાયશ્ચિત કરવાનો અને આર્યસમાજમાં પ્રવેશ કરવાનો વિચાર કર્યો ત્યારે ખાનગીમાં બુદ્ધિવાદી, વાસ્તવવાદી તરીકે કાન્તને એમના આ દંભ અને જૂઠ વિશે કાન્તની વિરુદ્ધ પત્ર લખ્યો હતો. આ સમયમાં કાન્તની બાહ્ય-આંતર પરિસ્થિતિ વિશે બલવન્તરાયને ઝાઝી જાણ ન હતી. એથી દ્વિધામાં અપાર વેદનાનો અસહ્ય અનુભવ કર્યો હતો. અને કાન્તને આઘાત ન થાય એમ મૌન ધારણ કર્યું હતું. ૧૮૯૯–૧૯૦૦ની ડાયરીનોંધોમાં એમણે આ વેદનાનો અને આ મૌનનો ઇતિહાસ આલેખ્યો છે. પછી મૈત્રીનું પુનર્જીવન થયું તે ક્ષણે '૧૯૦૫ના ઉત્તરાર્ધની એક રાત લગભગ આખી અમે ત્રણેએ (એટલે કે બલવન્તરાય, કાન્ત અને નાની નર્મદાએ) આંસુની ફરીફરીને છલકાતી ધારાઓએ નવડાવેલી.' આ સમયમાં બન્ને મિત્રોનું આચરણ નિષ્કલંક રહ્યું હતું. પ્રત્યેકે અન્યનો દ્રોહ થાય, અન્યને હાનિ થાય, અન્યાય થાય એવું કશું જ કર્યું ન હતું. મિત્રોએ મૈત્રીભંગ કર્યો ન હતો. ૧૯૨૩માં કાન્તનું અવસાન થયું ત્યારે જ મૃત્યુથી જ આ મૈત્રીનો અંત આવ્યો હતો અને પછી પણ બલવન્તરાયે જયંતિ-વ્યાખ્યાન, 'કાન્તમાલા'નું પ્રકાશન અને કરુણાર્દ્ર કંઠે મધુર મૈત્રીને હૃદયપૂર્વક અંજલિ રૂપે પાંચ કાવ્યોનું અર્પણ કર્યું હતું અને કાન્તને સુયોગ્ય એવું મિત્ર-તર્પણ કર્યું હતું.

કાન્ત-બલવન્તરાય મૈત્રીના આ ઇતિહાસના સંદર્ભમાં જ 'આરોહણ'ના કેન્દ્રમાં કાન્તનો કરુણ ધર્મ-અનુભવ છે કે નહીં એ પ્રશ્નને સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. 'ભણકાર–૧૯૫૧'ના વિવરણમાં બલવન્તરાયે 'સખે' સંબોધન અંગે નોંધ્યું છે, 'સખે' કાવ્યને લટકાવવાની ખીંટી માત્ર છે, મણિભાઈ સાથેનું સખ્ય એમ બન્નેમાં સંભાન રૂપ પામ્યું, તે પહેલાંનો એ શબ્દ આ ઊંચે બેસણે ચડી ગયેલો.' એનો અર્થ એટલો જ કે 'આરોહણ'નો સખા તે કાન્ત નહીં. પણ ૧૮૮૮માં બલવંતરાય અને કાન્તની ગાઢ આત્મીય મૈત્રીનો આરંભ થયો ત્યારે તો માત્ર 'આરોહણ'નું ડોળિયું જ અસ્તિત્વમાં હતું અને, હમણાં જ જોયું તેમ, બલવન્તરાયે 'સખે' સંબોધનશબ્દસહિત પ્રથમ ૨૬ પંક્તિઓ રચીને 'આરોહણ'નો પ્રારંભ તો ૧૮૯૬ના અત્યંત સૂચક સંદર્ભ સાથેના સમયમાં કર્યો હતો. એથી 'સખે' સંબોધનશબ્દ કાવ્યને લટકાવવાની ખીંટીમાત્રથી કંઈક વિશેષ છે. એ જ વિવરણમાં એમણે પોતે જ આ સમગ્ર પ્રશ્ન પોતાને જ પૂછ્યો છે અને ઉત્તર આપ્યો છે, 'આ કાવ્ય વિશે એવું અનુમાનાયું છે કે મ્હને મ્હારા મિત્ર કવિ કાંત ખ્રિસ્તી થયા તે ઉપરથી સ્ફુરેલું. પણ એ અનુમાન નિરાધાર તેમ હકીકત વિરુદ્ધ છે- કાંત સ્વીડનબોર્ગી ખ્રિસ્તી મત તરફ આકર્ષાયા ઈ. ૧૮૯૫થી, તે પ્હેલાં નહીં. અને આ કાવ્ય પૂરું તો થયું ઈ. ૧૯૦૦માં, પણ એનું ડોળિયું રચાયલું ઈ. ૧૮૮૮–૮૯માં. અને આદિથી અંત લગી હું આ ડોળિયાને જ વળગી રહ્યો છું...વળી મણિભાઈ અને હું ગાઢ પરિચયમાં આવ્યા ઈ. ૧૮૮૭ના અંતથી, એટલે હું આ કાવ્ય લખું છું તે, તેમ તેનું આખું ડોળિયું ઈ. ૧૮૮૮થી તો એ સારી પેઠે જાણતા હતા. વળી એમનાં ઈ. ૧૮૯૫ પછીનાં ગીતકોમાંથી કોઈને આ કાવ્યમાં મેં સ્પર્શ્યું હોત અગર મેં ફલાણી પંક્તિઓમાં એમ કર્યું છે એવો એમને વહેમ પણ જાત, તો એવાં મારાં કૃત્યને એ તો ચાપલ કે તેથી ય નઠારું ગણી કહાડત એમાં શો શક!' વળી, આ પૂર્વે આ જ વિષયે 'ભણકાર–૧૯૪૨'ના ટિપ્પણમાં એમણે નોંધ્યું છે, '...કાન્ત અને હું દિલેજાન મિત્ર થવા પામ્યા ઈ. ૧૮૮૭ની છેવટમાં,

ઈ. ૧૮૮૮માં 'આરોહણ'નું ઠોળિયું ઘડાયું તે વખતે કાન્ત ધર્મપલટાના વમળમાં પડશે. એ આગમાં શેકાશે ભુંજાશે ખાખ થશે એવો એમને કે કોઈ મહાજ્યોતિષીને ય ખ્યાલ પણ નહીં... પણ 'આરોહણ' પૂરું તો થયું છેક ઈ. ૧૯૦૦ના મેમાં અટલે એના ગર્ભવાસના પાછલા કાળમાં મણિશંકરની વ્યથા, મૂંઝવણો, આવેગ, વિષાદની લાગણીઓ આદિનો હું સાક્ષી, તેથી એ કૃતિ સાંભાસિક કુદરતવર્ણનો, સંસારના કોયડા વિશે પર્યેષક ચાતુર્યયુક્ત કે દૂરારૂઢ શ્લેષો, વક્રોક્તિ આદિના ઉદ્‌ગારોથી ઉગરી અને પોતાના વિષયના મહત્ત્વને અપ્રસ્તુત સુંદરતાઓ અને શબ્દખેલોમાં દાબી દેવાના મોટા દોષમાંથી બચી.' અલબત્ત, 'આરોહણ'માં બલવન્તરાયે કાન્તને દોષ, હાનિ કે અન્યાય ન થાય, અને એથી ય વિશેષ તો આઘાત ન પડે એ માટે ૧૮૯૫થી ૧૯૦૦ વચ્ચેનાં વરસોના કાન્તના કરુણ અને દુર્ભાગી અનુભવો વિશે મૌન ધર્યું છે. 'આરોહણ'માં સાંભાસિક કુદરતવર્ણનો અને અપ્રસ્તુત સુન્દરતાઓ અને શબ્દખેલો નથી, એટલે કે 'આરોહણ' પ્રકૃતિસ્તોત્ર કે પ્રકૃતિસૌન્દર્યનું વર્ણનકાવ્ય નથી, એમાં શ્લેષ, વક્રોક્તિ આદિ ઉદ્‌ગારો નથી એટલે કે એ સામાજિક કટાક્ષકાવ્ય નથી. વળી, બલવન્તરાયે 'આરોહણ'નું ઠોળિયું પણ પૂર્વોક્ત ટાઉનસેન્ડના લેખના પ્રતિભાવ રૂપે ૧૮૮૮માં રચ્યું હોય. પણ, હમણાં જ જોયું તેમ, સંસ્કૃતિચિન્તનના આ કાવ્યમાં ધર્મપરિવર્તનના વિષય પર કંઈક વિશેષ ધ્યાન કેન્દ્રિત થયું છે. અને 'આરોહણ'નો આરંભ ૧૮૯૯માં અત્યંત સૂચક સંદર્ભ સાથેના સમયમાં થયો હતો અને એ જ સમયમાં બલવન્તરાયે કાન્ત જેમાં પ્રત્યક્ષ કે પરોક્ષ કાવ્યવિષય હોય એવાં અન્ય ત્રણ કાવ્યો રચ્યાં હતાં એથી તો 'ભણકાર-૧૯૪૨'ના ટિપ્પણમાં એમણે નોંધ્યું છે, 'આ ઉદ્‌ગાર કાવ્ય (ઓડ)નું બીજક મ્હારો મિત્ર કાંત ખ્રિસ્તી થયો પાછો આર્યસમાજમાં જોડાયો વગેરે અનુભવ ? ના, એ અનુભવ બીજે નંબરે મુકાય...' એનો અર્થ એટલો જ કે કાન્ત કાવ્યના કેન્દ્રમાં નથી, પણ કાવ્યના પરિઘ પર તો છે. કાન્ત 'આરોહણ'ની પ્રેરણા નથી, પણ 'આરોહણ'માં પાત્ર તો છે. ટૂંકમાં, 'આરોહણ'માં કાન્ત છે અને નથી.

'ના, એ અનુભવ બીજે નંબરે મુકાય.' એમ એમણે નોંધ્યું અને પછી એ જ ટિપ્પણમાં એમ પણ નોંધ્યું છે, 'પ્હેલું સ્થાન તો મ્હારા જાતઅનુભવનું છે.' અને પછી આ જાતઅનુભવ વિશે વિગતે નોંધ્યું છે, 'ઈ. ૧૮૮૧થી ૮૬-૮૭ લગી પ્રથમ રાજકોટ હાઈસ્કૂલમાં પછી જુદી જુદી કૉલેજોમાં અમે ભણ્યા, તે અમારા મંડળમાંના કેટલાક રાજકોટ મિશનના વિદ્વાન સુશીલ પાદરી સ્કોટના વધતા જતા સમાગમમાં આવેલા... 'સોનેરી અક્ષર' એ ન્યાયે શાસ્ત્રોમાં રોજ પીતા હતા તે હિન્દુત્વવિમુખતા અમારામાં વધતી ચાલી અને યુરોપીયત્વથી અભિન્ન ખ્રિસ્તી ધર્મ તરફ અમે આકર્ષાયા... અમારા મંડળમાંનો એક ખ્રિસ્તી થયો જ...બીજાએ ખ્રિસ્તી 'દ્વિજત્વ'-દીક્ષા તો ન લીધી, પણ આખો જન્મારો હૃદયે ખ્રિસ્તી રહ્યો... મ્હારાં વડીલોને ય ચિંતા થયલી, રખે છોકરો વટલે! —તે ઈ. ૧૮૮૬ લગી ચુંથાતી રહી ને પછી હોલવાઈ.' એના અનુસંધાનમાં 'ભણકાર-૧૯૫૧'ના વિવરણમાં એમણે નોંધ્યું છે, '...અને છેલ્લે ધ્યાનમાં લેવાની તથા મુદ્દાની હકીકત આ છે કે હું પોતે ખ્રિસ્તી ધર્મ પ્રતિ આકર્ષાયેલો ઈ. ૧૮૮૩ પહેલાંથી પણ ઈ. ૧૮૮૬થી મેં નક્કી કરેલું કે ખ્રિસ્તી તો નથી જ થવું.' આમ, બલવન્તરાયના જીવનમાં ૧૨ થી ૧૭ વર્ષની કિશોરવયમાં જ ૧૮૮૧થી ૧૮૮૬ લગી હિન્દુધર્મ અને ખ્રિસ્તી ધર્મ વચ્ચે સંઘર્ષ થયો અને અંતે એમણે આ સંઘર્ષનું અંતે હિન્દુ થવું કે ન થવું પણ

ખ્રિસ્તી તો ન જ થવું એવું સમાધાન કર્યું હતું. અને ૧૯૦૦માં 'આરોહણ'ની પૂર્ણાહુતિ લગી એ અદ્વૈતવાદી હતા. આમ, 'આરોહણ'ના કેન્દ્રમાં કાન્ત નથી, બલવન્તરાય છે; 'આરોહણ'ની પ્રેરણા કાન્તનું દ્વિવિધ ધર્મપરિવર્તન નથી, બલવન્તરાયનો આ સંઘર્ષ છે એવું એમાં સૂચન છે.

૧૮મી સદીના આરંભથી ઈન્દ્રજીથી માંડીને પ્રપિતામહ અનુપરામ લગીના બલવન્તરાયના પૂર્વજો બ્રહ્મક્ષત્રિય સૈનિકો–સેનાનીઓ હતા. એમના પિતામહ ચતુર્ભુજદાસ ભરૂચમાં 'મહાદેવ'ના ફૂલામણા નામે પ્રસિદ્ધ હતા અને ધાર્મિક વૃત્તિના ભક્તજન હતા. પણ એમના પિતા કલ્યાણરાય એથી વિરોધી વૃત્તિના વ્યવહારુ વકીલ હતા. એથી એમનો જન્મ 'ભક્તિમાર્ગી' કુટુંબ'માં અને ઉછેર 'ભક્તિમાર્ગી આચારપ્રધાન વાતાવરણમાં' થયો ન હતો. તેમાં ૧૮૮૧થી ૧૮૮૬ લગી રાજકોટ હાઈ સ્કૂલમાં અભ્યાસકાળમાં રાજકોટ મિશનના પૂર્વોક્ત વિદ્વાન યુવાન પાદરી શ્રી. આર. સ્કૉટના પ્રભાવથી બૌદ્ધિક જીવનમાં હિન્દુતત્ત્વવિમુખતાનો પ્રવેશ થયો હતો અને યુરોપીય સંસ્કૃતિ અને ખ્રિસ્તીધર્મનું આકર્ષણ થયું હતું અને ૧૮૮૬માં એનો પૂર્વોક્ત પ્રયત્નપૂર્વક પ્રતિકાર કર્યો હતો.

બલવન્તરાયે ૧૮૮૭ થી ૧૯૦૩ લગી મુંબઈ યુનિવર્સિટીમાં અભ્યાસ કર્યો હતો. ત્યારની મુંબઈ યુનિવર્સિટી એ યુરોપના ૧૫મી સદીના પુનરુત્થાનની સરજત હતી. એ પુનરુત્થાન એ એક મહાન બૌદ્ધિક ક્રાંતિ હતી. એથી એનું શિક્ષણ એ બિનસાંપ્રદાયિક માનવતાવાદી બૌદ્ધિકતાનું અને વૈજ્ઞાનિકતાનું, તટસ્થ, સમતોલ શાસ્ત્રીય, પર્યેષક બૌદ્ધિક વૈજ્ઞાનિક દૃષ્ટિનું શિક્ષણ હતું. સાક્ષરયુગના નર્મદથી ન્હાનાલાલ લગીના સૌ સર્જકોનું શિક્ષણ આ યુનિવર્સિટીમાં થયું હતું. આ સૌ સર્જકોના જીવનકવન પર એનો સૌથી વિશેષ પ્રભાવ હતો. એ સૌમાં બલવન્તરાયના જીવન અને કવન પર સૌથી વિશેષ પ્રભાવ હતો. બલવન્તરાયે એમનું ચિત્તતંત્ર અને રસરુચિતંત્ર પ્રાચીન–અર્વાચીન યુરોપની સંસ્કૃતિની ઉત્તમ પરંપરામાંથી મેળવ્યું–કેળવ્યું હતું. એમનું સમગ્ર માનસ સંપૂર્ણપણે યુરોપીય હતું. આ વર્ષોમાં એમણે ધર્મ, ફિલસૂફી અને ઇતિહાસનું વાચનમનનચિન્તન કર્યું હતું. સાથે સાથે એમના પ્રથમ ગુરુ સેલ્બી, અને બેઈનનો પણ, એમની પર પ્રભાવ હતો. પરિણામે એ 'વૈજ્ઞાનિક બુદ્ધિના અજ્ઞેયવાદી' થયા હતા. આરંભમાં વીસેક વરસ એ અદ્વૈતવાદી હતા. મધ્યકાલીન હિંદુધર્મ અને એની ભક્તિ પરંપરા પ્રત્યે એમને અભાવ હતો. પણ પ્રાચીન આર્યસંસ્કૃતિ અને વેદાન્તની પરંપરાનો એમની પર પ્રભાવ હતો. પ્રાચીન આર્યો અને અર્વાચીન યુરોપીઅનો વચ્ચે અંધશ્રદ્ધા અને ઊર્મિલતા વિનાની તાર્કિકતા અને બૌદ્ધિકતાનું સામ્ય હતું. બલવન્તરાય અદ્વૈતવાદી હતા અને એમણે આર્યસંસ્કૃતિ અને વેદાન્તનો પુરસ્કાર કર્યો હતો પણ હિંદુધર્મ અને મધ્યકાલીન હિંદુમાનસનો તિરસ્કાર કર્યો હતો. એ હિંદુ રહ્યા ન હતા અને ખ્રિસ્તી થયા ન હતા, થવાય એમ ન હતું, થવું પણ ન હતું. એથી તેઓ અદ્વૈતવાદીમાંથી અજ્ઞેયવાદી થાય એ સહજ સરલ અને સ્વાભાવિક હતું. ૧૯૦૪ થી ૧૯૧૩ લગી એ રાજકોટમાં રાજકુમાર કૉલેજમાં અધ્યાપક હતા ત્યારે એમના મોટામાં મોટા ગુરુ સીતારામ નારાયણ પંડિતનો એમની પર પ્રબળ પ્રભાવ હતો. એથી એમને હિન્દુધર્મના ગુણદોષનું પૂર્ણ દર્શન થયું હતું. સંસારમાં અસહ્ય અને અસહાય દુઃખ, અકળ અને અકાળ મૃત્યુ છે. જગતમાં ધર્મ અને ઈશ્વરને નામે અસત્ય અને હિંસા, શ્રદ્ધાને નામે અંધશ્રદ્ધા છે — આ પ્રત્યક્ષ અને પરોક્ષ અનુભવોને કારણે અદ્વૈતવાદ એ હવે 'મે' વર્ઝ્લ બ્લોમ' હતી. કોઈ નિશ્ચિત કાળસીમા આંકી શકાય એમ નથી પણ

તેઓ ક્રમે ક્રમે ઉત્તરોત્તર અદ્વૈતવાદીમાંથી સદ્દ્વ્યવહારવાદી, સમુત્ક્રાંતિવાદી એવા અજ્ઞેયવાદી થયા હતા. એમના જીવનદર્શનની આ પ્રક્રિયા 'આરોહણ' પછી પ્રારંભ પામે છે અને ૧૯૩૮માં 'શાપું તહને'માં લગભગ નાસ્તિકતાના બિન્દુ લગી પરાકાષ્ઠા પામે છે. આમ, 'આરોહણ' એ બલવન્તરાયના બૌદ્ધિક–આધ્યાત્મિક જીવનમાં એક સીમાચિહ્ન છે.

'પ્હેલું સ્થાન તો મ્હારા જાતઅનુભવનું છે.' એમ એમણે નોંધ્યું પછી એ જ ટિપ્પણમાં એ પણ નોંધ્યું છે, 'આમ હિંદયુરોપના વધતા સંસર્ગે દેશ અને પ્રજામાં ધર્મપરિવર્તનના મહાપ્રશ્નનું ગાંભીર્ય મ્હને તો જાતઅનુભવે પ્રતીત થઈ ચૂકેલું.' એમાં સ્પષ્ટ સૂચન એ છે કે 'આરોહણ'ના કેન્દ્રમાં કાન્ત તો નથી જ, પણ બલવન્તરાય પણ નથી. 'આરોહણ'ની પ્રેરણા કાન્તનું દ્વિવિધ ધર્મપરિવર્તન તો નથી જ, પણ બલવન્તરાયનો સંઘર્ષ પણ નથી. 'આરોહણ'ના કેન્દ્રમાં 'હિંદયુરોપના વધતા સંસર્ગે દેશ અને પ્રજામાં ધર્મપરિવર્તનનો મહાપ્રશ્ન છે.' 'આરોહણ'ની પ્રેરણા 'આ મહાપ્રશ્નનું ગાંભીર્ય મ્હને તો જાતઅનુભવે પ્રતીત થઈ ચૂકેલું' એમાં છે. 'ભણકાર–૧૯૫૧'ના વિવરણમાં પણ એમણે નોંધ્યું છે, 'આપણી સંસ્કૃતિની અવદશા જોતાં અનુભવતાં, જન્મે ઉછેરે રુચિતંત્રે સૌ વસા આર્ય હોય તેવાને જે ભારે વિષાદ થાય, તે સૌ સમભાવી વાચકોમાં પણ પ્રતિબિંબિત થાય એ કાવ્યનો મુખ્ય આશય છે.' બલવન્તરાય 'આરોહણ'ના કાવ્યનાયક નથી. 'આરોહણ'નો કાવ્યનાયક આ મહાપ્રશ્ન છે. અંગ્રેજોનું આક્રમણ અને આગમન થયું પછી હવે ૧૯મી સદીના અંતિમ વર્ષમાં મહાપ્રશ્ન છે ભારતના સમાજ, રાજ્ય, ઇતિહાસ અને ધર્મનું—અને એ સૌના સરવાળે—ભારતની સંસ્કૃતિનું ભાવિ શું? 'આરોહણ'માં આ મહાપ્રશ્નને કારણે ચિંતા અને ચિન્તન છે, વિષાદ છે. ટૂંકમાં 'આરોહણ'માં ગિરનાર છે અને નથી, કાન્ત છે અને નથી, સ્વયં બલવન્તરાય પણ છે અને નથી. 'આરોહણ' સ્વાનુભવનું કાવ્ય નથી, સર્વાનુભવનું કાવ્ય છે. 'આરોહણ' સંસ્કૃતિચિન્તનનું કાવ્ય છે. 'આરોહણ' સાથે જ બલવન્તરાયનું અને ગુજરાતી ભાષાનું સર્વશ્રેષ્ઠ ચિન્તનોર્મિકાવ્ય છે.

બલવન્તરાયે 'ચોપાટીને બાંકડે' કાવ્યમાં ચાર સ્તબકો છે એવું 'ભણકાર–૧૯૫૧'ના વિવરણમાં સૂચન કર્યું છે. એની સહાયથી 'આરોહણ'ની ૧૨૨ પંક્તિઓમાં પણ ચાર સ્તબકો છે એવું કહી શકાય. કાવ્યમાં પરિચ્છેદો છે પણ બાકી તો 'આરોહણ' ૧૨૨ પંક્તિનું એક સળંગ કાવ્ય છે. કવિએ એમાં સ્તબકો રચ્યાં નથી. ૧–૪૭ પંક્તિમાં પ્રથમ ચડાવ પછીનો બીજો ચડાવ, વિષમ ચડાવ અને વિષયપ્રવેશ; ૪૮–૬૩ પંક્તિમાં ત્રીજો ચડાવ વિષમ ચડાવ અને વર્ણન; ૬૪–૯૭ પંક્તિમાં મમન અને વિષાદની પરાકાષ્ઠા, ૯૮થી ૧૨૨ પંક્તિમાં શાંતિ, શ્રદ્ધા, પ્રાર્થના અને સમાપ્તિ. કાવ્યમાં સ્થળ ગિરિપ્રદેશ, પર્વત અને શિખર છે. સમય મધ્યાહ્ન છે. અને પાત્ર 'સત્યવર વત્સ' છે, ઉત્સાહી યુવક સત્યશોધક, સત્યસાધક છે. 'ચડવૂં હજી ચડવૂં...ચડૂં... ચડૂં ઉપર...ચડૂં ઉપર...' એમ કાવ્યમાં આરોહણની સતત ક્રિયા છે. એથી કાવ્યમાં એકતા અને આકૃતિ સિદ્ધ થાય છે. કાવ્યમાં પાત્રની ગતિ છે, એથી કાળની પણ ગતિ છે; પાત્રની સ્થૂલ ગતિ તો છે પણ એથી ય વિશેષ તો એમાં પાત્રના મનન-ચિન્તનની સૂક્ષ્મ ગતિ છે.

કાવ્યનો આરંભ 'સખે' સંબોધનથી થાય છે. જાણે કે કાવ્યનાયકનો કોઈ સખા ઉપસ્થિત ન હોય! પછી આ સખા અન્ય સખાઓથી કંઈક વિશેષ છે એવું 'હૃદય' એવા પુનશ્ચ સંબોધનમાં સૂચન છે. પણ કાવ્યની પ્રથમ પંક્તિમાં જ આ સખા અનુપસ્થિત

છે એ સ્પષ્ટ થાય છે. અને કાવ્યનાયકની એકલતા સિદ્ધ થાય છે. આ એકલતાને કારણે જ ચિન્તન શક્ય થાય છે. અને એથી જ કાવ્યમાં કાવ્યનાયકનું સાદ્યંત આત્મસંભાષણ છે, એની નાટ્યાત્મક એકોક્તિ છે. પ્રાતઃકાલે પર્વતારોહણનો આરંભ કર્યો, ત્યારે પ્રથમ ચડાણમાં કાવ્યનાયક અને અન્ય સખાઓનું સહ-આરોહણ હતું. પણ હવે અન્ય સખાઓનું આરોહણ નિમ્ન ગિરિપ્રદેશમાં સ્થૂલ આનંદ અર્થે વિરામ પામ્યું છે પણ આ એક 'હૃદય-સખા'નું આરોહણ અહીં નહીં તો અન્યત્ર પણ થાય છે એવું સૂચન છે. આ પ્રથમ ચડાણ એ કાવ્યની પશ્ચાતભૂ છે.

પ્રથમ સ્તબકમાં બીજો ચડાવ એ વિષમ ચડાવ છે. પણ કાવ્યનાયકમાં આરોહણની તૃષા છે. અન્ય સખાઓ પ્રથમ ચડાવને અંતે ઇન્દ્રિયોનો સ્થૂલ આનંદ પામે છે તો કાવ્યનાયક બીજા ચડાવને અંતે સૂક્ષ્મ મનનચિંતન-દર્શનનો આનંદ પામે છે. એને દૂરનું અને અંતિકનું દર્શન થાય છે, ક્ષણનું અને ઇતિહાસનું દર્શન થાય છે. પ્રકૃતિમાં સૌંદર્યનું પણ મનુષ્યમાં કદરૂપતાનું, ભારતના વર્તમાન અને કંઈક ભૂતકાળનું દર્શન થાય છે.

પછી બીજા સ્તબકમાં ત્રીજો ચડાવ એ વિકટ ચડાવ છે. અહીં પણ આરંભ 'સખે' સંબોધનથી થાય છે. આમ, સખાનું પુનશ્ચ સ્મરણ થાય છે. અને કાવ્યનાયકની એકલતા વધુ સ્પષ્ટ થાય છે. હવે પ્રકૃતિના કઠોર સ્વરૂપનું દર્શન થાય છે. મધ્યાહ્નના પ્રખર સૂર્યમાં નિમ્ન ગિરિપ્રદેશના કોમળ સ્વરૂપનું સૂચક સંમોહન પણ થાય છે. અને કાવ્યનાયક એ નિમ્ન ગિરિપ્રદેશો પર અંતિમ દૃષ્ટિપાત કરે છે.

પછી ત્રીજા સ્તબકમાં ઊર્ધ્વદર્શન થાય છે. ત્રીજા વિકટ ચડાવને અંતે હવે અહીં ઊર્ધ્વ ગિરિપ્રદેશમાં મંદિરના ઘંટનો સ્વર વારંવાર સંભળાય છે અને ભારતના ભૂતકાળનું સ્મરણ થાય છે. આર્યસમાજ, સંસ્કૃતિ અને ધર્મનું મનનચિન્તન થાય છે. કાવ્યનાયકને આ ચિન્તનને અંતે વિષાદનો અનુભાવ થાય છે. અહીં આ વિષાદની પરાકાષ્ઠાની ક્ષણે, વિષાદની આત્યંતિક કક્ષાએ પુનશ્ચ, ત્રીજી વાર અને અંતિમ વાર 'સખે', સંબોધનમાં સખાનું સ્મરણ થાય છે. અને પછી 'પ્રભો' સંબોધનમાં પરમેશ્વરનું સ્મરણ થાય છે. અને કાવ્યનાયકને પ્રપત્તિનો અનુભવ થાય છે. કાવ્યમાં હવે પછી ચોથા અને અંતિમ સ્તબકમાં 'સખે' સંબોધન નથી, સખાનું સ્મરણ નથી. સખાને સ્થાને હવે પરમેશ્વર – બલકે પરમેશ્વરનું શાન્તાકાર સ્વરૂપ છે.

ચોથા અને અંતિમ સ્તબકમાં ચોથા ચડાવના આરંભે જ મંદિરના ઘંટનો સ્વર અને કાવ્યનાયકનાં પોતાનાં પગલાંનો અવાજ પણ શમી જાય છે એવી શાંતિનો અનુભવ થાય છે. આ શાંતિ એ સ્થૂલ શાંતિ જ નથી, દિવ્ય શાંતિ છે. આ શાંતિમાં કાવ્યનાયકને શાશ્વતનું દર્શન થાય છે, વિશ્વક્રમનું દર્શન થાય છે, અને આ શાંતિમાં શ્રદ્ધાનો અનુભવ થાય છે. આમ, અંતમાં ત્રિલોકમાં વિચરતી અને ત્રિકાલમાં વિહરતી આ શાંતિને, આ શાન્તકાર તત્ત્વને પ્રાર્થના છે. 'આરોહણ' પ્રકૃતિસ્તોત્ર નથી, શાંતિસ્તોત્ર છે. 'આરોહણ' સંસ્કૃતિચિન્તનનું કાવ્ય છે.

૧૯૦૦માં 'આરોહણ'ની પૂર્ણાહુતિ લગી બલવન્તરાય અદ્વૈતવાદી હતા એથી 'આરોહણ'માં મુખ્યત્વે ધર્મકારણ નિમિત્તે સંસ્કૃતિચિન્તન છે. પણ પછી એમણે ૧૯૩૦–૪૦ની વચ્ચે એમનું સૌથી લાંબું કથા-કાવ્ય 'રાજ્યાભિષેકની રાત' રચ્યું ત્યારે તેઓ સહ-વ્યવહારવાદી સમુત્ક્રાંતિવાદી અજ્ઞેયવાદી હતા. એથી એ કાવ્યના કેન્દ્રમાં રાજકારણ અને અર્થકારણ નિમિત્તે સંસ્કૃતિચિંતન છે. એમાં ધર્મકારણ છે પણ તે કાવ્યના

કેન્દ્રમાં નથી, પરિધ પર છે. બલવન્તરાયે ૧૯૦૪થી ૧૯૧૩ લગી આઠનવ વરસ સૌરાષ્ટ્રમાં રાજકુમાર કોલેજમાં અને સરકારી કેળવણી ખાતામાં કાર્ય કર્યું ત્યારે એમણે રાજકુટુંબોનો કંઈક નિકટથી અનુભવ કર્યો હતો એ અનુભવ પરથી પછીથી કોઈ કલ્પિત રાજ્યમાં અભયસિંહના પુત્ર નિર્ભયસિંહના રાજ્યાભિષેકના પ્રસંગ પર આ કાવ્ય રચ્યું હતું. એમાં પણ સમાજકારણ, રાજ્યકારણ, અર્થકારણના સંદર્ભમાં ભારતનું ભાવિ શું ? એ વિશે ચિન્તા અને ચિન્તન છે. એમાં રાત્રિભોજન પ્રસંગે એક અંગ્રેજ વડા-ગવર્નરને મુખે બલવન્તરાયની દેશભક્તિ અને આંગ્લભક્તિની પ્રામાણિકતાની પ્રતીતિ થાય એમાં ઔચિત્યપૂર્વક ઉદ્બોધન છે કે ભારતે ઇંગ્લંડનું, યુરોપનું અંધ અનુકરણ ન કરવું કારણ કે ઇંગ્લંડ–યુરોપમાં બુદ્ધિબલ, ત્યાગબલ, સંઘબલ છે પણ સ્નેહબલ નથી. ભારતમાં આ બલચતુષ્કમાંથી કોઈ નૂતન સમાજ, કોઈ નૂતન સંસ્કૃતિનું સર્જન ભાવિમાં થશે એ વિશે કાવ્યમાં ચિન્તા અને ચિન્તન છે.

બલવન્તરાયે ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ થયું પછી ૧૬ વિગ્રહકાવ્યોનું ગુચ્છ રચ્યું હતું. ભારતમાં સૌ (મોહનદાસ ગાંધી અને યુવાન કવિઓ સુદ્ધાં) ભારતની આઝાદી વિશે ચિન્તા અને ચિન્તનમાં હતા ત્યારે સાઠ વરસના આ બુઝર્ગ બલવન્તરાય સમગ્ર મનુષ્યજાતિની મહાઆઝાદી વિશે ચિન્તા અને ચિન્તનમાં હતા. માનવસંસ્કૃતિના સંહાર અર્થે હિટલર સક્રિય હતો અને એને વિજય પર વિજય પ્રાપ્ત થતો હતો ત્યારે 'હિટ્લરાબ્લિટ્ઝરા'માં બલવન્તરાયનો પુણ્યપ્રકોપ પ્રગટ થયો હતો. જર્મનોનો પૅરિસપ્રવેશ થયો ત્યારે ગુજરાતના આ કવિ ક્ષુદ્રતામાં રચ્યાપચ્યા મહાનગર મુંબઈમાં માર્યા માર્યા ફર્યા હતા. અને સમગ્ર મનુષ્યજાતિ અને એની સંસ્કૃતિના અસ્તિત્વ માટેની પૂર્વશરતસમી 'આઝાદી વધશે જ' માત્ર એ આશા અને શ્રદ્ધામાં એમણે એમની આ દારુણ વેદનાનાં બીપણ વર્ષો પસાર કર્યાં હતાં.

'આઝાદી વધશે જ' સૉનેટમાલા અપૂર્ણ છે. પણ એના જ અનુસંધાનમાં જાણે બલવન્તરાયે 'સુખદુઃખ' સૉનેટમાલા રચી છે. એ પણ અપૂર્ણ છે. એમાં મનુષ્યજાતિનાં અનુભવો અને સ્મરણોનું પશ્ચાત્દર્શન છે. અને 'સુખ એટલે શું?' એ પ્રશ્નનો સમુદાયદૃષ્ટિ દ્વારા વ્યક્તિ અને કુટુંબથી પર અને પાર મનુસંઘઇતિહાસમાં મનુષ્યજાતિના ભૂતકાળમાં ઉત્તર પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે. પણ ભૂતકાળનું સુખ વર્તમાનમાં શક્ય નથી અને હોય તો પણ ઇષ્ટ નથી. એથી પછી અન્યત્ર ઉત્તર પ્રાપ્ત કરવાનો પ્રયત્ન છે. અહીં આ પ્રયત્ન અને એથી આ સૉનેટમાલા અપૂર્ણ છે. આ પ્રયત્ન અને પ્રયત્નની અપૂર્ણતા દ્વારા બલવન્તરાયનું સદ્વ્યવહારવાદી, સમુત્ક્રાંતિવાદી અજ્ઞેયવાદી માનસ પ્રગટ થાય છે. બલવન્તરાયની કવિતાના સૌ મુખ્ય વિષયો–પ્રેમ, મૈત્રી, વાર્ધક્ય, સમાજ, રાજ્ય, ઇતિહાસ આદિનું આ સૉનેટમાલામાં મિલન થયું છે. એથી આ સૉનેટમાલા બલવન્તરાયના કવિતાપ્રાસાદના કળશરૂપ છે.

બલવન્તરાયે 'આરોહણ'ના અનુસંધાનમા-'રાજ્યાભિષેકની રાત', 'વિગ્રહકાવ્યો' અને 'સુખદુઃખ' દ્વારા અનુસંધાનમાં ૧૯૪૮માં એમનું અંતિમ મહાન કાવ્ય 'આરોહણ'ની જેમ જ પૃથ્વી છંદમાં પ્રવાહી પદ્યમાં, પણ કંઈક વિશેષ મુક્ત પૃથ્વી છંદમાં કંઈક વિશેષ પ્રવાહી પદ્યમાં 'ચોપાટીને બાંકડે' રચ્યું હતું. 'આરોહણ' જો બલવન્તરાયના કાવ્યલોકની એક આત્યંતિક કક્ષા છે તો 'ચોપાટીને બાંકડે' એની અન્ય આત્યંતિક કક્ષા છે. અને 'રાજ્યાભિષેકની રાત', 'વિગ્રહકાવ્યો' અને સુખદુઃખ એનું મધ્યબિંદુ છે.

'આરોહણ' રચ્યું ત્યારે બલવન્તરાય અદ્વૈતવાદી હતા, 'ચોપાટીને બાંકડે' રચ્યું ત્યારે એ સદ્વ્યવહાર-

વાદી, સમુત્ક્રાંતિવાદી અજ્ઞેયવાદી હતા. 'આરોહણ'નો કાવ્યનાયક ઉત્સાહી યુવાન છે. 'ચોપાટીને બાંકડે'નો કાવ્યનાયક કલાંત વૃદ્ધ છે. 'આરોહણ'માં સમય ગ્રીષ્મનો મધ્યાહ્ન છે, 'ચોપાટીને બાંકડે'માં સમય શ્રાવણની સંધ્યા છે. 'આરોહણ'માં સ્થળ પર્વત છે. 'ચોપાટીને બાંકડે'માં સમુદ્રતટ છે. 'આરોહણ'માં કાવ્યનાયક પર્વતારોહણમાં ગતિશીલ છે. 'ચોપાટીને બાંકડે'માં કાવ્યનાયક બાંકડે સ્થિત–સ્થિર છે. 'આરોહણ'માં મુખ્યત્વે ધર્મકારણ નિમિત્તે સંસ્કૃતિચિન્તન છે. 'ચોપાટીને બાંકડે'માં મુખ્યત્વે રાજ્યકારણ નિમિત્તે સંસ્કૃતિચિન્તન છે. બલવન્તરાયે પોતે જ 'ભણકાર–૧૯૫૧'માં વિવરણમાં સૂચન કર્યું છે કે 'ચોપાટીને બાંકડે'માં ચાર સ્તબકો છે: ૧–૧૬ પંક્તિમાં વિષયપ્રવેશ, ૧૭–૯૦ પંક્તિમાં વર્ષાનું સ્થૂલ વર્ણન, ૯૧–૧૯૭ પંક્તિમાં મનન અને ૧૯૮–૨૦૭ પંક્તિમાં સમાપ્તિ. કાવ્યમાં પરિચ્છેદો છે. પણ બાકી તો 'ચોપાટીને બાંકડે' ૨૦૭ પંક્તિનું એક સળંગ કાવ્ય છે. 'આરોહણ'માં અંગ્રેજો આવ્યા, હવે શું થશે? એ પ્રશ્ન હતો, 'ચોપાટીને બાંકડે'માં અંગ્રેજો ગયા, હવે શું થશે? એ પ્રશ્ન છે. જે સમુદ્રમાર્ગે અંગ્રેજોનું આગમન થયું હતું તે જ સમુદ્રમાર્ગે અંગ્રેજો હવે વિદાય થયા છે એ સમુદ્રના તટ પરના બાંકડે બેસીને શ્રાવણની એક સંધ્યાએ એકાદ કલાકથી વધુ સમય કાવ્યનાયક આકાશમાં ઇંગ્લંડ, યુરોપ અને ભારતની ત્રણ મૂર્તિઓના દિવાસ્વપ્નનું દર્શન કરે છે. (૧૮૯૨ની પૂર્વોક્ત ૩૭ પંક્તિઓમાં પણ સ્થળ હતું સમુદ્રતટ, સમય હતો સંધ્યાનો. એમાં પણ ભારતની વિવિધ મૂર્તિઓના દિવાસ્વપ્નનું દર્શન હતું.) 'આરોહણ'માં ગિરિપ્રદેશની પ્રકૃતિના સંદર્ભમાં સ્વર અને અનિલના શ્રવણથી સંસ્કૃતિચિન્તન હતું. અહીં પણ સમુદ્રતટની પ્રકૃતિના સંદર્ભમાં મેઘમૂર્તિઓના દર્શનથી સંસ્કૃતિચિન્તન છે. 'આરોહણ'માં કાવ્યનાયકે વિધિસમુદ્રમાં સંકલ્પના ભંગનું દર્શન કર્યું હતું.. અહીં કાવ્યનાયક વાચ્યાર્થમાં સમુદ્રમાં તરંગોના ભંગનું દર્શન કરે છે. 'આરોહણ' રચ્યું ત્યારે બલવન્તરાય અદ્વૈતવાદી હતા એથી એમાં અંતે પ્રકૃતિ દ્વારા કાવ્યનાયકમાં 'શાંતિ અને શ્રદ્ધા પ્રગટ થાય છે. 'ચોપાટીને બાંકડે' રચ્યું ત્યારે બલવન્તરાય અજ્ઞેતવાદી હતા. એથી એમાં પ્રકૃતિ અંગે જે અશાંતિ અને શંકા છે એથી અંતે કાવ્યનાયકમાં પણ અશાંતિ અને શંકા પ્રગટ થાય છે. પ્રાચીન ભારતમાં મહાન પ્રજા અને સંસ્કૃતિ હતી, મહાન ધર્મ હતો. મધ્યકાલીન ભારતમાં એનો હ્રાસનાશ થયો. પછી ઇતિહાસયોગે એનો આધુનિક ઇંગ્લંડ–યુરોપની પ્રજા અને સંસ્કૃતિ સાથે, એના ધર્મ સાથે સંબંધ થયો. હવે અંગ્રેજો ગયા. પણ પૂર્વ–પશ્ચિમની સંસ્કૃતિના આ સંગમતીર્થે ભવિષ્યમાં ભારતમાં એક નવી પ્રજા અને સંસ્કૃતિ, એક નવો ધર્મ, વિશ્વપ્રજા, વિશ્વસંસ્કૃતિ, વિશ્વધર્મ પ્રગટ થશે કે પછી ભારત પુનશ્ચ મધ્યકાલીન ભારત જેવું થશે? બલવન્તરાયે ૧૮૮૮માં ટાઉનસેન્ડનો લેખ વાંચ્યો ત્યારે અંગ્રેજો જશે પછી ભારત કેવું થશે એ વિશે ટાઉનસેન્ડને જે ભય અને શંકા છે તેને કારણે જે પ્રશ્નો પૂછયા હતા એ જ પ્રશ્નો છ દાયકા પછી આ કાવ્યને અંતે પૂછયા છે–એ જ ભય અને શંકાને કારણે પૂછયા છે. આમ, ઇતિહાસનું એક કાલચક્ર પૂરું થાય છે અને સાથે સાથે આ ચિન્તનોર્મિકાવ્યના આ મહાન પંચકનું કાવ્યચક્ર પણ પૂરું થાય છે. પ્રશ્નોનો ઉત્તર આપ્યા વિના ભારે વર્ષાને કારણે વૃદ્ધ બલવન્તરાય ચોપાટીને બાંકડેથી ચાલ્યા ગયા છે, પુનશ્ચ બાંકડે પાછા આવવાના અને ઉત્તર આપવાના વચન સાથે. બલવન્તરાય 'ભલે, વિચરું ઘેર, તુર્ત અવ ન્હે ફરી બાંકડે'. એવા વચન સાથે ચાલ્યા ગયા હતા છતાં તરત જ બાંકડે પાછા આવ્યા છે અને એક નવા કાલચક્રનો, એક નવા કાવ્યચક્રનો આરંભ થયો છે, અદ્યતન કવિરૂપે, વૈશ્વિક ચેતનાની અદ્યતન કવિતારૂપે. (સંપૂર્ણ)

# યુધિષ્ઠિરનું ઉત્તરસ્વર્ગારોહણ / ઉશનસ્

[મહાભારતના કર્તા ભગવાન વેદવ્યાસે યુધિષ્ઠિરના 'મહાપ્રસ્થાન' પછી યુધિષ્ઠિરનો દેહત્યાગ બતાવ્યો છે. તે પછી તે સ્વર્ગમાં જાય છે ત્યાં મૃત્યુલોકમાં પૃથ્વી ઉપર કોઈ લુબ્ધકના બાણથી દેહત્યાગ કરીને આવેલા શ્રીકૃષ્ણને બ્રાહ્મશરીરધારી રૂપે જુએ છે અને તેમને જૂના - કંઈક સાદૃશ્યથી, આ કૃષ્ણ જ છે, એમ ઓળખી કાઢે છે; આ રહ્યો તે શ્લોક :

દદર્શ તત્ર ગોવિંદં બ્રાહ્મેણ વપુષાન્વિતમ્ ।
તેનૈવ દૃષ્ટપૂર્વેણ સાદૃશ્યેનૈવ સૂચિતમ્ ॥ ( સ્વર્ગારોહણ, ૪, ૨ )*]

સ્થળ : સ્વર્ગ — પાત્રો : યુધિષ્ઠિર, બ્રાહ્મરૂપ કૃષ્ણ.

( આ બન્ને ય પૃથ્વીલોકમાં દેહત્યાગ કરીને અહીં સ્વર્ગમાં આવેલા છે. )

યુધિષ્ઠિર (કૃષ્ણ સામા મળે છે, તેમને) : પૂછું ? આપ મહાત્મા કૃષ્ણ તો નહીં ? ક્ષમા, આવા પ્રશ્ન માટે;

કૃષ્ણ : હું તે કૃષ્ણ જ છું, ધર્મરાજ ! હજી યે એવો જ, તમારો પાંડવકુલસખા ન ઓળખ્યો ?

યુધિષ્ઠિર : ક્ષમા કરો કૃષ્ણ ! આ તે સ્વર્ગ ? જે અમને તમારાથી આમ
આટલા બધા દૂર રાખે અપરિચયે ? કૃષ્ણ જે અમારા શ્વાસોચ્છ્વાસ, અને અંતરાત્મા
તમને આશરે આશરે જ હવે આમ ઓળખવાને મથવું પડે છે અમારે !
જેમની એકાદી મુખરેખા તો હજી ય હસ્તિનાપુરના સિંહાસને અમારા તે શાસકકુલમાં,
તે આદિ મુખરેખાને - મોંઢામોંઢ થયા પછી ય સુદૂર સ્મૃતિમાંથી
આંખો જાણે છાજલી કરીકરીને સંમાર્જી સંમાર્જી ઉપસાવવી પડે છે !
જોયું પ્રભો ? આથી કિયો મોટો બીજો અપરાધ હોઈ શકે આ અભાગિયા
યુધિષ્ઠિર તણો ? અને આ અપરાધ તો તીર્થક્ષેત્રે કૃત અને તે ય
તીર્થરૂપ મહાત્મા કૃષ્ણ તણો જ; આથી તો રૂડું હતું કૃષ્ણ ! કુરુક્ષેત્ર
જ્યાં કૃષ્ણ તો હતા સદા હાજરાહજૂર હાથવગા ને મોંઢામોંઢ આંખવગા,
કૃષ્ણ, મને ક્ષમા કરો કૃષ્ણાપરાધીને; ને ના સંબોધો મને 'ધર્મ'નામ સંબોધને;
ધર્માત્મા કૃષ્ણની જ વિસ્મૃતિ ! અરે, એથી તો કિયો બીજો અધર્મ હોઈ શકે ?
અહો, મેં આપને આટલા બધા વિસારી મૂક્યા ! પણ હવે મને પડે છે પતીજ,
આ તમ બ્રાહ્મમુખે ય, મૃત્યુલોકે જે અમને અમારા પરમ સૌભાગ્યશા
મળ્યા હતા તે અમારા સતત પરમ શુભ ચિંતક મુખની પેલી કોઈ
રેખા જ ખીલી નીકળી છે, જે કરે છે હજી ય મને આશ્વસ્ત ને વિશ્વસ્ત, અહો કૃષ્ણ !
કેવા સરસ દિવસો હતા એ મૃત્યુલોકે ય કૃષ્ણ ! તમ કૃષ્ણામૃતે !

---

* શ્રી હરીન્દ્ર દવે કૃત : 'કૃષ્ણ અને માનવસંબંધો ( પૃ. ૪૬૫, ૧૯૮૨ )

તમારે જ ખીલે બદ્ધ અમે ખીલ્યા હતા, ને અકુતોભય કુદાકૂદ તે ય
કોઈ વત્સશી જ તમારે લીધે, હે મહાવત્સલ, હે સગામાં શ્રેષ્ઠ!
મિત્ર–મુરબ્બી–માર્ગદર્શક! પ્રભો! તમે, તમે અહીં! મન જાણે
માની શકે નહીં.–અથવા તો મારું એ ઘોર અજ્ઞાન જ–તમે,
તમે વળી કિયે સ્થાને નહીં? તમે જે સર્વજ્ઞ, સર્વવ્યાપી અને
સર્વશક્તિમાન, સ્વયં ભગવાન! હું અજ્ઞાની ને મૂઢ, મને ક્ષમા;
પણ હજી મને એક પૃચ્છા; પ્રભો! અમે હસ્તિનાપુરમાં શ્રુણ્યું તું કે
તમે કોઈ વિજન વેરાને એકેલા જ કોઈ લુબ્ધકને બાણે અસહાય વિદ્ધ
અને હત! લુબ્ધક જે મૃગયામાં લુબ્ધ તે એક તુચ્છ મૃગલું ગણી
હણી નાખવે શક્ત તમને? તમે જે પૂર્ણ પુરુષ....બ્રહ્મ
અવ્યય–કૂટસ્થ; તેને! ના, નથી માની શકાતું આ બધું, હે કૃષ્ણ!
કે પરમાત્માને પણ હોય મૃત્યુ તેને કોઈ વ્યાધ તુચ્છ પશુ ગણી હણી નાખે.
કૃષ્ણ : ધર્મરાજ! તમને ય આટલી ઊંચાઈઓએ આવીને ય હજુ આ પ્રશ્ન?
તો તો પછી બીજા કોઈ મૂઢની તે કશી વાત? કશી ગતિ?
યુદ્ધમાં સ્થિર એવા યુધિષ્ઠિરની ય જો આવી વિચલિત દશા ભ્રાન્ત
આવાં શિખરો પરે ય! બધું અસત્ ખંખેરતા ખંખેરતા
આવ્યા છે। આખી બીણને ઊર્ધ્વ ઊભે રસ્તે રસ્તે તમે તો ય!
તો જાણો હે ધર્મરાજ! ગૂઢમાં ય ગૂઢ અને સ્પષ્ટમાં ય સ્પષ્ટ
આ અનિવાર્ય સત્ય કે કો પણ શરીરધારી કોઈ પણ જનનીની કૂખે
જન્મ લેનાર જાતક ક્યારે ય ન મૃત્યુંજય; જન્મ્યું તે મરે જ,
કોઈ નહીં અકર્મણ્ય, કોનો નહીં કૃતકર્મ તણો ક્ષય આપોપો જ,
કૃષ્ણાર્પણ કર્મ–તે તો ધર્મ્ય–તે ના લેપે કોને, તેને નહીં જન્મ મૃત્યુ વારાફેરા.
પણ કૃતકર્મ તે તે જન્મે ભોગવવાં તો પડે જ અનિવાર્ય; હું કૃષ્ણ તો ય–હા
મારે ય તે–કૃતકર્મ કૃષ્ણ માટે ય ના અપવાદ, ના, ના, કોઈ નહીં.
ધર્મરાજ, કોઈ નહીં; ભારતના યુદ્ધે જય માટે જે જે કંઈ કર્યું,
કરવું પડ્યું તે સર્વ કર્યું કરાવ્યું અનૃત તે બધું જ મેં કૃષ્ણે કર્યું;
જે જે કંઈ નાનીમોટી હાનિ થઈ ઋતના અંતિમ અને સૂક્ષ્મ
સુકોમલ એવા તંત્રને, તે મારે હાથે; તે તેનું વળતું વેર
લીધા વિના રહે નહીં; ક્યાંક સમયમાં ઊગી નીકળે જ આડ થઈ, નડે;
તેમાં કોઈ દેહધારી અપવાદ નહીં; તમારો યા કૃષ્ણે નહીં;
સામે બે પિતરાઈ કુટુમ્બોનું યુદ્ધ હતું, અને યુદ્ધ–એટલે તો યુદ્ધ;

તમારે પાંડવોને પક્ષે થોડો કંઈ ધર્મ હતો; અને ધર્મનું સ્વરૂપ
ગૂઢ અતિગૂઢ, કોણ એનો પાર પામ્યું છે કે સ્પષ્ટપણે કહી શકે
કે આ છે વિશુદ્ધ ધર્મ? લઈ શકે પછી શુદ્ધ ધર્મ તણો પંથ?
કોણ, કહો? સત્યનું મુખ સદાય હિરણ્મય પાત્રે અપિહિત,
થોડું થોડું આછું અસ્પષ્ટ દેખાય ને એ થકી લેવાના હોય નિર્ણયો
સ્થલકાલોચિત; આ બધું ખીણનું – તળેટીનું – મેદાનનું સત્ય
સ્થલકાલાપેક્ષ, તેમાં પાછું હતું યુદ્ધ, બધાંયનાં મન વ્યગ્ર
ને જીતવાનું લક્ષ્ય તો અવશ્ય; આ સર્વથી પ્રભાવિત
એવા કૃષ્ણે, મેં, લીધા હતા સ્થલકાલોચિત એવા નિર્ણયો;
તમને મેં દોર્યા હતા એટલે તો દાયિત્વ બધું મારું જ,
ઓગણીસમા દિવસે કુરુક્ષેત્રે સતી ગાંધારી સમક્ષ
આ બધી વાત કરી હતી મેં પેટછૂટી; લીધો હતો બધો જુમ્મો અને
વ્હોર્યો હતો એમનો તે અભિશાપ બધો જ એક મારે આ માથે;
એ બધું ભોગવવું જ પડે, ધર્મરાજ! તમારા આ કૃષ્ણે ય–
કૃષ્ણ માટે ય તે અનિવાર્ય – ઘટની સાથે જ આ ઘટનાની અનિવાર્ય નિયતિ.

યુધિષ્ઠિર : આમ જાણવા છતાં ય તમે મને અસત્યમાં પ્રેરી રહ્યા કૃષ્ણ!
તમે જે કર્માકર્મફલવિજ્ઞ, મારી આનાકાની પછી ય તે!

કૃષ્ણ : હા, રાજન્! આપણું હતું ટૂંકું એવું લક્ષ્ય; કુરુક્ષેત્ર યુદ્ધે માત્ર જય,
હસ્તિનાપુરનું રાજ્યાસન; એટલે તો 'નરોવા કુંજરોવા' કરી ય
તે તો તમે ગ્રહી લીધું; ટૂંકી જીત જોઈતી'તી તે તો મળી જ તમને;
પણ, પણ સત્યનો ક્યાં ય નથી ટૂંકો માર્ગ ધર્મરાજ, ક્યાં ય નથી ક્યારે.
મેં કહ્યું, કીધું તમે, તેથી શું? સૌ સૌનું કર્મ, સૌ સૌનો જુમ્મો, સૌ સૌને જ માથે;
તમે તો જોયું જ ધર્મરાજ! કે તમારો એ પૂર્વે અધર રહેતો રથ
પૃથ્વીપડ ને અડ્યો જ – ધરાર અડ્યો – સૌ દેવતાઓના દેખતાં જ–
એ હતો મહાસત્યને થયેલી ક્ષતિનો ઓછામાં ઓછો પ્રતીકદંડ તમને,
પણ તમે એના સાર્વભૌમ ન્યાયદંડ થકી છટકી ગયા છો એમ માની બેસો
તો તેમાં તો મોટી ભૂલ; તળેટી નહીં તો તુંગશૃંગ–બધે જ એનું ચારચક્ષુ શાસન
મૂળ મહાસત્ય ક્યાં ય હાનિ પામે તો ન રહે વેરવાળા વિના કદી
તમે જોયું જે ધર્મરાજ! કે હિમાલય આરોહણે ટપોટપ પડી ગયા દેહ
મહાભારતવિજેતા મહાપ્રાણ એવા તમારા ભાંડુજનોના એક પછી એક.
પરપોટાની જેમ ફૂટી ગયા દેહ – દ્રૌપદીનો ય – તમે એક પછી એક

સૂક્ષ્માતિસૂક્ષ્મ ન્યાય તોળતા ગયા, ત્યાં તમારી ય ખરી પડી
આંગળી જે આંગળીના અગ્રે થકી ન્યાય તમે તોળ્યો તે જ
ધર્મતુલા તણી દાંડી, ને દીઠું થોડું નરકે ય! એક ન્હાનકડું ય કોક ખૂણે આચરેલું
ક્યાંક ક્યારેક અસત્ય – અર્ધસત્ય – ફૂટી નીકળે જ ક્યાંક જતુંકને
ચોમાસામાં અજાણપણે વેરાયેલાં બીજ જેમ કો દાણા જેમ,
એક ન્હાનકડું 'નરોવા' કેવાં કેવાં વાળે છે વેર નરમાત્રને ખીણે કે ટોચે!
ધર્મયુદ્ધે ધર્મરાજ! તમે ન્હોતા રહ્યા સદા નિરપેક્ષ સ્થિરધીર. યુધિષ્ઠિર
અને ન હતો હું ય તે; 'સત્ય ને કેવળ સત્ય જ જીતે છે' એમ જે કહીએ છીએ
તે આવા કો અર્થમાં જ, યુધિષ્ઠિર! નહીં તો પૂરું તો એને કોણ સમજી શક્યું છે?

યુધિષ્ઠિર : કંઈક પ્રકાશ પડે છે, હે કૃષ્ણ! કશુંક જે ત્યાં યુદ્ધક્ષેત્રમાં
ધૂમિલ ધૂસરિત હતું જે પછી, એ પહાડી ઊંચાઈઓએ કૈંક સ્પષ્ટ
તે અહીં આજે તમારી સમક્ષ દેહમુક્ત થયા પછી જ હવે સમજાય કંઈ!
અહો કૃષ્ણ! કેવી જટિલ ઝીંટાઈ'તી જીવનની એ ગૂંચ-જાળ!
નીચેનાં ભારતીય મેદાનોમાં! જે ઊકેલી તો યુદ્ધે ન'તુ શક્યું,
છેદી જ નાખવી પડી હતી છેવટે તો; એને કોણ કહી શકે જીત?
જેના તંતુતંતુ હતા – જેની લટલટ હતી નરી અપૃથક્કરણક્ષમ!
એને કોણ કહી શકે પ્રશ્નો તણી આખરી જ પતાવટ, પ્રશ્નનો ઉકેલ છેવટનો
એ તો એક ગૂંચવાળું મન, યુદ્ધ નામે છેદી નાખે બીજી ગૂંચ, ત્રીજી ગૂંચ
અવશિષ્ટ રાખવાને માટે જ; ને એ ગૂંચેગૂંચે તંતુતંતુ થઈ જંતુ જેમ
ચઢી આવ્યા છીએ અમે આટલે આ સ્વર્ગ સુધી! સ્વર્ગ વળી ઓર એક ગૂંચ પોતે!
કૃષ્ણ! તમે રહો મારી સાથે; મારી આંખોની સામે જ, તો જ થશે
સ્વર્ગ જેવું સ્વર્ગ, સહ્ય કંઈ, કંઈ સમજાય એવું, ગમ્ય અને વાસ્ય.
કૃષ્ણ! ઠીક અમે ભાગી નીકળી શક્યા એ મહાગૂંચમાંથી, નહીં?
તમારે જ આશરે આશરે, અને હવે – જાણ્યું કે – તમે ય અરે ન્હોતા ગૂંચબ્હાર!
અહો દેહ ધરે તે બધા જ કોઈને કોઈ ગૂંચમાં, કૃષ્ણ! તમે ય ના અપવાદ!
કૃષ્ણ, મારી ગૂંચ ઘેરી બને છે હવે આ તો; પુનશ્ચ કરો મને મુક્ત
આ સ્વર્ગ સુધી આવીને ગૂંચવાયેલાને આપ જે પૂર્ણપુરુષ.

કૃષ્ણ : યુધિષ્ઠિર, હજી વધું રહો સ્થિર – ધીર, હજી સ્હેજ કંઈ વધુ,
જુઓ, હું પૂર્ણ પુરુષ નથી–ન હોઈ શકે કો દેહધારી; સાંભળી લો કંઈ વધુ સ્વસ્થ થઈ
હું જે માડીજાયો, દેહધારી કૃષ્ણ – ન અજરામર – નર્યો મર્ત્ય, પૃથ્વીની માટી જ
કોઈ માડીનો જાયો, મનખાદેહધારી પૂર્ણ નથી, નથી મૃત્યુંજયે

હું દેવકીનો પુત્ર, કૃષ્ણનામરૂપધારી, દેવ નથી, મરણશીલ છું કોઈ કગગની જેમ
એક વ્યાધ જેને મૃગ ગણી હણી નાખે એટલો બધો મર્ત્ય છું;
અને મારી સામે હતાં ખીણનાં, તળેટીનાં, ટૂંકાં ટૂંકાં યુદ્ધનાં સત્ય,
અને સંસારીના જીવનનાં નાનાં નાનાં જુદ્ધ જીતવાને લીધા
ટૂંકા ટૂંકા નિર્ણયો ને ટૂંકા ટૂંકા રસ્તા, તે બધા જ છેવટે તો હવે
પૂર્ણ મહાઋત, પૂર્ણ મહાસત્યધર્મને રહી રહી કરી રહ્યા ઈજા
અને એ જ મહાઋતસત્યધર્મ રહી રહી કરે ટૂંકું ટૂંકું જીતનારા
જીવાત્માને ક્રમેક્રમે તળેટીમાં ને પછી તુંગશૃંગે નાનીમોટી અનિવાર્ય સજા
સનાતન ન્યાયાસન છોડે નહીં કોને, કોઈ એને ધાપ આપી છટકી ન શકે,
આપણી બધી જ દોડાદોડ એના મોટામસ કૂંડાળાના પહેરાની વચ્ચે વચ્ચે ક્યાંક,
એનો પરિધિ ઓળંગી ન શકાય, તસુ ય એને ઉલ્લંઘવો ન શકય
બારોબાર; એવો તો એક જ રસ્તો હતો જે મેં અર્જુનને યુદ્ધમધ્યે એકવાર
યુધિષ્ઠિર : એકવાર, શું ? તે કહો કહો કૃષ્ણ ! એકવાર અર્જુનને કહ્યું'તું તે
મને કહો સત્ય, હું ય કોઈ મહાયુદ્ધ મધ્યે જ છું આજે
અને વળી છું આજે તો ક્યારે ન'તો તેવો વધુ કંઈક અસ્થિર,
મને અર્જુન ગણીને — હું યુધિષ્ઠિર નથી — ગણીને કહો કહો મને કૃષ્ણ !
કૃષ્ણ : તમે નહીં સહી શકો તે સત્યદર્શન, યુધિષ્ઠિર ! નહીં સહી શકો;
અર્જુન પણ તે નો'તો સહી શક્યો, તો તમે તો અનર્જુન;
અને હવે તો હું ય નથી તે કૃષ્ણ, કૃષ્ણ જે તે ક્ષણે હતો
તમે કહ્યા કરો છો ને તે 'પૂર્ણ પુરુષ', પૂર્ણસત્યધારી, હું હવે અ-કૃષ્ણ,
એની એ ક્ષણોમાં તો હું ય ફરી નહીં જઈ શકું અકૃષ્ણ, ધર્મરાજ !
જીવનમાં ક્યારેક જ આવે છે એવી કો પરમ ધન્ય પળ હતી એ
એ યુદ્ધનું ઉત્કટ વાતાવરણ હતું ને સામે જ અર્જુનશો યોદ્ધો હતો નિખાલસ
મારા હસ્તમાં યુદ્ધરથની તમામ લગામ હતી, અને ધસમસતા લોહીમાં
હતો વિજય માટેનો અદમ્ય ઉત્સાહ, વિજય ધર્મનો – ધર્મરાજનો – થાય તે માટે,
યુધિષ્ઠિર, આજની આવી પ્રશાન્ત ઠંડી ક્ષણે મારાથી તે બધું હવે નહીં થઈ શકે
હું ઇચ્છું ને, તો ય. એ વાત જ હવે શકય નથી કેમે કરી ધર્મરાજ !
એ જાણે 'કોઈ સાંગ' હતી ઇન્દ્રે આપેલી. એક જ વાર ઉપયોગમાં આવે એવી.
યુધિષ્ઠિર : નહીં નહીં, કહો કૃષ્ણ ! કહો જ ગમે તેમ કરીને મને પાર્થનું એ સત્ય
જે તમે યુદ્ધને ટાણે પ્રાર્થને કહ્યું હતું : હું યે છું તે 'પાર્થ' પૃથાનો જ સંતાન
એ જોયા-સાંભળ્યા વિના મારી આ સ્વર્ગમાં ય સદ્ગતિ નથી હવે.

કહો કૃષ્ણ! કોઈ રીતે ય હું સ્વીકારીશ એ સત્યને, ગમે તેવું વજ્ર જેવું હશે તો ય
છો પડે મારા માથા ઉપર, અર્જુન જે તળેટીમાં મેદાનમાં જોઈ શક્યો તે હું
ઝીલી લઈશ કર્ણપટલે આટલી ઊંચાઈ ઉપરથી, કાન હવે વિશ્રબ્ધ ને કોલાહલશૂન્ય,
કેમ નહીં થાય તે મારાથી કૃષ્ણ! હું ય છું બદ્ધપાણિ શિષ્યભાવે અવનત કૃષ્ણચરણે.

કૃષ્ણ : તળેટીનું, મેદાનનું સત્ય કે હિમાદ્રિનાં શૃંગોનું – થોડીક ઊંચાઈ વધી એ જ;
પણ બધું પાર્થિવ જ છેવટે તો. સ્થલકાલ નિરપેક્ષ નહીં કશું;
અર્જુન તો હતો યુદ્ધ વચ્ચોવચ્ચ ને મેં તેને દીધાં હતાં દિવ્યચક્ષુ
તો ય તે, ના સહી શક્યો મારું વિશ્વરૂપ હજારો સૂર્યસરીખું
ઉગ્ર અને જ્વાલામય, એવી દાઝી ગઈ આંખ આંચમાત્રે તે તમે કેમ પામી શકશો
મિટ્ટીગાત્રે – ચર્મશ્રોત્રે? છતાં જિજ્ઞાસુ છો મુમુક્ષુ છો તો, ભલે, હું દાખવીશ;
અર્જુનને, તો ક્યાંય ન દેખાયો મારો આદિ અંત – મારા ઊડતા છેડા :
મારી જૃંભામાં ઊઘડેલા મુખમાં અનંત બ્રહ્માંડો પરપોટી જેમ
ઊઠે – ફૂટે – ઊઠે – ફૂટે! એક પરપોટી તે આ પૃથ્વી – એનાં કાચા
પાતળા પારદર્શક ફૂલતા જતા પડે મહાભારતનું ઘોર યુદ્ધ :
એણે જોઈ બે ય બાજુ અક્ષૌહિણી સેનાઓ જે હણહણતી યુદ્ધ માટે સંનદ્ધ
વચ્ચોવચ્ચ એણે જોયો એનો પોતાનો જ રથ – પોતાને યે, – રથે
એણે જોયો મને સારથીને રૂપે, પિતામહ, ગુરુ, સાથીસગાંઓને
એણે જોયાં સામાં – મારેલાં જ મારા વડે, મારી દંષ્ટ્રામાં જ લગ્ન.

યુધિષ્ઠિર : અહો, કૃષ્ણ! કહો કહો કૃષ્ણામૃત અલૌકિક શબ્દ હું જાણે જોઉં છું
એથી પાર્થની જેમ જ – તમને વિશ્વરૂપે; જાણે કે મને મળ્યું છે દિવ્યશ્રુતિનું વરદાન
તમારો આ શબ્દેશબ્દ સર્જે છે ને લોપે છે સૃષ્ટિઓ ટપોટપ મારે કાન
જેમાં કૃષ્ણ! હું યે ફૂટું – તૂટું – ઊઠું – છૂટું ટપટપ જન્મમૃત્યુ શ્રેણીમાં જ
'અહો, કૃષ્ણ, કહે જાઓ કહે જાઓ જબ લગ ઘટ મહીં મારું ટકે ભાન
વિરમો ના. શ્રુતિ મારી હરી લિયો નહીં', અહો હરિ! કહે જાઓ કહે જાઓ,

કૃષ્ણ : યુધિષ્ઠિર, અરે, તમે મારા વર્ણનમાત્રે જ પ્રભાવિત. અભિભૂત છો – અદ્ભુત!
અર્જુને તો સગી આંખે જોયું હતું મારું યુદ્ધમધ્યે વિશ્વરૂપ
લોકક્ષયકૃત્ – લોકવૃદ્ધિકૃત્ અનંત લયે આવૃત્ત ને વિવર્તિત
ને તમે હવે અનુભવો મને શબ્દલયમય લીલામય માત્ર
ભરાય છે – ઠલવાય છે આણતણી વેલા થકી ક્ષણેક્ષણ જીવનનું એનું એ જ પાત્ર
હું એ સમુદ્ર છું અનંત અતલ ખળભળ નિત્ય વેલાકુલ – રિક્તભરરિક્તલયે
અહીં કઈ ક્ષણ પરે તમે વ્યામોહિત થઈ શકો? ક્ષણ તો નિત્ય ચંચલ?

સિલન રોકે છે. ધર્મરાજાની દૃષ્ટિ કૃષ્ણ ઉપર પડતાં જ તેઓ રથમાંથી ઊતરી યુધિષ્ઠિરનું અભિવાદન કરે છે, તેમને ભેટે છે ને બન્ને પક્ષના રાજાઓ તથા સ્ત્રીઓ પણ તેમ કરે છે. પછી ધર્મરાજાની વિનંતીથી કૃષ્ણ રથમાં આરૂઢ થાય છે, રસાલા સાથે નગરના દરવાજા પાસે આવે છે ને પાંચ પાંડવો સાથે નગરપ્રવેશ કરે છે. નગરની સુન્દરીઓ કૃષ્ણને જોવા બધું કામ છોડીને એકત્ર થાય છે. અહીં વળી પ્રસંગનો લાભ લઈ કવિ ૧૮ શ્લોકોમાં પુરસુન્દરીઓની લલિત ને મોહક ચેષ્ટાઓનું વર્ણન કરે છે. કૃષ્ણ એમના આગમનટાણે શણગારેલા નગરના માર્ગો પરથી પસાર થઈ યુધિષ્ઠિરની રાજસભામાં આવે છે. અહીં દરેક શ્લોકમાં રાજસભાનું છટાદાર, ભભકભર્યું વર્ણન છે. 'શ્રીકૃષ્ણસમાગમ' નામના આ તેરમા સર્ગ પછી 'શ્રીકૃષ્ણાર્ઘદાન' નામના ચૌદમા સર્ગમાં આરંભમાં યુધિષ્ઠિર રાજસૂય યજ્ઞ યોજવાનો કૃષ્ણ આગળ પ્રસ્તાવ મૂકે છે ને તેમાં એમની સલાહ તથા સંમતિ માગે છે. કૃષ્ણ ઉત્તરમાં કહે છે: "તમારા (યુધિષ્ઠિર) જેવા પૃથ્વી ઉપર રાજ્ય કરતા હોય ત્યારે બીજું કોણ રાજસૂય યજ્ઞ કરી શકે? તમે મને ધનંજય જેવો જ ગણજો. જે રાજવી તમારા આવા ઉદાત્ત યજ્ઞકાર્યમાં સહકાર આપવાની ના પાડશે તે મારા સુદર્શનથી નાશ પામશે." આમ, કૃષ્ણના મુખે શિશુપાલના વધના ભાવિ પ્રસંગનું કવિ સૂચન આપે છે. કૃષ્ણની સંમતિ મળતાં ધર્મરાજ યજ્ઞની તૈયારીમાં ગૂંથાય છે. અહીં કવિ યજ્ઞનું ચિત્રાત્મક વર્ણન આપે છે. ...સ્થિત સર્વ રાજાઓ યજ્ઞકાર્યમાં સહકાર આપવાનું ... આપે છે તે પછી ભીષ્મ કૃષ્ણની પ્રશસ્તિ કરી, તેઓ જ પૂજા–અર્ઘ્યને સર્વથા પાત્ર એવી વ્યક્તિ છે એમ કહી તેમને અર્ઘદાનનો યુધિષ્ઠિરને અનુરોધ કરે છે; યુધિષ્ઠિર એમને ભવ્ય અર્ઘ્ય આપે છે.

પછીના પંદરમા સર્ગમાં ભીષ્મે કૃષ્ણની કરેલી પ્રશસ્તિથી તેમ જ યુધિષ્ઠિરે તેમને આપેલા અર્ઘ્યથી ઇર્ષ્યા ને રોષ અનુભવતા શિશુપાલ ને તેના સાથીઓના પ્રતિભાવનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ભર સભામાં થયેલાં કૃષ્ણનાં વખાણ સાંભળીને શિશુપાલ અત્યંત પ્રકોપ દાખવી યુધિષ્ઠિરને સંબોધીને કહે છે: "કૃષ્ણ પ્રત્યેના તમારા અંગત અતિસ્નેહને લીધે જ તમે એમને પૂજ્ય ગણીને અર્ઘ્ય આપ્યો છે, તમે કદી જૂઠું બોલતા નથી એમ જોરશોરથી કહો છો પણ અહીં તમારું જુઠ્ઠાણું ખુલ્લું પડી ગયું છે. ધર્મરાજ એવું તમારું નામ પણ તમને શોભતું નથી. જો તમે કૃષ્ણને જ અર્ઘ્ય માટે સૌથી ઉત્તમ વ્યક્તિ ગણતા હો તો પછી અમારા જેવાને નિમંત્રણ આપવાનો શો અર્થ છે?" આવું કહ્યા પછી શિશુપાલ ભીષ્મને પણ અણઘટતાં વેણ સંભળાવે છે, ને કૃષ્ણને સંબોધીને કહે છે: "અરે કૃષ્ણ, તેં મધુ નામના રાક્ષસનો વધ કર્યો એવું કોણ માને? મને લાગે છે કે તેં લાકડી વડે એકાદ મધપૂડા પર પ્રહાર કરી મધ મેળવ્યું હશે! તારાં જેવા કશા ગુણ વગરના માણસની પૂજા કરવી એ ઉપહસનીય ક્રિયા છે. ટાલિયા માથાને વળી કાંસકો શો?" આવું આવું બોલીને શિશુપાલ મિત્રો સાથે તાલી લઈ મોટેથી હસવા લાગ્યો. ચેદિરાજનાં આવાં વેણથી કૃષ્ણ લેશમાત્ર ક્ષુબ્ધ થયા નહિ ને યદુરાજાઓ પણ ઉશ્કેરાયા નહીં, પણ ભીષ્મ છંછેડાઈ

ઊઠ્યા, તેમણે હાજર રહેલા રાજાઓને કૃષ્ણનું ધનુષ્ય વાળવાનો (ચઢાવવાનો) પડકાર ફેંક્યો. આવા પડકારથી શિશુપાલ ને તેના સાથીઓ વધુ ઉશ્કેરાયા. શિશુપાલ બોલ્યો : "હે રાજવીઓ, વ્યભિચારથી ઉત્પન્ન થયેલા પાંડવો અને નપુંસક ભીષ્મ સાથે કંસના હેર ચારનારા કૃષ્ણને મારી કેમ નથી નાખતા ?" છેવટે "આ પૃથ્વી, પક્ષીઓ સહિત કૃષ્ણના રુધિરનું પાન કરો." એવું બોલીને શિશુપાલ ઝડપથી સભા છોડી ગયો. એની પાછળ એના સાથીઓ પણ ચાલ્યા ગયા. છાવણીમાં પાછા ફરીને શિશુપાલે તેની સેનાને તૈયાર થવાનો હુકમ આપ્યો. અહીં કેટલાક શ્લોકોમાં યુદ્ધની તૈયારીનું તથા યુદ્ધ માટે સજ્જ થતા યોદ્ધાઓની સ્ત્રીઓના વ્યથાવિલાપનું વર્ણન કરવામાં આવ્યું છે.

સોળમા સર્ગના અરંભના ૧૪ શ્લોકોમાં શિશુપાલે કૃષ્ણની સભામાં મોકલેલા દૂતનું સંભાષણ છે. એમાં કવિએ દ્વિઅર્થી શ્લોકપ્રયોગો કર્યા છે, જેથી દેખીતી રીતે કૃષ્ણનાં ગુણગાન થતાં લાગે પરંતુ બીજો અર્થ લેતાં તેમાં નિંદા ને ધમકીનો ભાવ હોય. દૂતની આવી વાણી સાંભળીને કૃષ્ણ સાત્યકિને ઉત્તર આપવાનો સંકેત કરે છે, સાત્યકિ દૂત પ્રતિ અપમાન–વચનો ઉચ્ચારે છે, શિશુપાલના અપરાધો વર્ણવે છે ને દૂત વધુ બોલે તો તેને શિક્ષા કરવાની ધમકી આપે છે. આમ છતાં દૂત સાત્યકિને જવાબમાં શિશુપાલનાં પરાક્રમો વર્ણવે છે ને કહે છે : "તમને સર્વને યુદ્ધમાં હણીને તમારી સ્ત્રીઓના વિલાપોથી દયા આણી તમારાં શિશુઓનું પાલન કરી તે 'શિશુપાલ' એવું એનું નામ સાર્થક કરશે." સત્તરમા સર્ગમાં કવિ પાંડવો ને યાદવોએ દૂતનાં વેણથી અનુભવેલા ક્ષોભનું આલેખન કરે છે. આવા ક્ષોભને અંતે કૃષ્ણ યુદ્ધ માટે કૃતનિશ્ચય થઈ તેની તૈયારીઓ આદરી દે છે. અહીં કવિ પાંડવોની અને યાદવોની સેનાની તૈયારીઓનું ઓજસભર્યું વર્ણન આપે છે. ૧૮મા સર્ગમાં આરંભમાં સામસામે રણમેદાનમાં યુદ્ધ માટે તત્પર સેનાઓનું વર્ણન કર્યા પછી કવિ બંને સેનાઓ વચ્ચે આરંભાયેલા તુમુલ યુદ્ધનું દમામદાર વર્ણન આપે છે. ૧૯મો આખો સર્ગ 'ચિત્રબંધ' નામક કાવ્યયુક્તિવાળા શ્લોકોમાં યોદ્ધાઓ વચ્ચે ખેલાતું દ્વંદ્વયુદ્ધ વર્ણવે છે, જેમાં કૃષ્ણની યુદ્ધકુશળતા ને પરાક્રમશીલતા પ્રગટ થાય છે. છેલ્લા વીસમા સર્ગમાં શિશુપાલ અને કૃષ્ણ વચ્ચેના ઘોર યુદ્ધનું વિગતે વર્ણન અપાયું છે. પોતાનાં અસ્ત્રોથી હરિને કશી હાણ ન થઈ ત્યારે શિશુપાલ, જાણે સન્નિપાત થયો હોય તેમ કૃષ્ણને મર્મભેદક ગાળો દેવા લાગ્યો; એટલે હરિએ જે ચક્રથી રાહુનું માથું છેદી નાખ્યું હતું તે સુદર્શન ચક્ર શિશુપાલ ઉપર છોડ્યું. ચારે તરફથી નીકળતી અગ્નિજ્વાળાઓવાળા તે ચક્રે શિશુપાલનું મસ્તક ઉડાવી દીધું; તત્કાલ, સૂર્યના તેજને ઝાંખું પાડે એવું તેજ શિશુપાલના શરીરમાંથી નીકળી હરિના દેહમાં પ્રવેશતું જોઈને સર્વ રાજાઓ મહાવિસ્મય પામ્યા.

'શિશુપાલવધ' વિશે પ્રચલિત પ્રશસ્તિઓ ને તેની ઉપર રચાયેલા ટીકાગ્રંથો ઉપરથી કહી શકાય કે એ કૃતિ લાંબા કાળ સુધી એક ઉત્તમ ને નમૂનેદાર રચના તરીકે પ્રસિદ્ધ હતી.[૪] આમ તો એ

૪. ચૌદમી સદીમાં થઈ ગયેલા ટીકાકાર મલ્લિનાથના 'સર્વંકષા' ટીકા સહિત 'માઘકાવ્ય' ઉપર આઠ ટીકાકારોએ લખ્યું છે. અન્ય ટીકાકારો તે વલ્લભદેવ, રંગરાજ, એકનાથ, ચારિત્રવર્ધન, ભરતમલ્લિ, દિનકરમિશ્ર ને ગોપાલ.

'કિરાત०' પછીની રચના છે ને એમાં માઘે ભારવિનું મોટા પ્રમાણમાં દેખાઈ આવે એવું અનુકરણ-અનુસરણ કરેલું છે. તથાપિ પુરોગામી સાથે હોડમાં ઊતરીને માઘ જાણે આગળ નીકળી જતો, ભારવિને ઢાંકી દેતો જણાય છે.[૫] काव्येषु माघः કહીને એની આ રચનાને મહાકાવ્યોમાં ઉત્તમ લેખવામાં આવી છે. કવિના ભાષાપ્રભુત્વ, કલ્પનાવૈભવ, અલંકારસમૃદ્ધિ, અર્થ-ગૌરવ, પદલાલિત્ય જેવા ગુણોની પ્રશસ્તિ એના પ્રાચીન ટીકાકારો તેમ જ રૈવતક પર્વતના વર્ણનમાં એણે યોજેલા એક પ્રસિદ્ધ અલંકારને કારણે એને घण्टा माघ એવું બિરુદ મળેલું છે.[૬]

માઘ મહાકાવ્યનાં ભામહ-દંડી-રુદ્રટ આદિનાં વ્યાખ્યાવર્ણનની બધી આવશ્યકતાઓ રૂડી રીતે પૂરી કરતો જણાય છે, પણ એથી વિશેષ, દશાંગુલ ઊર્ધ્વ એવા કાવ્યત્વની અપેક્ષા સંતોષતો નથી. અશ્વઘોષ ને કાલિદાસ પછી મહાકાવ્ય જે રીતે ઉત્તરોત્તર કૃત્રિમ વ્યાખ્યાબદ્ધ શાસ્ત્રકૌશલનો મહિમા કરતું થતું જાય છે તેનો સારો નમૂનો માઘકાવ્ય છે. એમાં નાયક છે (નાયિકા ગણી શકાય એવું પાત્ર એમાં નથી), પ્રતિનાયક છે, કથા છે, વર્ણન છે, શૃંગાર ને વીર જેવા પ્રધાન રસ સાથે અન્ય ગૌણ રસોની નિષ્પત્તિ છે, બાવીસ જેટલાં વૃત્તો પ્રયોજાયાં છે ને ચાર પુરુષાર્થની સિદ્ધિ–મુખ્યતઃ કામ અને અર્થની–છે; ટૂંકામાં આ બધાં અંગોમાં તે વફાદારીપૂર્વક મહા-કાવ્યની શરતો પૂરી કરે છે છતાં એનો મોટો અવ-ગુણ પ્રમાણભાના અભાવનો છે એમ લાગે છે.

---

૫. तावद्भा भारवेर्भाति यावन्माघस्य नोदयः ।
उदिते च पुनर्माघे भारवेर्भा रवेरिव ॥

(જ્યાં સુધી માઘ જોવામાં ન આવ્યો હોય ત્યાં સુધી જ ભારવિનો પ્રકાશ દેખાય છે; પણ જ્યારે માઘનો ઉદય થાય છે ત્યારે ભારવિનો પ્રકાશ માઘ માસના રવિ જેવો (ઝાંખો) થઈ જાય છે.)

नवसर्गगते माघे नवशब्दो न विद्यते ।

*

उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥

*

He (Magha) possesses much luxuriance of expression and imagination, and in the many love passages of his epic, sweetness and prettinesses abound...His use of figures is free and often happy; his alliterations usually have point and effect. (A History of Sanskrit Literature–Keith, P. 127–130)

*

उदयति विततोर्ध्वरश्मि रज्जा वहि मरुचौ हिमधाम्नि याति चास्तम् ।
वहति गिरिरयं विलम्बि घण्टाद्वय परिवारित वारणेन्द्र लीलाम् ॥

[વિસ્તાર પામતાં ને ઊંચા રજ્જુઓ જેવાં કિરણો-વાળો સૂર્ય ઊગતાં અને વિસ્તાર પામતાં ઊંચાં રજ્જુઓ જેવાં રશ્મિઓવાળો ચન્દ્ર આથમતાં આ ગિરિ વધારે નીચે સુધી લટકાવેલા (બે બાજુએ) બે ઘંટથી કરીન્દ્રની શોભાને વહે છે.]

વ્યાખ્યેય'ની શરતનો ભંગ થવા જેવું પણ થાય છે. આવી રમતોથી અકળાઈને જ કીથને માઘ માટે કહેવું પડ્યું હશે કે His power of twisting language is the worst of his sins. (A History of Sanskrit Literature, p. 127) માઘ જેવા કવિઓને કાવ્યમંદિરના રચનાસ્થાપત્યમાં, તેના રંગરોગાનમાં જેટલો રસ છે તેટલો તેમાં બિરાજનાર દેવની ભક્તિમાં રસ નથી; જરા આગળ જઈને કહીએ તો કદાચ દેવના હોવા–નહોવા વિશે પણ ઝાઝી ફિકર એમને નથી. આથી જ ડૉ. વાટવેને 'શિશુપાલવધ' માટે આ પ્રમાણે વિધાન કરવાનું પ્રાપ્ત થાય છે : माघाजवळ नक्षीदार देव्हारा व संपन्न पूजासाहित्य आहे, व पूजेचे मंत्रतंत्रहि तो जाणतो. पण हेतूचा देव व पूजकाची उत्कट भक्ति तेवढी त्याजपाशीं नाहीं. व त्यामुळें 'शिशुपालवध' हे काव्य देवावांचून देव्हारा व भक्तिविरहित पूजासाहित्य आहे असें वाटल्या वांचून रहात नाहीं. (संस्कृत काव्याचे पञ्चप्राण-पृ. २२०)

(માઘ પાસે નકશીદાર દેવાલય તેમ જ સર્વ પૂજાસાહિત્ય છે, ને પૂજાના મંત્રતંત્ર પણ તે જાણે છે. પણ ઇષ્ટ દેવ ને પૂજકની ઉત્કટ ભક્તિ તેની પાસે એટલી નથી. એટલે 'શિશુપાલવધ' કાવ્ય દેવ વગરના દેવાલય જેવું ને ભક્તિ વગરની પૂજાસામગ્રી જેવું લાગ્યા વગર રહેતું નથી.)

માઘ, રાજશેખર કહે છે તેવો શાસ્ત્રકવિ, સમર્થ શાસ્ત્રકવિ, પરંપરાબદ્ધ મહાકવિ ખરો, પણ ઊફરો જઈને અપૂર્વનિર્મિતિની મૌલિક શક્તિ દાખવતો મહાન કવિ કદાચ નહિ. *

૬–૧૦–૧૯૮૩

---

* લેખમાં 'શિશુપાલવધ'ની કથાના સંક્ષેપમાં તથા તેના શ્લોકના ગુજરાતી અનુવાદમાં મહેતાજી હરિલાલ નરસિંહરામ વ્યાસના 'શિશુપાલવધ' ગ્રંથનો આધાર લીધો છે. આ ગ્રંથના પૂર્વાર્ધનું (૧થી ૧૦ સર્ગ) પ્રકાશન ૧૯૦૮માં ને ઉત્તરાર્ધનું ૧૯૧૦માં થયેલું છે. એમાં જણાવ્યા પ્રમાણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રકાશિત કરેલું આ ભાષાન્તર ગુજરાતીમાં 'શિશુપાલવધ'નું પ્રથમ ભાષાન્તર છે.



# નૈષધચરિત : શૃંગારપ્રધાન વાગ્વિલાસ

ચંદ્રકાન્ત શેઠ

નૈષધચરિત મહાભારતપ્રસિદ્ધ નલકથા પર નિર્ભર મહ કાવ્ય છે. સંસ્કૃતમાં નલવિષયક અનેક કાવ્યો-નાટકો રચાયેલ છે : 'નલચરિત', 'નલભૂમિપાલરૂપક' 'નલયાદવરાઘવપાંડવીય', 'નલવર્ણનકાવ્ય', 'નલાનંદ', 'નલોદય' આદિ અનેક નલકથાવિષયક રચનાઓ છે. ભારતભરમાં જેમ સંસ્કૃતમાં તેમ પ્રાદેશિક ભાષાઓમાં પણ નલકથાનું કાવ્યસર્જકોને આકર્ષણ રહ્યું છે. નલકથા એ રીતે કવિપ્રિય ખ્યાત વસ્તુ છે. શ્રીહર્ષે પણ એમના આ મહાકાવ્યના પ્રારંભે જ નલકથાનો અને નલનો મહિમા દર્શાવ્યો છે. નલકથા અમૃતથીયે અધિક આહ્લાદક છે. આ કથા કલિકાળમાં સંસારને તેમ જ પોતાની વાણીનેય પવિત્ર કરનારી હોવાનું કવિએ સૂચવ્યું છે (સર્ગ : ૧, શ્લોકઃ૩). શ્રીહર્ષે મહાકાવ્ય માટે નલકથા પસંદ કરી તેમાં પૂરું ઔચિત્ય છે. પરંતુ એ કથાનો જેટલો લાભ લેવો જોઈએ એ તેમનાથી લેવાયો નથી. એમનું આ બાવીસ સર્ગનું કાવ્ય જો સંપૂર્ણ હોય તો આ બાબત દોષરૂપ જ ઠરે, કેમ કે કાવ્યદષ્ટિએ મર્મવેધક એવી કેટલીક ઘટનાઓ તો સ્વયંવર પછી જ આકાર લે છે. જોકે એક એવો પણ અભિપ્રાય છે કે આ કાવ્ય સાઠથી એકસોવીસ સર્ગનું હતું; બીજો અભિપ્રાય આ કાવ્ય અધૂરું રહ્યાનો પણ છે. સત્તરમા સર્ગમાં કલિના મુખમાં નીચેનો શ્લોક મુકાયો છે :

प्रतिज्ञेयं नले विज्ञाः ! कलेर्विज्ञायतां मम ।
तेन भैमीञ्च भूमिञ्च त्याजयामि जयामि तम ॥१३७॥

હે વિશેષજ્ઞો (દેવતાઓ) ! નલના વિષયમાં મારી કલિની આ પ્રતિજ્ઞા (આપને) વિદિત થાય : હું તેનાથી (નલથી) ભીમકતનયા(દમયંતી)-ને અને ભૂમિને (હમણાં જ) છોડાવું છું (અને) તેને જીતી લઉં છું.

આ શ્લોકનો સંદર્ભ જોતાં કવિના ચિત્તમાં નલની કથાને દમયંતી સાથેના નલના લગ્ન આગળ અટકાવી દેવાનો આશય ન હોય એ બનવાજોગ છે. આમ છતાં આ બાબતમાં કશું નિશ્ચિતપણે પ્રતિપાદિત થઈ શકતું નથી અને તેથી હાલ તો ૨૨ સર્ગનું આ મહાકાવ્ય હોવાનું માનીને જ ચાલવાનું રહે છે.

આ મહાકાવ્ય સર્જવા પાછળ કવિનો આશય કયો હશે ? આશય સંભવ છે કે પોતાની કવિ તરીકેની વાગ્વિદગ્ધતાને વિદ્વદ્વર્ગમાં પ્રતિષ્ઠિત કરવાનો હોય. શ્રીહર્ષ પોતાના આ મહાકાવ્યને વિદ્વન્માન્ય કરાવવા કાશ્મીર ગયા તે અનુશ્રુતિ આ સંદર્ભમાં નોંધાવી જોઈએ. વળી, કવિએ પ્રસ્તુત કાવ્યમાં વારંવાર પોતાનો વિદગ્ધ ભાવકવર્ગ હોઈ શકે – એ અંગેની સભાનતાનો અણસાર આપ્યો છે. વળી, જે પ્રકારનું–જે કક્ષાનું આ કાવ્યગુંફન છે તે પણ એનો વિદગ્ધ ભાવકવર્ગ હોય એવી અપેક્ષા સાદ્યંત જન્માવે છે. આ કાવ્ય એ રીતે સમાજના ભદ્રવર્ગ (એલિટ) માટેનું કાવ્ય છે – કાવ્યજ્ઞો માટેનું કાવ્ય છે.

આ મહાકાવ્યનું રચનાકાર્ય શ્રીહર્ષે (અનુમાને) ઈ. સ.ની ૧૨મી સદીમાં હયાત) કર્યું ત્યારે મહાકાવ્યની એક પ્રશસ્ત પરંપરા એમની સમક્ષ હતી.

કાલિદાસ, અશ્વઘોષ, ભારવિ અને માઘનાં મહાકાવ્યો રચાયેલાં હતાં. એ સાથે ભામહ, દંડી આદિ દ્વારા મહાકાવ્યનાં લક્ષણોયે બંધાયેલાં પોતાની સામે હાજર હતાં. શ્રીહર્ષે એ પરંપરાનું વિનીત અનુસરણ આ મહાકાવ્યની રચનામાં કર્યું જણાય છે. એક મહાકવિમાં હોવી ઘટે એવી કસબ પૂરતી તો ઘણી સજ્જતા એ ધરાવતા જણાય છે. લોકશાસ્ત્ર-કાવ્યાદિના એ સમર્થ અવેક્ષક જણાય છે. એમનાં કાવ્યગત વર્ણનોમાં – અલંકારોમાં કાવ્ય, વ્યાકરણ, કોશ, પિંગળ, કામ, ધર્મ, સંગીત, જ્યોતિષ, ખગોળ પુરાણ, દર્શન-તત્ત્વજ્ઞાન આદિ અનેક શાસ્ત્રોની ઊંડી અભિજ્ઞતા દૃષ્ટિગોચર થાય છે. એ સર્વ સજ્જતા–અભિજ્ઞતા સાથે એમને નલકથાના આધારે મહાકાવ્ય રચવાનું આ કઠિન સાહસ ઉપાડયું. આ સાહસ દ્વારા કાવ્યશાસ્ત્રવિનોદનોયે આશય ખરો જ. નલકથાને નિમિત્ત બનાવી એના આધારે શૃંગારરસનું ઉજ્જ્વળ નિરૂપણ કરવાનું તેમણે પસંદ કર્યું જણાય છે. આમેય કાવ્યશાસ્ત્રના વિનોદમાં શૃંગારરસની કવિતાનું આકર્ષણ આગળ પડતું રહેતું હોવાનું આપણે જાણીએ છીએ.

શ્રીહર્ષે આ કાવ્યમાં નલનું જે પાત્ર સર્જ્યું છે તે મહાકાવ્યની શરત અનુસારનું ધીરોદાત્ત પાત્ર છે. તે સાથે એનામાં દાક્ષિણ્ય પણ પૂરતું છે. આ પાત્ર આમ તો માનુષી છે ('નરોત્તમ'), પરંતુ એનો દેવતાઓ સાથેય સીધો સંબંધ છે. દૈવી અને માનુષી સરહદો એકબીજામાં ભળી ગઈ હોય, સ્વર્ગ–પૃથ્વીની ભેદરેખા કેટલીક રીતે લુપ્ત થઈ હોય, એવો ત્રાગડો અહીં રચાઈ રહેલો જોવા મળે છે. દમયંતીના સ્વયંવરમાં નલ સાથે અન્ય દેવો વરવા આવે, વિષ્ણુ આદિ આ સ્વયંવરના સાક્ષી બને, સરસ્વતી દમયંતીને લગ્નોત્સુક રાજવીઓનો પરિચય કરાવનારી બને – આ સર્વ આ કથાનું એક લોકોત્તર હવામાન સર્જવામાં ઉપકારક થાય છે. આ કથા નલ અને દમયંતી ઉભયમાં દિવ્ય મનુષ્યતા કે માનુષી દિવ્યતા વિશિષ્ટ અર્થમાં હોવાનું આપણે પ્રતીત કરીએ છીએ.

શ્રીહર્ષે આ કાવ્યમાં પરંપરાગત ઘણી કાવ્ય-સામગ્રી ખપમાં લીધી છે. ચંદ્ર, ચકોર ને ચક્રવાક; વસંત, કોકિલ અને મલયસમીર, ઇન્દ્રધનુષ્ય, વિદ્યુત અને ચાતક—એમ સામાન્ય રીતે કવિઓ માટે જે ચલણી આધારો છે તે સર્વનો પૂરી મોકળાશથી શ્રીહર્ષ વિનિયોગ કરે છે. દમયંતીના સ્તનયુગલને ચક્રવાકમિથુન સાથે જરૂર સરખાવે છે, પણ પછી જણાવે છે કે દમયંતીનો મુખ-ચંદ્ર ઉદિત છતાં આ બંને સ્તનરૂપી ચક્રવાકો, છૂટા પાડવાની વાત તો બાજુએ રહી, પરંતુ પરસ્પરને અડતા–ભીંસતા રહેલા છે! (૭–૭૭) અન્યત્ર પંદરમા સર્ગમાં વિદર્ભરાજ દૂતની વાત સાંભળીને નલની પ્રતીક્ષા કરે છે ત્યારે કવિ કહે છે કે રાત પૂરી થતાં તામ્રચૂડ (કૂકડા)ની વાણી સાંભળીને ચક્રવાક આદરપૂર્વક સૂર્યની પ્રતીક્ષા કરે તેમ એ પ્રતીક્ષા કરે છે. (૧૫–૧૧) કવિની પાસે કલ્પનાબળ અને કાવ્યમય તર્કનો વૈભવ ઘણો છે. તેઓ અવારનવાર તર્ક અને તત્ત્વના આશ્રયે કલ્પનાલોકનાં અવનવાં–અટપટાં ઉડ્ડયનો કરે છે. એ ઉડ્ડયનોની મજા લેવા માટે પણ ભાવક પાસે અમુક કક્ષાનો અધિકાર તો અહીં જરૂરી બને જ છે. દા. ત., એમની જે શ્લેષગર્ભ કલ્પનાઓ છે તેનો રસમર્મ વિશિષ્ટ ભાવક જ પામી શકે. તેરમા સર્ગમાં જે ઇન્દ્ર, યમ, વરુણ, અગ્નિ તેમ

મળે છે. અહીં નલકથા સ્વયંવરની પહેલી ભૂમિકા આગળ જ અટકેલી છે. શ્રીહર્ષની ઘટનાગત ને પાત્રગત જે કંઈ કવિતાસિદ્ધિ છે તે પણ વર્ણનના મહાપૂરની વચ્ચે પૂરતી પ્રભાવક થઈ શકતી નથી. કવિને પાત્રગત મનોવ્યાપારોનું સૂક્ષ્મ જ્ઞાન છે જ; એમનું વાસ્તવજગતનું – પ્રકૃતિ તેમ જ મનુષ્યજગતનું નિરીક્ષણ પણ ઊંડું છે; આમ છતાં વાક્-ચાતુરી કે વાગ્-વિલાસને વશ વર્તતા આ કવિ ભાવ-સંવેદનનું સૌંદર્ય જે સાહજિકતાથી, વિશદતાથી, વેધક રીતે, લીલયા, વાગ્રૂપે પ્રતીત કરાવવું જોઈએ તે કરાવવામાં મોળા પડે છે. કવિની વાગભિવ્યક્તિગત સભાનતા, એમનો તર્કિક કે બૌદ્ધિક અભિનિવેશ વાક્-ચમત્કૃતિના બદલે અવારનવાર વાક્-ચાતુરીમાં સરી જતો એમનો વાગભિગમ – એમાં દેખાઈ આવતી એમની કસબગત કૃતકતા; આ કારણે આ કૃતિમાંના કાવ્યાત્માનું સાહજિક સ્ફુરણ વિક્ષિપ્ત થયા કરે છે. આંતરતત્ત્વના અનુલક્ષમાં આમ તો બાહ્યતત્ત્વની અહીં માવજત થાય છે, પરંતુ એમાં કવિની કલાગત સંતુલા જોખમાતાં બાહ્યતત્ત્વની ઉપાસનામાં અતિરેકો પ્રગટ થાય છે. કાવ્યમાં સર્જકપણું (ક્રિએટિવિટી) નિઃશંકપણે હોવા છતાં કસબીપણું (કન્સ્ટ્રક્ટિવિટી) જ સવિશેષ ધ્યાનાકર્ષક બની રહે છે. પરિણામે આ કાવ્ય કવિની દર્શનકલાના વિકાસ કરતાં કાવ્યકસબગત પ્રદર્શનકલાના વિલાસરૂપ હોવાનું લાગ્યા કરે છે. આમ એની કાલિદાસ, અશ્વઘોષ આદિની મહાકાવ્ય-કૃતિઓ સાથેની નહીં, પરંતુ ભારવિ, માઘ આદિની એવી કૃતિઓ સાથેની સગોત્રતા સ્પષ્ટ થઈ રહે છે.

આ કાવ્યમાં નલદમયંતીના અનુરાગબંધને કેન્દ્રમાં રાખીને પ્રકૃતિનો સંનિવેશ પ્રયોજાયેલો છે. ઉપવન, તડાગ, નગર, પ્રભાત, સંધ્યા, ચંદ્રોદય આદિનાં; સ્વયંવર, જાન, સવારી ઇત્યાદિનાં વર્ણનો, હંસાદિનાં વર્ણન – આ સર્વ વર્ણનો છેવટે તો નાયક-નાયિકાના જ પ્રભામંડળને ઉપસાવવામાં ઉપકારક થાય છે. કવિ સ્વયં અને પોતાનાં પાત્રો – નલ-દમયંતી વગેરે દ્વારા જે રીતે પ્રાકૃતિક વર્ણનો કરાવે છે તેમાંયે વાગ્વૈદગ્ધ્યનો રસ બળવત્તર હોવાનું વરતાય છે. કવિને કે કવિનિર્મિત આ પાત્રોને સરલ વાગ્વ્યવહાર જાણે ફાવતો ન હોય! એક પ્રકારની નાગરતા (સોફિસ્ટિકેશન) આ રચનાના અંશેઅંશમાં પ્રગટતી લહાય છે.

આ કવિએ મહાકાવ્યમાં મુખ્યત્વે ઇન્દ્રવંજાના પ્રકારનો ઉપજાતિ સવિશેષ પ્રયોજ્યો છે, વંશસ્થ, વસંતતિલકા, સ્વાગતા શ્લોક જેવા છંદો પ્રયોજવાનું તેમને ફાવ્યું છે. આ ઉપરાંત દ્રુતવિલંબિત, રથોદ્ધતા, વૈતાલીય, હારિણી તેમ જ અહીંતહીં ક્યારેક પુષ્પિતાગ્રા, માલિની, શિખરિણી, સ્રગ્ધરા અને મન્દાક્રાન્તા પણ પ્રયોજ્યા છે. પૃથ્વી, અચલધૃતિ, તોટક અને દોધક પણ ક્યારેક અપવાદરૂપે પ્રયોજ્યા છે. આ મહાકાવ્યમાં આર્યા પ્રયોજાયો નથી, એ તરફ અમૂલ્યધન મુખરજીએ ખાસ ધ્યાન ખેંચ્યું છે. અલબત્ત, અચલધૃતિ ગીતિ–આર્યાને મળતો છંદ છે, એ નોંધવું જોઈએ.

આ કાવ્યના સંદર્ભે એક સૂચક દંતકથા ચાલે છે: 'કાવ્યપ્રકાશ'કાર મમ્મટ શ્રીહર્ષના નિકટના સગા થતા હતા. આ કવિનું 'નૈષધચરિત' વાંચતાં તેમણે કહેલું કે જો આ કાવ્ય 'કાવ્યપ્રકાશ' રચતાં પૂર્વે પોતાના હાથમાં આવ્યું હોત તો 'કાવ્યપ્રકાશ'ના દોષપ્રકરણમાં જરૂરી ઉદાહરણો બધાં જ આમાંથી

મળી રહેત ને બીજા ત્રીજા ગ્રંથો ફેંદવાનો પરિશ્રમ બચી જાત ! જોકે આ દંતકથાને કોઈ ઐતિહાસિક આધાર નથી. પરંતુ આ કાવ્યની સદોષતા સ્વીકારીને-ય એના ગુણપક્ષનો સમાદર તો કરવો જ રહ્યો.

આ કાવ્યની વાત કરતાં બે મુદ્દાઓ વિશે ખાસ વિચારવાનું પ્રાપ્ત થાય છે : ૧. આ કાવ્યમાં સંભોગ-શૃંગારના સંદર્ભે રજૂ થયેલું કામક્રીડાનું નિરૂપણ અને ૨. એવા નિરૂપણને આવકારતી તત્કાલીન ભદ્રવર્ગીય રસિકતા. કેવળ પુરુષવર્ગમાં જ નહીં, સ્ત્રીવર્ગમાંયે પરિહાસ નિમિત્તે જે કામ-વ્યવહારના ચિત્રણ-સંકેતો થાય છે તેની મર્યાદા ક્યાંક હોય ખરી કે નહીં ? અહીં અઢારમા સર્ગમાં નલ-દમયંતીની રતિક્રીડાનું જે વર્ણન છે તે ન હોય તો કાવ્યને હાનિ થાય ? સંભવ છે કે કવિ નલ-દમયંતીના કામક્રીડાવર્ણનને સંયત કરી બીજું ઘણું આપી શક્યા હોત. એ માટેની એમની ક્ષમતા ને જાણકારીયે લાગે છે. પરંતુ એ કામક્રીડાના જ નિરૂપણનો આશય હોય અને એનો જ આસ્વાદક-રસિક-ભાવક વર્ગ સર્જક સાથે મોજૂદ હોય ત્યાં શું કહેવું ? સ્ત્રી-પુરુષ-સંબંધ કેવળ કામભોગ માટે હોય છે. એમ તો કોઈ નહીં કહે. આ સંબંધ સાથે વૈયક્તિક-પારિવારિક-સામાજિક-સાંસ્કૃતિક અનેક પ્રશ્નો સંકળાયેલા છે. એ પ્રશ્નો પ્રત્યે તે કાળનો બૌદ્ધિક વર્ગ – સાહિત્યકાર વર્ગ અભિમુખ થયો નહીં હોય ? એ વર્ગ અભિમુખ થયો હોય તો આવી રચનાઓ સર્જાય ? આદર પામે ? (આ કાવ્યના ટીકાકારોની સંખ્યા જ લગભગ પચીસેકની થવા જાય છે !) અહીં તો વિદગ્ધ વર્ગ આગળ આ પ્રશ્ન મૂકીને જ સંતોષ લઈએ. અલબત્ત, આ પ્રશ્ન છતાંયે આ રચનામાં ઘણું એવું કાવ્યગત તત્ત્વ આપણને મળે છે, જેણે આ કાવ્યને અદ્યાપિ પર્યંત ટકી રહેવાનું બળ આપ્યું છે. એ તત્ત્વનો તો કાવ્યના પ્રત્યક્ષ સંપર્કે જ ખ્યાલ આવી શકે.



પરિશિષ્ટ

# મહાકવિ અશ્વઘોષ અને તેમનાં મહાકાવ્યો

વિજય પંડ્યા

## જીવન

'કરુણાનું શસ્ત્ર' લઈને અવતરેલા ભગવાન બુદ્ધનું સ્થાન જગતમાં આંગળીના વેઢે ગણી શકાય તેટલા મહાપુરુષોમાં પણ અનન્ય છે. એમનું જીવન સદીઓથી અનેક પ્રતિભાવંત કલાકારો, કવિઓ અને ચિંતકોને આકર્ષતું આવ્યું છે. 'બુદ્ધચરિત' અને બુદ્ધના જીવનને સ્પર્શતું 'સૌન્દરનન્દ' એ બે મહાકાવ્યોમાં બુદ્ધના ચરિત્રને આલેખનાર અશ્વઘોષનું એ પ્રતિભાશાળી કલાકારવૃન્દમાં પણ સ્થાન આગવું છે.

સમયની દૃષ્ટિએ તો અશ્વઘોષ કદાચ પ્રથમ છે જ. પણ ઇતિહાસથી નિરપેક્ષ દૃષ્ટિએ કલાની કસોટીએ તેની કૃતિઓને ચઢાવીએ તો પણ આ કલાકારોની ઝળહળતી શ્રેણીમાં અશ્વઘોષ અનોખું સ્થાન ધરાવે છે. આ હકીકત બીજી રીતે પણ પ્રમાણિત થાય છે. પ્રાચીન કાળમાં કંઈક અંશે ભારતમાં ઉપેક્ષિત રહેલો આ સર્જક આધુનિક યુગમાં પણ અનેક વિદ્વાનોના અભ્યાસનો વિષય બન્યો છે. ફ્રાન્સ, જર્મની ઇંગ્લેન્ડ, જાપાન, અમેરિકા, હોલેન્ડ, બેલ્જીઅમ, ઈટાલી, રશિયા અને તિબેટ જેવા દેશોના સિલ્વાં લેવી, કીલર્ટાર્ન, સ્પેયર, વિન્ટરનિટ્ઝ, વિન્ડીશ, લ્યુમન, લ્યૂડર્સ, યાકોબી, થોમસ, કીથ, ગૂર્નર, બ્યોડો, એને સાકી, કિમુર, ટોપકીન્સ, કર્ન, પાઉસીન, સ્ટ્રૌસ, શ્રેડર, હુલ્ટઝેશ, કોમીશી, ગ્રાવોન્સી, વાસીલજ્યૂ, કેપ્પલેર અને બાલ્મોન્ટ જેવા વિદેશી વિદ્વાનોએ અશ્વઘોષના જીવન અને સર્જનના કોઈને કોઈ પાસા વિશે ઊંડો અભ્યાસ કર્યો છે. ભારતના જોગલેકર, નન્દરગીકર, સોવાની, ભંડારી, બી. સી. લૉ અને છેલ્લા પણ મહત્ત્વના વિશ્વનાથ ભટ્ટાચાર્ય જેવા વિદ્વાનોએ પણ પોતાનું બહુમૂલ્ય પ્રદાન કર્યું છે.

કવિના જીવનની વિગતો મળે છે તે પરસ્પર એટલી ગૂંચવણભરી, વિરોધી અને સંદિગ્ધ છે કે કર્ન જેવા વિદ્વાને એક કાળે એવો ઉદ્ગાર કાઢેલો કે અશ્વઘોષ નામની કોઈ ઐતિહાસિક વ્યક્તિ હતી જ નહીં, પણ એ તો શિવના એક સ્વરૂપ કાલનું મૂર્તીકરણ છે.

પણ આપણે અશ્વઘોષના જીવન વિશે પ્રમાણમાં ઓછી વિવાદાસ્પદ વિગતોનો પરિચય મેળવીશું. અશ્વઘોષની પ્રમાણભૂત ઠરેલી કૃતિઓની લગભગ સરખી પુષ્પિકા (आर्य सुवर्णाक्षीपुत्रस्य साकेतकस्य भिक्षोराचार्यभदन्ताश्वघोषस्य महाकवेर्महावादिनः कृतिरियम् ।) ના આધારે આટલી માહિતી તારવી શકીએ તેમ છીએ.

અશ્વઘોષની માતાનું નામ સુવર્ણાક્ષી હતું. માતૃનામ જાળવવાની પ્રથા ઘણું કરીને બ્રાહ્મણકુટુંબોમાં હતી અને તેથી અશ્વઘોષ બ્રાહ્મણજ્ઞાતિનો હશે એમ સ્હેજે ધારી શકાય. વળી, તેની કૃતિઓમાંથી પણ અશ્વઘોષનો બ્રાહ્મણસંસ્કૃતિના ગ્રંથોનો નિકટનો પરિચય છતો થાય છે. એટલે તેનો બ્રાહ્મણકુટુંબમાં જન્મ થયો હશે એટલું જ નહીં, પણ બ્રાહ્મણ-

સંસ્કૃતિના વાતાવરણમાં ઉછર્યો હશે, તે અનુસારનું શિક્ષણ લીધું હશે અને પછી તેણે બૌદ્ધધર્મ અંગીકાર કર્યો હશે, અશ્વઘોષનાં બે મહાકાવ્યો 'બુદ્ધચરિત' અને 'સૌન્દરનન્દ' તથા નાટક 'શારિપુત્રપ્રકરણ'નાં કથાવસ્તુ પણ ધર્મપરિવર્તન અથવા ધર્મ-સ્વીકાર સાથે સંબંધ ધરાવે છે.

વિચિત્ર જણાતા નામ 'અશ્વઘોષ'ને સમજાવવા કપોલકલ્પિત કથાઓ તેના નામની આસપાસ ગૂંથાઈ છે. સમ્રાટ કનિષ્કે મગધના રાજાને મુક્ત કરવાની શરતરૂપે તેના દરબારના કવિ અશ્વઘોષની માગણી કરી. રાજાએ અશ્વઘોષનું મહત્ત્વ દર્શાવવા પહેલાં ભૂખ્યા રાખેલા ઘોડાઓ સમક્ષ ઘાસ નીર્યું ને બીજી બાજુ અશ્વઘોષે પોતાનો ઉપદેશ શરૂ કર્યો. તો ઘોડાઓએ ઘાસ ખાવાને બદલે અશ્વઘોષનો ઉપદેશ સાંભળ્યો. બીજી એક કથા પ્રમાણે અશ્વઘોષના જન્મ સમયે ઘોડાઓએ હણહણાટ કર્યો હતો. ત્રીજી દંતકથા પ્રમાણે કવિ 'અશ્વઘોષ' એટલા માટે કહેવાયો કે તેણે પોતાના વીણાવાદનથી ઘોડાઓને વશ કરેલા. આ બધી કથાઓ પરથી એવું ફલિત થાય છે કે 'અશ્વઘોષ' એ કવિનું ઉપનામ હતું.

અશ્વઘોષ એ જ એક અશ્વઘોષ-રાજ નામનો રાજવી એમ પણ નામસામ્યને કારણે એકરૂપતા સધાઈ છે. પણ પરંપરા અશ્વઘોષ રાજા હતો એવું કહેતી નથી. વળી, અશ્વઘોષની ખ્યાતિ ખૂબ પ્રસરવાને કારણે તેના સમકાલીન અથવા અનુકાલીન માતૃચેટ, કુમારલાત કે આર્યદેવ જેવા લેખકો સાથે પણ અશ્વઘોષની ભૂલભરેલી એકરૂપતા સાધવામાં આવી છે. પરિણામે આ લેખકની કૃતિઓ પણ અશ્વઘોષના નામે ચઢાવવામાં આવી છે.

પુષ્પિકા પ્રમાણે અશ્વઘોષ 'સાકેતક' એટલે કે સાકેતનો, અયોધ્યાનો રહેવાસી છે. 'આર્યમંજુશ્રીકલ્પ' ગ્રંથમાં 'અકારાખ્યો યતિઃ' તરીકે ઉલ્લેખ પામેલાને જો આપણે અશ્વઘોષ માનીએ ('અ'થી નામનો આરંભ થાય છે ને!) તો તેને 'સાકેતક પુર વાસ્તવ્યઃ' અયોધ્યાનો રહેવાસી તરીકે ગણાવ્યો છે એ નિર્દેશ અશ્વઘોષના અયોધ્યાના રહેવાસી હોવાની વિગતને અનુમોદન આપનારી છે. હુ-એન-ત્સંગ પણ તેને પૂર્વના રહેવાસી તરીકે ઓળખાવે છે. અશ્વઘોષ પર રામાયણની ઊંડી અસર વર્તાય છે એ હકીકત સ્વતંત્રપણે ભલે અશ્વઘોષના અયોધ્યાવાસી હોવાની વિગતને અનુમોદન ન આપી શકે, કારણ કે રામાયણે તો આખા દેશ પર પ્રભાવ પાથર્યો છે, પણ ઉપરોક્ત વિગતોની સાથે આ હકીકત પોતાનું મહત્ત્વ જરૂર ધારણ કરે છે.

પુષ્પિકામાં તે 'ભદન્ત' આચાર્ય અને 'મહાવાદિન્' કહેવાયો છે. 'મહાવાદિન્' બિરૂદ તેની શાસ્ત્રાર્થ કરવાની શક્તિનો તેમજ તે શક્તિથી અન્ય વિદ્વાનોનો પરાજય કર્યાની કથાઓનો નિર્દેશ કરે છે. વળી, તે મૂળ તો બ્રાહ્મણ જ્ઞાતિનો હતો અને પછીથી ચીની કથા પ્રમાણે પાર્શ્વ અથવા તો પૂર્ણ અથવા તો પુણ્યયશસ્‌ના પ્રભાવ હેઠળ આવી બૌદ્ધધર્મનો તેણે સ્વીકાર કર્યો. હુ-એન-ત્સંગ નોંધે છે તેમ આધ્યાત્મિક સિદ્ધિઓ ત્રિયાન-શ્રાવકયાન્, પ્રત્યેક બુદ્ધયાન અને બોધિસત્ત્વયાન્ એમ ત્રણે યાનને આવરી લેનારી હતી.

અશ્વઘોષ બૌદ્ધધર્મની કઈ શાખાને અનુસરનારો હતો તેના વિશે વિદ્વાનોમાં મતભેદ છે. ચીની પરંપરા અશ્વઘોષને સર્વાસ્તિવાદી ગણે છે, પણ

સિવાયનાં બે નાટકોના અશ્વઘોષના કર્તૃત્વ વિશે ચોક્કસ કશું કહી શકવા માટે વધુ પૂરાવાની જરૂર છે એમ જ્હોન્સ્ટન માને છે. તો, આ પ્રશ્નનો જેણે ઊંડો અભ્યાસ કર્યો છે તે વિશ્વનાથ ભટ્ટાચાર્ય આ નાટક-ત્રય મતને સ્વીકારતા નથી. તેમના મત પ્રમાણે લ્યુડર્સ જેને જુદાં જુદાં નાટકોના ખંડિત ભાગ ગણે છે તે વાસ્તવમાં શારિપુત્રપ્રકરણના જ ભાગ છે.

(૪) રાષ્ટ્રપાલનાટક–આ પણ અશ્વઘોષની કૃતિ છે એમ વિશ્વનાથ ભટ્ટાચાર્ય માને છે. આ નાટક મળતું નથી; પણ તેના વિશેના ઉલ્લેખો, બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણગ્રંથોમાં મળે છે. રાષ્ટ્રપાલ નામના પાટલિપુત્રના રાજા બૌદ્ધધર્મ અંગીકાર કરે છે એ આ નાટકનું કથાવસ્તુ જણાય છે.

જે ક્રમમાં આપણે આ ચારે કૃતિઓને ચર્ચી તે જ તેમનો રચનાક્રમ હોવાનું જણાય છે

આ ચાર સિવાય વજ્રસૂચિ, ગન્ડીસ્તોત્ર, ગાથા, નૈરાત્મ્યપરિપૃચ્છા, અને અન્ય તિબેટી અને ચીની ગ્રન્થો મળીને વીસેક કૃતિઓ પર અશ્વઘોષનું કર્તૃત્વ આરોપવામાં આવ્યું છે, પણ તેના વિશે ચોક્કસ કહેવા માટે હજુ વધારે સંશોધન અને પ્રમાણની જરૂર છે.

## બુદ્ધચરિત

### કથાસાર

ભગવત્પ્રસૂતિ નામનો પહેલો સર્ગ : શાક્યવંશના રાજા શુદ્ધોદનની પત્ની મહામાયાએ કપિલવાસ્તુ નગરની પાસે આવેલા લુમ્બિની નામના વનમાં એક પુત્રને જન્મ આપ્યો. પુત્ર સૂર્ય સમાન અતિ દેદિપ્યમાન હોવા છતાં નેત્રોને ચન્દ્ર સમાન શીતળ હતો. પુત્રના જન્મ સમયે ઘણા ચમત્કાર થયા. આકાશમાંથી શીતળ અને ઉષ્ણ જળના પ્રવાહોથી તેના મસ્તકે અભિષેક થયો. યક્ષાધિપો હાથમાં સુવર્ણકમળો લઈને આદરપૂર્વક કુમારનું રક્ષણ કરતા તેની આસપાસ ઊભા રહ્યા. દેવોએ પણ શ્વેત છત્રને અંતરીક્ષમાં ધરી રાખ્યું ને પ્રાર્થના કરી કે કુમારને જ્ઞાનપ્રાપ્તિ થાય. મોટામોટા નાગો તેને પંખો નાખવા લાગ્યા, અને મન્દારપુષ્પો અર્પણ કર્યાં. ચન્દન અને કમળોની વર્ષા થઈ. રાજનિવાસની પાસે જ એક કૂપ આપોઆપ ઉદ્ભવ્યો, જેનો અંતઃપુરના સભ્યોએ તીર્થ તરીકે ઉપયોગ કર્યો.

અસિત નામના મુનિ તે 'જન્મના અંત લાવનારના જન્મ' વિશે જાણીને શુદ્ધોદનના મહેલમાં આવ્યા. રાજાએ તેમને નવજાત શિશુ બતાવતાં મુનિની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. રાજાએ ગભરાઈ જઈને કારણ પૂછતાં મુનિએ કહ્યું 'કુમારનું કશું અશુભ નથી. હું તો મારી નિરાશથી રડું છું. મારો વિદાયનો સમય આવી પહોંચ્યો છે અને કુમારના જ્ઞાનનો લાભ મને મળશે નહીં. કુમાર દુઃખમાં સબડતી દુનિયાનો પોતાના જ્ઞાનથી ઉદ્ધાર કરશે.'

શુદ્ધોદનને આવું સાંભળીને આનંદ તો થયો, પણ સાથે સાથે હૃદયમાં ચિંતા થઈ. રાજારાણી નગરમાં આવ્યાં

અંતઃપુરવિહાર નામનો બીજો સર્ગ : કુમારના જન્મની સાથે રાજાની સમૃદ્ધિ વધતી ગઈ. રાજ્યમાં સુખશાંતિ વધતી ગઈ, ઋતુચક્ર નિયમિત બન્યું.

દાક્ષિણ્યનો કોઈ અર્થ નથી'. આ રીતે કુમારે બધી જ સ્ત્રીઓને નકારી. રાજાએ જ્યારે આ પ્રમાણે સાંભળ્યું ત્યારે તેને આખી રાત ઊંઘ ન આવી અને મંત્રીઓ સાથે લંબાણપૂર્વક મંત્રણાઓ કરીને નિર્ણય પર આવ્યા કે કુમારને વિષયોપભોગમાં ડૂબેલો રાખવા સિવાય બીજો કોઈ રાસ્તો નથી.

અભિનિષ્ક્રમણ નામનો પાંચમો અંક : શાક્યકુમાર આમ વિષયોથી વીંટળાએલો રહેતો હોવા છતાં વિષદિગ્ધ બાણથી ઘવાએલા સિંહની જેમ બેચેન રહેતો હતો. પછી એકવાર રાજાની અનુજ્ઞાથી વનભૂમિ નિહાળવા તે નગર બહાર ગયો. ત્યાં જમીન ખેડાતી જોઈ અને કોહેલાં જંતુઓને જોઈને તેમ જ ખેડૂતો અને બળદોને કષ્ઠભરી સ્થિતિમાં જોઈને ખૂબ દુઃખ થયું. આ રીતે વિનાશને જોઈને તેણે વિચાર્યું. 'અરે આ કેટલું બધું દુઃખકારક છે!' પછી પોતાના મિત્રોને પોતાને અનુસરતા રોકીને એક જાંબૂવૃક્ષ નીચે બેસીને ચિંતન કરવા લાગ્યો. તેવામાં એક સાધુ કુમારના જોવામાં આવ્યો. કુમારે તેને પૂછતાં સાધુએ જવાબ આપ્યો, 'હું મોક્ષની શોધમાં છું અને અપૂજ મંદિર, જંગલ કે ટેકરી કે ઝાડ નીચે રહું છું અને ભિક્ષાથી મારો નિર્વાહ ચલાવું છું.' તે નગરમાં પાછો આવીને રાજા પાસે જઈને પરિવ્રાજક બનવાની અનુજ્ઞા માગે છે. પ્રહાર પામેલા વૃક્ષ જેવા થઈ ગયેલા રાજાએ 'આ સાધુ બનવાની ઉંમર નથી, વળી પિતાનો ત્યાગ કરીને સાધુ બનીશ તો ધર્મને બદલે અધર્મ થશે' વગેરે વાતોથી કુમારને સમજાવવાનો પ્રયત્ન કર્યો. કુમારે રાજા જો પોતાને ચાર બાબતોની ખાત્રી આપે તો પોતે સાધુ નહીં બને એમ કહીને ચાર બાબતો જણાવી; 'મારું મરણ નહીં થાય, મારા આ સ્વાસ્થ્યને રોગ હરી નહીં લે, વૃદ્ધાવસ્થા યૌવન નષ્ટ નહીં કરે અને વિપત્તિ આ સંપત્તિનો નાશ નહીં કરે!' રાજા એવી ખાત્રી તો આપી શકતા નથી, પણ સાધુ બનવાની પણ અનુજ્ઞા આપતા નથી. રાત્રે દેવોએ કુમારનો નિશ્ચય જાણીને બધાંને ઊંઘમાં નાખી દીધા. ઊંઘમાં પડી ગએલી સ્ત્રીઓના ઘૃણાસ્પદ દેખાવનું કુમારને દર્શન થયું. કોઈકના ઊઘાડા મોઢામાંથી થૂંક નીકળતું હતું. આવું વિકૃત દૃશ્ય જોઈને કુમારને તિરસ્કાર થયો. પોતાના અશ્વપાલ છન્દકને ઊઠાડયો ને કન્થક ઘોડાને લાવવા કહ્યું. અશ્વપાલ પણ કોઈનાથી પ્રેરાતો હોય તેમ ઘોડો લઈ આવ્યો. ઘોડો પણ જરાય અવાજ ન થાય એ રીતે વર્તવા લાગ્યો. નગરના દરવાજાઓ આપોઆપ ખુલી ગયા. કુમાર નગરની બહાર નીકળી ગયો, અને સવાર પડતાં સુધીમાં તો તે ઘણા જોજન દૂર નીકળી ગયો.

છન્દકનિવર્તન નામનો છઠ્ઠો સર્ગ : સૂર્યોદય થતાં કુમારે ભાર્ગવનો આશ્રમ જોયો. ઘોડા પરથી ઊતરીને છન્દકની પોતા તરફની ભક્તિની પ્રશંસા કરી. પોતાનાં આભૂષણો છન્દકને આપી તેને ઘોડા સાથે પાછા વળવાનું કહ્યું. રાજા પોતાને માટે શોક ન કરે, એવો સંદેશો આપ્યો. અશ્વપાલને કુમારે કહ્યું કે ' કુમારમાં સદ્‌ગુણોનો અભાવ છે એમ ત્યાં નગરમાં તું કહે જે, જેથી મારા તરફનો રાજાનો સ્નેહ નષ્ટ થાય.' છન્દક આ બધું 'સાંભળતાં ભાંગી પડ્યો. કાદવમાં ખૂંપતા હાથીના જેવું તેનું મન બન્યું. સારથિએ કુમારને પાછો વળવા વિનંતી કરી, જેનો કુમારે સ્વીકાર ન કર્યો. પોતે રાજાને શું

કહેશે? કુમાર વગર નગરમાં તે પાછો કેવી રીતે જઈ શકશે? અને તમારામાં ગુણોનો અભાવ છે એવું કઈ રીતે કહી શકાય? અને કોણ માને? કુમારે કપિલવસ્તુના લોકોને કહેવા જણાવ્યું કે 'જન્મમૃત્યુનો ક્ષય કરીને તે જલ્દીથી પાછો આવશે અથવા તો જો એ સિદ્ધ નહીં થાય તો પોતે નાશ પામશે.' કુમારે તલવારથી પોતાના સુન્દર કેશ કાપી નાખ્યા. અંતરીક્ષમાંથી ઊતરી આવેલા કોઈકની પાસેથી ભગવાં વસ્ત્રો પહેરી લીધાં. રડતા છંદકને છોડીને કુમાર આશ્રમમાં પ્રવેશ્યો. છન્દક ઘોડા કન્થક સાથે નગરના રસ્તે વિલાપ કરતો, પડતો, આખડતો પાછો વળ્યો.

તપોવનપ્રવેશ નામનો સાતમો સર્ગ : કુમાર તપોવનમાં પ્રવેશે છે. ત્યાં શરીરને કષ્ટ આપે તેવાં જાતજાતનાં તપ ત્યાંના તપસ્વીઓ કરે છે. કુમારને જાણવા મળે છે કે આ પ્રકારના તપના પુણ્યથી સ્વર્ગ મળે છે. કુમારને શરીરને કષ્ટ આપીને સ્વગના અનિત્ય સુખ પ્રાપ્તિનો માર્ગ અસંતોષકારક જણાયો, કારણ કે તેમાં જન્મમરણનો તો છેદ હતો નહીં. એટલે કુમારે તપોવનનો ત્યાગ કર્યો. એક તપસ્વીએ દર્શાવ્યા પ્રમાણે અરાડ મુનિના આશ્રમ તરફ જતો રસ્તો તેણે પકડયો.

અન્તઃપુરવિલાપ નામનો આઠમો સર્ગ : છન્દકને ને ઘોડાને કુમાર વગર આવેલા જોઈને નગરમાં શોક છવાઈ ગયો. સ્ત્રીઓ વિલાપ કરવા લાગી, રાજાની રાણીઓ રુદન કરવા લાગી. શોકાતુર યશોધરા છન્દકને ઠપકો આપવા લાગી, 'તમો ત્રણ ગયા હતા ને બે પાછા આવ્યા છો! તું (છન્દક) શા માટે રડે છે! તેં તો આ અનાર્ય કૃત્ય કર્યું છે. આંસુ તારા કર્મ સાથે સંવાદ ધરાવતાં નથી. મારા સ્વામી હવે કદી પાછા આવશે નહીં. તારો શ્રમ ફળ્યો છે. આ ઘોડો કન્થક પણ મારો વિનાશ ઝંખતો હોવો જોઈએ. જતી વખતે જરા પણ અવાજ ન કર્યો અને હવે જોરજોરથી હણહણે છે.' છન્દકે કુમારના ગૃહત્યાગ-સમયના ચમત્કારો કહ્યા. રાજા પણ ધૈર્ય ત્યજીને વિલાપ કરવા લાગ્યો. મંત્રીએ રાજાને આશ્વાસન આપ્યું, અસિત મુનિની આવી ભવિષ્યવાણી હતી તેની યાદ અપાવી અને કુમારને પાછો લાવવા હજુ પણ પ્રયત્ન કરી શકાય એમ જણાવ્યું. રાજાએ મંત્રી અને પુરોહિતને કુમારને પાછો લઈ આવવા મોકલ્યા.

કુમારાન્વેષણ નામનો નવમો સર્ગ : મંત્રી અને પુરોહિત કુમારની શોધમાં ભાર્ગવ મુનિના આશ્રમમાં ગયા. ત્યાંથી કુમાર અરાડમુનિના આશ્રમમાં ગયો છે એવું જાણતાં ત્યાં ગયા. કુમારને મળ્યા. કુમારને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ કુમાર પોતાની વાતને વળગી રહ્યો : 'જે લોકો પોતાના વ્રતનો ત્યાગ કરીને ફરી સંસારી બન્યા હોય તે આ બાબતમાં પ્રમાણભૂત ગણાય નહીં. ધર્મનું આચરણ તો કોઈ પણ સમયે થઈ શકે છે એમ જણાવ્યું.' કુમારે પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો : 'સળગતા અગ્નિમાં પ્રવેશ કરીશ, પણ અકૃતાર્થ હું મહેલમાં પાછો નહીં આવું.' એમ કહીને કુમારે ત્યાંથી ચાલવા માંડ્યું. મંત્રીપુરોહિત ક્યાંય સુધી કુમારને જતા જોઈ રહ્યા, ને નિરાશ થઈને 'રાજાને કેવી રીતે મોઢું બતાવીશું' એવી વિમાસણ અનુભવતા નગર તરફ પાછા વળ્યા.

શ્રેણ્યાભિગમન નામનો દસમો સર્ગ : કુમાર

રાજગૃહ આવ્યો ને તેના વ્યક્તિત્વથી ત્યાંના લોકો બહુ પ્રભાવિત થયા. જે બીજી દિશામાં જતો હતો તે સ્થિર ઊભો રહી ગયો. જે રસ્તા વચ્ચે હતો તે તેને અનુસરવા લાગ્યો. જે ઝડપથી ચાલતો હતો તે ધીમો પડી ગયો, જે બેસી રહ્યો હતો તે ઊભો થઈ ગયો. લોકો એકત્ર થઈ ગયા. મગધ દેશના રાજા શ્રેણ્યે આ વાત જાણી. તે પણ પાંડવા પર્વત પર થોભેલા કુમારને મળવા ગયા અને પોતાના રાજ્યનો અર્ધો ભાગ તેને આપવા કહ્યું : 'અત્યારે યુવાવસ્થામાં તો ભોગો જ ભોગવવાના હોય ને વૃદ્ધવસ્થામાં ધર્માચરણ કરવાનું હોય.' પણ કુમાર આવી વાતો સાંભળીને જરા પણ વિચલિત થયો નહીં.

કામવિગર્હણ નામનો અગિયારમો સર્ગ : કુમારે રાજાને પ્રત્યુત્તર વાળ્યો કે 'કામોપભોગથી કદી સંતોષ થતો નથી. કામોપભોગ તો વિષ છે અને તેનાથી ઉપજતું સુખ ક્ષણિક છે. કામોપભોગ તો ક્રુદ્ધ ઉગ્ર સર્પ જેવો છે અને તેનાથી તો વિનાશ જ સર્જાય છે. કામોપભોગનું સુખ એ સુખ હોય તો પણ નકારાત્મક સુખ છે. જેમ કે પાણી તરસ છિપાવે છે, ખોરાક ભૂખ દૂર કરે છે. વળી, ચક્રવર્તી-પણું અને ગુલામી એ બેમાં પણ બહુ ફેર નથી. વળી, વૃદ્ધાવસ્થામાં ધર્માચરણ થશે જ એવું કહી શકાય નહીં. તમો મારા ખરા મિત્ર હો તો તમારે એમ કહેવું જોઈએ કે 'તું પ્રતિજ્ઞાનું પાલન કર.' હું અરાડ મુનિને મળવા આવ્યો છું અને હમણાં જ જાઉં છું.' શ્રેણ્ય રાજાએ વિનંતિ કરી કે તમો જ્યારે તમારું કાર્ય સિદ્ધ કરીને આવો ત્યારે મારા પર કૃપા કરજો ! રાજકુમારે તે પ્રમાણેનું વચન આપીને ત્યાંથી વિદાય લીધી.

અરાડદર્શન નામનો બારમો સર્ગ : અરાડ-મુનિએ કુમારને સાંખ્યદર્શન દ્વારા મોક્ષનો માર્ગ બતાવ્યો. પણ કુમારને આ દર્શનમાં પણ કેટલીક ખામીઓ જણાઈ અને તેથી તે અરાડને ત્યજીને ઉદ્રકમુનિના આશ્રમમાં ગયો. ત્યાં પણ ઉદ્રકમુનિના તત્ત્વચિંતનથી સંતુષ્ટ ન થતાં ગયમુનિના નગરી નામના આશ્રમમાં આવ્યો. ત્યાં તેણે દેહદમન કરીને તપ કરતા પાંચ તપસ્વીઓને જોયા. કુમાર પણ તેમની જેમ શરીરનું દમન કરવા લાગ્યો, પણ છેવટે વિચાર્યું કે, આ રીતે ધ્યેય સિદ્ધ થશે નહીં. દુર્બલથી મોક્ષ પ્રાપ્ત થાય નહીં. માટે ખોરાક લેવો જોઈએ. આમ વિચાર કરતો તે કૃશકાય નિરંજના નદીના કિનારે બેઠો હતો ત્યાં દૈવી પ્રેરણાથી એક ગોપકન્યા નન્દબલા ત્યાં આવી. તેણે દૂધની ખીર કુમારને ધરી. દૂધની ખીર ખાવાથી કુમારને બોધિ-જ્ઞાન માટેનું સામર્થ્ય પ્રાપ્ત થયું. પાંચ સાધુઓએ 'આણે તો પવિત્ર માર્ગનો ત્યાગ કર્યો છે' એમ વિચારીને પાંચ મહાભૂતોથી મુક્ત આત્માને ત્યજે તેમ ત્યજી દીધો. કુમાર પછી પીપળાના વૃક્ષ નીચે બેઠો. એ સમયે સર્પોના રાજા કાલે આવી કહ્યું 'આજે તમે બુદ્ધ થશો ! શાક્યકુમારે પદ્માસન વાળીને પ્રતિજ્ઞા લીધી કે 'જ્યાં સુધી હું મારું કાર્ય સિદ્ધ ન કરું ત્યાં સુધી આ આસન છોડીશ નહીં'. પશુપક્ષીઓ શાંત થઈ ગયાં, વનનાં વૃક્ષો પણ પવનનો વેગ હોય તો પણ ખખડાટ વગરનાં બની ગયાં.

મારવિજય નામનો તેરમો સર્ગ : શાક્ય-મુનિને ધ્યાનસ્થ દશામાં બેઠેલા જોઈને માર અત્યંત ઉદાસીનતા અનુભવવા લાગ્યો. મારના મનની આવી

અવસ્થા જોઈને તેના ત્રણ પુત્રો વિભ્રમ, હર્ષ અને દર્પ અને ત્રણ પુત્રીઓ અરતિ, પ્રીતિ અને તૃષાએ મારને કારણ પૂછ્યું. મારે કારણ જણાવ્યું અને પોતાનાં સંતાનો તેમજ સેના સાથે મુનિનો વ્રતભંગ કરવા પહોંચ્યો. પ્રથમ તો મારે તેને ધર્મનો માર્ગ છોડી દેવા સમજાવ્યું પણ મુનિ અવિચલ રહ્યા. એટલે મારે તેમને બાણ માર્યું. જે બાણથી શંભુ વિચલિત થયા હતા તે બાણની પણ મુનિ પર કોઈ અસર ન થતાં, પોતાના સૈન્ય સાથે તે મુનિને ડરાવવાનો અને વિચલિત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. ભયંકર દેખાવવાળા તેમણે હાથમાં વૃક્ષો, ભાલાઓ, ગદાઓ, તલવારો, ત્રિશૂળ વગેરે લીધાં હતાં. બોધિવૃક્ષના મૂળની આસપાસ બધા મુનિને ઘેરીને ઊભા રહ્યા હતા. આ બન્ને વચ્ચેનો આવો સંઘર્ષ થતાં આકાશે પોતાની તેજસ્વિતા ગુમાવી દીધી. પૃથ્વી કંપવા લાગી. દિશાઓ સળગવા લાગી. પવન દરેક દિશામાં ફૂંકાવા લાગ્યો, અને ચારે બાજુ ઘોર અંધારું ફેલાઈ ગયું. કોઈકે મુનિને ગદાથી પ્રહાર કરવા હાથ ઉપાડ્યો તો હાથ હવામાં સ્થિર થઈ ગયો, કોઈક વૃક્ષો ને ખડકો ઊખાડીને મુનિ તરફ ફેંકવા ગયા પણ તે તેમ કરી ન શક્યા અને પોતે જ નીચે પડી ગયા. ખડકો, વૃક્ષો અને પરશુઓ અંતરીક્ષમાં લટકતાં રહ્યાં, આ રીતે ફેંકાએલું પર્વતશિખર પણ હવામાં લટકતું રહ્યું. 'સળગતા કોલસાઓ ફેંકાયા, તો તે બોધિવૃક્ષના મૂળમાં કમળોની પાંખડીઓ થઈને પડી ગયા. પણ મુનિ વિચલિત ન થયા. એક દૈવી સત્ત્વે મારને કહ્યું : 'આ તો સંસારને મુક્તિ અપાવનાર મુનિ છે. આજે આ મુનિના બોધની ઘડી આવી પહોંચી છે. અત્યારે તે પૃથ્વીના નાભિસ્થાનમાં બેઠા છે, અને તેમને વિચલિત કરી શકાશે નહીં.' એમ સાંભળતાં માર પોતાના સૈન્ય સાથે ત્યાંથી ચાલ્યો ગયો. મુનિ વિજયી બન્યા. ચન્દ્ર સાથેનું આકાશ સ્મિતવતી કન્યાની જેમ ચમકવા લાગ્યું અને સુગંધી પુષ્પોની વર્ષા થઈ.

બુદ્ધત્વપ્રાપ્તિ નામનો ચૌદમો સર્ગ : મુનિને બુદ્ધત્વની પ્રાપ્તિ થાય છે. રાત્રિના પ્રથમ પ્રહરનાં ભગવાન બુદ્ધ પોતાના હજારો પૂર્વજન્મો નિહાળે છે. આ સંસારચક્રને નિહાળીને તે નિશ્ચય પર આવે છે કે, સંસાર કદલીગર્ભની સમાન નિઃસાર છે, બીજા પ્રહરમાં આખો સંસાર દર્પણથી જેમ બુદ્ધને દેખાય છે. સર્વ પ્રાણીઓનાં મૃત્યુ અને પુનર્જન્મ દેખાવા લાગ્યાં, તેમની નારકીય યાતનાઓ પણ દેખાઈ. આ સર્ગ અધૂરો છે અને તેના માત્ર ૩૧ શ્લોક સંસ્કૃતમાં મળે છે.

## બુદ્ધચરિત : પરોઢની તાજગી

સૌન્દરનન્દને અંતે અશ્વઘોષ લખે છે 'મોક્ષના હેતુથી લખાએલી આ કૃતિ શાંતિપ્રદાન અર્થે છે, નહીં કે આનંદ માટે ! (इत्येषा व्युपशान्तये न रत्तये, मोक्षार्थगर्भा कृतिः । ) અશ્વઘોષે બૌદ્ધધર્મના સિદ્ધાંતોનું અસરકારક પ્રતિપાદન કરવા તેમજ સિદ્ધાંતોના પ્રસાર માટે કાવ્યકૃતિઓ રચેલી; પણ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસની કદાચ આ એક આનંદદાયક નાટયાત્મક વક્રતા છે કે આ કાવ્યકૃતિઓ દ્વારા આજે ધર્મપ્રચાર કરતાં કાવ્યાનંદ આપવાનો હેતુ વધુ અસરકારક રીતે સિદ્ધ થઈ આવે છે. અથવા તો એથી ય આગળ વધીને કહીએ તો, એ કૃતિઓના કાવ્યાનંદ

આપવાના ગુણે જ તેમનું સાહિત્યમાં આગવું સ્થાન છે.

બન્ને મહાકાવ્યોની પુષ્પિકામાં અશ્વઘોષ 'આચાર્ય' અને 'મહાકવિ' તરીકે ઓળખાવાયો છે. પણ આચાર્ય કરતાં મહાકવિ પદમાંથી પ્રસૃત કીર્તિ વધારે ટકનારી બની છે. અશ્વઘોષમાં રહેલા કવિને આચાર્ય અશ્વઘોષને કારણે સહન નથી કરવું પડ્યું એમ નથી, પણ અશ્વઘોષના કવિ તરીકેના મૂલ્યાંકનમાં કવિએ પોતે કવિતા કે સાહિત્ય વિશે દર્શાવેલા વિચારો કે પુષ્પિકામાં કવિને અપાએલાં બિરૂદો બાધારૂપ બનવાં જોઈએ નહીં. એ જરૂરી નથી કે પોતાની કાવ્યકૃતિઓ વિશેનાં કવિનાં મંતવ્યો હંમેશાં આપણે પ્રમાણભૂત માનવાં જોઈએ.

એટલે કવિના પોતાના કહેવા પ્રમાણે ધર્મને ધ્યાનમાં રાખીને કવિએ સર્જન કર્યું. એસ. કે. ડે. અશ્વઘોષની તેની કૃતિઓમાં વ્યાપેલી ઊંડી ધાર્મિકતાનો ઉલ્લેખ કરે છે. જ્હોન્સ્ટન તો તેથી તેની ધાર્મિકતા પર ભાર મૂકતાં ત્યાં સુધી કહી નાખે છે, 'It is a fact as a religious poet that he should be considered by the critic.' અન્ય સાહિત્યકારોથી કવિને અલગ તારવવા પૂરતી આ વાત બરાબર હશે, પણ તેની ધાર્મિકતા કે તેની કૃતિઓનું ધાર્મિક વિષયવસ્તુ આપણને તેના સર્જનના યથાર્થ મૂલ્યાંકનમાં નડવું ન જોઈએ. આપણે તે કૃતિઓને સાહિત્યિક કૃતિઓ તરીકે મૂલવવી જોઈએ. એક અંગ્રેજી વિવેચકે કહેલું કે કોઈપણ કૃતિની મહાનતાનાં ધોરણો સાહિત્ય સિવાયનાં ભલે હોય, પણ તે કૃતિની સાહિત્યિકતા તો સાહિત્યનાં ધોરણથી જ મપાય. એક કવિ ધાર્મિક વિચારોથી રંગાએલો છે કહીને તેની કૃતિઓની સાહિત્યિકતા મૂલવવાનું આપણાથી માંડી પણ ન વળાય. અલબત્ત, તેની કૃતિઓની સાહિત્યિકતાને હાનિ જરૂર પહોંચાડે છે. બુદ્ધચરિતનું બારમા સર્ગનું અરાડદર્શન બુદ્ધચરિતની સાહિત્યિક ઊંચાઈ ઓછી કરે છે તો સૌન્દરનન્દમાં ૮, ૯, ૧૧ થી ૧૮ સર્ગોમાં નિરૂપાએલું તત્ત્વદર્શન સૌન્દરનન્દને કાવ્ય તરીકે નષ્ટ કરી નાખે છે. જ્યાં તત્ત્વચિંતન નિરૂપાયું છે ત્યાં પણ અશ્વઘોષે એ દર્શનને આત્મસાત્ કર્યું હોવાથી તે તત્ત્વદર્શન ઘણી વાર અત્યંત રોચક બની જાય છે, ક્યારેક કાવ્યાત્મકતા ધારણ કરી રહે છે. સૌન્દરનન્દમાં એક શ્લોકમાં અત્યંત રોચક ઢબે ચિંતન રજૂ થયું છે. 'સૂત્રથી બંધાએલું પક્ષી જેમ દૂર સુધી જઈને પણ પાછું આવે છે તેમ અજ્ઞાન સૂત્રથી બંધાએલો મનુષ્ય દૂર સુધી જઈને પાછો આવે છે. (૧૧–૫૬) પણ કૃતિના સમગ્ર કલાગુણને આવા તત્ત્વદર્શનનો વિસ્તાર હાનિ પહોંચાડતો હોય છે. પણ એથી કરીને અશ્વઘોષને religious poet તરીકે જ મૂલવવાની વાત કંઈક અંશે ઓછી સાહિત્યિક ભાસે છે. જ્હોન્સ્ટન પોતે અત્યંત સહૃદયી, અને અશ્વઘોષ પ્રત્યે પર્યાપ્ત સહાનુભૂતિ ધરાવનાર અને કવિતાનો કાન ધરાવનાર વિવેચક છે. પણ છતાં, તેના હકનું આપતાં, કવિની શક્તિનો મોકળે મને સ્વીકાર કરતાં જાણે કે, તે સંકોચ અનુભવે છે. તે બુદ્ધચરિતની પ્રસ્તાવનાના અંતમાં કહે છે : 'Let me take leave of As'vasghosa, a Budhist, a scholar, above all a poet who sought other ends and struck other strings than the poets of the classi-

cal epoch, and let us enjoy what he has to give us without attempting to assign him a precise place in that galaxy.'

આપણે પ્રયત્ન તો કરીએ.

અશ્વઘોષ પ્રશિષ્ટ સંસ્કૃત સાહિત્યની દીર્ઘ પરંપરામાં ઉપલબ્ધ કવિઓમાં સમયની દૃષ્ટિએ કદાચ પહેલો કવિ છે. (નન્દરગીકર જેવા વિદ્વાનો તેને કાલિદાસનો અનુગામી માને છે, પણ મોટા ભાગના વિદ્વાનો અશ્વઘોષને કાલિદાસની પહેલાં મૂકે છે.) 'બુદ્ધચરિત' અને 'સૌન્દરનન્દ' એમ બે મહાકાવ્યો લખીને પરવર્તી મહાકાવ્યસ્વરૂપ સાહિત્યના રચયિતાઓમાં તે અગ્રેસર બન્યો છે. તે સાહિત્યના ઇતિહાસમાં એક વિશિષ્ટ સમયપટ પર આવે છે અને તેથી તેની કૃતિઓ પણ કેટલીક વિશિષ્ટતાઓ ધરાવે છે. બુદ્ધચરિત રામાયણ–મહાભારતના સમય પછીનું છે, અને પછીનાં પ્રશિષ્ટ અલંકૃત મહાકાવ્યો પહેલાંનું છે. આ હકીકતના પૃથક્કરણમાં તેનાં મહાકાવ્યોને આપણે બરોબર પ્રીછી શકીએ તેમ છીએ.

રામાયણ–મહાભારતની અસર તેની કાવ્યકૃતિઓમાં પ્રચુર પ્રમાણમાં વર્તાય છે. તે આપણે તેના જીવન વિશે જોયું તેમ 'સાકેતક' છે અને એટલે અયોધ્યાની પૃષ્ઠભૂમિ પર રચાએલા મહાકાવ્ય રામાયણની અસર તો ઝીલે જ. પ્રસંગનિરૂપણ, વર્ણન, પાત્રો વગેરેમાં રામાયણ મહાકાવ્યની અસર તો જણાય જ; પણ કાવ્યની દૃષ્ટિએ વધુ મહત્ત્વની અને સુખદ બાબત એ છે કે નિરૂપણ પરત્વે પણ રામાયણની અશ્વઘોષે અસર ઝીલી છે. વાલ્મીકિ અને વ્યાસનાં નામ સાથે ઉલ્લેખ છે અને એ મહાકાવ્યોનાં પાત્રોનો ઉલ્લેખ પણ તેની કાવ્યકૃતિઓમાં મળે છે. (વાલ્મીકિનો બુ.ચ. ૧–૪૩માં, વ્યાસનો સૌ. ૧–૨૫માં, મહાભારતનો સૌ. ૭–૨૯ માં, પાત્રોનો બુ. ચ. ૮–૮૧, ૪–૧૯, ૬–૩૬ વગેરેમાં) શુદ્ધોદનનું પાત્ર રાજા દશરથના પાત્રાલેખન સાથે સામ્ય ધરાવે છે. સવાર્થસિદ્ધના અંતઃપુરની સ્ત્રીઓનું પાંચમા સર્ગમાં આવતું વર્ણન રાવણના અંતઃપુરની સ્ત્રીઓના વર્ણન સાથે મળતું આવે છે. બુદ્ધિચરિતના આઠમા સર્ગમાં સ્ત્રીઓના વિલાપનું વર્ણન અયોધ્યાકાંડમાં વર્ણિત સ્ત્રીઓના વિલાપ પર આધારિત જણાય છે. કપિલવાસ્તુના વૈભવનું વર્ણન રામાયણ-મહાભારતના વર્ણનોથી પ્રેરિત છે એ જણાઈ આવે છે. બુદ્ધચરિતમાં શાક્યમુનિના માર સાથેના યુદ્ધના વર્ણનમાં પણ રામાયણ–મહાભારતનાં યુદ્ધોના વર્ણનની પ્રેરણા જણાઈ આવે છે.

પોતાની કાવ્યકૃતિઓમાં અશ્વઘોષ શાન્તરસને મહત્ત્વ આપવા માગે છે એ જણાઈ આવે છે. આ બાબતમાં મહાભારતની જ અસર હોવાની સંભાવના છે. તદુપરાંત બુદ્ધચરિતમાં ઉદાયિન અને સર્વાર્થસિદ્ધ વચ્ચેના સંવાદમાં પણ મહાકાવ્યોની અસર વર્તાઈ આવે છે.

મહાકાવ્યોની અસરનું સીધું કલાને લાભકારી પરિણામ એ આવ્યું છે કે, અવનતિકાળનાં (decadent) જે મહાકાવ્યો કહેવાય છે તેનાં દૂષણોથી બુદ્ધચરિત મુક્ત રહ્યું છે. અવનતિકાળનાં મહાકાવ્યો અલંકૃત શૈલીથી લચેલાં વર્ણનોવાળાં, વસ્તુ કરતાં રીતિને વધુ મહત્ત્વ આપનારાં કાવ્યો છે. બુદ્ધચરિતમાં રીતિ કરતાં વસ્તુને વધુ મહત્ત્વ અપાયું છે, અને તેથી કેવળ ભાષાપરાક્રમમાં રાચતી

અવનતિકાળનાં મહાકાવ્યોની અનુભૂતિવર્જિત શૈલી- માંથી બુદ્ધચરિત મહદંશે મુક્ત રહ્યું છે. એ રીતે બુદ્ધચરિત વસ્તુલક્ષી મહાકાવ્ય છે. બુદ્ધચરિતમાં વસ્તુનું નિરૂપણ રસપ્રદ અને કુતૂહલજનક શૈલીમાં અશ્વઘોષે કર્યું છે, એટલે વસ્તુના નિર્વહણમાં અશ્વઘોષે રામાયણને પોતાની સામે આદર્શ તરીકે રાખ્યું છે.

બુદ્ધચરિતમાં અશ્વઘોષ એક ઉત્તમ વાર્તા- કથક તરીકે તરી આવે છે. પ્રસંગોની ગૂંથણીમાં તેની આ કુશળતા જણાઈ આવે છે. એ એક ભવ્ય માનવીના જીવનને વસ્તુ તરીકે લઈને એક ઉદાત્ત કોટિનું કાવ્ય તે રચી શક્યો છે. અલંકૃત મહા- કાવ્યમાં કથા જેવું તો કંઈ હોતું જ નથી. કથા એ તો વર્ણનોને ટાંગવાનો ખીલો માત્ર હોય છે. પણ બુદ્ધચરિતમાં કથાપ્રવાહ ઝડપી અને કુતૂહલને સંકોરનારો બન્યો છે. કવિનો વસ્તુગ્રથન પરત્વેનો અભિગમ અત્યંત બૌદ્ધિક રહ્યો છે એ હકીકત બુદ્ધચરિતને સમગ્ર મહાકાવ્ય-સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે. ભગવાન બુદ્ધનું અનેક દંતકથાઓ અને ચમત્કારોથી ભરપૂર જીવન અશ્વઘોષ સામે હતું, પણ આવા જીવનના આલેખનમાં પણ અશ્વ- ઘોષની દષ્ટિ એક કવિની અને એકંદરે પ્રતીતિ જન્માવી શકે તેવા કથાકારની રહી છે. કાવ્યમાં જે માનવીનું ચરિત્ર આલેખવાનો કવિનો ઉપક્રમ છે એ ચરિત્ર પણ અત્યંત ભવ્ય અને રસપ્રદ છે અને એવા જીવનવૃત્તને કારણે પણ કથાનક રસપ્રદ બન્યું છે. એ વાત સ્વીકાર્યા પછી પણ કવિએ કથાનક પરત્વે, તેની નાની નાની વિગતો પરત્વે સંકલ્પના- પૂર્વકનું ધ્યાન આપીને અશ્વઘોષે પોતાની વસ્તુ- ગ્રથનની અપૂર્વ મેધાનો પરિચય આપ્યો છે.

બુદ્ધચરિત સંસ્કૃતમાં તો ૧૪ સર્ગ સુધીનું મળે છે, પણ તિબેટી અને ચીની ભાષામાં અનુવાદ રૂપે ૨૮ સર્ગ પ્રાપ્ત થાય છે. આ અનુવાદમાં મળતાં કાવ્યને પણ ધ્યાનમાં રાખીએ તો જણાશે કે અશ્વઘોષનું વસ્તુગ્રથન સુઆયોજિત છે. એ. કે. વોર્ડર દર્શાવે છે તેમ કાવ્ય લગભગ સરખી લંબા- ઈના ચાર ભાગ ધરાવે છે, અને એ ચાર ભાગો બુદ્ધના જીવનના ચાર તબક્કાઓ સાથે સંબંધ ધરાવે છે. બુદ્ધના જીવનના દરેક તબક્કાને કવિએ સાત સર્ગ ફાળવ્યા છે. પ્રથમ તબક્કામાં કુમારનો જન્મ, યુવાની અને મહાભિનિષ્ક્રમણ; બીજા તબ- ક્કામાં કુમાર સર્વાર્થસિદ્ધનું અનેક અનુભવો અને પ્રયોગો પછી તેમજ માર સાથેના ભીષણ યુદ્ધ પછી ભગવાન બુદ્ધ બનવું; બુદ્ધ પોતાના જ્ઞાનનો પ્રચાર કરે છે, રાજવીનું ધર્મપરિવર્તન કરે છે વગેરે ;ત્રીજા તબક્કામાં અને ચોથામાં બુદ્ધનું નિર્વાણ વર્ણવ્યું છે. વળી, ચારે તબક્કાઓ ચાર વિશેષ સ્થળો સાથે સંબંધ ધરાવે છે. પહેલાં તબક્કાનું મહત્ત્વનું સ્થળ કપિલવાસ્તુ, બીજાનું મગધમાં આવેલી ગયાનગરી જ્યાં બુદ્ધને જ્ઞાન પ્રાપ્ત થયું, ત્રીજામાં જ્યાંથી ઉપદેશ શરૂ કર્યો તે વારાણસી પાસેનો સારનાથ સ્તૂપ, અને ચોથા તબક્કામાં જ્યાં બુદ્ધ નિર્વાણ પામ્યા તે કુશીનગરી. આ પ્રમાણે બુદ્ધના જીવનને ચાર તબક્કામાં વહેંચી દઈને કેટલીક મહત્ત્વની ઘટનાઓને ચૂંટીને અશ્વઘોષે બુદ્ધચરિત મહાકાવ્ય રચ્યું છે.

પ્રથમ સર્ગમાં કુમારનો જન્મ થતાં અસિતમુનિ શુદ્ધોદન પાસે આવે છે, અને નવજાત કુમારને જોતાં

તેમની આંખો આંસુથી જલકાઈ ઊઠે છે. રાજા ચિન્તાથી વ્યાકુળ થઈને કારણ પૂછે છે 'કેવું કશું અશુભ બનવાનું છે કુમારના જીવનમાં?' અસિત મુનિનો જવાબ બહુ નોંધપાત્ર છે. 'કુમારનું તો કશું અમંગળ બનવાનું નથી. હું તો મારા સ્વાર્થે રડી રહ્યો છું. મારી બહુ મોટી વંચના થઈ છે. મારો આ જગતમાંથી વિદાય લેવાનો સમય આવી પહોંચ્યો છે ત્યારે જન્મનો ક્ષય કરનાર આ જ્ઞાનીનો જન્મ થયો છે.' આ નાનકડા પ્રસંગમાં, તેના નિરૂપણમાં ઉપર નોંધ્યો તેવો બૌદ્ધિક અભિગમ જણાઈ આવે છે. પ્રસંગના નિરૂપણમાં કુતૂહલ છે, રહસ્ય છે અને અસિતમુનિના જવાબમાં કેવળ વાક્ચાતુરી — જે પછીના સાહિત્યમાં વિપુલ છે — કરતાં બૌદ્ધિકતા વધુ જોવા મળે છે. આ બૌદ્ધિક અભિગમમાંથી જન્મતી વિચારોની ચમત્કૃતિ બુદ્ધચરિતમાં અસંખ્ય જગ્યાએ વેરાએલી પડી છે. ઉપરોક્ત પ્રસંગમાં જ આગળ જોઈએ તો શોક કરતા રાજા ને અસિત મુનિ કહે છે કે 'આ બાળક વિશે તું શોક કરીશ ના. મનુષ્યલોકમાં શોચ્ય તો તે બનશે જે મોહથી, કામસુખથી કે મદને કારણે જે આના અંતિમ ધર્મને લક્ષમાં નહીં લે.' પછી આગળ અસિતમુનિ કહે છે તે પણ મહત્ત્વનું છે, 'મેં સમાધિ–અવસ્થા તો ઘણી વાર પ્રાપ્ત કરી છે પણ મને કૃતાર્થતાનો અનુભવ થયો નથી, કારણ કે આટલાં પુણ્ય સુધી હું પહોંચી શકું એ પહેલાં મારું પતન થયું છે. એટલે આ જે ધર્મ કહેશે તેનું હું શ્રવણ નહીં કરી શકું અને તેથી સ્વર્ગના મારા વાસને પણ હું વિપત્તિ સમજું છું.' સ્વર્ગના વાસને અસિતમુનિ નગણ્ય ગણે છે. સાતમા સર્ગમાં જન્મમરણનો નાશ કરવાનો ઉપાય શોધવા નીકળેલો શાક્યકુમાર શરીરને કષ્ટ આપીને તપ કરીને સ્વર્ગ મેળવવાનું લક્ષ્ય રાખતા તપસ્વીઓના માર્ગને ઠુકરાવે છે, એ ઘટના સાથે અને તે સમયે કુમારે વ્યક્ત કરેલા વિચારો સાથે અસિતમુનિનો આ વિચાર સામ્ય ધરાવે છે; એટલે બુદ્ધચરિતનું વસ્તુગ્રથન બહુ જ સભાનતાથી અશ્વઘોષે કર્યું છે.

આવી વૈચારિક જાગૃતિ બુદ્ધચરિતમાં ઠેરઠેર દેખાય છે, અને આ વૈચારિક જાગૃતિ તેમજ ગહન વિચારોનાં મૌક્તિકોથી બુદ્ધચરિત ખચીત છે. આ દષ્ટિએ પણ બુદ્ધચરિતનું પરિશીલન એક સંતર્પક અનુભવ બની રહે છે. આ વૈચારિક જાગૃતિ હોવાથી અશ્વઘોષ કોઈ પણ પરિસ્થિતિનું સૂક્ષ્મ પૃથક્કરણ કરી શકે છે. પરિસ્થિતિનું સમ્યક્ વિશ્લેષણ કરીને પાત્રના મનોભાવોને બરાબર તાગી શકે છે. અસિત મુનિએ કુમારનું જગતના ઉદ્ધારક તરીકેનું ભવિષ્ય ભાખ્યું એટલે રાજી થયો. આવો મારો પુત્ર છે આવો મારો પુત્ર છે એમ વિચારીને પોતાની પણ સત્ત્વશીલતા અનુભવી.

एवंविधोऽयं तनयो ममेति
मेने स हि स्वामपि सारवत्ताम् ।

અશ્વઘોષની જગ્યાએ અન્ય કોઈ કવિએ આ વાત ત્યાં છોડી દીધી હોત, પણ તરત જ અશ્વઘોષ પછીના શ્લોકમા ઉમેરે છે: 'પણ આ તો આર્ષ માર્ગે જશે' એવા વિચારથી હૃદયે ચિન્તા અનુભવી. તો શું શુદ્ધોદન પોતાનો પુત્ર ધર્મમાર્ગ ન અપનાવે એમ ઇચ્છે છે? એમ પણ ન હોય એટલે તરત જ કવિ ઉમેરે છે:

न खल्वसौ न प्रियधर्मपक्षः
संताननाशात्तु भयं ददर्श ।

તેને ધર્મ પ્રિય નથી, એમ તો નહીં પણ પોતે સંતાન ગુમાવશે એ વિચારે તેને ભય ઉપજ્યો. આખા પ્રસંગના નિરૂપણમાં આમ કવિનો અભિગમ બૌદ્ધિક જણાય છે. વૈચારિક જાગૃતિ અને પરિણામે તેમાંથી ઉદ્‌ભવતી—વસ્તુને યથાર્થ પરિપ્રેક્ષ્યમાં ક્યારેક પરસ્પર વિરોધી જોવાની—શક્તિથી પરિસ્થતિનું આલેખન કેવળ સપાટી પરનું ન રહેતાં ઊંડાણભર્યું બને છે.

આઠમા સર્ગમાં છન્દક કુમારને મૂકીને પાછો આવે છે ત્યારે કવિ બીજા શ્લોકમાં જ લખે છે, 'કુમાર જ્યારે સાથે હતા ત્યારે છન્દકે જે માર્ગ એક રાતમાં પસાર કરેલો તેને પસાર કરતાં હવે તેને આઠ દિવસ લાગ્યા.' અહીંયાં સમગ્ર વસ્તુગ્રથન અને તેની વિગતોનો કવિ ખ્યાલ રાખે છે તે જણાઈ આવે છે. વળી, આગળ ઘોડા સાથે છન્દક રાજ-મહેલમાં પ્રવેશે છે ત્યારે ઘોડો જોરશોરથી હણહણે છે. કુમાર વગરના મહેલમાં પ્રવેશવાનું હોવાથી, ઘોડો શોકથી હણહણે છે. પણ કવિ આ ઘટનાનો બીજી રીતે ઉપયોગ કરવાનું ચૂકતો નથી. અન્તઃ-પુરની નજીક જે લોકો હતા તેમણે એમ માન્યું કે કુમાર મહેલમાં પ્રવેશી રહ્યો હોવાથી હર્ષથી ઘોડો હણહણી રહ્યો છે. કવિનું અહીં બૌદ્ધિક વલણ જણાઈ આવે છે. ઘોડાના હણહણવામાં હર્ષ અથવા શોકનો ભાવ જોવા એ મનુષ્યના અંતર્ગત ભાવોનું આરોપણ છે અને તેથી બન્ને રીતે ઘટાવી શકાય. વળી, આ જ વિગતનો કવિ આગળ કલાત્મક ઉપયોગ કરે છે. આઠમા સર્ગમાં શોકાતુર યશોધરા ઘોડાને ઠપકો આપે છે, 'અનાર્ય કર્મ કરનારા, આજે હવે તું ઘણું જ હણહણીશ, અને મહેલને ભરી દઈશ. પણ જ્યારે મારા પ્રિયતમને લઈ જતો હતો ત્યારે હે અધમ તુરગ, તું મૂંગો બની ગયો હતો.'

બુદ્ધની જીવનગાથા ભવ્યાતિભવ્ય છે. આ મહામાનવની જીવનગાથાને વણી લેતું કાવ્ય બુદ્ધ-ચરિતને આપોઆપ વસ્તુની ભવ્યતાને કારણે એક ઊંચાઈ તો સાંપડી જ જાય છે. ક્યાંક કવિની અભિવ્યક્તિની બરછટતા કે કમનીયતાનો અભાવ જે જણાય છે તેનો ખંગ આ ઉદાત્ત માનવીનું ચરિત્ર વાળી આપે છે. જગતે આવા મહામાનવો બહુ ઓછી વાર જોયા છે. અશ્વઘોષે આવા મહામાનવના ચરિત્રને કાવ્યમાં ગૂંથવાનું બીડું ઝડપીને પોતાની કૃતિને અમુક ઊંચાઈએ મૂકી દીધી છે. કુમાર સિદ્ધાર્થનો માનસિક સંઘર્ષ ભવ્ય વિષયને શોભે એવી ઉદાત્ત છટાથી અને વેધક ઢબે નિરૂપાયો છે. ભૌતિક સુખોથી વીંટળાએલા રહેતા કુમારનો તરફડાટ આપણા ચિત્તને સ્પર્શી જાય તેવો છે. સંવેદનશીલ વાચકને ગમગીન બનાવવાની ક્ષમતા આ આખા પ્રસંગમાં રહેલી છે. સુખની છોળો ઊડે છે, દુઃખ શું છે એની કુમારને આમ તો લેશમાત્ર ખબર નથી. દુઃખનો બોધ કરાવ-નારા પ્રસંગ અથવા તો પ્રસંગોનું નિરૂપણ અશ્વ-ઘોષ જેવી કોટિનો કવિ જ કરી શકે. ત્રીજા સર્ગનો, જેમાં કુમારને દુઃખબોધ થાય છે તેનો. આરંભ તો જુઓ :

'પછી તેણે એકવાર કોમળ ઘાસવાળાં, કમળ-કુંડથી મંડિત, કોકિલના ટહુકારથી ગુંજિત વનોને ગીતોમાં ગવાતાં સાંભળ્યાં.' 'સ્ત્રીઓને મનગમતાં નગરઉદ્યાનોની રમણીયતા સાંભળીને તેણે ઘરમાં

પુરાઈ રહેલા હાથીની જેમ બહાર નીકળવાની ઇચ્છા કરી.'

આગળ ઉપર સર્ગમાં દુઃખના બોધથી સંવેદનશીલતાનો જે વિસ્ફોટ થવાનો છે તેની સાથે આ મધુર સુખાળવી કાવ્યાત્મકતા એક કલાત્મક વિરોધ ઉપસાવી રહે છે. આમ, રાજકુમાર નગરસમીપના ઉદ્યાનમાં ફરવા જવા બહાર નીકળે છે ત્યારે રસ્તામાં એક વૃદ્ધ માણસને જુએ છે એટલે કુમાર પૂછે છે: 'હે સૂત, આ કોણ છે, વાળ સફેદ છે, હાથમાં લાકડી પકડી છે, આંખો ભ્રમરોથી ઢંકાએલી છે, અંગો શિથિલ અને વાંકાં વળી ગયાં છે ? શું, આ કોઈ વિકાર છે કે મૂળ સ્વભાવ છે કે અકસ્માત?' સારથિ પ્રત્યુત્તર વાળે છે: 'રૂપને હરી લેનાર, શક્તિ પરની આપત્તિ, શોકનું જન્મસ્થાન, મોજમઝાનો અંત, સ્મૃતિનો નાશ, ઇન્દ્રિયોની શત્રુ એવી વૃદ્ધાવસ્થા છે, જેનાથી આ ભાંગી પડયો છે. બાળક હતો ત્યારે એણે પણ દૂધ પીધેલું, પછી પૃથ્વી પર ઘૂંટણિયે પણ ઘણો સમય ચાલ્યો. પછી યુવાન બન્યો, અને હવે વૃદ્ધ બની ગયો છે.' એટલે ક્ષુબ્ધ બનેલા રાજકુમારે સારથિને પૂછ્યું, 'શું આ દોષ મને પણ લાગુ પડશે?' સારથિનો જવાબ 'હા' માં હતો.

…દીર્ઘ નિઃશ્વાસ નાખીને, પોતાનું મસ્તક કંપાવીને તે વૃદ્ધ પર આંખો ઠેરવીને, આનંદવેલી જનતાને (રસ્તા પર) જોઈને તે ક્ષુબ્ધ બનેલાએ આમ કહ્યું, 'આ પ્રમાણે વૃદ્ધાવસ્થા સંપૂર્ણપણે સ્મૃતિ, રૂપ અને પરાક્રમને હણે છે. લોક આ બધું પ્રત્યક્ષ જોતું હોવા છતાં કોઈ વ્યથા અનુભવતું નથી?' કુમાર મહેલ ભણી પાછો વળે છે, અને કવિ બહુ ચિત્રાત્મક વર્ણન આપતાં કહે છે, 'પછી ચિન્તાવશ કુમાર મહેલ ભણી સૂનો હોય તેમ પ્રવેશ્યા. ત્યાં પણ ઘડપણ ઘડપણ એમ વિચારી રહેલા તેને શાંતિ મળી નહીં.'

આમ, કુમારના ચિત્તમાં ક્યાંક ઊંડે આ ભૌતિક સુખસામગ્રીની ક્ષણિકતા ને દુઃખજન્યતાની સંપ્રજ્ઞતા પડેલી હતી. આપણે કાવ્ય વાંચીએ છીએ ત્યારે આપણે એક પ્રકારના તનાવમાંથી પસાર થઈએ છીએ. કુમારની સુષુપ્ત સંવેદનશીલતાની જાગૃતિનું નિમિત્ત કોણ ક્યારે કેવી રીતે બનશે ? એક તરફ આમ બનવું જોઈએ એવું આપણી અભિજ્ઞતા કહેતી હોય છે અને બીજી તરફ આવો સંવેદનપટુ કુમાર સર્વનો ત્યાગ કરીને એક એવા પંથે વિચરશે જ્યાં કેવળ કષ્ટ અને દુઃખ છે એવી અભિજ્ઞતાનો કંપ પણ છે. પોતાનાં પ્રિયજનોને – સુંદર અને સ્નેહાળ પત્ની, તેનું ભોળું બાળ, વત્સલ પિતા અને પ્રેમાળ નગરજનો આ સર્વનો, સર્વના સ્નેહના બંધનને એક ઝાટકે ફગાવી દઈને કુમાર ચાલ્યો જશે એ વાતથી આપણું ચિત્ત સતત કંપિત રહે છે. કવિએ આ બધું ઊંડી સહાનુભૂતિથી કર્યું છે અને માટે આમ બની શક્યું છે. આવા આચાર્ય કવિએ ધાર્યું હોત તો આ બધું જ નિર્મમતાથી નિરૂપી શક્યો હોત. પણ તેમ કરવાને બદલે જે ક્ષણને અશ્વઘોષ આલેખે છે તેમાં પોતે હૃદયથી ઓતપ્રોત થઈને લખે છે, અને માટે કવિ એક તરફ આપણી પાસે બુદ્ધના મહાભિનિષ્ક્રમણને ભક્તિપૂર્વક વંદન કરાવે છે તો બીજી તરફ સ્નેહીજનોના કલ્પાંતની સાથે આપણી આંખને પણ ભીની કરે છે. માનવજીવનની એક અદ્‌ભુત નાટ્યાત્મક ક્ષણને કવિએ

આલેખી છે. આવી ક્ષણો સમસ્ત માનવજાતિના જીવનમાં પણ ક્યારેક જ આવતી હોય છે.

કુમારે છન્દકને જગાડ્યો ને કહ્યું, 'તું ઝડપથી કન્થક ઘોડાને લઈ આવ. આજે હું અમૃતની પ્રાપ્તિ માટે ચાલી નીકળવા ઉત્સુક છું (अमृतं प्राप्तुमितोऽद्य मे पिपासा ।) મારા હૃદયમાં આજે જે સંતોષ જન્મ્યો છે, મારી બુદ્ધિમાં એક દૃઢ નિશ્ચય જાગ્યો છે, નિર્જન સ્થળે પણ જાણે હું આશ્રયવાળો છું; મને ઇષ્ટ અર્થ સામે જ દેખાય છે. લજ્જા ને નમ્રતાનો ત્યાગ કરીને મારી સામે જે રીતે યુવતિઓ સૂઈ ગઈ છે, અને જાતે જ દરવાજાઓ ખૂલી ગયા છે એટલે ચોક્કસ મારા ગમનનો સમય આવી પહોંચ્યો છે.' છન્દક ઘોડાને લઈ આવે છે, કુમાર ઘોડાને કહે છે, 'રાજાએ તારા પર આરોહણ કરીને ઘણા શત્રુઓનો નાશ કર્યો છે. તો હું પણ અમૃતપદની પ્રાપ્તિ કરું તેવું હે તુરંગશ્રેષ્ઠ તું કર.' પછી પિતાને નજર સમક્ષ તરવતરતા બાળને, સ્નેહાળ જનોને અને ઉત્તમ પત્નીને તેણે દૃઢ નિશ્ચય કરીને ત્યજી અને પિતાના નગરમાંથી તે બહાર નીકળી ગયો.

નીકળી ગયા પછી કુમાર એકવાર ઊભો રહે છે, નગર પર એક દૃષ્ટિ નાખે છે અને ગંભીર સ્વરે કહે છે, 'જન્મમરણનો પાર જોયા વગર હું આ કપિલવસ્તુમાં પ્રવેશવાનો નથી. (जन्ममरणयोदृष्टपारो न पुरमहं कपिलाह्वं प्रवेष्टा ।) એ વેગવાન ઘોડા પર બેસીને ચાલી નીકળે છે. એ અંધારી રાત્રિએ પ્રકાશની શોધમાં ચાલી નીકળેલા કુમારની પીઠને આપણે સ્તબ્ધ બનીને ક્યાંય સુધી તાકી રહીએ છીએ. ક્યાં સુધી ?

અરુણોદયથી અંતરિક્ષ ઝાંખા તારાઓવાળું બન્યું ત્યાં સુધી કુમારે ઘણાં જોજનો કાપી નાખ્યા.

કવિ કુમારના સંસાર પ્રત્યેના નિર્વેદને જેટલી તટસ્થતાથી આલેખે છે તેટલી જ અસરકારકતાથી ભોગવિલાસના આલેખનમાં પણ પ્રવૃત્ત થાય છે. કવિ 'રાગ' અને 'ત્યાગ' બન્નેને કલાકારની આસક્તિથી આલેખે છે. કુમારના સંસાર પ્રત્યેના નિર્વેદના આલેખનમાં કુમાર નિર્મમ, કઠોર અને લાગણીવિહોણો છે એવું પ્રતિપાદિત થઈ જવાનો ભય હતો, પણ કવિની કલાનો વિજય એ છે કે કુમારનું એવું કોઈ લાગણીહીનતાનું લક્ષણ પ્રગટ થવાને બદલે એક ઊંડા પ્રકારની વધુ તીવ્ર લાગણીશીલતાનું અને સંવેદનશીલતાનું લક્ષણ ખડું થાય છે. કુમાર સંસાર પ્રત્યે વૈરાગ્ય અનુભવે છે એ સાચું; કુમાર સુંદરીઓના સૌન્દર્યને વશ નથી થતો એ સાચું; કુમાર પોતાના પિતા કે પત્ની કે પુત્રના સ્નેહને પણ વશ નથી થતો, અને બધું જ ત્યજીને નીકળી પડે છે એ પણ સાચું; પણ એની પાછળ કુમાર આ સર્વની ક્ષણિકતાથી ત્રસ્ત છે, તેને શાશ્વતી જોઈએ છે, સુખ શાશ્વતીનું જોઈએ છે, સ્નેહ સદાકાળનો જોઈએ છે અને તે ઉદાયીને કહે છે, 'હું વિષયોની અવગણના નથી કરતો અને એ પણ જાણું છું કે લોક પણ તેમાં રાચે છે. પણ જગતને અનિત્ય જાણીને મારું મન તેમાં આનંદ પામતું નથી ! જો જરા, વ્યાધિ ને મૃત્યુ આ ત્રણ ન હોત તો હું પણ આવા મનોહર વિષયોમાં આનંદ લેત. સ્ત્રીઓનું શરીર જો નિત્ય હોત તો કામોપભોગ ભલે દોષવાળો હોય તો પણ તેમાં મારું મન આસક્ત રહેત.'

અમૃતમાર્ગની શોધમાં નીકળનાર કુમારનું

અત્યંત માનવીય, અનુકમ્પાશીલ, લાગણીથી ધબકતું ચિત્ર કવિએ ખડું કર્યું છે. કુમાર સંબંધોના સ્નેહને, તે સ્નેહના સ્વારસ્યને ઝંખે છે, પણ અનિશ્ચિતતાથી ભયભીત છે. મૃત્યુ બધી જ બાબતને અનિશ્ચિત બનાવી દે છે. વિપ્રયોગ તો નિશ્ચિત જ છે. 'જેવી રીતે પક્ષીઓ નિવાસ પર આવીને ચાલ્યા જાય છે તેવી રીતે સર્વ પ્રાણીઓનો સમાગમ વિપ્રયોગથી અંત પામે છે.' કુમાર આગળ કહે છે, 'જો અંતે પ્રિયજનથી વિપ્રયોગ ન હોય તો કોણ પ્રિય સ્વજનને મળવા ન ઇચ્છે? પણ લાંબા સમયે પણ વિયોગ તો છે જ, અને તેથી સ્નેહાળ વડીલને પણ ત્યજું છું.' વિપ્રયોગથી ત્રસ્ત કુમાર સંયોગને ફગાવે છે. વળી, મૃત્યુ સંયોગને અનિશ્ચિત બનાવે છે અને વિપ્રયોગને અનિશ્ચિત અને અનિવાર્ય બનાવે છે. આમ, મરણથી ઉત્પન્ન થતા નિશ્ચિત અને અનિવાર્ય વિયોગથી ત્રસ્ત કુમારનું આલેખન કરવામાં કવિએ ઊંચી સર્જકતા દાખવી છે.

રાગ અને ત્યાગનું આલેખન કરવામાં અશ્વઘોષ કંઈક અંશે ભર્તૃહરિ જેવો છે. કયા કારણસર અશ્વઘોષ 'ભદન્ત' બૌદ્ધ ભિક્ષુ બન્યો તેની જાણ આપણને નથી, પણ તેની કૃતિઓમાં જે વિલાસથી ભરપૂર જગતને ત્યજીને આવ્યો છે તેની એક nostalgic memory—અતીતસ્મરણ—છે. એ એક એવા મનુષ્યનું સર્જન છે કે એ જ્યારે સંસારમાં હશે ત્યારે એણે ભરપૂર અને ભરપેટ જગતને માણ્યું હશે. પોતાની સર્વ ઇન્દ્રિયોથી અનંત રંગો દર્શાવતા જગતને ઉત્કટતાથી ભોગવનાર કવિની આ કૃતિ છે અને એટલે જ 'બુદ્ધચરિત' કાવ્ય બની શક્યું છે. કેવળ આચાર્યની કૃતિ હોત તો 'કાવ્ય'ની સંજ્ઞા ચરિતાર્થ કરવાનું દુષ્કર બની જાત, પણ ઉત્ફુલ્લ ઇન્દ્રિયોથી ભોગવેલ જગતને આલેખવામાં અશ્વઘોષ તત્કાલ પૂરતું રમમાણ બની શકે છે. કવિની સંવેદનશીલતાને વળગેલાં સ્મરણોને જીવંત કરીને તે બહિર્જગતને પૂરા સામર્થ્યથી આલેખી શકે છે. એટલે કુમારના જગત પ્રત્યેના નિર્વેદના ચિત્રણમાં પણ એક વખત પોતે ભરપૂર ચાહેલા જગત પ્રત્યેની રમણા છતી થાય છે, અને એ 'બુદ્ધચરિત'ને કાવ્યાત્મકતાથી રસી દે છે, 'બુદ્ધચરિત'ને કાવ્ય બનાવી દે છે. મહાકાવ્ય તો પછી, તેના ફલકથી એક ઉદાત્ત મહામાનવના આલેખનથી બની જ જાય છે.

જગત તો આમ વારંવાર 'બુદ્ધચરિત'માં ઊતરી આવે છે. કુમાર રાજમાર્ગ પર આવ્યો છે એવું જાણતાં નગરજનો તેને જોવાની ઇચ્છાથી રાજમાર્ગ પર ઊતરી આવ્યા. મોટા ઘરોમાંથી ખૂંધિયાઓ, ઠીંગુજીઓ અને કિરાતોનાં ટોળાં અને નાનાં ઘરોમાંથી નારીઓ નીકળી આવી અને દેવયાત્રામાં ધ્વજને જેમ નમસ્કાર કરે તેમ નમસ્કાર કરવા લાગ્યાં (૩–૧૨). સ્ત્રીઓમાં તેને જોવા માટે પડાપડી થઈ. આ પ્રકારના વર્ણનની પછીથી તો પરંપરા થઈ ગઈ તે હકીકત પણ અશ્વઘોષની મૌલિકતાને અંજલિરૂપ છે.

ચોથા સર્ગમાં કુમારના ઉદ્યાનની સ્ત્રીઓ સાથેના ભેટાનું વર્ણન થાય છે. આ વર્ણન પર ઇન્દ્રિયસંવેદ્યતા ધરાવનારું બન્યું છે. કુમારને જોતાં ઉદ્યાનની સ્ત્રીઓની આંખો કુતૂહલથી ચંચળ બની અને કુમાર તરફ વરની જેમ દોડી ગઈ. વિસ્મયથી વિકસિત નયનોવાળી તે સ્ત્રીઓએ પદ્મકોશ સમાન

હાથોથી પ્રણામ કર્યા. કામથી આક્ષિપ્ત થયેલા ચિત્તવાળી તેઓ તેને વીંટળાઈને ઊભી રહી ને પ્રીતિથી વિસ્ફારિત અને અનિમેષ લોચનોથી જાણે તેને પીવા લાગી (૪–૧,૩), તેના રૂપથી વિસ્મિત થએલી છુપાવીને બગાસાં ખાવા લાગી, અને એકબીજાની સામે જોતી તેઓ નિઃશ્વાસ નાખવા લાગી. તેના પ્રભાવથી જડાઈ ગઈ હોય તેમ કેવળ નજરથી તેને જોવા લાગી, પણ કશું બોલી નહીં કે હસી પણ નહીં (૪–૬,૭). પછી ઉદાયીનાં વચનોથી પ્રેરાએલી તેઓ કુમારને આકર્ષવા પ્રયત્ન કરવા લાગી. આ પ્રયત્નોનું વર્ણન અત્યંત કાવ્યાત્મક હોવા છતાં સ્વાભાવિક અને વાસ્તવિક છે. ઘણીવાર કાવ્યાત્મકતા ચિત્રને અવાસ્તવિક બનાવી દેનારી હોય છે. આવું સંસ્કૃત સાહિત્યમાં અને મહાકાવ્યસ્વરૂપની ચર્ચા કરીએ છીએ માટે, પછીનાં મહાકાવ્યોમાં ઘણીવાર બન્યું છે; પણ અશ્વઘોષમાં એમ બનતું નથી. વાસ્તવિકતા સાથે છેડો ફાડી નાખનારી કાવ્યાત્મકતા અશ્વઘોષમાં ભાગ્યે જ છે. જગતના મનોરમ પદાર્થો – જેમાં સ્ત્રીઓનો સમાવેશ તો થાય જ – નું કવિએ ઊંડું નિરીક્ષણ કર્યું છે. અને એ નિરીક્ષણ અશ્વઘોષની કૃતિઓમાં રજૂ થાય છે ત્યારે એ નિરીક્ષણની યથાર્થતા કવિની કલમે રજૂ થતી હોવા છતાં જળવાઈ રહે છે. 'કેટલીક સ્ત્રીઓ પોતે મદ્યપાનથી મત્ત છે, એવો દેખાવ કરીને કુમારને પોતાનાં સુસ્ત, સૌષ્ઠવભર્યા અને કઠણ સ્તનોથી સ્પર્શવા લાગી. બીજીએ લથડિયું ખાઈને પોતાના ખભેથી ઝૂલતી કોમળ બાહુવેલીઓથી તેને બળપૂર્વક આલિંગન આપી દીધું. તો બીજી કોઈક તામ્રાધરોષ્ઠીએ આસવગન્ધી મુખે એના કાનમાં 'રહસ્ય સાંભળ' કહીને ગણગણી. તો લેપથી ભીની કોઈક આજ્ઞા કરતી હોય તેમ તેના હાથના સ્પર્શલોભથી 'અહીં રેખા દોર' એમ કહ્યું.' (૪–૨૯થી ૩૨)

કવિની માનવીયતા અશ્વપાલ છન્દક જેવા ગૌણ પાત્રને લાગણીથી ભર્યો ભર્યો ચીતરીને જીવંત બનાવી દે છે. કુમાર એને પાછા વળવાનું કહે છે. છન્દક કુમારને કહે છે 'તમારી આવી વાતો સાંભળીને નદીના કાદવમાં ખૂંપતા હાથીની જેમ મારું ચિત્ત ખૂંપે છે...સંબંધીઓને રાજાને ત્યજવાનો નિશ્ચય કરી દીધો હોય તો પણ મને ત્યજતા નહીં. તમારાં ચરણો જ મારો આશ્રય છે' છેવટે છન્દકને પાછા વળવું પડે છે, કવિનું વર્ણન આમ છે, 'રાજ્ય તરફ નિઃસ્પૃહા બતાવનારા સ્વામી જ્યારે ભગવાં વસ્ત્રો ધારણ કરીને, તપોવન તરફ ગયા ત્યારે હાથ ઊંચા કરીને અશ્વપાલે ખૂબ આક્રંદ કર્યું. પૃથ્વી પર પડતું મૂક્યું. ફરી એક વાર પાછળ જોઈને કન્થકને બાહુઓમાં વીંટાળીને તે જોરથી રડ્યો. પછી નિરાશ થએલો, વારંવાર રડતો, શરીરથી, નહીં કે મનથી, નગર તરફ પાછો વળ્યો. રસ્તામાં ક્યારેક તે વિચારમાં ડૂબી જતો, તો ક્યારેક આક્રંદ કરવા લાગતો, ક્યારેક લથડિયાં ખાતો તો ક્યારેક જમીન પર પડતું મૂકતો' (૬–૬૬, ૬૮). આવાં ચિત્રો પારિભાષિક અર્થમાં બદ્ધ થઈને બંધિયાર થઈ ગએલા મહાકાવ્યને મુક્ત કરીને તેના સર્જકને ઉચ્ચ કોટિના કવિના પદે પ્રતિષ્ઠિત કરે છે.

નગરજનો છંદકને પૂછવા લાગ્યા કે 'ક્યાં છોડી આવ્યો રાજકુમારને?' છન્દકનો ઉત્તર લાક્ષણિક

અને હૃદયસ્પર્શી છે, 'મેં રાજપુત્રને ત્યજ્યા નથી, રડતા એવા મને તેમણે નિર્જન વનમાં ત્યજી દીધા !'

કુમાર ફરીથી પાછો ફર્યો હશે એવું ધારીને અંગનાઓ ગવાક્ષોમાં પહોંચી ગઈ, પણ ઘોડાની પીઠ અસ્વાર વગરની સૂની જોતાં ફરીથી બારીઓ બંધ કરીને આક્રંદ કરવા લાગી. આ શ્લોક અશ્વઘોષના ભાવનિરૂપણના સામર્થ્યનું અચ્છું ઉદાહરણ છે. બહુ સંયત અને વેધક ઢબે કવિએ સ્ત્રીઓના શોકને નિરૂપ્યો છે :

> पुनः कुमारो विनिवृत्त इत्यथो
> गवाक्षमालाः प्रतिपेदिरेऽङ्गनाः ।
> विविक्तपृष्ठं च निशाम्य वाजिनं
> पुनर्गवाक्षाणि पिधाय चुक्रुशुः ॥ (૮-૧૪)

બીજી પંક્તિમાં સ્ત્રીઓ ગવાક્ષોમાં પહોંચી ગઈ. 'गवाक्षमालाः प्रतिपेदिरे,' ગવાક્ષોની હારમાળા સ્ત્રીઓની બહુસંખ્યતા સૂચવે છે અને કુમાર પાછો આવ્યો એવું ધારીને અંગનાઓ ગવાક્ષોની હારમાળામાં પહોંચી. તેમની પહોંચવાની ઝડપ તીવ્ર આતુરતા ને અધીરાઈ દર્શાવે છે. પણ તરત જ ઘોડાની પીઠ તો સૂની જોઈ અને ફરીથી બારીઓ બંધ કરીને તે આક્રંદ કરવા લાગી. ક્રિયા કેટલી ઝડપથી થઈ છે ! બારીઓને ઊઘાડવાની વાત થઈ નથી એટલે કુમારની પ્રતીક્ષામાં બારીઓ સતત ખુલ્લી રહી હશે. અત્યાર સુધી પ્રતીક્ષામાં ટકી રહેવાયું હતું. પ્રતીક્ષાએ આશાબન્ધ સર્જેલો પણ હવે પ્રતીક્ષા પૂરી થઈ, આશાબન્ધ તૂટી ગયો, બારીઓ ફટાફટ, રોષમાં, હતાશામાં, લાચારીમાં, બંધ થઈ ગઈ ને ત્યાં ત્યાં સ્ત્રીઓ ભાંગી પડીને કોઈ દબાએલા સાદે તો કોઈક ડૂસકાં લઈને, તો કોઈક ઠૂઠવો મૂકીને તો કોઈક નિઃશબ્દ પણ એમ બધી જ રુદન કરવા લાગી.

અદ્ભુત ચિત્ર છે આ ! કવિની આ તો કલા છે ! આ માનવજીવનની લાગણીઓના રસાયણથી અશ્વઘોષ કવિતા રમતવારમાં લીલયા રચી દે છે. અભિવ્યક્તિમાં ક્યાંક કશુંક ખૂટે છે, સાફસૂથરાઈ વર્તાતી નથી, ચમકદમકનો અભાવ પદાવલિમાં વર્તાય છે, ક્યાંક અનવદ્ય ઘાટીલાપણું ઊતરી નથી આવ્યું; તો આ બધાંનો બદલો અશ્વઘોષ લાગણીઓનાં એક-બે લસરકાઓથી આલેખીને આપી દે છે, અને આવાં લાગણીઓથી ભર્યાંભર્યાં ચિત્રો તે મહાકવિની હેસિયતથી આત્મવિશ્વાસથી, ઊંડી અનુકંપાથી દોરી દે છે. ક્ષણિક ભોગોનાં, નાશવંત પદાર્થોનાં, બરડ સંબંધોનાં, ચંચળ સ્નેહોનાં ચિત્રોને તે સનાતનતા અર્પે છે, તેને શાશ્વત બનાવી દે છે. આ અશ્વઘોષની કલાનો વિજય છે.

ઉપરોક્ત ચર્ચાથી સ્પષ્ટ થશે કે અશ્વઘોષનો દુર્ગ (forte) માનવીય ભાવોનું આલેખન છે. અનુભૂતિવર્જિત ભાષાસામર્થ્ય દર્શાવવામાં તે રાચતો નથી. એટલે, તાત્ત્વિક રીતે, 'બુદ્ધચરિત' પછીનાં અવનતિકાળનાં મહાકાવ્યોથી એ રીતે જુદું તરી આવે છે ! પણ આનો અર્થ એ નથી કે તેની પાસે અભિવ્યક્તિની શક્તિ નથી. ધબકતા માનવજીવનનું આલેખન પણ એક કાવ્યાત્મક અભિવ્યક્તિ જ છે, પણ પારિભાષિક અર્થમાં પણ અશ્વઘોષ એક સમર્થ કવિ છે. તેની પાસે પોતાની આગવી શૈલી છે, અનુભૂતિપ્રણીત અભિવ્યક્તિ તેનું કવિ તરીકેનું સ્થાન સુરક્ષિત કરે છે. એટલે જ આપણે ઉપર

નોંધ્યું તેમ 'અરુણોદયથી અંતરીક્ષ ઝાંખા તારાઓવાળું બન્યું ત્યાં સુધીમાં તો કુમારે ઘણાં જોજનો કાપી નાખ્યાં.' આ અભિવ્યક્તિની તાજગી અનન્ય છે. 'સૌન્દરનન્દ' મહાકાવ્યના સાહિત્યસ્વરૂપનો અરુણોદય હોય તો 'બુદ્ધચરિત' અરુણોદય પહેલાનું પરોઢ છે. અને એટલે જ ભાષાના પ્રખર તાપે તપતા સૂર્યમાં જે અનુભૂતિઓના તારલા ચમકી નથી શકતા તે પરોઢિયે સત્ત્વવંતા બનીને ચમકી રહે છે. આ જ રીતે કવિએ કરેલા અતિપ્રાકૃત ઘટના ચમત્કારે આવું રમણીય કાવ્યરૂપ ભાગ્યે જ ધારણ કર્યું હશે. દેવો સિદ્ધાર્થને બધી જ સહાય કરવા તત્પર બન્યા છે, જેથી સિદ્ધાર્થ ગૃહત્યાગ કરી શકે ને માનવજાતિને દુઃખમાંથી મુક્તિ અપાવી શકે. દરવાજાઓ ફટાફટ ખૂલી જાય છે, ઘોડો પણ અવાજ કરતો નથી. ઘોડા પર અસવાર થઇને કુમાર તો ચાલ્યો, પણ ઘોડાની ખરીઓના અવાજનું શું ? કવિએ એને ચમત્કારિક રીતે આમ વર્ણવ્યું છે: 'સુવર્ણકંકણથી સુશોભિત કાંડાવાળા, કમળ સમાન, કમળોને જાણે કે ચૂંટી કાઢીને ચપળ ગતિવાળી આંગળીઓ વડે, પોતાનાં શરીર નમાવીને ઘોડાઓની ખરીઓને હાથોમાં ઝીલી લીધી (૫ ૮૧). અદ્ભુત ચિત્ર છે આ. સમગ્ર માનવજાતના કલ્યાણ પરત્વે દેવોની ચિંતા આનાથી વધુ તીવ્રતાથી, નજાકતથી કે કાવ્યાત્મકતાથી ભાગ્યે જ વ્યક્ત થઈ શકે. અશ્વઘોષમાં આ રીતે હજુ અભિવ્યક્તિની લઢણો લપટી પડી ગઈ નથી, તેની તાજગી જળવાઈ રહી છે. તેના અલંકારોમાં સાદગીની સાથે સાથે વેધકતા છે અને તાદૃશતા છે. સિદ્ધાર્થક પિતા પાસે ગૃહત્યાગની અનુમતિ માગવા જાય છે ત્યારે તે કહે છે કે આગથી જલતાં ઘરમાંથી બહાર નીકળવા ઇચ્છનારને પકડી રાખવો યોગ્ય નથી કે શક્ય નથી. અભિનિષ્ક્રમણ પૂર્વે સિદ્ધાર્થકને સ્ત્રીઓનું જુગુપ્સાજનક જે દર્શન થાય છે તેમાં પણ કવિની શક્તિનો ઉત્તમ ઉન્મેષ જણાઈ આવે છે. એક સ્ત્રીના હાથમાં વેણુ છે, અને સ્તન પરથી શ્વેત વસ્ત્રો સરકી ગયાં છે. એટલે તે ભમરાઓની પંક્તિ જેને વળગેલી છે તેવા કમળવાળી, અને જળના ફીણથી હાસ્ય કરતી નદી સમાન જણાતી હતી (૫–૪૯). તો બીજી એક યુવતિનું વર્ણન આમ છે: 'બાહુ તથા ખભાના ભાગ પરથી સુંદર દોરીઓવાળા ઢોલકને વિલાસયુક્ત રતિક્રીડાને અંતે થાકેલા પ્રિયતમની જેમ સાથળો વચ્ચે રાખીને એક યુવતિ સુતી હતી (૫–૫૬).

અમૂર્ત માનસશાસ્ત્રીય ઉપમાઓ પણ અશ્વઘોષની વિશેષતા છે. મારની સાથેના યુદ્ધના વર્ણનમાં અશ્વઘોષે આ પદ્ધતિ અપનાવી છે. ખૂનખાર યુદ્ધ છે, સ્થૂળ વિગતો યુદ્ધને ભયંકર બનાવે છે પણ યુદ્ધની સ્થૂળતાને માનસશાસ્ત્રીય અમૂર્ત ઉપમાઓ આપીને કવિ આલેખે છે. જો કે આથી યુદ્ધની તાદૃશતા ઓછી થાય ખરી પણ અહીં યુદ્ધ પણ અંતિમ અર્થમાં જોઈએ તો, પ્રતીકાત્મક નથી ?

મારના સૈનિકોમાંથી એક ધનુષ પર બાણ ચઢાવ્યું પણ છૂટયું નહીં, ત્યાં જ સળગ્યું, જેવી રીતે મનમાં ધૂંધવાતા કુપિત પણ નિર્બળ માણસનો ગુસ્સો.

બીજાએ પાંચ બાણો છોડયાં પણ તે અંતરીક્ષમાં જ રહ્યાં, મુનિ પર વાગ્યાં નહીં, જેવી રીતે

સંસારથી ભય પામતા ડાહ્યા મનુષ્યની પાંચે ઇન્દ્રિયો વિષયમાં લાગતી નથી.

જેવી રીતે ઇચ્છા પૂરી નહીં કરી શકતા મનુષ્યો અનર્થકારી દોષોમાં પડે છે તેમ મુનિને હણવાની ઇચ્છાથી ગદા હાથમાં પકડીને તે દોડ્યો, પણ લક્ષ્યને પ્રાપ્ત કર્યા વગર જ પડી ગયો.

એક મેઘ જેવી કાળી સ્ત્રી હાથમાં ખોપરી લઈને મુનિના ચિત્તને મોહ પમાડવા ત્યાં આમતેમ ફરવા લાગી ને સ્થિર ઊભી રહી નહીં, જેવી રીતે ચંચળ ચિત્ત ધરાવનાર મનુષ્યની બુદ્ધિ આગમોમાં. (૧૩–૪૬થી ૪૯)

સિદ્ધાર્થના ચાલ્યા જવાથી સ્ત્રીઓના બાહુ ખભેથી ઢળી પડ્યા છે, કાન્તિ હણાઈ ગઈ છે, વિષાદને કારણે ચેતન વગરની જાણે બની ગઈ. તેઓએ ન તો આક્રંદ કર્યું, ન આંસુ સાર્યાં, ન શ્વસન કર્યું, ન હાલીચાલી ને જાણે ચિત્રિત હોય તેમ બેસી રહી (૮–૨૫). આ શ્લોકની ઉત્પ્રેક્ષા ચિત્તહર છે.

કવિને ચોક્કસ વસ્તુ કહેવાનું હોવાથી, ચોક્કસ સંદેશસંક્રાન્ત કરવાનો હોવાથી કથયિતવ્યમાં કેટલુંક વૈવિધ્ય લાવવાનું રહે છે. દલીલ બદલાય તો કવિ છંદ બદલે છે, જેમ કે ૧૧–૫૮માં બીજી દલીલ હોવાથી ઉપજાતિમાંથી વંશસ્થ છંદ કવિ પ્રયોજે છે. અથવા એક વિષયને નોખો તારવવા એક ચોક્કસ શબ્દસમૂહ વાપરે છે. ૧૧–૨૩થી ૩૩માં 'कामेपु कस्यात्मवतो रतिः स्यात्' એ ધ્રુવપંક્તિ આવ્યા કરે છે, અથવા તો ચોક્કસ પ્રકારની ઉપમાઓ, ઉપર આપણે નોંધી તેવી, ૧૩–૪૬થી ૫૧માં આવે છે.

અશ્વઘોષ બ્રાહ્મણ સંસ્કૃતિના વાતાવરણમાં ઊછર્યો છે અને તેણે બ્રાહ્મણ સંસ્કૃતિના ગ્રંથોનું ઊંડું પરિશીલન કર્યું છે. અશ્વઘોષે ભલે બૌદ્ધ-ધર્મના પ્રચાર અર્થે સાહિત્યિક પ્રવૃત્તિ આદરી હોય, પણ તેને એવું માની શકાય કે, સાહિત્યકાર તરીકે ઊભું રહેવાનું હતું આ સંસ્કૃતિમાં ઉછરેલા વિવેચકો સમક્ષ. ઓછામાં ઓછું તેના મનમાં, લખતી વખતે એ વિવેચકો પણ હશે. એટલે અશ્વ-ઘોષ પણ પ્રદર્શનની વૃત્તિ – જે તત્કાલીન સહિત્યિક વાતાવરણમાં હશે ખરી – થી સર્વથા મુક્ત નથી; એટલે ક્યારેક પાંડિત્યના પ્રદર્શનમાં રાચે છે, તો ક્યારેક વ્યાકરણના નિયમોનાં ઉદાહરણો રચે છે. આમ બને છે ત્યારે તેની સર્જકતાને ઝોકું આવી જાય છે. નોંધનીય બાબત એ છે કે આ દૂષણો બ્રાહ્મણ સંસ્કૃતિની અને તેમાંથી ઉત્પન્ન થયેલા સાહિત્યિક વાતાવરણની અસરને કારણે આવ્યાં જણાય છે. એક ક્રિયાપદનો બે વાર ઉપયોગ તીર્થામ્બુથી શરીરને અને ગુણામ્બુથી મનને પવિત્ર કરતા તેણે સ્નાન કર્યું. (सस्नौ शरीरं पवितु मनश्च तीर्थाम्बुभिश्चैव गुणाम्बुभिश्च । २–३७) બે ક્રિયાપદનો એક નામ સાથે ઉપયોગ કરીને, અથવા યથાસંખ્ય જેવા કાવ્યની દૃષ્ટિથી શંકાસ્પદ અલંકારોનો ઉપયોગ (૯–૧૬) કરીને અથવા ૧૧–૭૦માં अव् ધાતુના નવ અર્થો પ્રતિપાદિત કરીને અશ્વઘોષે પોતાના પાંડિત્યનું પ્રદર્શન કર્યું છે. અનુપ્રાસ અને યમક જેવા શબ્દાલંકારો કવિ પ્રયોજી લે છે. ઉપજાતિ છંદનો તેણે સફળતાથી દીર્ઘ પટ પર ઉપયોગ કર્યો છે. શ્લોકનું નાદમાધુર્ય ઘણું કરીને જળવાઈ રહે છે, પણ ક્યારેક ભામહ જેની ટીકા કરે છે તેવા अजिहल्वत જેવા પ્રયોગો કરે છે.

પણ મોટે ભાગે અશ્વઘોષમાં પ્રદર્શનવૃત્તિ ઘણી

દેવચરિત' અને 'હમ્મીર' કાવ્યની સરખામણીમાં આ મહાકાવ્યનું સ્થાન અંતિમ છે. છેવટે તારણ પર આવે છે કે. All in all, Buddhacarita cannot but be ranked as a third class poem. આમ, જોગલેકર કાવ્યના આત્માને સમજવામાં સદંતર નિષ્ફળ જાય છે. પણ જોગલેકરની ટીકાને સમજવાનો પ્રયત્ન કરીએ તો, એ ટીકાઓ કંઈક અંશે પ્રશિષ્ટ મહાકાવ્ય સાથેની સરખામણીમાંથી ઉદ્‌ભવતી જણાય છે. આપણાં પ્રશિષ્ટ મહાકાવ્યોથી 'બુદ્ધચરિત' ઘણે અંશે ભિન્ન પ્રકારનું છે. અને એટલે એ ધોરણોથી 'બુદ્ધચરિત'ને મૂલવી ન શકાય.

અશ્વઘોષ એક મહાન કવિ છે, અત્યંત મૌલિક કવિ છે, પ્રતિભાસંપન્ન કવિ છે; અને મહાકાવ્યના સ્વરૂપને લાગેવળગે છે ત્યાં સુધી એ પ્રસ્થાનકર્તા ન હોય તો પણ તેનાં કાવ્યોએ એક ઉજ્જ્વળ સાહિત્યિક પરંપરાનો આરંભ કરેલો અથવા તો આરંભ થએલી પરંપરાને દઢાવેલી. પણ પછીથી તે એડેલા માર્ગે સ્વરૂપનિબંધન ટક્યું નહીં અને પરિણામે આપણા મહાકાવ્ય–સ્વરૂપનો ઇતિહાસ કંઈક અલગ જ પ્રકારની તાસીર રચી રહ્યો. એ જે બન્યું તે, પણ આપણા પાંચ પ્રશિષ્ટ મહાકાવ્યોની સાથે સાથે 'બુદ્ધચરિત' પણ પોતાના ઐતિહાસિક તેમ જ સ્વરૂપવૈશિષ્ટ્યને કારણે સ્થાન મેળવવાને પાત્ર છે 'બુદ્ધચરિત'થી પણ સંસ્કૃત સાહિત્યને મહાકાવ્યસાહિત્ય રળિયાત છે, એની ઉષ્માભરી નોંધનો અશ્વઘોષ અધિકારી છે.

આપણે એને ચોક્કસ સ્થાન આપ્યું? કોવેલ અશ્વઘોષને કાલિદાના સંદર્ભમાં ગ્રીક કવિ વર્જિલના સંદર્ભમાં 'ઇનીડ' સાથે સરખાવે છે, તો જહોન્સ્ટન એને મિલ્ટન સાથે સરખાવવાનું પસંદ કરે છે. પણ સરખામણી છોડીને ચોક્કસ બેઠક જ તેને આપવી હોય તો લો આ આપી, વૉર્ડરના શબ્દોમાં : 'He is one of the world's great poets.'

## સૌન્દરનન્દ

### કથાસાર

કપિલવસ્તુવર્ણન નામનો પહેલો સર્ગ : કપિલ ગૌતમ નામના એક મહાતપસ્વી હતા. તેમનો હિમાલયની પાસે એક આશ્રમ હતો, જ્યાં સુંદર લતાઓ અને વૃક્ષોનું ઝુંડ હતું, જેની ભૂમિ સ્નિગ્ધ અને કોમળ તૃણથી આચ્છાદિત હતી. તે આશ્રમ પર હમેશાં ધુમાડાથી રચાયેલો ચંદરવો રહેતો. આશ્રમ તપસ્વીઓથી ભરેલો હતો. આ આશ્રમમાં કેટલાક ઇક્ષ્વાકુવંશી રાજકુમારો રહેવા ગયા, અને ગૌતમના શિષ્ય બન્યા. તે જ્યાં રહેવા લાગ્યા તે સ્થાને શાક નામનાં વૃક્ષો પુષ્કળ હતાં એટલે આ રાજકુમારો શાક્ય કહેવાયા, પછી એક દિવસ રાજકુમારોની સમૃદ્ધિ થાય એવી ઇચ્છાથી ગૌતમ મુનિ આકાશમાં જળભરેલો ઘડો લઈને ઊડયા અને રાજપુત્રોને કહ્યું 'આ ઘડાની જળધારા જ્યાં પડે ત્યાં એનું ઉલ્લંઘન કર્યા સિવાય મને અનુસરો.' પછી તે આશ્રમની ચારે તરફ મુનિએ જળધારા કરી અને કુમારોને કહ્યું કે 'અહીંયાં તમો એક નગરનું નિર્માણ કરો.' પછી ત્યાં કુમારોએ એક વિશાળ નગરનું નિર્માણ કર્યું. તેમાં સફેદ અટારીઓથી તેનો આગળનો ભાગ સુંદર લાગતો હતો. નગરની અંદર બજાર સારી રીતે વહેંચાયેલું હતું. તે મહેલોની હારમાળાથી યુક્ત હતું. નગર હિમાલયના

ખોળા સમાન ભાસતું હતું. તે નગર ધનનું નિધાન તેજનું આધાન, વિદ્યાનું નિકેત અને સંપત્તિનું જાણે સંકેત હતું. આ નગર કપિલમુનિના આશ્રમના સ્થાને બન્યું હોવાથી તે કપિલવાસ્તુ કહેવાયું.

રાજવર્ણન નામનો બીજો સર્ગ : વંશપરંપરાથી શુદ્ધોદન નામે રાજા ગાદી પર આવ્યો. તે બળવાન, સાત્ત્વિક, વિદ્વાન, બુદ્ધિમાન, પરાક્રમી, નીતિજ્ઞાન, ધીર અને સુંદર હતો. તે અપ્રિય પણ હિતકારી વચનને ધ્યાનથી સાંભળતો, અને અનેક અપરાધોને ભૂલી જઈને, અણુમાત્ર પણ ઉપકારને યાદ રાખતો. દુઃખીઓને જોઈ તે કરુણાર્દ્ર બનતો. આ રાજાને માયા નામની રાણી હતી. બોધિસત્ત્વે આ રાજાના કુળમાં જન્મ લેવાનો નિશ્ચય કર્યો. એક સમયે માયા-રાણીએ સ્વપ્નમાં છ દાંતવાળા એક શ્વેત હાથીને પોતાના ગર્ભમાં પ્રવેશ કરતો જોયો. તે ગર્ભવતી બની અને યોગ્ય સમયે કુમારનો જન્મ થયો. જન્મ-સમયે આકાશમાંથી તાજાં ફૂલ વર્ષ્યાં, આકાશમાં નગારાં ગડગડ્યાં, કલ્યાણકારી હવા વહેવા લાગી. નાની રાણીએ પણ નન્દ નામના પુત્રને જન્મ આપ્યો. નન્દ વિષયોમાં આસક્ત રહેવા લાગ્યો અને સર્વાર્થ-સિદ્ધને લૌકિક સુખોપભોગો તરફ વૈરાગ્ય હતો. એક રાત્રે જન્મમરણનો નાશ કરવા ઉત્તમ સ્ત્રીઓ જ્યાં રહેતી હતી. તે રાજમહેલમાંથી નીકળી ઉદાસીન થઈને ચાલ્યો ગયો.

તથાગતવર્ણન નામનો ત્રીજો સર્ગ : ઘોડા અને હાથીઓથી સંકુલ, સમૃદ્ધ ભયમુક્ત અને તેની તરફ અનુરાગી લોકોવાળા કપિલવાસ્તુને છોડીને તે વનમાં ચાલ્યો ગયો. તપ કરતાં કરતાં તેણે જોયું કે તપનું ફળ પણ અસ્થિર હોય છે અને તેથી તે માર્ગેથી પાછો ફર્યો. પછી તેણે મુનિ અરાડ અને ઉદ્રકની ઉપાસના કરી, પણ ત્યાં ય 'આ માર્ગ પણ સાચો નથી,' એમ વિચારીને તેણે તે રસ્તો છોડી દીધો. પોતાની કઠણ તપસ્યા પણ નિરર્થક સમજીને છોડી દીધી, અમૃતત્વને સમજવા માટે તેણે ઉત્તમ અન્ન ગ્રહણ કર્યું. પછી તે પીપળાના વૃક્ષ નીચે સ્થિર બેસી ગયો. માર તેની તપસ્યામાં ભંગ પડાવવા આવ્યો, પણ તેણે મારને હરાવ્યો. કુમારે જ્ઞાન પ્રાપ્ત કર્યું. પછી બુદ્ધ કાશી ગયા; અને રાજગૃહમાં જઈને ઘણા લોકોને પોતાનો ઉપદેશ સમજાવ્યો અને પોતાના પંથે વળ્યા. પછી તે પરમકારુણિક પિતૃનગર પર અનુગ્રહ કરવાની ઇચ્છાથી કપિલવાસ્તુ ગયા. કપિલવાસ્તુને તેમણે એવી રીતે જોયું જાણે તે વનને જોઈ રહ્યા છે. શુદ્ધોદન પણ પોતાનો પુત્ર આવેલો જાણીને ઉત્સુકતાપૂર્વક તેની પાસે ગયો. પણ સુગત તો રાજાને અધીર અને બીજા લોકોને રોતા જઈને તેમનું પરિવર્તન કરવા આકાશમાં ઊડી ગયા. બધા પ્રભાવિત થયા. તથાગતે તે સર્વને ઉપદેશ કર્યો. આમ, ઘણા શાક્યપુત્રો પ્રવ્રજિત થયા, જેવી રીતે આગની બીકથી સાંઢ નિવાસસ્થળ બહાર નીકળી પડે તેમ. જે લોકોએ પ્રવ્રજ્યા ન ગ્રહણ કરી તેમણે પણ કોઈને કોઈ વ્રત તો લીધું જ. આમ, મહર્ષિ ત્યાં વિહાર કરવા લાગ્યા.

ભાર્યાયાચિતક નામનો ચોથો સર્ગ : તથાગત આ પ્રમાણે ધર્મોપદેશ કહી રહ્યા હતા અને તેમના જ્ઞાતિબંધુઓ તેમના તરફ આદરભાવ બતાવી રહ્યા હતા ત્યારે પણ કામાસક્ત નન્દ મહેલમાં રહીને પોતાની પ્રિયતમાની સાથે વિહાર કરી રહ્યો હતો. તેની પત્ની અતિશય રૂપને કારણે સુન્દરી, હઠ અને ગર્વને

લીધે માનિની અને દીપ્તિ ને મનસ્વિતાને કારણે ભામિની એમ ત્રણ નામથી ઓળખાતી હતી. બન્નેનું જુગતે જોડું જામ્યું હતું. તેઓ કન્દર્પરતિનું લક્ષ્ય પ્રમોદ અને આનંદનું આશ્રયસ્થાન અને હર્ષ અને તુષ્ટિનું જાણે કે પાત્ર હતાં. એકવાર નન્દે પોતાની પત્નીને સજાવી તેમાં નન્દની ઇચ્છા તેની સેવા કરવાની હતી અને નહીં કે તેને સજાવવાની, કારણ કે સુન્દરી તો અભૂષણોનું પણ આભૂષણ હતી. સુન્દરીએ નન્દને દર્પણ આપીને કહ્યું કે 'પકડી રાખો, હું જરા અંગરાગ કરી લઉં.' પછી સુન્દરી સ્વામીના જેવી પોતાને મૂછો ચીતરવા લાગી. તો નન્દે દર્પણ પર પોતાનો ઉચ્છ્વાસ છોડીને દર્પણની સપાટી ઝાંખી કરી દીધી. સુન્દરી ગુસ્સે થઈ. નન્દ તેને પગે પડ્યો અને મનાવી લીધી. પછી સુન્દરીએ પોતાના ચહેરા પર વિશેષક દોર્યું. આ દરમ્યાન તથાગતે તેના ઘરમાં ભિક્ષા માગવા પ્રવેશ કર્યો, પણ દાસદાસીઓમાંથી કોઈએ તેમના તરફ ધ્યાન આપ્યું નહીં. એટલે તથાગત એમ ને એમ ત્યાંથી ચાલતા થયા. આ બાબત નન્દના ઘરની એક સ્ત્રીના ધ્યાનમાં આવી અને તેણે આવીને નન્દને જણાવ્યું. નન્દ આ વાત જાણીને બહુ ક્ષુબ્ધ થયો અને પોતાની પ્રિયતમાને કહ્યું કે તું મને રજા આપ, હું ગુરુને પ્રણામ કરીને પાછો આવું છું.' સુન્દરીએ કહ્યું, 'હું તમારા ધર્મમાં વિઘ્ન નહીં નાખું, પણ જઈને આ વિશેષક ન સુકાઈ જાય ત્યાં સુધીમાં પાછા આવો.' નન્દ મહેલમાંથી બહાર નીકળી ગયો, ઝડપથી ચાલવા લાગ્યો. વળી પાછળ જોયું ને સુન્દરીને જોઈને એની ગતી ધીમી પડી ગઈ. બુદ્ધ તરફની ભક્તિએ એને આગળ ખેંચ્યો, ને પત્નીના પ્રેમે પાછળ. એમ તે ન આગળ ગયો કે ન ઊભો રહ્યો, જેવી રીતે તરંગો પર રહેલો હંસ. આમ, તે નદીની પ્રતિકૂલ ધારામાં ચાલતી નાવડીની જેમ કષ્ટથી આગળ વધતો રહ્યો 'ગુરુ દૂર ચાલ્યા ન જાય, ને આ જલદીથી પાછો આવું ને તે વિશેષકપ્રિય આર્દ્ર પ્રિયાને આલિંગન આપું.'

નન્દપ્રવાજન નામનો પાંચમો સર્ગ : ઘોડાઓ, રથ અને હાથીઓ પરથી ઊતરી ઊતરીને શાક્યો અને દુકાનદારો મહામુનિને પ્રણામ કરવા લાગ્યા. કેટલાક લોકો પ્રણામ કરીને કેટલાક સમય સુધી એમની પાછળ ગયા. કેટલાક પ્રણામ કરીને કાર્યવશાત ત્યાંથી ચાલ્યા ગયા. કેટલાક હાથ જોડીને એમની તરફ જોતા જોતા પોતાના ઘરમાં ઊભા રહ્યા. નન્દ આમ લોકોના ટોળાથી વીંટળાએલા બુદ્ધને પ્રણામ કરી ન શક્યો. પણ તેને પોતાના વડીલ બન્ધુના આ મહિમાથી આનંદ થયો. જ્યારે મુનિ રસ્તા પર આવ્યા ત્યારે નન્દે આગળ જઈને એમને પ્રણામ કર્યા. નન્દે બુદ્ધને પોતાને ત્યાં ભિક્ષા લેવાની વિનંતિ કરી. બુધ્ધે ભિક્ષા લેવાની ઇચ્છા દર્શાવી નહીં, પણ નન્દના હાથમાં ભિક્ષાનું પાત્ર પકડાવી દીધું. નન્દના હાથમાં ભિક્ષાનું પાત્ર હોવા છતાં તે ઘેર જવાની ઇચ્છા સાથે મુનિ પાસેથી દૂર જવા લાગ્યો. એટલે મુનિએ તેના માર્ગનું મુખ ઢાંકી દીધું. નન્દ લાચાર થઈને ગુરુની પાછળ પાછળ ગયો. પણ એનું ચિત્ત તો આર્દ્ર વિશેષકા પ્રિયામાં જ લાગેલું હતું. એટલે મુનિએ તેના મસ્તકને સ્પર્શીને આમ કહ્યું : 'હે સૌમ્ય, જ્યાં સુધી ઘાતક કાળ પાસે આવતા નથી, ત્યાં સુધી બુદ્ધિને શાંતિમાં પરોવો. મૃત્યુ સર્વની સર્વ રીતે

ઉત્પન્ન કરે છે. સ્નેહ જેવું કોઈ બન્ધન નથી, તૃષ્ણા જેવી ખેંચી જનારી પ્રબળ વેગવાળી કોઈ ધારા નથી, અને રાગ સમાન કોઈ અગ્નિ નથી. જો આ ત્રણ ન હોય તો જ સુખ હોય!' બુદ્ધે પોતાના શિષ્ય આનંદને કહ્યું કે 'આને પ્રવ્રજિત કરો.' તો નન્દે આનંદને કહ્યું : 'હું પ્રવ્રજિત નહીં થાઉં.' એટલે મુનિએ ફરી પાછો નન્દને ઉપદેશ આપ્યો, 'સંસાર અસ્થિર, માયા સમાન અને ઇન્દ્રજાળ જેવો છે. તો જો તારો વિચાર દુઃખજાળને કાપવાનો હોય તો પ્રિયા નામની મોહજાળનો ત્યાગ કર. જે રીતે ધાત્રી બાળકના મુખમાંથી માટીનું ઢેકું બહાર કાઢે છે તે રીતે હું પણ તારા હૃદયમાં ઘૂસેલા રાગશલ્યને બહાર કાઢવાનો પ્રયત્ન કરું છું. જેવી રીતે વૈદ રોગીને પકડીને કડવી દવા પણ આપે છે તેમ હું તને અપ્રિય પણ હિતકારી વચન કહું છું.' આ સાંભળીને નન્દે તેમની આજ્ઞાનું પોતે પાલન કરશે એમ જણાવ્યું. તેની અનિચ્છાએ પણ તેના વાળ કપાવી નાખ્યા, અને તેને કાષાય વસ્ત્ર પહેરાવ્યાં.

ભાર્યાવિલાપ નામનો છઠ્ઠો સર્ગ : આ બાજુ નન્દની પત્ની તો બેચેન બની ગઈ. પતિના આગમનની રાહ જોતી ગવાક્ષ પર સ્તનો ટેકવીને, દરવાજા તરફ મુખ રાખીને મહેલ પરથી નમવા લાગી, અને તેનાં કુંડલ પણ ત્રાંસાં થઈને નમી ગયાં. આ રીતે ઊભી રહી રહીને વળી તે પાછી પલંગ પર પડી એટલામાં દાદર પર કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો તો પ્રિયતમ આવ્યો કરીને જલદીથી ઊઠી અને આનંદિત થઈ ગઈ. પણ સ્ત્રીને જોતાં તે હતાશ થઈ ગઈ અને જાતજાતના સંકલ્પવિકલ્પ કરવા લાગી. તે વિચારવા લાગી કે 'ચોક્કસ મારા પ્રિયે બીજી કોઈ સુંદર સ્ત્રીને જોઈ છે, એટલે જ મને ત્યજીને ચાલ્યા ગયા છે.' પેલી આવેલી સ્ત્રીએ જણાવ્યું કે 'સ્વામીનો દોષ જોશો મા. તમારા સિવાય બીજી કોઈ સ્ત્રીને તે જાણતા નથી. તથાગતે અશ્રુજળથી આર્દ્ર મુખવાળા તેમને ભિક્ષુ બનાવી દીધા છે.' આ સાંભળીને સુન્દરીને ઘણો આઘાત લાગ્યો, અને શોક કરવા લાગી. એટલે એક મોટી ઉંમરની સ્ત્રીએ તેનાં આંસુઓ લૂછીને કહ્યું કે 'પતિ ધર્મને શરણે ગયો હોવાથી, શોક કરવો જોઈએ નહીં. ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થએલા રાજાઓ માટે તપોવન પૈતૃક સંપત્તિ સ્વરૂપ હોય છે. જો સ્વામીનું બીજી કોઈ સ્ત્રીએ અપહરણ કર્યું હોય તો જરૂર આંસુ વહાઓ. જો સ્વામી વિપત્તિમાં આવી પડ્યા હોય તો પણ શોક કરો. પણ ધર્મને શરણે ગએલા સ્વામીનો શોક કરવો ઉચિત નથી.' આમ કહેવા છતાં સુંદરી શાંત થઈ નહીં એટલે બીજી સ્ત્રીએ કહ્યું, 'હું ચોક્કસ કહું છું, તમારા પ્રિય આવશે. એ તમારા વગર રહી જ નહીં શકે. તમે શાંત થાઓ અને રડશો નહીં.' આ પ્રમાણે યુવતિઓએ સાંત્વના આપી.

નન્દવિલાપ નામનો સાતમો સર્ગ : ભિક્ષુવેશને નન્દે શરીરથી ધારણ કર્યો, મનથી નહીં. તે પ્રિયાના વિચારોમાં જ સતત ડૂબેલો રહેતો. તેને સતત પ્રિયાની યાદ આવતી. વસન્તઋતુને કારણે પ્રિયાને વધારે તીવ્રતાથી યાદ કરવા લાગ્યો. ભાર્યા રૂપી અરણિથી ઉત્પન્ન થએલા ચિન્તા રૂપી ધુમાડા તથા શોક રૂપી જ્વાળાવાળા કામાગ્નિથી હૃદયમાં તે બળવા લાગ્યો, અને વિલાપ કરવા લાગ્યો. 'જે અશ્રુમુખી

પ્રિયાને છોડીને તપ કરે છે તે ખરેખર જ કઠણ કાર્ય કરે છે. સંસારમાં ચંચળ આંખોવાળા મૃગ અને લલિત વાણી જેવું કોઈ બંધન દૃઢ નથી.' તે પ્રિયાને યાદ કરવા લાગ્યો. વિશેષક સુકાય એ પહેલાં આવી જજે એવી પ્રિયાની કહેલી વાત તેને યાદ આવવા લાગી. સ્ત્રીઓએ અનેક દેવર્ષિઓ અને રાજર્ષિઓને વશ કર્યા છે એનાં ઇન્દ્ર, સૂર્ય, વસિષ્ઠ, પરાશર, દિલીપ, ઋષ્યશૃંગ જેવાં અનેક ઉદાહરણો છે. એટલે 'ગુરુ જ્યારે ભિક્ષા માગવા જશે ત્યારે કાષાય વસ્ત્ર ત્યજીને હું ઘેર જતો રહીશ,' એમ તેણે નક્કી કર્યું.

સ્ત્રીવિઘાત નામનો આઠમો સર્ગ : નન્દની આંખો ચંચળ અને ઘરે જવા ઉત્સુક હતી. તેની વ્યાકુળતા જોઈને એક ભિક્ષુએ કહ્યું, 'તારું આ અશ્રુસિક્ત મુખ તારા હૃદયના અજ્ઞાનાન્ધકારને પ્રગટ કરે છે. તો શી પીડા છે તે જો તું મને કહેવા યોગ્ય સમજતો હોય તો કહે.' નન્દે સાચેસાચું કહી દીધું, 'પ્રિયા વગર હું ધર્મમાં આનંદ મેળવી શકતો નથી. એના વગર મને શાંતિ નથી. આ સાંભળીને ભિક્ષુએ કહ્યું, 'અરે વ્યાધના ડરથી બહાર નીકળી પડેલું મૃગ પોતાના ઝુંડમાં પાછું વળવાની ઇચ્છા રાખે છે તો, સાથે સાથે ગીતના ધ્વનિથી છેતરાઈને ફંદામાં પ્રવેશ કરવા માગે છે. જાળમાં ફસાયેલું પક્ષી કાંઈક હિતેચ્છુથી મુક્ત કરાય છે તો ફરી પાછું પાંજરામાં પ્રવેશ કરવા ઇચ્છે છે. કાદવવાળી અને જોખમી નદીમાંથી હાથી દ્વારા બહાર કાઢવામાં આવેલું હાથીનું બચ્ચું ફરી એ જ મગરોથી ભરેલી નદીમાં પ્રવેશ કરવા માગે છે. સાપથી ભરેલા ઘરમાં સૂતેલા યુવાનને જગાડવામાં આવે છે તો, તે મૂર્ખ રાઈને ફરી તે ભયંકર સાપને પકડવા ઇચ્છે છે. સ્વજનસ્વજનમાં અને મિત્રમિત્રમાં ભેદ પડાવનારી સ્ત્રીઓ છે. સળગતા અગ્નિને પકડી શકાય છે, હવાને ને ક્રુદ્ધ સાપને પણ પકડી શકાય છે, પણ સ્ત્રીઓના મનને પકડી શકાતું નથી. સ્ત્રીઓનું શરીર અપવિત્રતાઓથી ભરેલું હોય છે. એટલે તારા ઘરે જવા ઉત્સુક મનને જ્ઞાનબળથી રોક. જેવી રીતે ઉત્તમ આભૂષણ, વસ્ત્ર, માળાઓ, મસ્તક પર મુકુટ અને ધનુષ હાથમાં લઈને ભીખ માગનાર હાસ્યાસ્પદ કરે તે રીતે તૃષ્ણાયુક્ત મનુષ્ય ઘરના સુખોની ઇચ્છા રાખે તો, હાસ્યાસ્પદ કરે છે. એટલે તારે ઘરે જવાની ઉત્કંઠા રાખવી જોઈએ નહીં.'

મહાપવાદ નામનો નવમો સર્ગ : આ પ્રમાણે ભિક્ષુએ કહ્યું તો પણ નન્દના ચિત્તને શાંતિ થઈ નહીં. તે પ્રિયાનું જ ચિંતન કરતો રહ્યો. જેવી રીતે મરણાસન્ન રોગી હિતેચ્છુ વૈદની વાત સાંભળતો નથી તે પ્રમાણે નન્દે ભિક્ષુનાં વચન લક્ષમાં લીધાં નહીં. ભિક્ષુએ ફરી કહ્યું, 'બલ, રૂપ અને નવયૌવન તો અસ્થિર છે. તું સમજતો નથી. આ શરીર રોગોનું ઘર, વૃદ્ધાવસ્થાનો ભોગ, અને નદીકિનારાના વૃક્ષ જેવું અસ્થિર અને જળના ફીણ જેવું ભંગુર છે એટલે બળ પણ જરાય સ્થાયી નથી. આ શરીર તો માટીના ઘડાથી પણ વધારે કાચું છે. ઘડો સંભાળપૂર્વક રાખીએ તો ઘણા લાંબા સમયસુધી ટકે છે, પણ શરીરને સારી રીતે રાખવા છતાં પણ ટકતું નથી. ખરેખર તો તારે ઇન્દ્રિયો સાથે લડવું જોઈએ. એમાં જીતે તે બળવાન ગણાય. રૂપનું પણ એવું જ છે. મનુષ્યનું રૂપ મોરની જેમ સ્વાભાવિક નથી. એને સાફસૂફ રાખવું પડે છે. એમ ન રખાય

તો મનુષ્ય કદરૂપો બની જાય છે. રાત્રે માદક દ્રવ્યોનું સેવન કરીને સૂઈ ગએલો મનુષ્ય રાત વીત્યે મદથી મુક્ત થઈ જાય છે પણ બલ, રૂપ અને યૌવનથી મત્ત મનુષ્ય વૃદ્ધાવસ્થામાં જ મદથી મુક્ત થાય છે. શરીરને 'હું' કે 'મારું' એમ સમજવું ઉચિત નથી કામોપભોગથી તૃપ્તિ કદી થતી નથી, જેવી રીતે અગ્નિને આહુતિથી તૃપ્તિ નથી થતી. જેવી રીતે રસ, રૂપ અને ગન્ધથી યુક્ત હોવા છતાં કિમ્પાક ફળનો ઉપયોગ મૃત્યુ આણે છે તેવી રીતે વિષયોનું સેવન કરવાથી વ્યક્તિનું અનિષ્ટ જ થાય છે, કલ્યાણ નહીં. આમ વારંવાર કહ્યું છતાં નન્દને શાન્તિ થઈ નહીં, એટલે તે ભિક્ષુએ ભગવાન બુદ્ધને નન્દ વિશે કહ્યું.

સ્વર્ગનિદર્શન નામનો દસમો સર્ગ : 'નન્દ વ્રતને છોડી દેવા માગે છે, પત્નીને મળવા ઇચ્છે છે, ઘર પાછો જતો રહેવા માગે છે. આનંદ અને ધીરજ વગરનો બની ગયો છે.' એવું સાંભળીને તેનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી મુનિએ તેને બોલાવ્યો અને તેની પાસેથી વાત જાણી. પછી સુગત તેને લઈને આકાશમાં ઊડ્યા અને હિમાલય પર આવ્યા. હિમાલયની શોભા અનેરી હતી. ત્યાં વાંદરાના ટોળામાંથી વિખૂટી પડી ગએલી અને એક આંખ વાળી કાણી અને ચહેરા પર અળતાના રંગવાળી એક વાંદરીને મુનિએ નંદને બતાવી અને પૂછ્યું, 'હે નન્દ, રૂપ અને હાવભાવમાં કોણ વધું સુંદર છે ? આ વાંદરી કે જેનામાં તારું મન લાગેલું છે તે?' નન્દે જવાબ આપ્યો, 'ક્યાં પેલી ઉત્તમ સ્ત્રી અને ક્યાં આ વાંદરી ?' આ સાંભળીને પછી મુનિ નન્દને લઈને સ્વર્ગમાં નન્દનવનમાં પહોંચ્યા. ત્યાં નન્દે સુંદર અપ્સરાઓ જોઈ. નન્દના ચિત્તમાં આસક્તિ પેદા થઈ. જેવી રીતે મનુષ્ય મેલનો નાશ કરવા મેલા કપડાને રાખથી વધુ મેલું કરે છે તેમ મુનિએ નન્દને પૂછ્યું, 'આ અપ્સરાઓ અને જેમાં તારું મન લાગ્યું છે તે સ્ત્રી એ બે વિશે તું શું કહે છે ?' નન્દે કહ્યું, 'જેટલા અંતરે પેલી કાણી વાંદરી તમારી વધૂથી દૂર છે તેટલા અંતરે તમારી વધૂ આ અપ્સરાઓથી દૂર છે જેવી રીતે મને મારી પત્નીને જોઈને બીજી સ્ત્રીઓ વિશે કોઈ ભાવ પેદા થતો ન હતો તેમ આ અપ્સરાઓને જોઈને હવે મને એના તરફ કોઈ આસક્તિ રહી નથી. આ રાગાગ્નિ મને બાળી નાખવા ઇચ્છે છે તો મને તમે બચાવો.' મુનિએ કહ્યું, 'તું ધૈર્ય ધારણ કર. આ સ્ત્રીઓને પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય તો તારે તપસ્યા કરવી પડશે. હું તને ખાત્રી આપું છું કે તું તપસ્યા કરીશ તો, તને ચોક્કસ આ અપ્સરાઓ પ્રાપ્ત થશે.' પછી મુનિ તેને પૃથ્વી પર લઈ આવ્યા.

સ્વર્ગાપવાદ નામનો અગિયારમો સર્ગ : નન્દનવનમાં વિચરતી તે સ્ત્રીઓને જોઈને નન્દે વ્રતના આચરણ દ્વારા પોતાના દુર્દાન્ત અને ચંચલ ચિત્તને નિયમનમાં નાખ્યું. એને વૈરાગ્ય સારો તો ન લાગ્યો, પણ અપ્સરાઓને ધ્યાનમાં રાખીને ધર્માચરણ કરવા માંડ્યું. આ પ્રમાણે જોઈને આનંદે એક વાર તેને કહ્યું, 'અરે, ઇન્દ્રિયનિગ્રહ કરીને તું સ્વસ્થ થઈ ગયો છે, નિયમપાલનમાં પણ સ્થિર થઈ ગયો છે. એ ખરેખર તારા કુળ અને વિદ્યાને અનુરૂપ છે. તારો માનસિક રોગ બળવાન અને અસાધ્ય હતો, પણ તે જો નષ્ટ થઈ ગયો હોય તો તું ખરેખર ધૈર્યવાન કહેવાય. પણ તને એક વાત

પૂછવા માગું છું. લોકો એવું કહે છે કે તું અપ્સરાઓની પ્રાપ્તિ માટે ધર્માચરણ કરે છે. એ વાત સાચી છે કે પરિહાસ છે?' નન્દ કશું બોલ્યા વગર નીચું જોઈ ગયો. એટલે આનન્દ સમજી ગયો. તે કહેવા લાગ્યો 'મને તારા પ્રત્યે હસવું પણ આવે છે અને દયા પણ આવે છે. બેસવા માટે જેવી રીતે કોઈ માણસ શિલાને ખભે વેંઢારે તેવી રીતે તું કામોપભોગને માટે નિયમનું પાલન કરે છે. જેવી રીતે ઘેટું પ્રહાર કરવા પાછળ હટે તેમ તું અબ્રહ્મચર્ય માટે બ્રહ્મચર્યનું પાલન કરે છે. જેવી રીતે ખેડૂત વિશેષ પાક માટે બી વાવે તેમ તું વિષયોના લોભથી વિષયોનો પરિત્યાગ કરે છે. પણ એ રીતે કદી શાંતિની પ્રાપ્તિ થતી નથી. વળી, સ્વર્ગસુખ પણ ક્ષણિક છે. સુખો ભોગવી લીધા પછી ત્યાંથી મનુષ્યનું પૃથ્વી પર પતન થાય છે. સ્વર્ગ પરિણામમાં સારું નથી. તે રક્ષા નથી કરતું. તે વિશ્વાસપાત્ર કે તૃપ્તિજનક પણ નથી. માટે તું મોક્ષમાં મન લગાવ. એને માટે બ્રહ્મચર્યનું આચરણ કર અને અસ્થાયી સ્વર્ગ માટેની તૃષ્ણા છોડ.'

પ્રત્યવમર્શ નામનો બારમો સર્ગ : આનંદે જ્યારે નન્દને 'અપ્સરાઓ મેળવવા ધર્માચરણ કરે છે એમ ને !' એમ કહ્યું એટલે નન્દ બહુ લજ્જિત થયો. એના હૃદયમાં આનંદ રહ્યો નહીં. તે ઉદાસ બન્યો અને વ્રતમાં મન લાગ્યું નહીં. પહેલાં જે સ્વર્ગને તે નિત્ય સમજતો હતો એ હવે તેને અનિત્ય સમજાયું. આમ, સંકલ્પના ઘોડાવાળા મનોરથને સ્વર્ગથી પાછો વાળી લીધો. તે વીતરાગી જેવો બની ગયો. તથાગત પાસે જઈને કહેવા લાગ્યો, 'હે ભગવન્, અપ્સરાઓની પ્રાપ્તિ માટે તમે મારા જામીનદાર હતા, પણ હવે મને અપ્સરાઓ જોઈતી નથી. એટલે હું જામીનદારીનો ત્યાગ કરું છું. હવે મને તમે વિસ્તારથી તેમ જ સંક્ષેપથી એ કહો જેથી હું પરમપદને પામું.' એટલે તથાગતે ઉપદેશ આરંભ્યો, 'તારો વિવેક શ્રેયનો પુરોગામી છે. આજે તારો જન્મ સફળ છે. તારે હવે આ ધર્મની ઇચ્છાને વધારવાની છે, કારણ કે સર્વ ધર્મોનું કારણ ઇચ્છા જ છે. વળી, મનુષ્યને શ્રદ્ધા હોવી જોઈએ તો જ તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે. આમ, ધર્મની ઉત્પત્તિમાં શ્રદ્ધા ઉત્તમ કારણ છે. એટલે શ્રદ્ધાઅંકુરનું સંવર્ધન કરવું જોઈએ.'

શીલેન્દ્રિયવિજય નામનો તેરમો સર્ગ : પછી તથાગતે નન્દને શ્રેયનો ક્રમ કહ્યો. હવે શ્રદ્ધાને આગળ રાખીને અમૃતપ્રાપ્તિ માટે શીલની રક્ષા કર. જીવન, અન્ન, ધન આદિ વર્જિત વસ્તુઓનું ગ્રહણ નહીં કરીને અને ભિક્ષાવૃત્તિના નિશ્ચિત નિયમોનું પાલન કરીને તારી આજીવિકાને શુદ્ધ કર, કારણ કે આજીવિકાને શુદ્ધ કરવી મુશ્કેલ છે. બસ, આ જ શીલ છે. સંક્ષેપમાં આ જ આચાર છે. આ સદાચારથી યુક્ત થઈને આ બ્રહ્મચર્યનું આચરણ કર. શીલનો આશરો લેવાથી બધું જ શ્રેયસ્કર કાર્ય સમ્પન્ન થાય છે. મોક્ષનું ઉપનિષદ (પાસે લઈ જનાર) વૈરાગ્ય છે, વૈરાગ્યનું ઉપનિષદ સામ્યક્ જ્ઞાન છે અને સમ્યક્ જ્ઞાનનું ઉપનિષદ જ્ઞાનનું દર્શન છે. જ્ઞાનનું ઉપનિષદ સમાધિ અને સમાધિનું શારીરિક અને માનસિક સુખનું ઉપનિષદ શાંતિ અને શાંતિનું પ્રીતિ. પ્રીતિનું ઉપનિષદ પરમ આનંદ અને આનંદનું ઉપનિષદ કુકાર્યો અને અકાર્યોથી મનમાં પીડા ન અનુભવવી. માનસિક પીડાના અભાવનું

ઉપનિષદ છે પવિત્ર શીલ. આ રીતે શીલ જ મુખ્ય છે. વળી, ઇન્દ્રિયો પર વિજય મેળવવો જોઈએ. ઇન્દ્રિયોની રક્ષા નહીં કરવાથી દુઃખ અને પુનર્જન્મ થાય છે.

આદિપ્રસ્થાન નામનો ચૌદમો સર્ગ : તથાગતે આગળ કહ્યું, 'સ્મૃતિ રૂપી દ્વારથી ઇન્દ્રિય રૂપી બંધને બાંધીને ધ્યાન અને આરોગ્યને માટે ભોજનની માત્રા રાખવી. જો વધારે ભોજન કરવામાં આવે તો તે પ્રાણવાયુ અને અપાનવાયુમાં આડખીલી પેદા કરે છે, આળસ અને ઊંઘને નોતરે છે અને પરાક્રમનો નાશ કરે છે. વધારે પણ નહીં અને ઓછું પણ નહીં એવું ભોજન કરવું જોઇએ. સૌન્દર્ય, રૂપ, મદ કે ઔદ્ધત્યને માટે ભોજન કરવું જોઈએ નહીં. દિવસને મનોનિગ્રહમાં પસાર કર અને રાત્રિને યોગાભ્યાસમાં. ભય, પ્રીતિ અને શોકમાં મનુષ્યને ઊંઘ આવતી હોતી નથી તે પ્રમાણે નિદ્રાના આક્રમણ સમયે આ ત્રણેનું સેવન કરવું જોઇએ. વળી, સ્મૃતિને પણ સ્થિર રાખવી જોઈએ. લોકો અનર્થોમાં ડૂબેલા રહે છે, સ્વાર્થ પણ સમજતા નથી, અને ભય હોવા છતાં ભયભીત નથી હોતા. આનું કારણ છે સ્મૃતિવિનાશ. જેને સ્મૃતિ નથી તેને આર્ય ન્યાય ક્યાંથી પ્રાપ્ત થાય? જેને આર્ય ન્યાય નથી તેનો સન્માર્ગ પણ નષ્ટ થઈ ગયો છે. સન્માર્ગ નષ્ટ થતાં તેનું અમૃતપદ પણ નષ્ટ થઈ ગયું. અમૃતપદ નષ્ટ થતાં તે દુઃખથી કદાપિ મુક્ત થઇ શકતો નથી. વળી, તેણે એકાંતનું સેવન કરવું જોઈએ.

વિતર્કપ્રહાણ નામનો પંદરમો સર્ગ : તથાગત આગળ ઉપદેશે છે, એકાંતમાં એકાગ્રતાથી ધ્યાન ધરવું જોઈએ. જો કામસંબંધી વિચાર તને સતાવે તો કપડામાં પડેલી ધૂળની જેમ એને ફેંકી દે. કામ અનિત્ય, નાશવંત, નિઃસાર અને વિપત્તિઓના કારણરૂપ અને બહુજનભોગ્ય છે. એટલે એને વિષધર સાપની જેમ મારી નાખવો જ જોઇએ.

વળી, દ્રોહના શત્રુ મૈત્રી અને કરુણાનું ચિંતવન કરવાથી દ્રોહ નાશ પામે છે. સર્વ જીવો પ્રત્યે મૈત્રી અને કરુણાની ભાવના જ રાખવી જોઈએ.

વળી, વિતર્કોનું પણ ચિન્તન કરવું જોઇએ નહીં.

સ્વજનોની ઉન્નતિઅવનતિની ચિંતા જો તને સતાવે તો તારે જીવલોકની વાસ્તવિકતા સમજવી જોઇએ. સંસારમાં પોતપોતાનાં કર્મોથી ખેંચાતાં પ્રાણીઓમાં કોણ સ્વજન અને કોણ પરાયું છે? જે આજે સ્વજન છે તે ભૂતકાળમાં પરાયું હતું અને જે આજે પરાયું છે તે ભવિષ્યમાં તારું સ્વજન થશે; એટલે સંસારમાં પોતીકા અને પરાયા એવી કોઈ સ્થાયી વ્યવસ્થા નથી.

વળી, મૃત્યુ સૌથી મોટો ભય છે. એક ક્ષણ પણ જીવનનો વિશ્વાસ કરવો જોઈએ નહીં. મનુષ્ય ગમે તેટલો વિદ્વાન અને બળવાન હોય પણ મૃત્યુને જીતી શકતો નથી.

એટલે, ધીરે ધીરે મોટા મોટા અને પછી નાના નાના એમ દોષોને છોડતા જવું જોઈએ.

આર્યસત્યવ્યાખ્યાન નામનો સોળમો સર્ગ : તથાગત આગળ પ્રબોધે છે. 'મનુષ્ય જ્યારે પોતાના મનને આસવોના નાશમાં લગાવે ત્યારે જ દુઃખ વગેરે ચાર સત્યોને સમ્યક્‌રૂપમાં જાણે છે. આ

દુઃખ નિરંતર રહેવાવાળું છે, તે પીડારૂપ છે, આ દુઃખનું કારણ છે અને ઉત્પત્તિ તેનું કારણ છે. દુઃખના ક્ષયનું તત્ત્વ નિઃસરણ છે અને શાંતિના માર્ગનું તત્ત્વ છે ત્રાણ. આ ચાર આર્ય સત્યોને સમજીને અને ભાવના દ્વારા આસ્રવોને જીતીને મનુષ્ય શાંતિ પ્રાપ્ત કરી શકે છે, અને ફરી જન્મ લેતો નથી. જરાઆદિ વિપત્તિઓનું મૂળ જન્મ છે. તૃષ્ણાના વશમાં આવવાથી જન્મ થાય છે. એટલે તૃષ્ણાનો છેદ કરવાથી જન્મનો નાશ થશે. એવા પદની શોધ કર કે જેથી જેની પ્રાપ્તિથી ન જન્મ થાય કે પછી ન વૃદ્ધાવસ્થા, મૃત્યુ કે વ્યાધિ આવે; અપ્રિય સંયોગ, ઇચ્છાવિઘાત કે પ્રિયવિયોગ ન રહે. એ પદ કલ્યાણકારી, નૈષ્ઠિક અને અક્ષય છે. જેવી રીતે ઓલવાઈ ગયેલો દીવો નથી પૃથ્વી પર રહેતો કે નથી આકાશમાં જતો, નથી દિશામાં જતો કે નથી વિદિશામાં જતો; કેવળ તેલ ખૂટી જવાથી ઓલવાઈ જઈને શાંત થાય છે. તેવી રીતે નિર્વાણ પામેલો મનુષ્ય નથી પૃથ્વી પર રહેતો કે નથી આકાશમાં કે નહીં કોઈ દિશામાં કે વિદિશામાં. પણ ક્લેશોનો નાશ થવાથી કેવળ શાંતિને પ્રાપ્ત કરે છે.' આ રીતે સુગતે નન્દને અનુચિતનો ત્યાગ અને ઉચિત ઉપાય બતાવ્યો. પછી તથાગતે કૌન્ડિન્ય, નન્દ, ભદ્રાલિ, ક્ષેમા, કાશ્યપ, સુબાહુ વગેરેનાં ઉદાહરણો આપ્યાં.

અમૃતાધિગમ નામનો સત્તરમો સર્ગ : પછી નન્દ ગુરુને પ્રણામ કરીને જંગલમાં જતો રહ્યો. ત્યાં જંગલમાં કોમળ અને શ્યામ દૂર્વાથી આચ્છાદિત અને વૃક્ષોની ઝાડીવાળું એક શાંત સ્થાન હતું, જ્યાં આગળથી ભૂરાં પાણી વાળી એક નદી પણ ચૂપચાપ વહેતી હતી, બસ, ત્યાં પર્યંક આસનમાં નન્દ બેસી ગયો. ધૈર્યની રક્ષા કરીને, ઉદ્યોગનો આશ્રય લઈને, આસક્તિનો વિનાશ કરીને, શક્તિનો સંગ્રહ કરીને, તે શાંતચિત્ત, સંયતચિત્ત અને સ્વસ્થ થઈને વિષયોમાંથી વિરક્ત થઈ ગયો. ક્યારેક કામભાવના તેને વ્યાકુળ કરતી તો તેને તે દૂર હટાવી દેતો. આ રીતે તેણે ચાર સત્યોના વિષયમાં સંશયરહિત બનીને વિશુદ્ધ શીલવ્રત દ્વારા ધર્મનું દર્શન કરીને ધર્મની પ્રથમ ફલભૂમિ ( નિર્વાણમાર્ગ )ને પ્રાપ્ત કરી.

પછી બીજું એક વાર જેમાં પાછા આવવાનું રહે છે તે સકૃદાગામિફળ પ્રાપ્ત કર્યું.

પછી અનાગામિ – જેમાં પાછા આવવાપણું રહેતું નથી એવું ત્રીજું ફળ પ્રાપ્ત કર્યું.

પછી જ્યારે તેનું ધ્યેય સિદ્ધ થયું ત્યારે તેણે સુગતને મનોમન પ્રણામ કર્યાં, વારંવાર પ્રણામ કર્યાં.

આજ્ઞાવ્યાકરણ ( આજ્ઞા – ઉગમ જ્ઞાનનું વ્યાકરણ-કથન ) નામનો અઢારમો છેલ્લો સર્ગ : આ રીતે નન્દ કૃતાર્થ થઈને ગુરુ પાસે પહોંચ્યો અને ગુરુને મસ્તક ઝુકાવીને પ્રણામ કર્યાં અને કહ્યું, 'જે કુદૃષ્ટિ રૂપી તીક્ષ્ણ શલ્ય મારા હૃદયમાં ભોંકાએલું હતું અને મને જે ખૂબ પીડિત કરી રહ્યું હતું તે તમારી વાક્યરૂપી સાંડસીથી બહાર ખેંચાઈ ગયું. મારો સંશય નાશ પામ્યો છે. હું જન્મથી મુક્ત થઈ ગયો છું. તમારી વાણી રૂપી ગાયનું દૂધ પીને તૃપ્ત થઈ ગયો છું.' આમ કહીને તેણે ગુરુને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. મુનિએ કહ્યું, 'હે ધર્મમાં સ્થિત શિષ્ય, ઊઠ; ધર્માચરણ એ જ મારું સાચું સન્માન છે, નહીં કે મને પ્રણામ કરવા તે. હે જિતાત્મન, આજે તારું પ્રવ્રજિત થવું સફળ થયું.

હવે તારો ફરી જન્મ નહીં થાય. તેં પરમગતિને પ્રાપ્ત કરી લીધી છે. તારે માટે હવે કશું બાકી નથી. હવે અન્યને મુક્તિ અપાવવા વિચરણ કર. જ્યારે તું નગરમાં ધર્મોપદેશ આપીશ ત્યારે લોકો વિસ્મય પામશે 'અરે આ કેવું ! આ નન્દ જે પહેલાં કામાસક્ત હતો તે હવે મુક્તિની વાત કરે છે !' આ પ્રમાણે પરમકારુણિકનાં વચન માથે ચઢાવીને તે ત્યાંથી ચાલ્યો ગયો. ભિક્ષા માટે તેણે નગરમાં પ્રવેશ કર્યો. પણ તે હાનિ, લાભ, સુખદુઃખ, વગેરેમાં સમાન અને ઇચ્છારહિત હતો. ત્યાં એણે મોક્ષની વાર્તા કહી.

### સૌન્દરનન્દ : અરુણોદયની દીપ્તિ

'બુદ્ધચરિત' તત્ત્વત : જો વસ્તુલક્ષી મહાકાવ્ય હોય તો, 'સૌન્દરનન્દ' વસ્તુતઃ સ્વરૂપલક્ષી મહાકાવ્ય છે. તે મહાકાવ્યના સ્વરૂપસૌન્દર્યને સિદ્ધ કરવા તાકે છે. આ હકીકતમાં સૌન્દરનન્દની શક્તિ અને મર્યાદા સમાએલી છે. સૌન્દરનન્દ મહાકાવ્યના સ્વરૂપને, તેના ઢાંચાને અનુસરવા મથ્યું છે. અશ્વઘોષ કવિ પણ છે અને આચાર્ય પણ છે, અને તેનાં વ્યક્તિત્વના એ પાસાં વચ્ચેનો સંઘર્ષ સૌન્દરનન્દમાં મુખરિત થઈ ઊઠયો છે. એક તરફ અશ્વઘોષ સૌન્દરનન્દમાં સ્વરૂપલક્ષી બનવા મથ્યો છે, તો બીજી તરફ પોતાની વસ્તુલક્ષી અભિવ્યક્તિની જે શક્તિ છે તેને બાજુએ હડસેલા દઈને તે એમ કરી શકતો નથી. પરિણામે આ બન્ને વચ્ચેનો સંઘર્ષ, બન્ને વચ્ચેની અશ્વઘોષની મથામણ, સૌન્દરનન્દમાં તાર સ્વરે પ્રગટ થઈ છે.

બુદ્ધચરિતમાં પરોઢની જો તાજગી હોય તો સૌન્દરનન્દમાં અરુણોદયની દીપ્તિ છે અને આ દીપ્તિ મહાકાવ્યના સ્વરૂપની છે. પ્રશિષ્ટ મહાકાવ્યમાં કથાનક તો ઘણું પાંખું હોય છે, અહીં સૌન્દરનન્દમાં પણ તેમજ છે. નન્દની અનિચ્છાએ, તેને પરાણે ભિક્ષુ બનાવવામાં આવે છે. અને આ પરાણે પ્રવ્રજિત થયેલો નન્દ સાચા હૃદયથી સંસારની નશ્વરતા સમજીને અમૃતપદની પ્રાપ્તિ માટે સાધના કરે છે અને તેને પ્રાપ્ત કરે છે. નન્દ ભોગવિલાસમાં ડૂબેલો હતો, તેની પત્ની સાથે પ્રેમલીલામાં વ્યસ્ત હતો ત્યારે બુદ્ધ તેને ત્યાં ભિક્ષા માગવા આવ્યા, પણ કોઈએ તેમના પ્રત્યે ધ્યાન આપ્યું નહીં અને તે ભિક્ષા લીધા વગર ચાલ્યા ગયા. નન્દને ખબર પડતાં અપરાધીભાવ અનુભવતો તે તેમની પાછળ ગયો તો તેને ભિક્ષુ બનાવી દેવામાં આવ્યો. છતાં તે, ભિક્ષુવેશ ત્યજીને પણ પોતાની પત્નીના આકર્ષણથી ઘરે જતો રહેવા માગે છે એવું બુદ્ધે જાણ્યું. એટલે નન્દને લઈને બુદ્ધ હિમાલય પર્વત પર જાય છે. ત્યાં કાણી વાનરી બતાવીને અને પછી સ્વર્ગમાં જઈને અપ્સરાઓ બતાવીને પત્ની આગળ જેવી વાંદરી છે તેમ અપ્સરાઓ આગળ પત્ની છે એમ સિદ્ધ કરીને રૂપ અને સ્નેહ સાપેક્ષ છે એવું સિદ્ધ કરીને તેને અપ્સરાપ્રાપ્તિ માટે તપ કરતો કર્યો. પછી સ્વર્ગનું સુખ પણ નાશવંત છે એવો આનંદે ઉપદેશ આપતાં તેને એમ સમજાયું અને મોક્ષ માટે તેણે તપ આચરવાનું શરૂ કર્યું. છેવટે તે જ્ઞાની બન્યો. બસ, આટલી કથાવસ્તુ લઈને અશ્વઘોષે ૧૮ સર્ગનું મહાકાવ્ય રચ્યું છે. કથાવસ્તુ ઘણું ઓછું છે. ૧૧થી ૧૮ સર્ગમાં કવિતા રચવાનો કોઈ દેખાવ કર્યા વગર અશ્વઘોષ બુદ્ધનો ઉપદેશ જ સીધો નિરૂપે છે. આ સર્ગોમાં અશ્વઘોષ ખરા અર્થમાં આચાર્ય તરીકે ઊપસી આવ્યો છે, આ અર્થમાં અશ્વ-

ઘોષ પોતાની વસ્તુલક્ષી અભિવ્યક્તિને દબાવી શક્યો નથી. પણ આ વસ્તુલક્ષી અભિવ્યક્તિ આચાર્ય તરીકેની છે, અને નહીં કે સર્જક કવિની.

અશ્વઘોષની સ્વરૂપલક્ષી અભિવ્યક્તિને કારણે સૌન્દરનન્દમાં કથાવસ્તુ પાંખું છે. અને આ આછા કથાવસ્તુના નિરૂપણમાં તેની પ્રશિષ્ટ મહાકાવ્યને મળતી આવનારી અભિવ્યક્તિ સિદ્ધ કરી છે. સૌન્દરનન્દની શરૂઆત જ આ પ્રકારની પ્રશિષ્ટ મહાકાવ્યની છે. સૌન્દરનન્દનો આરંભ પૌરાણિક (mythical) ઢબનો છે. કપિલવાસ્તુ નગરનો ઉદ્ભવ કેવી રીતે થયો તેનું વર્ણન અશ્વઘોષે પ્રથમ સર્ગમાં કર્યું છે. કપિલમુનિના આશ્રમમાં ઇક્ષ્વાકુ વંશના રાજકુમારો રહેવા આવ્યા. કપિલમુનિ જળ ભરેલો ઘડો લઈને આકાશમાં ઊડયા અને જ્યાં પાણીની ધારા પડે ત્યાં નગર વસાવવાનું કહ્યું. તે આશ્રમની જગ્યાએ પછી નગર વસ્યું. કપિલમુનિના નામ પરથી તેનું નામ કપિલવાસ્તુ પડયું. આમ, નન્દની વાત કરવાની છે પણ કવિ અતિ પ્રાચીનકાળમાં આપણને લઈ જાય છે. બુદ્ધચરિતમાં આ પ્રમાણે બનતું નથી (પહેલા આઠ શ્લોકો ઉપલબ્ધ નથી) તે નોંધપાત્ર છે. પછી બીજા સર્ગમાં શુદ્ધોદન રાજાની વાત આવે છે. તે આદર્શ રાજા હતા, તે પરમ ધૈર્યવાન હતા, સત્પાત્રોને દાન આપતા, વગેરે આખી વર્ણનરીતિ પ્રશિષ્ટ મહાકાવ્યને અનુસરનારી છે. એટલે બુદ્ધચરિતમાં જે આપણે રામાયણ–મહાભારતની કથાશૈલી જોઈએ છીએ તેનો અહીંયાં લોપ થઈ ગયો છે. અહીંયાં કવિને મહાકાવ્યસ્વરૂપનું સંધાન કરવું છે અને તે પ્રમાણેની શૈલી અપનાવી છે.

અશ્વઘોષની શક્તિ વાર્તાકથનમાં, પ્રસંગ-નિરૂપણમાં અને ભાવઘૂંટનમાં છે તે અહીં પણ જણાઈ આવે છે. જ્યારે તે કોઈ એક પ્રસંગનું નિરૂપણ હાથ ધરે છે ત્યારે તેની સર્જકતાનો ઉત્તમ ઉન્મેષ પ્રગટી ઊઠે છે. એટલે સૌન્દરનન્દમાં 'મહાકાવ્ય'ના 'મહાકવિ' બનવાની અશ્વઘોષની તીવ્ર ઇચ્છા હોવા છતાં કોઈ કોઈ પ્રસંગ-નિરૂપણમાં તે પોતાનું સર્જક તરીકેનું અદ્ભુત સામર્થ્ય દર્શાવી જાય છે. 'ભાર્યાયાચિતક' નામનો ચોથો સર્ગ આનું ઉત્તમ ઉદાહરણ છે. અશ્વઘોષે નન્દ અને એની પત્નીની પ્રણયકેલિનું નજાકતભર્યું ચિત્ર દોર્યું છે. પ્રેમ-નિરૂપણ સંસ્કૃત સાહિત્યમાં કોઈ નવી વાત નથી. પ્રેમ અને શૃંગારનું આલેખન સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં અગ્રતા ભોગવે છે. છતાં તેમાં પણ ચોથા સર્ગનું આ આલેખન પોતાની કોમળતા ને કાવ્યાત્મકતાથી અલગ તરી આવે છે. બુદ્ધચરિતમાં જેમ આપણે તેની વસ્તુગ્રથનશક્તિ જોઈ શકીએ છીએ તેમ અહીં પણ આ પ્રસંગ પૂરતી તેની એ શક્તિ જોઈ શકાય છે. નન્દ અને સુન્દરી બન્ને વચ્ચેના પ્રગાઢ અને કોમળ ભાવાન્વિત સ્નેહનું આલેખન, ત્યાર પછી નન્દ પ્રવ્રજિત થાય છે તે ઘટનાની પડછે એક કરુણતાભરી વેધક વક્રતા ધારણ કરી રહે છે. કવિએ પ્રેમનું સુકુમાર ચિત્ર દોર્યું છે. સુન્દરી નન્દના હાથમાં દર્પણ મૂકે છે અને પોતાને નન્દના જેવી મૂછો ચિતરવાનું શરૂ કરે છે. તો નન્દ પોતાનો ઉચ્છ્વાસ દર્પણની સપાટી પર નાખી સપાટી મેલી કરી દે છે. એટલામાં નન્દને બુદ્ધના પોતાના મહેલમાં આવીને ભિક્ષા મેળવ્યા વગર ચાલ્યા ગયાની ખબર પડે છે એટલે તે પોતાની પત્ની પાસે પોતાના વડીલ બંધુને મળી આવવાની

અનુમતિ માગે છે તો પત્ની તેને જે સમય મર્યાદા આપે છે તે પણ અત્યંત કાવ્યાત્મક રીતે રોમેન્ટિક અને દંપતિના ઉત્કટ સ્નેહને પ્રગટ કરનારી છે. સુન્દરી કહે છે, 'હે આર્યપુત્ર, આ વિશેષક (પોતાના કપોલ પરનું ચિત્રણ) સુકાઈ જાય તે પહેલાં પાછા આવો!' પ્રેમની ઉત્કટતાનો જો આ પણ એક નવો આયામ હોય તો પ્રેમનિરૂપણનું આ પણ એક શિખર છે.

ભાવોનું કાવ્યાત્મક નિરૂપણ ક્યાંક ક્યાંક સૌન્દરનન્દમાં અશ્વઘોષના આવી બાબતમાં પ્રભુત્વની મુદ્રા સાથેનું જોવા મળે છે. નન્દ પ્રિયા પાસેથી જાય છે ત્યારે પણ કવિએ એ પ્રસંગનું જે રીતે વર્ણન કર્યું છે તે ચિત્રને કાવ્યાનંદના આલોકને પ્રસરાવનારું બન્યું છે.

ચિન્તાને કારણે ઉદાસ અને નિશ્ચલ આંખોથી તે જતા પ્રિયતમને ધ્યાનથી નિરખતી રહી. જેવી રીતે જતા મૃગને મુખ ફેરવીને, કાન ઊંચા કરીને, મુખમાંથી ઘાસનો કોળિયો પડી જતો હોય તે રીતે મૃગલી જોઈ રહે તેમ (૪–૩૯).

નન્દનું ચિત્ત મુનિને જોવાની ઇચ્છાથી ઉત્કંઠિત બન્યું છે એટલે તે જવામાં ઉતાવળ કરે છે. પણ સુન્દરી તરફ નજર ફેરવી તો તે ધીરે ધીરે જવા લાગ્યો, જેવી રીતે હાથણીને જોતો જોતો હાથી જાય તેમ. (૪–૪૦)

બુદ્ધની ભક્તિએ તેને એક તરફ ખેંચ્યો તો પત્નીના પ્રેમે તેને પાછળ ખેંચ્યો. અનિશ્ચયને લીધે તે ના આગળ ગયો કે ન ઊભો રહ્યો, જાણે તરંગો પર તરતો રાજહંસ (૪–૪૨).

(सोऽनिश्चयान्नापि ययौ न तस्थौ तुरंस्तरङ्गेष्विव राजहंसः ।) યાદ કરો કાલિદાસ

(मार्गाचलव्यतिकराकुलितेव सिन्धुः शैलाधिराजतनया न ययौ न तस्थौ । ૫–૮૫ : કુમારસંભવ)

પ્રેમની આસક્તિથી બંધાઈને જતો અને ધર્મ પ્રત્યેના અનુરાગથી આગળ ખેંચાતો, નદીના પ્રવાહની વિરુદ્ધ જતી નૌકાની જેમ, મહામુશ્કેલીએ આગળ વધ્યો. (૪–૪૪)

ત્યાર પછીનો આખો પાંચમો સર્ગ નન્દ-બુદ્ધના મિલન અને નન્દની પ્રવ્રજ્યાનું નિરૂપણ કરે છે. કવિએ ચોથા સર્ગમાં એવી કોમળતાથી નન્દ-સુંદરીના પ્રણયચિત્રને સજાવ્યું છે કે, પાંચમા સર્ગ દરમ્યાન નન્દને જેમ સુંદરીનો વિચાર આવ્યા કરે છે તેમ, વાચકને પણ સુંદરીની વ્યથાનો વિચાર આવ્યા કરે છે.

છઠ્ઠા સર્ગના આરંભમાં આપણે સુંદરીને આમ જોઈએ છીએ.

સુંદરી પતિના આગમનની પ્રતીક્ષા કરી રહી છે, ગવાક્ષ પર સ્તનોને ટેકવ્યાં છે, દરવાજા તરફ મુખ રાખ્યું છે અને મહેલ પરથી એવી રીતે ઝૂકી છે કે તેનાં કુંડલ ત્રાંસાં થઈને ઝૂકી ગયાં છે. (૬–૨)

એનો હાર ઝૂલે છે, કંઠસૂત્ર હાલે છે. શ્રમના કારણે એના લલાટે પ્રસ્વેદકણો બાઝયાં છે, નિઃશ્વાસોથી વિશેષક સુકાઈ ગયું છે. ચિંતાથી તેની આંખો બાવરી બની છે. પછી ઘડી વાર આ રીતે ઊભી રહ્યા પછી થાકીને ઊભીઊભી જ જાણે પલંગમાં પડી અને ત્રાંસી સૂઈ ગઈ. હાર વિખરાઈ ગયો, પહેરેલી પાદુકાઓ સાથે પગ અર્ધા નીચે લટકી રહ્યા. (૬–૨થી ૫)

આ આખું ચિત્ર કોઈ સામાન્ય કવિકર્મ નથી. પ્રતિભાશાળી કવિ જ આવું તાદશ અને ભાવપ્રવણ ચિત્ર દોરી શકે. આવાં ભાવભર્યાં ચિત્રો અશ્વઘોષની સર્જકતાનાં દ્યોતક છે. અનિચ્છાએ પરાણે પ્રવ્રજિત બનતા નન્દનું ચિત્ર આ રીતે અત્યંત માનવીય બન્યું છે. બુદ્ધચરિતનો રાજકુમાર સર્વસિદ્ધાર્થ ક્યાંય લાગણીમાં ખેંચાતો નથી, સીધો પોતાના લક્ષ્ય તરફ ગતિ કરે છે અને એ રીતે તેની લોકોત્તરતા આકર્ષક બને છે. અહીં નન્દ બુદ્ધચરિતના નાયક સાથે વૈષમ્યથી ઉઠાવ પામે છે. નન્દ સતત લાગણીઓમાં અટવાતો રહે છે અને એ રીતે નન્દનું ચિત્ર અત્યંત સજીવ થઈ ઊઠયું છે. આચાર્ય અશ્વઘોષને કદાચ આપણે આમ કહીએ તો ગમશે કે સામાન્ય માનવીનું ભવાટવિમાં અટવાવાનું કારણ તે ભાવાટવિમાં અટવાય છે તે છે. તે પ્રમાણે નન્દ પણ સામાન્ય માનવીનો પ્રતિનિધિ બનીને, ભાવોનું તુમુલ યુદ્ધ પોતાના ચિત્તમાં અનુભવે છે. જ્યાં સુધી અશ્વઘોષે એ પ્રમાણે થતું બતાવ્યું છે ત્યાં સુધી મહાકાવ્ય રસપ્રદ બની રહે છે. ત્યાર પછી અશ્વઘોષ બૌદ્ધ તત્ત્વચિન્તનની કઈ શાખાને અનુસરનારો હતો તે નક્કી કરવામાં સહાયરૂપ થઈ પડે તેવું દાર્શનિક નિરૂપણ થયું છે. આવા ઊમડતા ભાવોમાં અટવાતાં નન્દસુંદરીનાં ચિત્રોથી સૌન્દરનન્દ રમણીય કાવ્ય બન્યું છે. નન્દને પરાણે ભિક્ષુ બનાવવામાં આવે છે એટલે અશ્વઘોષ તેને વિશે વિચેષ્ટમાન–તરફડિયાં મારતો (છટકવા મથતો હોવાથી)–વિશેષણ પ્રયોજે છે. તેના વાળ કાપી નાખવામાં આવે છે ત્યારે વાળ કપાવવા નીચું મુખ રાખીને બેઠેલા, આંસુ સારતા નન્દનું ચિત્ર ખૂબ હૃદયસ્પર્શી છે.

તળાવમાં વર્ષાજળથી ભીંજાએલા અને નાળ વાંકી વળી ગઈ હોવાથી ઝૂકેલા કમળ જેવો નન્દ જણાતો હતો. (૫–૫૩)

આર્દ્રવિશેષકનો કથાઘટક તરીકેનો કવિએ કરેલો ઉપયોગ કવિની ઊંડી કલાસંવિત્તિ દર્શાવે છે. ભાવ જગવવામાં જેમ એક સૂરને વિવિધ રીતે ઘૂંટવામાં આવે તે પ્રમાણે આર્દ્રવિશેષકના મોટિફને વારંવાર અમુક સ્થાનોએ ઉલ્લેખીને કવિએ વેધક કરુણતાનું આલેખન કર્યું છે. સૌપ્રથમ તો સુંદરીએ નન્દને આર્દ્રવિશેષકની સમયમર્યાદા આપી કે આ આર્દ્ર વિશેષક સુકાઈ જાય તે પહેલાં પાછા આવી જવાનું વચન આપીને જાવ, એમાં જ વેધક વક્રતા છે કે નન્દ વચન તો આપે છે પણ તે પાછો આવી શકતો નથી. અને એક તરફ પ્રિયાનો આર્દ્ર વિશેષક સુકાઈ ગયો તો બીજી બાજુ આંસુઓથી નન્દનું મુખ આર્દ્ર બન્યું. વળી, આર્દ્ર વિશેષક તો સુકાઈ જાય છે, પણ મહામુનિ બુદ્ધ એમાં એવા પ્રકારની યુક્તિઓ પ્રયોજે છે કે છેવટે નન્દનો સુન્દરી પ્રત્યેનો સ્નેહ પણ સુકાઈ જાય છે. રસ્તામાં પણ નન્દ આર્દ્ર વિશેષકવાળી પ્રિયાનું ચિન્તન કરે છે. (૫–૧૯). નન્દના ચિત્તમાંથી વિદાય લીધા ત્યારની સુન્દરીનું ચિત્ર ખસતું નથી. નન્દ યાદ કરે છે, "મેં જ્યારે દર્પણને મેલું કરી નાખ્યું ત્યારે એણે કૃતક કોપ કરીને લુચ્ચાઈભર્યું હસીને કહ્યું, 'કેવા છો તમે તો !' એ વાક્ય હજુ પણ મને યાદ છે. પછી તે બાલાએ આંસુઓથી ઊભરાતી આંખો સાથે મને કહ્યું, 'મારું વિશેષક સુકાઈ જાય તે પહેલાં આવી જજો. આ વચન હજુ પણ મને વ્યથિત કરે છે." આમ, ચિરકાલ સુધી કમ્પનો

જગાવનારું, એક ઊંડી અર્થસમૃદ્ધિને વહન કરનારું કલાત્મક પ્રતીક આર્દ્ર વિશેષક બની રહે છે.

પતિના પ્રવ્રજ્યાના સમાચાર જાણતાં, સુન્દરી એકાએક કંપવા લાગી, ઊછળી પડી અને પોતાના હાથને ફેલાવી ઝેરી બાણ જેના હૃદયમાં લાગેલું છે તેવી હાથણીની જેમ તે જોરથી રડી. રડતાં રડતાં તેની આંખો લાલ થઈ ગઈ, વ્યથાને કારણે શરીરમાં ક્ષોભ થયો, ફળોના અતિશય ભારથી જેવી રીતે આંબાની ડાળી તૂટી પડે એવી રીતે એ જાણે પડી ગઈ અને એનો હાર અસ્તવ્યસ્ત થઈને વિખરાઇ ગયો. 'હવે મારે આ આભૂષણોનું કાંઈ કામ નથી' એમ કહીને એણે પોતાનાં આભૂષણોને ચારે બાજુ ફગાવી દીધાં. પુષ્પગુચ્છો જેના પરથી ખરી પડ્યા છે તેવી લતા સમાન તે શોભવા લાગી. 'પ્રિયે આને મારે માટે પકડયું હતું' એમ કહીને એણે સુવર્ણના હાથાવાળા દર્પણને આલિંગન આપ્યું અને ક્રુદ્ધ થઇને વિશેષકને લૂછી નાખ્યું.

...બાજ દ્વારા ચક્રવાકની પાંખ ઘાયલ થવાથી ચક્રવાકીની જેમ તેણે પુષ્કળ આક્રંદ કર્યું, જાણે મહેલમાં વસનારા કૂજન કર્યા કરતા કબૂતરો સાથે સ્પર્ધામાં ઊતરી. (૬–૩૦) આમાં શિરમોર સમું આ ચિત્ર જુઓ, જે તેની સાદગી અને તાદૃશતાથી વેધક બની રહે છે.

તે રડી, મ્લાન બની, તેણે હૂઠવો મૂક્યો, તે થાકી, આમતેમ આંટા માર્યા, ઊભી રહી, વિલાપ કર્યો, ચિંતવન કર્યું, ગુસ્સે થઇ, માળાઓને તેણે તોડી નાખી, હોઠ કરડયા, અને વસ્ત્રો ફાડયાં.

(૫–૩૪)

(सरोद मम्लौ विसराव जग्लौ बभ्राम तस्थौ
विललाप दध्यौ ।
चकार रोषं विचकार माल्यं चकर्त वक्त्रं
विचकर्ष वस्त्रम् ॥)

આ આખો શ્લોક આમ તો ક્રિયાપદનો જ બનેલો છે. પણ એના પરથી સુન્દરીની વ્યથાનું હૃદયાવર્જક ચિત્ર ખડું થાય છે. પળેપળે પલટાતા સુન્દરીના જાણે કે અનંત ભાવો તરફ આ પદ્ય ઇન્ગિત કરે છે.

આના પરથી મુદ્દો એ ફલિત થઈ શકે કે પછીના મહાકાવ્યસ્વરૂપે આ પ્રકારની અભિવ્યક્તિ તરફ ગતિ કરવી જોઈતી હતી. આ પદ્ય આમ તો વસ્તુલક્ષી બનવું જોઈતું હતું. એમ બન્યું હોત તો વસ્તુના વૈવિધ્યથી અભિવ્યક્તિનું વૈવિધ્ય સાધી શકાત. સંસ્કૃત ભાષા એ રીતે અભિવ્યક્તિની અખૂટ ખાણ છે અને તેથી વસ્તુ અને સ્વરૂપ બન્નેનો સુમેળ સધાત, પણ એમ બની શક્યું નહીં અને 'અવનતિકાળનાં મહાકાવ્યો' એમ ઓળખ આપવાનો કપરો કાળ આવ્યો.

માનવસ્વભાવોનો તો અશ્વઘોષ એવો જ્ઞાતા છે કે તેને મનોવિજ્ઞાની તરીકે પણ ઓળખી શકાય. સુન્દરીને આશ્વાસન આપવાના પ્રયત્નોમાં આવો મનોવૈજ્ઞાનિક અભિગમ જોઈ શકાય છે. સૌપ્રથમ તો એક વડીલ સ્ત્રીએ તેનો પતિ ધર્મમાર્ગે ગયો છે એટલે સુન્દરીએ શોક કરવો જોઈએ નહીં એમ જણાવ્યું : 'જો કોઈ બીજી સ્ત્રીએ પોતાના રૂપ અને ગુણોના અધિકારથી તારા પતિને ઝૂંટવી લીધો હોય તો તું જરૂર આંસુ સાર. વળી, તારા પતિ પર જો કોઈ આફત આવી પડી હોય (ભગવાન એવું ન કરે ! मा चैव तद्भूत) તો પણ તારે માટે રડવું ઉચિત છે, કારણ કે

કુલીન પતિવ્રતા સ્ત્રીને માટે આનાથી મોટું દુઃખ બીજું કોઈ હોતું નથી પણ સુખી, સ્વસ્થ અને ઉપભોગોની વચ્ચે રહીને બીજી વિપત્તિઓ જોયા વગર વૈરાગી થઈને જો તે ધર્મને શરણે ગયો હોય તો રડવું યોગ્ય નથી.' આ થયો એક અભિગમ. પણ સુંદરી શાંત ન પડી. એટલે બીજી સ્ત્રીએ બીજી રીતે સુન્દરીને આશ્વાસન આપ્યું, 'હું નિશ્ચિતપણે કહું છું કે તમારા પ્રિય આવશે અને તમે એમને જલ્દીથી જોશો. તમારા વગર એ ત્યાં રહી જ નહીં શકે, જેવી રીતે ચેતન વગર શરીર રહી નથી શકતું. એમને લક્ષ્મીની ગોદ મળશે તો પણ એ ત્યાં સુખી નહીં થાય, જો તમે એમની પાસે નહીં હો તો. તમે શાંત થાઓ, રડશો નહીં, ગરમ આંસુ વહાવીને શું કામ આંખો ખરાબ કરો છો? તમારામાં એમનો જે ભાવ છે, જે આસક્તિ છે, તેનાથી તમારા વિરહમાં એમને ધર્મમાં આનંદ આવશે નહીં.' આ પ્રમાણે સાંત્વન પામેલી સુન્દરી પોતાના નિવાસમાં ચાલી ગઈ.

બસ, એ ચાલી ગઈ તે ચાલી ગઈ. પછી આપણે ફરી એને જોતાં નથી. કવિના મસ્તિષ્ક પર પછી આચાર્યનું ભૂત સવાર થઈ ગયું છે. એટલે, ફરી આપણે આ પ્રેમાળ, નાજુક, ઉત્કટતાની મૂર્તિમંત સ્વરૂપ એવી આ સુન્દરીને જોતાં નથી. નન્દ તો જાણે પછી સુન્દરીને ભૂલી જાય છે, પણ અશ્વઘોષ પણ પોતાના ઉત્કૃષ્ટ સર્જનને વીસરી જાય છે; કારણ કે હવે અગિયારમા સર્ગથી અશ્વઘોષે આચાર્યની પાઘડી પહેરી લીધી છે. નહીં તો, ઓછામાં ઓછું, નન્દ જ્યારે પૂર્ણજ્ઞાની બનીને નગરમાં ઉપદેશ આપે છે ત્યારે એકાદ વખત પણ સુન્દરીની અલપઝલપ ઝાંખી કરાવી શકત એવી વાચકની તૃષ્ણા તેના ચિત્તમાંથી ખસતી નથી તેવું સ્નેહર્થી ઉત્કટ સુન્દરીનું ચિત્ર અશ્વઘોષે એંચ્યું છે.

નન્દને તેની પત્નીના આકર્ષણમાંથી મુક્ત કરવાનો બુદ્ધનો અભિગમ ચમત્કારથી ભરપૂર હોવા છતાં, મનોવૈજ્ઞાનિક છે. પહેલાં નન્દને હિમાલય પર લઈ જઈ ત્યાં તેને વાંદરી અને તે પણ કાંણી બતાવીને પૂછ્યું કે 'વાંદરી અને જેમાં તારું મન લાગેલું છે એ બેમાંથી કોણ તને વધુ સુંદર લાગે છે?' તો સ્વાભાવિક છે કે નન્દનો જવાબ સુંદરી જ હોય. 'હે ભગવન્, ક્યાં તે તમારી વધૂ ઉત્તમ સ્ત્રી અને ક્યાં આ વાનરી?' પછી બુદ્ધે તેને સ્વર્ગલોકમાં લઈ જઈને રૂપવતી અપ્સરાઓ બતાવીને ફરી પૂછ્યું કે 'કોણ વધુ સુંદર છે, આ અપ્સરાઓ કે જેમાં તારું મન લાગેલું છે તે સ્ત્રી?' આ વખતે નન્દનો જવાબ એ છે કે 'કાંણી વાંદરી જેટલી જ આપની વધૂથી સૌંદર્યની બાબતમાં દૂર છે તેટલી જ આપની વધૂ આ અપ્સરાઓથી દૂર છે.' સૌન્દર્ય સાપેક્ષ છે એ સત્ય બુદ્ધે નન્દને મનોવૈજ્ઞાનિક અભિગમથી સમજાવ્યું.

આ આખા પ્રસંગ પરથી એવું સિદ્ધ થાય છે કે, નન્દને પોતાની પત્ની તરફ સાચો સ્નેહ હતો નહીં અને એટલે વધુ સુંદર અપ્સરાઓ તરફ નન્દ આકર્ષાયો અને પોતાની પત્નીને ભૂલી ગયો. પરિણામે છેવટે નન્દનું મન વૈરાગ્યમાં લાગી શક્યું. પણ એવો પ્રશ્ન થાય કે નન્દને પોતાની પત્ની પ્રત્યે સાચો સ્નેહ હોત તો શું થાત? કોઈ તાત્ત્વિક ભૂમિકાનો આશ્રય લીધા સિવાય આપણે વાત કરીએ તો એવો પ્રશ્ન જરૂર થાય જ કે જે સ્નેહ જેટલો

સાચો હોઈ શકે એટલો સાચો હોત તો બુદ્ધ એને કેવી રીતે સમજાવત? અથવા તો અંતિમ સ્થિતિ એ પણ હોઈ શકે–જ્યાં સુધી તાર્કિકતાને ખેંચી જવાની તત્ત્વચિન્તનની દૃષ્ટિથી કે કાવ્યાત્મક દૃષ્ટિથી જરૂર નહીં–કે આ અનિત્ય સંસારમાં વળી સ્નેહની નિત્યતા કેવી? અને એ રીતે સ્નેહની નિત્યતાની મુશ્કેલીને નિરૂપવાની બૌદ્ધ ધર્મી અશ્વઘોષને તો આવશ્યકતા જ નહીં ને!

ખેર, થોડીક કૃતિના વસ્તુમાંથી ઉદ્‌ભવતી તાત્ત્વિક ચર્ચા કરી, પણ એટલું તો જરૂર કહી શકાય કે નન્દને પરાણે ભિક્ષુ બનાવવામાં આવે તે બાબત કંઈક ખૂંચે તો છે જ. નન્દનું પરિવર્તન સ્વાભાવિક નથી. નન્દ પર સાધુતા ઠોકી બેસાડવામાં આવી છે. નન્દ તો પાછો ચાલ્યો જવા માગતો હતો ત્યારે માર્ગનું મોઢું ભગવાન બુદ્ધે ચમત્કારથી બંધ કરી દીધું! આવું અતિપ્રાકૃત નિરૂપણ લેખક ટાળી શક્યો હોત, એ ટાળવું શક્ય હતું. માટે આપણે એ બાબતને બહુ મહત્ત્વ ન આપીએ તો પણ, નન્દની ઇચ્છા વિરુદ્ધ નન્દ રડતો રહે છે અને એને સાધુ બનાવી દેવામાં આવે છે, વાળ કાપી નાખવામાં આવે છે, એ વાત ખૂંચ્યા વગર રહેતી નથી. નન્દને પોતાને ના પાડવામાં મુશ્કેલી એ હતી કે બુદ્ધ કેવળ ગુરુ ન હતા પણ તે 'ગુરુબંધુ'— મોટાભાઈ–પણ હતા અને એટલે વડીલની આજ્ઞાનો લોપ નન્દ માટે શક્ય ન હતો. આથી નન્દની નિર્બળતા(vulnerability)નો બુદ્ધે ગેરલાભ ઉઠાવ્યો એમ આ કાવ્યમાં લાગ્યા કરે છે. બુદ્ધે મનોવૈજ્ઞાનિક અભિગમથી નન્દને સ્નેહની સાપેક્ષતા સમજાવી એ વાત બરાબર, પણ એમાં એક પ્રકારની વંચના છે એવું લાગ્યા કરે છે. જેવો ને જેટલો સ્નેહ છે એ પ્રમાણે નન્દ પોતાની પત્નીને ચાહતો તો હતો ને! નન્દ અપ્સરાઓના સૌંદર્ય પ્રત્યે ખેંચાઈને તેમને પ્રાપ્ત કરવા તપ કરવા લાગ્યો. હવે નન્દનું અપ્સરાઓમાં લાગેલું ચિત્ત કેવી રીતે હટે છે? તો આનંદે તેને લોકોમાં 'અરે આ તો અપ્સરાઓને મેળવવા તપ કરે છે' એવી તેની થતી હાંસી વિશે નન્દને સભાન કરીને તેને લજ્જિત કરે છે, અને સ્વર્ગનાં સુખોની નિંદા કરીને નન્દને તે અપ્સરાઓ પ્રત્યેની અભિલાષામાંથી મુક્ત કરે છે. આ ઘટના પણ પ્રતીતિકારક નથી. આમ, કેટલીક તાત્ત્વિક મુશ્કેલીઓ સૌન્દરનન્દના કથાવસ્તુમાં છે.

સૌન્દરનન્દ સ્વરૂપલક્ષી હોવાથી તે પ્રકારની અભિવ્યક્તિની અનુપ્રાસયુક્ત શૈલી વગેરેની લઢણો સૌન્દરનન્દમાં જોવા મળે છે:

सापद्मरागं वसनं वसाना पद्मानना पद्मदलायताक्षी ।
पद्मा विपद्मा पतितेव लक्ष्मीः शुशोष पद्मस्रगिवा तपेन ।
(६–२६)

કમળપત્ર સમાન આંખો ધરાવતી, તે પદ્માનનાએ કમળ જેવાં લાલ વસ્ત્રો પહેર્યાં હતાં. કમળ ધારણ કરનારી લક્ષ્મી કમળ વગરની થઈને ઢળી પડે તેમ તે પડી ગઈ અને તાપમાં કમળમાળાની જેમ કરમાઈ ગઈ.)

નન્દને પ્રિયાનું સ્મરણ જે રીતે થતું સાતમા સર્ગમાં બતાવ્યું છે તે આ પ્રકારની કથનરીતિનું દર્શક છે નન્દ સહકારવીથિમાં બેઠો છે. આમ્રવૃક્ષો પરથી ખરતાં મોર તેને કુંકુમચૂર્ણ વર્ષાવતી પત્નીની યાદ અપાવે છે. પ્રિયંગુવેલ પ્રિયાને પણ પ્યારી હતી. અને પ્રિયંગુનાં શ્વેત પુષ્પોને જોઈને અશ્રુમુખી

પ્રિયાનું સ્મરણ તેને થાય છે. તિલક નામના પુષ્પોથી ભરેલા વૃક્ષની ટોચે કોયલને બેઠેલી જોઈને અટારી પર શ્વેત વસ્ત્ર પહેરીને ઊભેલી પ્રિયાના કેશ યાદ આવે છે. અતિમુક્તની પુષ્પિત લતા આમ્રવૃક્ષને વીંટળાઈ વળેલી જોઈને એને પણ વિચાર આવ્યો, 'સુન્દરી મને પણ આમ જ આલિંગન આપત.' (૭–૪, ૬, ૭, ૮) આ સર્વ વર્ણન પ્રશિષ્ટ મહાકાવ્યની રીતિનું સ્મરણ કરાવે છે.

પ્રાકૃતિક વર્ણનો બન્ને મહાકાવ્યોમાં બહુ જૂજ મળે છે. પણ સૌન્દરનન્દમાં કંઈક વિશેષ પ્રગતિ થઈ છે. હિમાલય પર્વતની પ્રકૃતિનું વર્ણન મનોહર થયું છે. એક શ્વેત શિખર પર પાંખો ફેલાવીને એક મોર બેઠો હતો તે એવું જણાતું હતું કે લાંબા અને મોટા બાહુઓ ધરાવતા બલરામના બાહુનો વૈદૂર્ય મણિનો બનેલો જાણે કેયૂર ન હોય!

શિલાની ધાતુરજના સંપર્કમાં આવીને સિંહનું અંગ પીળું થઈ ગયું હતું અને તેથી જાણે તે કૃષ્ણનો સોનાના તારથી મઢેલો ચાંદાનો કેયૂર ન હોય!

થાકને કારણે ધીરેધીરે ચાલતો એક વાઘ પોતાની ચક્રાકાર પૂંછડીને ખભા પર રાખીને પહાડી ઝરણાનું જળ પીવા માગતો હતો અને તેથી એવું જણાતું હતું કે કોઈ બ્રાહ્મણ અપસવ્ય કરીને પિતૃઓને જલાંજલિ આપવા ઇચ્છે છે.

મોરનાં પીંછાં જેવાં ઉજ્જવલ ગાત્ર ધરાવતા સુવર્ણરંગી કિરાતોનાં ટોળાં વાઘોની જેમ ગુફાઓમાંથી બહાર નીકળી આવ્યાં જાણે કે પર્વતોએ તેમનું વમન કર્યું! (૧૦–૮થી ૧૦, ૧૧)

આમ, આ વર્ણન પ્રશિષ્ટ મહાકાવ્યોમાં આવતાં વર્ણનોની યાદ અપાવે છે.

અનુપ્રાસ અને યમક જેવા શબ્દાનુસારી અલંકારો મહાકાવ્યના નામ 'સૌન્દરનન્દ'થી આરંભી કાવ્યની અંદર ઠેકઠેકાણે મળે છે. આવું જ્યારે બને છે ત્યારે આયાસજન્ય થાકનો જ અનુભવ થાય છે એવું નથી, પ્રાસાદિકતા પણ અનુભવી શકાય છે. હિમાલયના વર્ણનમાં આવતો એક શ્લોક :

चलत्कदम्बे हिमवन्नितम्बे तरौ प्रलम्बे चमरो ललम्बे ।
(૧૦–૧૧)

(કદમ્બો જ્યાં ડોલતાં હતાં ત્યાં હિમાલયના ઢોળાવ પર ચમર (પ્રાણી) મોટા વૃક્ષ પરથી લટકી રહ્યું.)

નામની સહાયથી न ननन्द नन्दः જેવા અનુપ્રાસ તો ઘણીવાર સર્જાય છે:

अवेदीद्बुद्धिशास्त्राभ्यामिह चामुत्र च क्षमं ।
अरक्षीद्धैर्यवीर्याभ्यामिन्द्रियाण्यपि च प्रजाः ॥
(૨–૧૫)

(બુદ્ધિ અને શાસ્ત્રોથી અહીં અને ત્યાં પોતાનું હિત જાણ્યું. ધીરજ દ્વારા ઇન્દ્રિયોની અને પરાક્રમ દ્વારા અને પરાક્રમ દ્વારા પ્રજાઓની રક્ષા કરી.)

આ પદ્ય એક ક્રિયાપદનાં બે નામની સાથેના પ્રયોગનું (अवेदीत्નો બુદ્ધિ અને શાસ્ત્ર તેમજ अरक्षीत्નો ધૈર્ય અને વીર્ય સાથે) ઉદાહરણ છે. આવી રીતે એક ક્રિયાપદનો જુદા જુદા અર્થમાં પ્રયોગ (૧–૧૫), એક શબ્દનો જુદા જુદા અર્થમાં પ્રયોગ (૧–૩), એક વિશેષણ (विमुलः) બે નામની

સાથે (૨-૫) આવા પ્રયોગો સૌન્દરનન્દમાં ઠેકઠેકાણે જોવા મળે છે.

આ સર્વ પ્રશિષ્ટ મહાકાવ્યની અભિવ્યક્તિની પદ્ધતિઓ સૌન્દરનન્દમાં સમાવિષ્ટ છે.

બીજા એક પ્રશ્નની પણ ચર્ચા કરી લઈએ.

બુદ્ધચરિત અને સૌન્દરનન્દમાં કયું ચઢિયાતું કાવ્ય ?

આવા સરખામણીના ઉચ્ચાવચતા નક્કી કરવા માટેના પ્રશ્નો હંમેશા પેચીદા હોય છે, કારણ કે એમાં ઘણી વાર અંગત રુચિનું જ ધોરણ કામ કરતું હોય છે. પણ વિવેચકો કોઈ ને કોઈ સ્વરૂપે આ પ્રશ્નને વાચા આપતા રહ્યા છે. ઘણીવાર બન્ને કૃતિઓના રચનાકાળની ચર્ચામાં આ પ્રશ્નનો આડકતરો ઉત્તર આપ્યો છે : કયું પહેલું રચાયું ? જે પહેલું રચાયું હોય તે અપરિપક્વ હોય અને જે પછીથી રચાયેલું હોય તે પક્વ પ્રતિભાનું પરિણામ હોય એવા કંઈક ગૃહીત સાથે આ પ્રશ્નનો જવાબ આપવાના પ્રયત્ન થયા છે. બી. સી. લોના મત પ્રમાણે 'Had it (Saundarananda) been an earlier work we could not have found such an advanced Kavya poetry in the Saundarananda which surely excels the Buddacharita as a piece of poetry.' આમ, બી. સી. લોના મત પ્રમાણે સૌન્દરનન્દ બુદ્ધચરિત કરતાં કાવ્યની દૃષ્ટિએ ચઢિયાતું છે.

ડૉ વિશ્વનાથ ભટ્ટાચાર્ય પણ સૌન્દરનન્દ વિશે આવો જ અભિપ્રાય દર્શાવે છે : 'Thus the Buddhacharita is mainly a matter-of-fact narrative, though it is not dry as saw-dust. The style is on the whole premature though the occasional silver lining of artistic touches is not wanting. Judging from the alankarika standard, the Saundarananda with its lyrical lilt is decidedly better and mature composition.'

આમ, 'બુદ્ધચરિત' કરતાં સૌન્દરનન્દ કાવ્યની દૃષ્ટિએ વધારે ઉત્કૃષ્ટ છે. તેનાં કારણોમાં છંદવૈવિધ્ય ને શબ્દસંસ્કારિતાનું સૌન્દરનન્દમાં ચઢિયાતાપણું છે. સૌન્દરનન્દમાં શૈલીની એક સૂક્ષ્મ ઉપસ્કૃતિ અનુભવાય છે. એટલે આ મૂલ્યાંકન ભાષાકીય ધોરણો પર આધારિત છે એ જણાઈ આવે છે, અને સાહિત્યના બૃહદ્ સંદર્ભને લક્ષમાં લેવાયો નથી.

જે લક્ષણોને આધારે આપણે મહાકાવ્યોને અવનતિકાળનાં કહીએ છીએ તે લક્ષણોનો આવિર્ભાવ ભલે અતિ પ્રાથમિક અવસ્થામાં પણ સૌન્દરનન્દમાં થએલો જણાય છે. વળી, સૌન્દરનન્દમાં કવિતા તરીકે સાચવી લેવા જેવું તો, આખો ચોથો સર્ગ અને છઠ્ઠો સર્ગ, વચ્ચેવચ્ચે આવતાં કેટલાંક ચારુ વર્ણનો અને અલંકારો : બસ, આટલું જ છે. સૌન્દરનન્દનો મોટો ભાગ તો ઉપદેશપ્રધાન છે. એટલે, છંદપ્રભુત્વ ને શૈલીની સુંવાળપ સ્વીકાર્યા પછી પણ, તે કયા સંદર્ભે યોજાય છે તેની વિચારણા પણ મહત્વની બની રહે છે. 'બુદ્ધચરિત' માં અનુસ્યૂત સાહિત્યિક ધોરણો પ્રમાણે જો મહાકાવ્ય-સ્વરૂપનું ખેડાણ થયા કર્યું હોત તો, આ મહાકાવ્ય-

સ્વરૂપની જે પડતી થઈ તે કદાચ ન થઈ હોત. મહાકાવ્યે અત્યંત formalistic સ્વરૂપ ધારણ કર્યું, અને પરિણામે તે સ્વરૂપનું સાહિત્ય પ્રમાણમાં ભાષાપ્રકારોનો પર્યાય બની રહ્યું. બુદ્ધચરિતમાં પણ, કાવ્યત્વ પારિભાષિક અલંકારાદિ અર્થમાં, ઓછું નથી, પણ આખું કાવ્ય જે માનવસંદર્ભથી ધબકતું બન્યું છે તે પ્રચલિત મહાકાવ્યનાં ધારાધોરણોને અતિક્રમીને એક વિશિષ્ટ સાહિત્યકૃતિ બની રહે છે. સૌન્દરનન્દમાં અઢાર સર્ગ છે. આમાં માનવસંદર્ભનું આલેખન કેવળ સાત સર્ગ સુધીનું છે. પછી આઠ અને નવ સર્ગમાં ભિક્ષુ તેને ઉપદેશ આપે છે. દસમા સર્ગમાં બુદ્ધ તેને હિમાલય પર લઈ જાય છે તેમાં કથારસ ને કાવ્યાનંદ છે. અગિયારમા સર્ગથી ઉપદેશ શરૂ થાય છે તે છેક અંત સુધી. આમ, કુલ અઢાર સર્ગોમાંથી દસ સર્ગોમાં તો ઉપદેશ જ છે. આ ઉપદેશમાં ક્યાંક ક્યાંક સરસ દૃષ્ટાંતો કે અલંકારો આવે પણ એકંદરે સાંપ્રદાયિક ઉપદેશથી આ સર્ગો વ્યાપ્ત છે. વળી, ઉપર નોંધ્યું તેમ, સૌન્દરનન્દમાં મહામાનવ બુદ્ધના પાત્રને ક્યાંક ઝાંખપ લાગી છે, ક્યાંક વસ્તુગ્રથનમાં શિથિલતા આવી છે. માનવભાવોના નિરૂપણમાં 'સૌન્દરનન્દ' 'બુદ્ધચરિત'ની બરાબરી કરી શકે એમ નથી

સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રંથોમાં અશ્વઘોષને ક્વચિત જ યાદ કરવામાં આવે છે, અને જ્યારે યાદ કરવામાં આવે છે ત્યારે તેના કોઈક ભાષાપ્રભુત્વને પ્રગટાવતા લક્ષણને કારણે. આનું એક કારણ અશ્વઘોષમાં વસ્તુલક્ષિતાનું પ્રાધાન્ય રહ્યું છે, એ હોઈ શકે.

બુદ્ધચરિતમાં પણ સૌન્દરનન્દ જેવું બન્યું હશે અથવા બની શક્યું હોત, પણ અત્યારે ઉપલબ્ધ સંસ્કૃત સર્ગોને આધારે કશું ચોક્કસ કહી શકવાની સ્થિતિમાં આપણે છીએ નહીં.

પણ અત્યારે ઉપલબ્ધ બુદ્ધચરિત એક માનવીના માનવજાતિના દુઃખોનો ક્ષય કરવાની મથામણની ભવ્યકથા હોવાથી સાહિત્યજગતમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે. સૌન્દરનન્દ જેવાં કે સૌન્દરનન્દથી ચઢિયાતાં કાવ્યો સંસ્કૃત સાહિત્યમાં મળી શકે તેમ છે, પણ બુદ્ધચરિત તો એક જ છે. આમ, કેવળ સ્વરૂપવાદી અનુભૂતિવર્જિત શબ્દરચનાઓ નહીં પણ તીવ્ર અનુભૂતિથી અનુપ્રાણિત, માનવીય સંદર્ભને ધબકતો કરી મૂકનારને સાહિત્ય ગણીએ તો, 'બુદ્ધચરિત' ચઢિયાતું છે અને 'સૌન્દરનન્દ' પાસે પણ ભલે અલ્પ પણ એવો ધબકતો માનવસંદર્ભ છે અને માટે તેનું પણ સાહિત્યમાં અવિચલ સ્થાન છે.

## સંદર્ભસૂચિ

1. The Buddhacarita or Acts of the Buddha, Complete Sanskrit Text with English Translation ed. by E. H. Johnston, Reprint, '72
2. The Saundarananda of Asvaghosa ed. by E. H. Johnston, '75
3. अश्वघोषकृत सौन्दरनन्द काव्य सानुवाद - सूर्यनारायण चौधरी, १९४८
4. As'vaghosa - A critical study by Vishvanatha Bhattacharya
5. As'vaghosa - B. C. Law, '46
6. Indian Kavya Literature, Vol. 2, '74 - A. K. Warder

## 'કુમારસંભવ'માંથી / સુરેશા મજમુદાર

(સર્ગ ૫ મો)

### તપ–ફલોદય

સમક્ષ નિહાળી દહંત કામને
શંભુ થકી ભગ્ન થયો મનોરથ,
એ પાર્વતી તો નિજ રૂપ નીંદતી
સૌન્દર્ય છે પ્રીતમ-પ્રીત પામવા. ૧
એકાગ્રતાથી તપ સાધી દુષ્કર,
સાફલ્ય ઇચ્છે નિજ રૂપનું ઉમા;
તે વિણ થાયે કયમ પ્રાપ્ત એ દ્વય,
આવો પતિ તેમ જ પ્રેમરીત આ. ૨
ગિરીશ પ્રત્યે બન્યું મુગ્ધ છે મન,
એ પુત્રી થાતી તપ કાજ તત્પર;
મેના વદે વક્ષ સમીપ ચાંપતાં,
મહાન મુનિવ્રતથી જ રોકતાં. ૩
વિરાજતા દેવ ગૃહે જ ઇચ્છિત,
કયાં કાય તારી, ત્યમ કયાં મહા તપ ?
સહે પદો શિરીષપુષ્પ ભૃંગના,
બેટા, સહી ના શકતા વિહંગના. ૪
આ રીત દેતી ઉપદેશ માત એ
રોકી શકે ના તપ–ઉદ્યમે સુતા
ઇચ્છિત કાર્યે દૃઢનિશ્ચયી મન—
અને વહેતું જલ કોણ રોકશે ? ૫
કહાવતી કો સમયે મનસ્વિની
સખી તણા મુખથી વાત તાતને
જાણી શકે જે ઉર-કામનાને;
'મારે રહેવું તપ સાધતાં વને
ઉત્પન્ન થાયે ફળ ત્યાં સુધી ખરે.' ૬
પામી અનુજ્ઞા નિજ પૂજ્ય તાતની
એ ગૌરી તો શિખર ઉપરે જતી,
નિવાસ જ્યાં મોર તણો, બન્યું હતું
ગૌરી તણા નામથી ખ્યાત જે પછી. ૭
હારે નહિ એ દૃઢનિશ્ચયી ઉમા,
ત્યજી રહી કંઠ ધરેલ હાર ત્યાં
જેનું ગયું ચંદન હાલતી લટે.
ને બાલસૂર્ય સરખું જ વલ્કલ
અંગે ધરે, વક્ષ સમાનતા ઘટે. ૮
જેવું દીપન્તું મુખ કેશગૂંથને
સોહી રહ્યું એમ જટા થકી હવે,

ના માત્ર શોભે ભ્રમરોથી પંકજ,
સેવાળના સંગ મહીં ય શોભતું. ૯

રોમાંચ જન્માવતી જે ક્ષણેક્ષણે
એ મુંજના ઘાસ તણી ત્રિતારની
પ્હેલી જ વેળા કટિમેખલા ધરી,
જેના થકી લાલ બની ગઈ કટિ. ૧૦

રંગ્યા વિનાના અધરોષ્ઠથી અને
સ્તને અડી રક્ત બન્યો જ લેપને
એવા દડાથી કરી દૂર હસ્તને
ત્યાં અક્ષમાળા મહીં એ જ રોકતી.
કુશે કપાયેલ સ્વ–અંગુલિ થકી
રાતો બન્યો છે કર પાર્વતી તણો. ૧૧

મહામૂલી સેજની માંહ્ય લોટતાં
સ્વ–કેશપુષ્પો ખરતાં વ્યથિત થૈ
બેસી રહી એ પૃથ્વી પરે હવે
સૂતી ઉશિકું કરી હસ્ત-વેલનું. ૧૨

લેવા ફરી અર્પતી એ મનસ્વિની
જો ન્યાસરૂપે દ્વય ચીજ બેઉને,
દેતી લતાને સ્વ-ગતિ વિલાસિત
આપે મૃગીને નિજ દૃષ્ટિ ચંચલ. ૧૩

જે નીર વ્હેતું ય ઘટસ્તનો થકી
એના વડે આળસ વિણ પાર્વતી
મોટાં કરે વૃક્ષ કંઈક ફૂમળાં.
વાત્સલ્ય પ્હેલું પ્રકટી ગયું તહીં
જેને ન રોકાય કદીય કોઈથી. ૧૪

પાળ્યાં દઈ અંકુર કૈં અરણ્યનાં
વિશ્વાસ એવાં મૃગલાં કરી રહ્યાં,
કુતૂહલે પાર્વતી માપતી ત્યહાં
ધરી સખીનેત્ર હરિણ-નેત્રમાં. ૧૫

નાહી જલે, આહુતિ અગ્નિને દઈ
ને ઉત્તરીય સજી વસ્ત્ર વલ્કલ,
ભણી રહી વેદ તણા જ મંત્રને
જોવા ઉમા એ, ઋષિઓ પધારતા
જો ધર્મવૃધ્ધે વય કૈં ગણાય ના. ૧૬

ત્યજે વિરોધી સહુ પૂર્વ વેરને
જ્યાં વૃક્ષપુષ્પે અતિથિ પુજાય છે,
અગ્નિ ઝગે પર્ણકુટિ મહીં નવી
એવું બન્યું પાવન એ તપોવન. ૧૭

સમાધિના આ શરૂઆતના તપે
ના શકય છે ઈચ્છિત સિદ્ધિ લાગતાં
રે, ના ગણી કોમળતા શરીરની
મહા તપસ્યા કરવી શરૂ કરી. ૧૮

દડો રમીને પણ થાકતી હતી
તેણે મુનિ શી તપસાધના કરી,
નિર્માયું લાગે તન હેમપદ્મથી
મૃદુ છતાં શક્તિ ભરી હતી ઘણી. ૧૯

મધ્યે રહી ચાર જ્વલંત અગ્નિની
ગ્રીષ્મે સુતન્વી શુભ એ શુચિસ્મિતા,
જીતી પ્રભાને નિજ નેત્ર આંજતી,
અનન્ય દૃષ્ટિ થકી સૂર્ય ભાળતી. ૨૦

એ સૂર્યના રશ્મિ થકી તપી મહા
મુખે થયું સુંદર રૂપ પદ્મનું,
છતાં ય ખૂણા પર દીર્ઘ નેત્રના
છવાઈ કાળાશ ગઈ ધીરે ધીરે. ૨૧
વૃક્ષો થકી ભિન્ન હતો નહીં જરી
એ પાર્વતીનો વ્રત–પારણાવિધિ,
હતાં જ એમાં વણમાંગ્યું નીર ને
અમીભર્યાં કૈં કિરણો શશાંકના. ૨૨
સમિધકાષ્ટે, નભ–સૂર્ય તાપથી
વિવિધ અગ્નિ થકી એ તપી રહી
જ્યાં ગ્રીષ્મ અંતે જલથી ભીંજાય એ
ભૂમિ સમી બ્હાર વરાળ નીકળે. ૨૩
પ્હેલાં પડ્યાં એ જલબિન્દુ પાંપણે
ત્યાંથી સર્યાં હોઠ પરે પ્રહારથી.
વેરાઈ જાતાં સ્તન ઉપરે પડી,
રેખા પરે ઉદરની ગયાં સરી,
થંભી રહ્યાં નાભિ પરે જ દીર્ઘ એ. ૨૪
વાયુભરી વૃષ્ટિ મહીં સૂતી હતી
શિલા પરે આશ્રય કૈં વિના ઉમા,
મહા તપે સાક્ષી બની જ રાત્રિઓ
વિદ્યુતનેત્રે નિરખી રહી અહો ! ૨૫
કૈં કે મહા હિમ સમીર જોસથી
એ રાત્રિઓ પોષ તણી વિતાવતી
નિવાસ રાખી નિજ નીર માંહ્ય જે
કૃપા કરે એ, વિરહે વિલાપતાં
એ ચક્રવાક યુગલો નિહાળતાં. ૨૬

સુગંધીપદ્મ સરખું હતું મુખ
ગુંજંત હોઠો તણી પાંદડીમય,
એ મુખથી વારિ થયું સુવાસિત
સુગંધ જેની ગઈ હિમવૃષ્ટિથી. ૨૭
જાતે ખરેલાં કંઈ પાંદડાં જમી
જે જીવવાનું હદપાર છે તપ,
જ્યાં પાંદડાં યે ત્યજતી પ્રિયંવદા
કહે અપર્ણા ઋષિઓ પુરાવિદ. ૨૮
મહાન આવા તપયોગથી ઉમા
કરી રહી મહાન તપસ્વીનાં તપ,
હિંરાત્રી કે કષ્ટ અપાર દેહને
છે જે મૃદુ પદ્મની દાંડલી સમ. ૨૯
પાલાશદંડ, મૃગચર્મધારક,
પ્રગલ્ભવાણીમય એ તપસ્વિન,
બ્રહ્મા તણા તેજ થકી પ્રકાશિત,
પ્રવેશતો અંદર એ તપોવને,
જે છે જ સાક્ષાત્ બ્રહ્મચર્ય--આશ્રમ. ૩૦
સાધ્વી જતી એ અતિથિ સમીપ
સારી રીતે ને બહુમાનપૂર્વક,
સમાન પ્રત્યે અતિ ગૌરવાંકિત
સદા રહેતા સ્થિરચિત્ત – માનવ. ૩૧
સત્કાર વિધિમય એ સ્વીકારતાં,
ક્ષણેક ખાલી શ્રમને વિદારતાં;
દૃષ્ટિ સીધીનો ક્રમ ના ઉથાપતાં,
શરૂ કરે શંકર વેણ બોલવાં. ૩૨

સ્હેલાઈથી સાધ્ય સમિધ કુશ છે ?
છે યોગ્ય તારે જલ સ્નાનકારણે ?
પ્રવર્તતી તું તપમાં સ્વશક્તિએ ?
શરીર છે સાધન ધર્મનું ખરે ! ૩૩
તેં તો સીંચેલાં જલથી વધી રહે
શું એકધારાં સહુ વેલપલ્લવ,
લાલી લગાવી નવ દીર્ઘકાળથી
છતાં ય હોઠે નવ-પર્ણ-લાલિમા. ૩૪
જે પ્રેમથી હસ્તનું દર્ભ ઝૂંટવે,
એવા મૃગે તું ખુશ ? પદ્મલોચના !
લાગે મૃગો ચંચલ નેત્રથી અહા !
ધરે જ તારાં નયને સમાનતા. ૩૫
ના રૂપ છે પાપની વૃત્તિ કારણ
કે'વાય છે તે ન અસત્ય, પાર્વતી !
તપસ્વીઓને પણ બોધદાયક,
ઓ સુન્દરાંગી ! તુજ શીલ દીસતું. ૩૬
સપ્તર્ષિઓના બલિથી સુશોભતા
સ્વર્ગીય ગંગાજલથી થયો નહિ,
એવો શુચિ પર્વત વંશ સંગમાં
તારા શુચિ શીલ થકી થયો, ઉમા ! ૩૭
ત્રિવર્ગનો ઉત્તમ સાર લાગતો
આજે મને તો બસ ધર્મ, ભાવિની !
ત્યજ્યાં હૃદેથી વિત્ત-કામ નિશ્ચય
કરી રહી માત્ર તું ધર્મસેવન. ૩૮
સત્કાર તેં ખાસ કર્યો શુભાંગિની !
હવે ઘટે ના પરકીય માનવો,
શાણા અને સજ્જન કેરી મિત્રતા
સાતેક સાથે પગલાં ભર્યે થતી. ૩૯
વાતોડિયો છું દ્વિજના સ્વભાવથી
ઇચ્છા થતી કાંઈક પૂછવા તને;
તપોધના ! હોય ન કાંઈ ખાનગી
તો તો મને ઉત્તર આપવો ઘટે. ૪૦
જન્મી તું પ્હેલા જ પ્રજાપતિ–કુલે
ત્રિલોક-સૌન્દર્ય ભરેલ દેહ છે,
ઐશ્વર્યનું સુખ ન શોધવું પડે
આવી મળ્યું યૌવનનું નવું વય,
બીજું તપસ્યાફલ હોય શું ? કહે. ૪૧
અસહ્ય આવી પડતાં અનિષ્ટ યે
આવું કરે વર્તન કૈં મનસ્વની,
વિચારમાર્ગે વિહરે તું ચિત્તથી
દીસે ન એવું તુજમાં કૃશોદરી ! ૪૨
કદી ય કૈં શોક ઘૃણા થકી થતો
તારા સમી રૂપવતી ન પામતી,
પિતાગૃહે તો કયમ થાય કૈં ઘૃણા ?
કો નાગના રત્ન તણી અણી પરે
પસારવા હસ્ત ચહે શુભાંગિની ! ૪૩
શાને ત્યજી ભૂષણ યૌવને પણ
શે વૃદ્ધને યોગ્ય ધરે તું વલ્કલ ?
સાંજે ઊગી તારક–ચંદ્રના વડે–
એ રાત્રિ ઇચ્છે શું અરુણ ? એ કહે. ૪૪
જો સ્વર્ગ તું ઇચ્છતી, વ્યર્થ છે શ્રમ;
છે દેવભૂમિ સમ ભૂમિ તાતની:

સમાધિથી તું પતિ પામવા ચહે ?
શોધાય છે રત્ન, ન રત્ન શોધતું. ૪૫
નિઃશ્વાસથી ઉષ્ણ, થયું નિવેદન,
પરન્તુ શંકા મહીં ડૂબતું મન,
ના પ્રાર્થવાલાયક કોઈ દીસતો,
ઇચ્છિત તારે ક્યમ હોય દુર્લભ ? ૪૬
અહો, હશે ઇચ્છિત સખ્ત દિલનો,
રે કર્ણપદ્મ વિણ ગાલપે પડી–
છૂટી જટા ડાંગરના સરીખડી,
તેની ઉપેક્ષા કરતો જ કોણ એ ? ૪૭
સુકાઈ છે જે વ્રતથી મુનિ તણા
સૂર્યે તપાવ્યું સ્થળ ભૂષણો તણું
ને ચંદ્રલેખા સમ દીસતી દિને
એવી નિહાળી તુજને અરે, ક્યમ
ના વ્યગ્ર થાયે જન લાગણીમય. ૪૮
માનું છું હું તો પ્રિય તુજનો ખરે
સૌન્દર્યના નિજ મદેથી વંચિત,
જે ના બન્યો લક્ષ્ય જ દીર્ઘકાળથી
ચોપાસ જોતાં પડળો બિડાયલાં–
એવાં રૂપાળાં તુજ લોચનો તણો. ૪૯
ગૌરી ! કરે છે શ્રમ કાળ કેટલો ?
મારું તપે છે તપ પૂર્વ–સંગ્રહ્યું,
ઇચ્છિત તું મેળવ અર્ધભાગથી
પરન્તુ શું છે, કહી દે બરાબર. ૫૦
આત્મીય થૈ વેણ દ્વિજે કહ્યાં છતાં
કે'વા થઈ શક્તિવતી ન એ ઉમા,
આંજ્યા વિનાની નિજ આંખડી થકી
સખી પરે દૃષ્ટિ કરે સમીપની. ૫૧
એ બ્રહ્મચારી પ્રતિ કે' સખી વચ
સાધુ ! સુણો હોય કંઈ કુતૂહલ,
ધરાય છે જે રીત છત્ર પદ્મ-શું
આણે ધર્યું છે તપસાધને વપુ. ૫૩
અસહ્ય હુંકારથી શિવના પુરા
પાછાં વળેલાં શર કામદેવના
જેની અણી પ્હોંચી ન શંભુના લગી
એ બાણ કેરા જ પ્રહારથી મહા
ઈજા થઈ છે હૃદયે ઉમા તણા. ૫૪
(સંકોરતી ના નિજ કેશને ઉમા)
લાગ્યું લટે ચંદન એ લલાટનું
ઉન્માદથી પાર્વતી પૂર્ણ પ્રેમના
ના પામતી ચેન પિતાગૃહે જરા
શિલા પરે હિમભરી ફર્યાં છતાં. ૫૫
આંસુ થકી રુદ્ધ થયેલ કંઠથી
ને તૂટતા અક્ષરથી મહેશનું
ચારિત્ર્ય ગાયું ગીત માંહ્ય જ્યાહરે
વને રડી રાજકુમારી કિન્નરી
અનેક વેળા ગીત પ્રિય સૌ સખી. ૫૬
જ્યાં રાતનો ભાગ ત્રીજો રહેલ છે
ત્યાં આંખ મીંચી ક્ષણ બૂમ મારતી,
'ઓ નીલકંઠ ! પ્રિય ! જાવ છો કહીં ?'
બે બાહુથી બંધન કંઠમાં કરી,
આવું થતાં, જાગી જતી ઉમા વળી. ૫૭

'છો સર્વવ્યાપી', જન પ્રજ્ઞ બોલતા
પ્રીતિભરી આ મુજને ન જાણતા ?
ચિત્રેલ હસ્તે નિજ ચંદ્રશેખર,
તેને ઉપાલંભ સમર્પતી ઉમા. ૫૮

વિશ્વેશ એ શિવની પ્રાપ્તિ શોધતી,
જુવે નહિ કોઈ ઉપાય પાર્વતી;
આવી અનુજ્ઞા લઈને પિતા તણી,
સંગે અમારી તપવા તપોવને. ૫૯

સાક્ષી બનેલા તપના ઉમા તણા
જાતે સખીએ તરુ રોપિયાં ઘણાં,
એને ય આવ્યાં ફળ, ઊગતા નથી
એ ચંદ્રમૌલિ રૂપ આશ-અંકુર. ૬૦

દુષ્કાળથી શુષ્ક ભૂમિ પરે કરે
કૃપા કરી વૃષ્ટિ ય ઇન્દ્ર રીત તે
ઇચ્છિત એ દુર્લભ, દૃષ્ટિથી ભીની
કરે પ્રસન્ન સખીને ? ન જાણતાં. ૬૧

કહે મનોભાવ નિગૂઢ જ્યાં સખી,
કે' બ્રહ્મચારી અતિ રમ્ય નૈષ્ઠિક,
આનંદના ચિહ્ન વિના ઉમા પ્રતિ,
'રે, આમ છે ? કે ઉપહાસ માત્ર છે ?' ૬૨

કળી સમી બંધ સ્વ-અંગુલિ તણા
જો અગ્રના ભાગ થકી સ્વહસ્તના
સ્ફટિકની અક્ષની માળ મૂકતાં,
મહા પ્રયાસે સ્થિર વેણ ચે કરી
જો દીર્ઘકાળે વદી શૈલની સુતા. ૬૩

ઓ વેદજ્ઞાતા મહીં શ્રેષ્ઠ જે સુણ્યું
છે તે યથાર્થ, ચહું ઉચ્ચ હું પદ,
સાચે દીસે આ તપનું જ સાધન
મનોરથોની ગતિ થંભતી નથી. ૬૪

કે' બ્રહ્મચારી, શિવને હું ઓળખું
એને ફરી મેળવવા તું ઇચ્છતી,
છે એ જ આસક્ત સહુ અમંગલે,
પ્રેરઉં ના હું તુજ આશ પૂરવા. ૬૫

તું તુચ્છને મેળવવા અધીર છે
વિવાહનું મંગલસૂત્ર ચે ધરી,
શું રમ્ય હસ્તે શકશે ગ્રહી કર ?
મહેશનો પન્નગ-કંકણોમય ? ૬૬

પોતે વિચારી પણ લે ઉમા ! હવે
કદાપિ સંયોગ શું બેઉનો ઘટે ?
વસ્ત્ર વધૂનું કલહંસયુક્ત ને
ક્યાં રક્તબિન્દુમય હસ્તીચર્મ એ ! ૬૭

જ્યાં પુષ્પ કૈંયે પથરાયલાં ગૃહે
એમાં તું ચાલી અળતાભર્યા પદે,
સ્મશાનમાં રે' મૃતકેશથી ભર્યાં
જવા તને ત્યાં નહિ શત્રુ કે' કદી. ૬૮

આથી વધારે જ અયોગ્ય શું ? કહે
ચિત તણી છે રજ શિવવક્ષપે',
છે જ્યાં લગાવ્યું નિત પીતચંદન,
એ બે સ્તને સ્થાન જમાવશે રજ ? ૬૯

તારો થશે જો ઉપહાસ રીત આ,
વિવાહિતા તું ગજરાજ ઉપરે—

લઈ જવા યોગ્ય છતાં ય તુજને
લઈ જશે વૃષભ વૃદ્ધ ઉપરે,
મહાજનોનાં મુખ સ્મિત વેરશે. ૭૦

પ્રાર્થે તું તો મેળવવા પિનાકિન
હવે બને છે દ્વય શોચનીય જો!
છે એક તો તેજકલા શશાંકની
બીજી તું તો છે જગ–નેત્રકૌતુકી. ૭૧

વિરૂપ આંખોમય છે શરીર ને
અજ્ઞાત એ શિવ તણો જ જન્મ છે,
જણાય એનું ધન—છે દિગંબર,
ઓ બાલમૃગી સરખી સુલોચના!
શોધાય છે જે વર યોગ્ય પામવા
તેમાંનું એકકે શું ત્રિનેત્ર શિવમાં? ૭૨

અનિષ્ટ ઇચ્છા થકી રોકને ઉર
ક્યાં જાત એની? વળી ક્યાં તું પાવની?
વેદોક્ત ક્રિયા કદી યજ્ઞસ્તંભની—
સ્મશાનશૂળે કરતા ન સજ્જન. ૭૩

જ્યાં બ્રહ્મચારી પ્રતિકૂળ બોલતા,
ત્યારે ધ્રૂજન્તા નીચલા જ હોઠથી
જેનો જણાતો ઉર–ક્રોધ એ ઉમા,
ખૂણા પરે રક્ત થયેલ નેત્રની
વાંકી વળે ભમ્મરવેલ રીત તે
ત્રાંસાં કરી લોચન દૃષ્ટિ નાખતી. ૭૪

તેને કહે, ના હરને પિછાનતા
તેથી જ આ રીત તમે કહી રહ્યા
સામાન્ય કોઈ સમજે નહિ ખરે,
ચારિત્ર્ય એવું ન કદી કળાય, એ
મહાનનો દ્વેષ કરી રહ્યા નિત,
જો મન્દબુદ્ધિમય કૈંક માનવ. ૭૫

સમૃદ્ધિ ઇચ્છે, ત્યજી સર્વ આપદ
એવા કરે મંગલનું જ સેવન,
અસ્તિત્વ હંમેશ, જગે ય આશરો
એ શિવ તૃષ્ણાની કરે શું કામના?
જેના વડે દૂષિત થાય છે મન. ૭૬

દરિદ્ર કિન્તુ ધન–જન્મસ્થાન એ,
સ્મશાન છે સ્થાન, ત્રિલોકનાથ છે,
છે રૂદ્રરૂપ પણ શિવ સર્વ કે'
ના કોઈ જાણે શિવ–સત્યતત્ત્વને. ૭૭

ભલે ધરે ભૂષણ સર્પકંકણ,
કે ચર્મ ધારે ગજનું સદાશિવ,
કે રેશમી વસ્ત્ર, મનુષ્ય ખોપરી
છે ઇન્દુકેરું શિરનું ય ભૂષણ
જે વિશ્વમૂર્તિરૂપ દેહ ધારતા
એ શિવનું રૂપ કદી કળાય શું! ૭૮

સંસર્ગ પામી શિવ–અંગનો વળી
ચિતા તણી ભસ્મ વિશુદ્ધિ પામતી,
પૃથ્વી પડે નૃત્ય–અભિનયે રજ,
જે શિવની તે સુર મસ્તકે ધરે. ૭૯

સંપત્તિહીણા શિવશંભુ ચાલતા
નંદી તણા વાહન ઉપરે જતા,
ત્યાં દિગ્ગજો વાહન એ જ વાસવ
નમી રહેતા ચરણે, ધરી શિર,

મંદારપુષ્પ–રજથી કરી રહે
જો લાલ યે અંગુલિયુક્ત શિવને. ૮૦
પતિત આત્મામય આપના થકી
દર્શાવતાં દોષ, વદાયું સત્ય છે.
ઉત્પત્તિનું સ્થાનક બ્રહ્મદેવનું
એ શિવ–ઉત્પત્તિ ય કોણ જાણતું ? ૮૧
કરો તમે પૂર્ણ વિવાદને હવે
જેવા સુણ્યા તે રીત હોય એ ભલે,
જેમાં ભર્યો છે રસસ્નેહ સર્વદા
એવું જ મારું મન સ્થિર છે સદા,
નિંદા ગણે ના દૃઢકામનાભર્યા. ૮૨
સખી ! ફરીથી કંઈ બોલવા ચહી
હલાવતા જે દ્વય હોઠને અહીં,
એવા બટુને બસ રોકને હવે.
મહાનની યે કરતા જ નિંદા
ના માત્ર એ તો બનતા જ પાપી
શ્રોતાજનો યે સહુ પાપભાગી. ૮૩

'કાં તો અહીંથી જઉં ચાલતી બસ,'
બાલા કહી એમ જ ચાલતી થઈ.
સરી ગયું વલ્કલ વક્ષસ્થાનથી
ત્યાં સ્મિત ધારી, નિજ રૂપને ધરી
ઝાલી ઉમાને વૃષભધ્વજે તહીં. ૮૪

(વસંતતિલકા)

જ્યાં શિવને નિરખતી, અતિશે ધ્રૂજન્તી
પ્રસ્વેદયુક્ત નિજ અંગભરી ઉમા-શી,
જ્યાં એક પાદ ધરતી હતી અગ્ર ત્યાં તો
ગિરિ વડે પથ રૂંધાયલ કો નદી-શી
ના ચાલી એ શકી, ન ઊભી રહી શકી એ. ૮૫
'નીચી નમેલ મૃદુ–અંગી ! હું દાસ તારો
જિતાયલો તુજ તપોબલથી સદાનો,'
જ્યાં ચંદ્રમૌલિ વદતા વચ પાર્વતીએ
દીધો ત્યજી શ્રમ બધો નિયમે થયેલો,
પ્રાપ્તિ થતાં ફળતણી શ્રમ સૌ વિનાશે,
ધારી નવીન રૂપ તાઝગી શક્તિ આપે. ૮૬



## 'રઘુવંશ'માંથી / ઉશનસ્

સર્ગ ૫, શ્લોક ૧૫

शरीरमात्रेण नरेन्द्र ! तिष्ठ
न्नाभासि तीर्थप्रतिपादितर्द्धिः ।
आरण्यकोपात्तफलप्रसूतिः
स्तंबेन नीवार इवावशिष्टः ॥

સત્પાત્રને ભૂપ ! બધું જ દૈ દઈ
શોભે તું ઊભો શરીરે જ કેવળ,
ડૂંડાં બધાં લૈ ઋષિથી જવાતાં
નીવાર સાંઠેથી જ જેમ શેષ રહે.

શ્લોક ૧૬

स्थाने भवानेकनराधिपः स
न्नकिंचनत्वं मखजं व्यनक्ति ।
पर्याय पीतस्य सुरैर्हिमांशोः
कलाक्षयः श्लाघ्यतरो हि वृद्धेः ॥

છો ચક્રવર્તી તદપિ તું દૈન્યને
દાખે મખે—નીપજ્યું તે ય યોગ્ય છે;
સાચે જ દેવોથી પીધેલ ચંદ્રનો
વૃદ્ધિથી યે શ્લાઘ્ય વધુ કલાક્ષય.

સર્ગ ૬, શ્લોક ૬૭

संचारिणी दीपशिखेव रात्रौ
यं यं व्यतीयाय पतिंवरा सा ।
नरेन्द्रमार्गाट्ट इव प्रपेदे
विवर्णभावं स स भूमिपालः ॥

ચાલી જતી દીપશિખાથી રાત્રે
જે જે વટાવી ગઈ તે પતિંવરા
હાટો સમાણા ઝળકાટ પામીને
પડી ગયા નિષ્પ્રભ ભૂપ તે તે.

સર્ગ ૧૪, શ્લોક ૬૧

वाच्यस्त्वया मद्वचनात् स राजा
वह्नौ विशुद्धामपि यत्समक्षम् ।
मां लोकवाद श्रवणादहासीः
श्रुतस्य किं तत्सदृशं कुलस्य ॥

મારે કહ્યે તે નૃપને તું કહેજે
કે આંખ સામે તવ અગ્નિશુદ્ધને
મને તું લોકોનું જ સાંભળી ત્યજે
છાજે શું તે ત્વત્સમ ખ્યાત કુળને?

શ્લોક ૬૬

साहं तपः सूर्यनिविष्टदृष्टि
रूर्ध्वं प्रसूतेश्चरितुं यतिष्ये ।
भूयो यथा मे जनन्नान्तरेऽपि
त्वमेव भर्ता न च विप्रयोगः ॥

સૂર્યે ધરી રાખી જ દૃષ્ટિને તપસ્
અનુપ્રસૂતિ કરવા મથીશ હું
કે જન્મજન્માન્તર જેથી હો મને
તમે જ ભર્તા; પણ વિપ્રયોગ ના.



## 'રઘુવંશ'માંથી / જયન્ત આચાર્ય

(સર્ગ ૪)

### રઘુદિગ્વિજય

ચરન્તા રાજઅશ્વોના ધ્વનિથી તનુ-ત્રાણના
અશ્રાવ્ય, તુંગ તાડોની બજન્તી પર્ણખંજરી. ૫૬
ખજૂરીને થડે બાંધ્યા ગજોના ગંડસ્રાવ પે
ખાબકે ગંધ-ખાંતીલા નાગકેસરખટ્પદો. ૫૭
કુહે છે: અર્ણવે આપ્યો માર્ગ ભાર્ગવપ્રાર્થિત:
કોંકણેશ કરે એણે રઘુને તો ભર્યો કર. ૫૮
જયસ્તંભ કર્યો એણે, સ્વયં ત્રિકુટ અદ્રિને-
જયલેખો લખ્યા યત્ર દન્તથી મત્તકુંજરે. ૫૯
તત્રત: સ્થલમાર્ગે તે ચાલ્યો પારસ જીતવા,
રિપુ ઇન્દ્રિયરૂપીને તત્ત્વજ્ઞ સંયમી યથા. ૬૦
યાવની-મુખ-પદ્મોની લાલિમા ન ટકી હવે,
પદ્મ પે આરુણી જેમ, અકાલે મેઘદર્શને. ૬૧
પારસાશ્વદળે ઘોર રચ્યો સંગ્રામ-દુર્દિન
ગ્રીછચા ત્યાં રઘુના સૈન્યે,
અરિ જ્યા-ઘોષ માત્રથી. ૬૨
શ્મશ્રુવન્તાં શિરો શલ્યે છેદી ઢાંકયો ધરાપટ,
મક્ષિકાએ છવાયેલા, જાણે કે મધુકોષથી. ૬૩
શિરસ્રાણો ઉતારીને શેષ સૌ શરણે થયા:
મહાત્માનો મહાકોપ, પ્રણિપાતે શમે ધ્રુવ. ૬૪
મોંઘેરાં મૃગચર્મોને બિછાવી દ્રાક્ષમંડપે,
પી મધુ, રઘુસેનાએ શમાવ્યો વિજયશ્રમ. ૬૫
પછી તે ઉત્તરે ચાલ્યો, પાર્થિવ-યશ શોષવા,
વળે છે એ દિશે જેમ શોષવા રસ ભાસ્કર. ૬૬

(સર્ગ ૮)

### અજવિલાપ

હજુ જ્યાં રળિયાત મીંઢળો
રમતાં'તાં પૃથિવીશને કરે,
વસુધાય કરી કરધૃતા,
અપરા ઇન્દુમતી સમી ગણી. ૧
ગ્રહવા પદ રાજ્યનું મથે
નૃપપુત્રો કપટી ઉપાયથી;
અજ, તે, રઘુએ ધર્યું ગ્રહે:
પિતૃવેણે, ન તુ ભોગ માણવા. ૨
અભિષેક, વસિષ્ઠને કરે,
સલિલોનો, અજ સાથ, લૈ શિરે,
વસુધ નિજની કૃતાર્થતા,
દરશાવે વિમળું શ્વસી, શકે. ૩
અભિષેક અથર્વવિદ્ થકી,
નવ તેથી ભય શત્રુનો કશો;
પવનાગ્નિ સમો સમાગમ,
પ્રભવ્યો મંગલ બ્રહ્મક્ષાત્રનો. ૪

ગણુતાં જન એ નવેશને બહુમાને,
રઘુ પ્રૌઢને યથા :
વિભવો નહિ માત્ર અર્પિયા,
ગુણ તેના ય અશેષત: ખરે. ૫
અધિકું હ્રય એક દીપતું,
શુભ યુગ્મ પ્રભવી સુસંગત:
પદઋદ્ધ પિતા તણું, અજે;
વિનયે યૌવન એહનું નવ. ૬
હમણાં જ મળેલ મેદિની
નવ પાણિગ્રહણા વધૂ ગણી,
રમતો બલબાહુ માર્દવેઃ
સહસાચાર સહે ન ષોડશી. ૭
હિય હામ હતી જને જને,
'નૃપ કેરો બહુમાન્ય હું જ છું';
સરિતા શત જાય સાગરે,
સહુ કો એ બહુ માનતા યથા. ૮
નહિ ઉગ્ર, વિશેષ ના મૃદુ,
જ્યમ વૃક્ષો પ્રતિ વાય વાયરો;
ગ્રહતો અજ માર્ગ મધ્યમ;
નમવે ભૂપ, વિના નિકન્દને. ૯
પરખી સુતને પ્રતિષ્ઠિત,
નિજ પ્રાણે, જન ને અમાત્યમાં,
પ્રભવ્યો રઘુ, સ્વર્ગપ્રાપ્ય એ
વિષયો નશ્વરમાં ય, નિસ્પૃહ. ૧૦
સુગુણી સુતને સ્વરાજશ્રી,
વય થાતાં રઘુએ કરે ધરી :
પથ લે રવિવંશજો વશી,
તરુછાલાધર સંયમી તણો. ૧૧
ચહતા વનવાસ સેવવા,
પિતુ પાસે, સુત પાઘશોભતો,
વિનવે પ્રણિતાપૂર્વક,
'નવ છાંડો અમને, કૃપા કરી!' ૧૨
રઘુએ, તવ અશ્રુગદ્ગદે વિનવ્યું,
તે સુતવત્સલે કર્યું;
ન ધરે અહિ કાંચળી તજી,
રઘુએ તેમ ન રાજશ્રી ભજી. ૧૩
રઘુ અંતિમ આશ્રમે રહ્યો,
કુટિ મધ્યે, પુરની પડોશમાં :
સુતભોગ્ય વધૂ સમાન શ્રી
નિત સેવે યતિ નિર્વિકારને. ૧૪
ભજતાં રામ, પૂર્વપાર્થિવે, કુલદીપે
નવભૂપ ભાસ્કરે;
નભ, અસ્ત શશી થતા યથા,
રવિ ઊગ્યે, સદૃશી પ્રભા સજે. ૧૫
યતિપાર્થિવ લક્ષણો ધર્યે,
દરશાયા પિતુપુત્ર લોકને,
પૃથિવી પર અંશ ધર્મના,
પ્રભવ્યા મોક્ષ અને વિભૂતિશા. ૧૬

* *

વિલપ્યો નયનો વહાવતો,
ધૃતિ સહજાય તજી ધરાધિપ:

તપ્ત્યે રાજવેલ પીગળે,
વપુધારી જનતું ગજું કશું ? ૪૩
પરસી કુસુમો ય ગાત્રને,
પ્રભવે જો હરવા જનાયુને
વિધિનું તવ શું નહીં થશે,
હરવાં પ્રાણ, પ્રહારસાધને ! ૪૪
અથવા મૃદુ જીવ મારવા,
મૃદુ શસ્ત્રો વિનિયોજતો વિધિ;
હિમસેક હણે મૃણાલિની—
અવ દૃષ્ટાંત ઉરે સ્ફુરે મને. ૪૫
સ્રજ આ યદિ પ્રાણહારિણી,
મમ હૈયે ઠરતાં ન કાં હણે ?
અથવા પ્રભુ જો ચહે ક્વચિત્
વિષ તે થાય સુધા; સુધા, વિષ. ૪૬
અથવા મમ વામ ભાગ્યથી,
વિધિએ વજ્ર નિયુક્ત આ કર્યું:
ફલતઃ તરુપાત ના કર્યો;
તરુલગ્ના લતિકા હણી છતાં. ૪૭
ન કદી અવમાન કરી,
અપરાધો મમ હોય તે છતાં !
ક્યમ તો વણદોષ, આમ તું,
વચનાર્હે ધરતી અબોલડા ? ૪૮
શઠ નિશ્ચિત છું, ચહું તને
છલભાવે - ત્યમ અંતરે લહી,
પરલોક પળી, કહ્યા વિના,
પ્રિય ! તેથી, નવ આવવા પુનઃ ! ૪૯

તવ, જો પ્રિયને પથે ગયો,
ક્યમ પાછો પ્રિય વીણ હું ફર્યો ?
નિજ સર્જિત ઉગ્ર વેદના
સહતું છે મમ દગ્ધ જીવિત. ૫૦
સુખભોગશ્રમે શ્રમબિંદુઓ,
તન પે તું હજુ યે ધરી રહી !
પણ જીવન આથમ્યું તવ !
ભવની શી ભગવન ! અસારતા ! ૫૧
મનથીય કર્યું ન વિપ્રિય, પ્રિય !
મેં, તો ક્યમ ત્યાગતી મને ?
ક્ષિતિનો પતિ શબ્દથી જ હું;
પણ તુંમાં મમ પ્રીત હાર્દિકી. ૫૨
તવ બંકિમ કેશ પુષ્પિત,
ભ્રમરશ્યામલ હે શુભાંગને
ફરકે છે પવન પ્રભાવથી,
તવ પ્રત્યાગમને સશંક હું. ૫૩
પ્રિય ! પ્રાણ ધરી હવે પુનઃ,
ઉર કેરો હર શીઘ્ર શોક તું;
તમ જેમ હિમાદ્રી ગહ્વરે,
રજનીનું હરતી વનૌષધિ. ૫૪
મુખડું તવ, કેશ કમ્પતાં,
દુઃખ દેતું મુજને, અબોલડે
ભ્રમરો જ્યમ મૂક ભીતરે,
દુઃખ દે બંધ સરોજ શ્રેષ્ઠને. ૫૫
મળતાં શશિશર્વરી પુનઃ,
ચકવી ને ચકવો મળે ફરી–

સમજી સહતાં વિયોગ એ :
　　પણ પીડે, પ્રિય ? તું સદા-ગતા. ૫૬

નવપલ્લવ પાથર્યાંય પે
　　શયનો જો મૃદુ અંગ દૂભવે,
સહશે ક્યમ ને હવે વપુ,
　　વદ વામાંગિ ! ચિતાધિરોહણ ? ૫૭

કટિમાળ, સખી રહસ્યની,
　　અવ સૂતી, નવ જાગવા પુનઃ;
ગતિ ચંચલ એ શમી જતાં;
　　તું મરતાં, નહિ કે મરી ન એ ! ૫૮

મધુભાષિત કોકિલાસ્વરે;
　　કલહંસી, ગતિમાં ધરે મદ;
ચખ ચંચલ ધારતી મૃગી;
　　વિલસે લૌલ્ય, લતા વિલોલમાં. ૫૯

સુરલોક જવા તલસી છતાં,
　　કૃપયા તું ગુણ અમ ગૈ તજીઃ
વિરહે અતિ ક્રૂરતા મને,
　　નવ આશ્વાસન એ દઈ શકે. ૬૦

મનમાં તવ ધારણા હતી,
　　રચવા આમ્ર-પ્રિયંગુ જોડલું :
ન કરી દ્વય-લગ્ન-સત્ક્રિયા,
　　તવ પ્રસ્થાન તને ન અર્ઘતું. ૬૧

કૃતદોહદ તું થકી જ તે,
　　કુસુમે ધન્ય, અશોક આ થશે:
ક્યભૂષણ સાધવું હતું,
　　ક્યમ શ્રાદ્ધાંજલિ તેહથી રચું ? ૬૨

સ્મરતાં જ નુપૂર ગુંજતાં
　　ચરણે, દુર્લભ જે કૃપા કરી
કુસુમાશ્રુ, અશોક એ સખી,
　　વરસીને તુજ કાજ ઝૂરતો. ૬૩

બકુલે તવ શ્વાસગન્ધિથી
　　અધગૂંથેલ વિલાસમેખલા
મમ સંગ—અપૂર્ણ તે તજી,
　　ક્યમ સૂતી, સ્વરકિન્નરિ ! પ્રિયે ? ૬૪

સમ દુઃખ-સુખે, સખીજનો;
　　તનયે આ, નવચન્દ્રસદૃશ;
તુજમાં જ અનન્ય રક્ત હું :
　　પણ પ્રીછે ય ન તું સુનિષ્ઠુર ! ૬૫

ધૃતિ અસ્ત થઈ ! રસે ગયો !
　　વિરમ્યાં ગાન ! નિરુત્સવા ઋતુ !
ધરવા અવ ભૂષણો કશાં !
　　શયનો શૂન્ય વિશૂન્ય થૈ ગયાં ! ૬૬

ગૃહિણી, ગૃહમંત્રિણી, સખી;
　　પ્રિય શિષ્યા રસના રહસ્યમાં;
અતિનિષ્ઠુર મૃત્યુએ તને હરતાં,
　　બોલ, ન શું હર્યું મમ ? ૬૭

મદિરા મમ આનન અર્પિતા,
　　મદનૈના ! પ્રિય ! મિષ્ટ પી હવે,
ક્યમ પીશ તિલોદકાંજલિ,
　　પરલોકે, મમ અશ્રુદૂષિતા ! ૬૮

વિભવે ભરપૂર છું છતાં,
સુખ મારું વિરમ્યું હવે અહીં :
નવ મેહ હવે કશાંયનો,
મમ સર્વસુખ, આશ્રયે તવ ! ૬૯

વિલપી અવધેશ આમ એ
કરુણા ગદ્દગદ થૈ પ્રિયા પ્રતિ,
ઝરતાં નિજ શાખથી રસ,
તરુ કીધાં બહુઅશ્રુ વર્ષતાં. ૭૦

અજ–અંક થકી પ્રયત્નથી,
સ્વજને લૈ અળગી સુરૂપિણી;
સજવી શણગાર અંતિમ,
અગરે સંચિત અગ્નિ પે ધરી. ૭૧

'પ્રમદા મૃત સંગ સંચર્યો'–
જનનિન્દા, મન એ ધરી નૃપે,
પ્રિયસંગ કર્યો ન ચેહ પે–
નહિ કે જીવિત લાલસા થકી. ૭૨

(સર્ગ ૧૩)

## ગંગાયમુના-સંગમદર્શન

શુભાંગને ! જો યમુના-તરંગો,
ભાગીરથીને જળ ભાત પાડે !
કહીં, રચી મૌક્તિક-માળશી એ,
ઝળાંવળાં નીલમ, મધ્ય મેલી !

ને ક્યાંક, શ્વેતાંબુજ માલિકામાં
નિલાબ્જ ગૂંથ્યાં જ્યમ હોય મધ્ય ! ૫૪
હારે, કહીં, માનસહંસ કેરી,
કૈં નીલહંસો ટપક્યા યથૈવ;

ને ક્યાંક, શ્યામાગરુપત્ર મૂકી,
તૂ ભૂષિતા, ચન્દન લેપ-લીંપી. ૫૫

કહીં, પ્રભા ચન્દ્ર તણી યથૈવ
છાયા થકી કાબરચીતરી-શી;
ને ક્યાંક, શુભ્રા ઋતુ શારદીમાં,
અભ્રાન્તરે વ્યોમ થયા કળાય. ૫૬

અને કહીં, શ્યામ ફણીન્દ્રશોભી,
ભસ્માંગરાગા ભવમૂર્તિ જેવી, ૫૭

શુભાંગને ! જો યમુના–તરંગો,
ભાગીરથીને જળ ભાત પાડે !

(સર્ગ ૧૪)

## સીતાત્યાગ

ચરિત્ર શુદ્ધે, વચન પ્રવીણે,
એ શેષ હસ્યે, ચર મદ્રને ત્યાં,
પૂછ્યું અરિશ્રેષ્ઠ-અશેષકારે :
શી કિંવદન્તી નિજવૃત્ત અંગે ? ૩૧

સભાર પૂછ્યે, ચર આમ બોલ્યો.:
'પૌરો પ્રશંસે તમ વૃત્ત બાધું—
ન માત્ર લંકાભવને વસેલી
દેવી તણું, હે નૃપતે, ચરિત્ર.' ૩૨

ભાર્યાપવાદે નવ સહ્ય એવી
    કુકીર્તિના ઉગ્ર પ્રહારથી આ,
તપેલ લોઢું, ઘણથી યથૈવ,
    વિદીર્ણ હૈયું સિયનાથ કેરું. ૩૩
શે આત્મનિન્દા કથની ઉવેખું ?
    જાયા અદોષા ક્યમ વા તજું હું ?
બે મધ્ય એકેય અગ્રાહ્ય માર્ગે,
    એનું ચડ્યું ચિત્ત દ્વિધા હિલોળે. ૩૪
ન અન્યથા દોષ નિવાર્ય માની,
    ધોવા ચહ્યું એ સિયને તજીને :
યશોધનોને યશ જો વિશેષ–
    સ્વદેહથી તો સુખ શું વિસાત. ૩૫
ભેળા કર્યા ભ્રાત, હત-પ્રભે,
    જે ભાળી હત શ્રીસુખ હર્ષ હાર્યા :
સૌને કથા આત્મકલંક કેરી
    કહી, પછી આમ વદ્યા શ્રીરામ : ૩૬
'જે સૂર્યજાયો, ચરિતે વિશુદ્ધ,
    એ રાજવીના વરવંશ માથે
સ્હેવું અરે, લાંછન હું થકી આ,
    આદર્શ સ્વચ્છે, જયમ શીકરોથી. ૩૭
પયસ્તરંગે જયમ તૈલબિન્દુ,
    જનો મહીં એ બહુરૂપ ધારે :
ચહું ન એ દોષ અપૂર્વ સ્હેવા,
    સહે ન હસ્તી જયમ બન્ધથંભ. ૩૮
છો જાનકીમાં પ્રસવ-પ્રતીક્ષા :
    કલંક-લોપાર્થ સ્પૃહા તજીને,
તજીશ વૈદેહસુતા, યથા મેં
    તજેલ પૃથ્વી, પિતુના, કહ્યાંથી. ૩૯
નિષ્પાપ છે એ – મુજને પ્રતીતિ,
    લોકાપવાદે બહુમાન તો યે :
છાયા ધરાની જ, કલંક માન્યું,
    જગજ્જનોએ વિમળા શશીનું. ૪૦
જે વીર કર્મે દશશીર્ષ માર્યો–
    ન વ્યર્થ તે : વૈર–શમાર્થ એ તો :
પદે સ્પૃશ્યો પન્નગ ક્રુદ્ધ ડંખે–
    તે શું કદી શોણિત કામનાથી ? ૪૧
સંકલ્પ આ, થૈ કરુણાર્દ્ર હું પે,
    હે બન્ધુઓ, ના પ્રતિકારશો, જો
કલંકના કંટકથી વિમુક્ત,
    હું પ્રાણ ધારું ચિર–એ ચહો તો.' ૪૨
એવો કહ્યો નિશ્ચય ક્રૂર ઉગ્ર,
    રામે યદા ભૂમિસુતા પરત્વે,
ન બન્ધુ કોઈ, અવધેશને એ,
    શક્યો નિષેધી અથવા સમર્થી. ૪૩
ત્રિલોકમાં ખ્યાત નૃપેશ્વરે એ,
    કહ્યાગરા લક્ષ્મણ-શું વિલોકી,
કહી 'ભલા બાન્ધવ !' એહને જ
    આજ્ઞા કરી સત્યવ્રતે પૃથક્ લે. ૪૪
આશાવતી એ તવ ભ્રાતૃજાયા,
    તપોવનાર્થે સ્પૃહયાલુ છે જ :

તો એ મિષે તું પ્રિય જાનકીને,
વાલ્મીકિ પાસે, રથમાં લઈ જા. ૪૫
વેણે પિતાના, અશિવત્ કર્યો ઘા,
એ ભાર્ગવે માત પરે – સુણેલું :
તેથી ગ્રહ્યો અગ્રજનો નિયોગ :
ન શોચ છાજે ગુરુશાસને કૈં. ૪૬

પછી રથે સ્વસ્થ તુરંગ જોડી,
સુમંત્રને રાશ દઈ હયોની,
વાહ્યો વને લક્ષ્મણ લૈ સતીને,
રાજી થયેલી, ગમતું સુણીને. ૪૭

લઈ જવાનાં સ્થલ રમ્ય શું એ,
રાચે 'કરે એ પ્રિય, કાન્ત,' માની :
ન જાણતી, કલ્પતરુત્વ છાંડી,
ધાર્યું હતું ખડ્ગતરુત્વ એણે. ૪૮

જે લક્ષ્મણે વ્યક્ત કર્યું ન ગૂઢ,
ભાખ્યું સ્ફુરન્તાં દૃગ દક્ષિણે તે-
અસહ્ય એવું દુખદેણ ભાવી,
પુનઃ ન-ભાવી પ્રિયદર્શનેથી. ૪૯

એ દુર્નિમિત્તો પ્રભવ્યા વિષાદે,
સીતા તણું મ્લાન થયું મુખાબ્જ :
પ્રાર્થ્યું સતીએ નિજ અંતરે ત્યાં,
'અમ્મા, સબન્ધુ પ્રિય રાજવીને !' ૫૦

સૌમિત્ર શોચે, નિજ ભ્રાતૃવેણે,
સાધ્વી સતીને તજવા વને જ્યાં,
સામે ઉછાળી કરશા તરંગો,
ગંગા, શકે, લક્ષ્મણને નિરોધે. ૫૧

સુમંત્ર-રોક્યા રથથી ઉતારી,
નદી કિનારે નિજ ભ્રાતૃજાયા !
ગંગા કરી પાર, નિષાદનાવે,
સાથે પ્રતિજ્ઞા, અચલ પ્રતિજ્ઞે. ૫૨

પછી વિચારી, ક્યમ બોલવું તે,
યત્ને કરી લક્ષ્મણ અશ્રુરોધ,
આજ્ઞા વદ્યો, પાર્થિવની કઠોર,
વર્ષે યથા મેઘ, શિલા, વિનાશી. ૫૩

વિપત્તિ-વાતે, અભિઘાત પામ્યે,
ખરી જતાં ભૂષણપુષ્પ જેનાં,
પડી લતાશી, સહસા સતી એ,
સ્વજન્મદાત્રી પૃથિવી-ઉછંગે. ૫૪

ઇક્ષ્વાકુવંશે પ્રભવેલ ભર્તા,
તજે અકસ્માત્ ક્યમ આર્યવૃત્ત ?
શંકા ધરી એ, જનની ધરાએ,
પ્રવેશ ત્યારે નવ દીધ એને. ૫૫

અચેત એણે નવ દુઃખ જાણ્યું,
સચેત થાતાં ઉર પ્રજ્વળ્યું એ :
દીધું પુનઃ ચેતન, દેવરે જે,
મૂર્છા થકી એ અધિકું અસહ્ય. ૫૬

ન વાંક ભાખ્યો, નિજ ભર્તૃ કેરો,
ત્યજી ભલે વાંક વિના કશાય :
સદાય દુઃખાર્ત સ્વજાતને જ
નિન્દી, ગણી પાતકિની, સતીએ. ૫૭

ધૈર્યે ધરી દેવર લક્ષ્મણે ને
વાલ્મીકિનો આશ્રમમાર્ગ ચીંધ્યો;
'ભર્તૃનિદેશે કૃત ક્રૌર્ય કેરી,
દેજો ક્ષમા, દેવિ!' કહી નમ્યો એ. ૫૮

એને ઊઠાડી સિય આમ બોલી:
'પ્રસન્ન છું, સૌમ્ય, સુદીર્ઘજીવ!
જાણું તને, રામ તણો અધીન,
યથૈવ લક્ષ્મીશ, શચીશ કેરા.' ૫૯

'શ્વશ્રૂજનોને, ક્રમ જાળવીને,
પ્રણામ મારા ચરણે ધરીને,
કહેજે, સદાયે શિવ ચિન્તવે એ,
હુંમા રહ્યા રાઘવઅંશ કેરું.' ૬૦

'મારે કહ્યે, એ નૃપને કહેજે:
સક્ષમ થૈ અગ્નિ વિશુદ્ધ તો યે,
લોકાપવાદે મમ ત્યાગ કીધો,
એમાં રહી શું કુલકીર્તિશોભા? ૬૧

કલ્યાણકામી, અથવા તમારો,
ન શંકવાયોગ્ય, યથેચ્છચાર:
મારાં જ જન્માન્તર પાતકોનો
વિપાક એ વજ્ર સમો અસહ્ય. ૬૨

સંપ્રાપ્ત વા થી અળગી કરીને,
અરણ્ય સેવ્યાં, મમસંગ પૂર્વે:
સ્વસ્થાન પામી અવ એ સુરુષ્ટા,
સહે ન મારો તમ વેશ્મવાસ. ૬૩

હૈત્યે દમ્યા તાપસની સતીની
થઈ શરણ્યા તવ સત્કૃપાથી,
બનીશ હાવાં શરણાર્થિની શે?—
જગે તમારો જયકાર તો યે ૬૪

વૃથા, વિયોગે તમ આ સદાના,
ઘોળ્યું કરું જીવિત આ ઘણુંય,
ન હોત હુંમાં તમ તેજ આ જે–
જે રક્ષવાનો મમધર્મ માનું. ૬૫

પ્રસૂતિથી મુક્ત થયાં પછી હું,
અર્કે દઈ દૃષ્ટિ, તપો તપીશ,
જેથી ભવિષ્યે જનનાન્તરે ય,
તમે જ હો નાથ, વિના વિયોગે. ૬૬

નૃપાલ, વર્ણાશ્રમ રક્ષણાર્થ – એ ધર્મ, રાજર્ષિ મનુપ્રણીતઃ
તેથી, ત્યજી આમ છતાં તમારે, મને તપસ્વી જ્યમ લેખવાની.' ૬૭



## 'કિરાતાર્જુન'માંથી / રાજેન્દ્ર શાહ

(ઇન્દ્રનું મુનિરૂપે અર્જુન પાસે આવવું)

વૃદ્ધ કો મુનિના રૂપે, પ્રવાસે દીર્ઘ માર્ગના
ક્લાન્તશા ઇન્દ્રને દીઠા, અર્જુને નિજ સન્મુખ
(સર્ગ ૧૧–૨)

શ્વેતકેશી જટા કેરા ફેલાયેલા સમૂહથી
સોહતા ચંદ્રરશ્મિ એ યુક્ત દિનાવસાનશા.
(સર્ગ ૧૧–૩)

ભવાં પાંડુર આચ્છાદે નેત્ર બન્ને ખૂણાસહ
તે દીસે ઓસથી મ્લાન પદ્મે છાયા તળાવશા.
(સર્ગ ૧૧–૪)

જીર્ણ, ભારઝૂક્યાં અંગે યષ્ટિને અવલંબન :
ઠુંઠાળાને મળે જેવો સહારો ગૃહિણી તણો.
(સર્ગ ૧૧–૫)

છદ્મરૂપ ધર્યું તો યે તેજથી નિજ ઓપતા
અભ્રની આડમાં છન્ન સૂર્યશા લોકવ્યાપક.
(સર્ગ ૧૧–૬)

(ઇન્દ્રનો અર્જુનને ઉપદેશ)

યુદ્ધવાંછુ સમું શાને તમે વર્મ ધરેલ છે?
વસ્ત્ર એક તપસ્વીનું વલ્કલ મૃગચર્મ વા.
(સર્ગ ૧૧–૧૫)

મુક્તિના અભિલાષીને સ્પૃહા ના કૈં શરીરની,
દ્રોહ ન્હૈ કો'થી તો શાને ભીમચાપ તુણીર આ?
(સર્ગ ૧૧–૧૬)

ખડ્ગ આ મૃત્યુની બીજી ભુજા જેવું ભયાવહ,
તે કરે ના મુમુક્ષુની શાન્તિ કેરું સમર્થન.
(સર્ગ ૧૧–૧૭)

નિ:શ્રેયસ ક્રિયાને જે મૂઢ હિંસાર્થ આચરે,
તે કરે, જે હરે પ્યાસ તે નિર્મલ જલ પંકિલ.
(સર્ગ ૧૧–૧૯)

રણોત્સાહ ત્યજો, વ્યર્થ ના કરો તપને તવ;
મોક્ષને સાધવા અર્થે શાન્ત હો, હે તપોધન.
(સર્ગ ૧૧–૩૧)

(અર્જુનનો ઇન્દ્રને પ્રત્યુત્તર)

ક્ષત્રિય, પાંડુનો પુત્ર હું છું પાર્થ ધનંજય;
જ્યેષ્ઠ બંધુની આજ્ઞાએ સ્થિત વૈરી જયેચ્છુક.
(સર્ગ ૧૧–૪૫)

કામના અબ્ધિવીચીશા ચંચલ દ્રવ્યની નહીં;
અનિત્ય અશનીત્રસ્ત નહીં, ના મોક્ષ એપણા.
(સર્ગ ૧૧–૬૬)

શત્રુ ઉચ્છેદીને, વંશ લક્ષ્મીને ઉધ્ધર્યા વિના
જય પ્રાપ્તિ મહીં મોક્ષ ગણું હું અંતરાય શો.
(સર્ગ ૧૧–૭૦)

વૈરી-જય વિના જેનો શમે ક્રોધ, કહો તમે,
પુરુષપદથી વાચ્ય કરો તે? હે તપોધન!
(સર્ગ ૧૧–૭૧)

વાયુથી મેઘશો નષ્ટ થાઉં વા શૈલ શૃંગપે,
આરાધી અથવા ઇન્દ્ર ફેડું અયશ-કંટક.
(સર્ગ ૧૧–૭૯)



# 'શિશુપાલવધ'માંથી / જયન્ત પાઠક

उत्तिष्ठमानस्तु परो नोपेक्ष्यः पथ्यमिच्छता ।
समौ हि शिष्टैराम्नातौ वर्त्स्यन्तावामयः स च ॥

વધતા શત્રુ–વ્યાધિની ઉપેક્ષા ના કરી ઘટે
સ્વહિત સાધકે, બેઉ નીતિજ્ઞો સરખા કહે.

(સર્ગ–૨, શ્લોક–૧૦)

विधाय वैरं सामर्षे नरोऽरौ य उदासते ।
प्रक्षिप्योदर्चिषं कक्षे शेरते तेऽभिमारुतम् ॥

સરોષ શત્રુથી બાંધી વેર જે રૂહે ઉદાસ તે
ઘાસમાં તણખો નાખી સૂએ છે વાયુની દિશે.

(સર્ગ–૨, શ્લોક–૪૨)

नालम्बते दैष्टिकतां न निषीदति पौरुषे ।
शब्दार्थौ सत्कविरिव द्वयं विद्वानपेक्षते ॥

વિદ્વાનો ના ભજે માત્ર દૈવ કે પુરુષાર્થને
ભજે એ બેઉને, જેમ સત્કવિ શબ્દ-અર્થને.

(સર્ગ–૨, શ્લોક–૮૬)

बृहत्सहायः कार्यान्तं क्षोदीयानपि गच्छति ।
संभूयाम्भोधिमभ्येति महानद्या नगापगा ॥

મોટાના સાથમાં સાધે નાના યે નિજ કાજને
મહાનદે ભળી જેમ ઝરો પામે સમુદ્રને.

(સર્ગ–૨, શ્લોક–૧૦૦)

दृष्टोऽपि शैलः स मुहुर्मुरारेरपूर्ववद्विस्मयमाततान ।
क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ॥

જે શૈલ દીઠેલ પુરા મુરારિએ
લાગે નવો--આજ દીઠો ન જાણે !
ક્ષણે ક્ષણે જે નવતા ધરે છે
તે રૂપ સાચી રમણીયતાનું.

(સર્ગ–૪, શ્લોક–૧૭)

उदयति विततोर्ध्वरश्मिरज्जावहिम
रुचौ हिमधाम्नि याति चास्तम् ।
वहति गिरिरयं विलम्बिघण्टा
द्वय परिवारित वारणेन्द्रलीलाम् ॥

ઊંચે જતાં વિસ્તરી રજ્જુઓ સમાં
લૈ રશ્મિઓ સૂર્ય ઊગી રહ્યો છે;
ને રજ્જુઓ વિસ્તરતાં ઊંચે સમાં
લૈ રશ્મિ અસ્તાચલે ઇન્દુ જાય છે;
બે ઘંટ બન્ને પડખે ઝૂલન્તથી
ગજેન્દ્ર શોભે ત્યમ શોભતો ગિરિ.

(સર્ગ–૪, શ્લોક–૨૦)



## સુંદરીનું વિશેષક / શુચિતા દ્વિવેદિયા

પરસ્પરને નિહાળવામાં આતુર નયનો
ગોઠડી માંડવામાં તલ્લીન હૃદયો
આલિંગન અર્પીને અંગલેપ મિટાવતાં શરીરો
એમ એકમેકની ચાહનામાં રતયુગલ,
પહાડ પરના ઝરણામાં ક્રીડા કરતું
સ્નેહમાં ડૂબેલું કિન્નર યુગ્મ સમું
રૂપ અને શ્રીમાં એકબીજાને ટપતું.
એકબીજાનો અનુરાગ વધારતું
રતિરમણ કરતું, થાકતું, વિનોદ કરતું ને
લીલા આચરતાં વળી મત્ત બનતું.
આભૂષણોનું સુન્દરી તો આભરણ
પણ તેની સેવા કરવાની
ને નહીં કે સમજાવવાની
(સુન્દરતામાં તો ક્યાં કમી હતી ?)
ઇચ્છા કરીને નન્દે પ્રિયા સજાવવા માંડી.
સુન્દરીએ દર્પણ દઈ પ્રિયને
કહ્યું 'જરા ધરી રાખોને !
કરી લઉં મારા ચહેરાનું વિશેષક.'
પ્રિયને નિહાળતી સુન્દરીએ
રચી સ્વચહેરે પ્રિય સમી મૂછદાઢી
ને નન્દે ઉચ્છ્વાસ નાખી
કરી સપાટી દર્પણથી ઝાંખી,
પ્રિયની શઠલલિત ચેષ્ટાથી
મનમાં તો સુન્દરી મલકાઈ
પણ ભ્રૂકુટી ચઢાવી
પ્રિય પર કુપિત થઈ.
કર્ણોતાલ ખેંચી કર્યો પ્રહાર
અર્ધી આંખ મીંચી ઊભેલા નન્દના ખભાને
ને તેના ચહેરે કર્યા લપેડા.
નૂપુરોથી રણકતી, નખપ્રભાથી દમકતી
ચરણકમળની અંગુલિઓમાં
નન્દે ભયથી શિર ઝુકાવ્યું.
ને શોભી ઊઠ્યો સુવર્ણવેદી પર
પુષ્પભારે, પવનવેગે ઝૂકેલા
નાગવૃક્ષ સમો તે
નન્દ, પુષ્પ ધારતા મસ્તકે
ને સુન્દરી ઝૂકી, ઝૂલ્યો હાર સ્તનયુગ્મ પર
ને કુંડળો ત્રાંસાં થયાં
ને સાહ્યો બાહુમાં પ્રિયને,
'કેવા થઇ ગયા?' કહેતી ખડખડાટ હસી પડી.

(મુક્ત ભાવાનુવાદ – 'સૌન્દરનન્દ', સર્ગ ૪ : ૯–૧૯)



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

શિશિર

૨૦૪૦

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૧૯૮૪ સળંગ અંક ૧૫૭ દ્વિજ અંક ૮૫

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • શિશિર • ૨૦૪૦ • સળંગ અંક ૧૫૭ • દ્વિજ અંક ૮૫

તંત્રી ધીરુ પરીખ

કવિલોકનું આજીવન
લવાજમ રૂ. ૨૦૦ છે.
વાર્ષિક લવાજમ રૂ. ૨૫ છે.

સલાહકાર
રાજેન્દ્ર શાહ નિરંજન ભગત

◘ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની ૭ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ ઑક્ટોબર ને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે. ◘ દેશમાં વાર્ષિક રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૫૫ યા પા. ૩.૫ અમેરિકામાં રૂ. ૭૦ યા ડૉ. ૮; ◘ લવાજમ મોકલવાનાં સ્થળ :
(૧) C/o કુમાર કાર્યાલય લિમિ. રાયપુર અમદાવાદ-૧.
(૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ.
(૩) ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ-૨.
(૪) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૩૮૦ ૦૦૧

આ અંકની છૂટક કિંમત રૂ. ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તંત્રી સાથેના પત્રવ્યવહારનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
મુદ્રણસ્થાન
ભગવતી પ્રિન્ટર્સ, નવા વાડજ અમદાવાદ-૧૩

કાવ્યો



અનુવાદ



ગદ્ય



અવલોકન

નવેમ્બર–ડિસેમ્બર ૧૯૮૩નો

# પંચમહાકાવ્ય વિશેષાંક

'કવિલોક'નો આ પંચમહાકાવ્ય વિશેષાંક ડિસેમ્બર ૧૯૮૩ની આખરે પ્રકટ થવાનો હતો. પરન્તુ એના દળદાર કદને કારણે મુદ્રણમાં વધુ સમય ગયો હોવાથી હવે એ અંક માર્ચ ૧૯૮૪ના અંતમાં પ્રકટ થશે. ૧૯૮૩ના કવિલોકના ગ્રાહકોને તે તેમના નિયત લવાજમમાં જ મળશે.

## પંચમહાકાવ્ય

પ્રસ્તુત વિશેષાંકની સઘળી સામગ્રી 'પંચમહાકાવ્ય' એ શીર્ષકથી મર્યાદિત સંખ્યામાં પુસ્તક રૂપે પણ તરત જ પ્રકટ થશે. ભારે કાગળ, પાકું પૂંઠું અને આકર્ષક અમેરિકન બંધાઈના આ અમૂલ્ય ગ્રંથની કિંમત આજના બજાર ભાવે રૂ. ૬૦ જેટલી થાય, તે માત્ર રૂ. ૩૦માં જ મળી શકશે. આ ગ્રંથ અપ્રાપ્ય બની જાય તે પહેલાં રૂપિયા ૩૦ + રજિ. બુક પો.ના રૂ. ૪ નો M. O. નીચેના સરનામે કરી આપની નકલ મેળવી લેશોઃ

વ્યવસ્થાપક : કવિલોક, 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

## નવું લવાજમ

જે ગ્રાહકોનું લવાજમ ડિસેમ્બર ૧૯૮૩ના અંક સાથે પૂરું થાય છે તેમને ૧૯૮૪ના વર્ષનું નવું લવાજમ રૂપિયા પચીસ સત્વરે મોકલી આપવા વિનંતી છે.

# નવ્ય કવિ શ્રેણી

કવિલોક ટ્રસ્ટે નવ્ય કવિઓના કાવ્યસંગ્રહોનું પ્રકાશન કરવા 'નવ્ય કવિ શ્રેણી'નો આરંભ કર્યો છે.

આ શ્રેણીમાં નીચેના પ્રથમ બે કાવ્યસંગ્રહો માર્ચ ૧૯૮૪ની આખરે પ્રકટ થશે.

૧. પરંતુ — વિનોદ જોશી

૨. પાર્થિવ — જગદીશ વ્યાસ

પ્રત્યેક સંગ્રહ ૪૮ પૃષ્ઠનો હશે. નેચરલ શેઈડના ભારે કાગળ પર સ્વચ્છ મુદ્રણ અને મધ્યવર્તી દોરીની બંધાઈવાળા આ આકર્ષક પ્રત્યેક સંગ્રહની કિંમત રૂપિયા સાત રહેશે. પરંતુ 'કવિલોક'ના ગ્રાહકને આ પ્રત્યેક સંગ્રહ માત્ર રૂપિયા **પાંચ**માં મળી શકશે. 'કવિલોક'ના તમારા વાર્ષિક લવાજમ સાથે આ બે કાવ્યસંગ્રહોના રૂ. ૧૦ ઉમેરીને મોકલી, આ લાભ સવેળા મેળવી લેશો.

## કવિલોકનાં અન્ય પ્રકાશનો

૧. **સાત મહાકાવ્યો** (વિશ્વનાં સાત શ્રેષ્ઠ મહાકાવ્યો પરના અભ્યાસીઓના વિસ્તૃત લેખોનો સંગ્રહ), મૂલ્ય રૂ. ૨૪ + રજિ. બુ. પો.ના રૂ. ૪

૨. **પ્રસંગસપ્તક** : રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યોનો સંગ્રહ, મૂલ્ય રૂ. ૧૫

૩. **આગિયા** : ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ, મૂલ્ય રૂ. ૧૫

૪. **અંગપચીસી** : ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ, મૂલ્ય રૂ. ૮

૫. **નિરુદ્દેશે** : રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું ચયન, મૂલ્ય રૂ. ૭–૫૦

કવિલોકના ગ્રાહકે ૧૫% કાપીને રકમ નીચેના સરનામે મોકલવી:

વ્યવસ્થાપક : કવિલોક, લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

શિશિર વિ. સં. ૨૦૪૦ કવિલોક જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૮૪

ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि

## કવિતાકલા

હું ઇચ્છું છું કે કવિતાકલા જીવન સમસ્તનો સ્વીકાર કરીને ચાલે. શુદ્ધ કે ચોખ્ખી થવા જતાં તે જીવનને જ ખોઈ બેસે એવો ભય છે. કલાકૃતિ એક 'સાહિત્ય' છે એટલે કે સર્વતોભદ્ર સહિતત્વ છે. એક ટોટાલિટી છે. એમાંથી કશાયની બાદબાકી કે 'સાહિત્ય' ગુણ જ ઉપજાવે ને તેને પામવા માટે આત્મતંત્રની સમગ્રતા જ પ્રયોજવી પડે. આ એક ઉત્તમ સર્વ કાળનો આદર્શ છે.

સાહિત્ય નામને યોગ્ય કવિતામાં—કાવ્યકૃતિમાં શબ્દ અને અર્થનું, લયનું અદ્વૈત જેવું સાહિત્ય હોય, સર્જક–ભાવકનું સાહિત્ય હોય, સામાન્ય અને વિશેષનું સાહિત્ય હોય, વિષય ને વિષયાતીતનું સાહિત્ય હોય, ઇન્દ્રિય અને ઇન્દ્રિયાતીતનું સાહિત્ય હોય. અને આ બધાનો સજીવ organic પિંડ બંધાયો હોય, રસાયણ થયું હોય ને તે આખી કૃતિ જ અપૃથક્કરણીય રીતે સ્વાયત્ત સમસ્ત એકમ હોય જેનો કેવળ અર્થ કાઢવા જઈએ તો આખા ભાષાતંત્રના તંતુ ખેંચાતા આવે, એક બીજામાં ગૂંથાયેલાં લટિયાં ખેંચાતાં આવે. કશીક સંકુલ અપૃથક્કરણીય ને નામ પાડી ના શકાય એવી રસાનુભૂતિમાં વિસારી શકાય, ઓગળી શકાય. હર કૃતિના સૌંદર્યબોધથી હતા તેથી વધુ દીક્ષિત–શિક્ષિત થઈએ. કશો અર્થ પામ્યા એમ નહીં, પણ કશોક ચેતોવિસ્તાર પામ્યાનો વિસ્તરવાનો...જીવનની ઊંડી–ઊંચી ને પહોળી સમજમાં વિસ્તરવાનો અનુભવ આનંદ થાય તે કાવ્ય પામ્યાની ઇષ્ટ પરિસ્થિતિ છે. આ સર્વતોભદ્ર 'સહિતત્વ' સાહિત્ય તૂટવાથી જે 'રહિતત્વ' સાહિત્ય ઊપજ્યું છે તેથી જ પ્રશ્નો તથા રસઅગવડો ઊભી થઈ છે.

ઉશનસ્

(ગુજરાતી સાહિત્ય પરિષદના ૩૨મા અધિવેશન વખતે આપેલા વ્યાખ્યાનમાંથી.)

# જેમ્સ જૉયસની કવિતા

પ્રવીણ દરજી

જેમ્સ જોયસ આપણી, વીસમી સદીની, એક ઉત્તમ સર્જકપ્રતિભા છે. ૨૭ ફેબ્રુઆરી ૧૮૮૨માં, આયર્લૅન્ડ જેવા, ભૌગાલિક દૃષ્ટિએ સાવ નાના જણાતા પ્રદેશના, ડબ્લિન શહેરમાં જન્મેલા જોયસ પાછળથી તો યુરોપ ખંડની અને વિશ્વની પણ એક મોટી સાહિત્યિક ઘટના બની રહે છે. ૧૯૦૨માં બી. એ. થયા પછી વૈદકશાસ્ત્રના અભ્યાસ માટે તે પૅરિસ પહોંચી જાય છે. પણ માતાની ગંભીર માંદગીને કારણે વળી તેમને વતન પાછા આવવું પડે છે. વચગાળામાં શિક્ષક તરીકેની નોકરી કરી લઈ ૧૯૦૪માં નોરા બાર્નેકલના હૂંફાળા સથવારે તે યુરોપ તરફ પ્રયાણ કરે છે. ઠીક ઠીક સમય વીત્યા પછી આ નોરા અને જોયસ બંને લગ્નગ્રંથિથી જોડાય છે. પ્રારંભના દિવસોમાં શિક્ષણકાર્ય કરી પેટિયું રળનારા જોયસને પોતાનાં પુસ્તકો માટે આર્થિક પ્રશ્ન સતાવનારો બની રહે છે. પોલ, રોમ ટ્રિસ્ટી, ઝયુરિચ, પેરિસ એમ ભ્રમણ કરતાં કરતાં એ 'ડબ્લિનર્સ', 'એ પોર્ટ્રેઈટ ઑફ ધ આર્ટિસ્ટર એઝ એ યંગ મૅન', 'એકસાઈલ્સ' અને 'યૂલિસીસ' પૂરાં કરે છે, માત્ર ચાળીસ વર્ષની ઉંમરે! કુ. હેરીએટ વેવર જેવી સમૃદ્ધ અંગ્રેજી યુવતીની મદદથી એનાં પુસ્તકોનું પ્રકાશનકાર્ય પાછળથી સરળ બની જાય છે. બીજા વિશ્વયુદ્ધના આગળનાં વર્ષોમાં તે 'ફિનિગન્સ વેક' પૂરી કરે છે. ૧૯૪૦માં ફ્રાન્સના પતન સાથે જોયસ પૅરિસ છોડી ઝયુરિચ પહોંચે છે. ૧૯૪૧, જાન્યુઆરીમાં જિંદગીનાં પૂરાં સાઠ વર્ષે પણ જોયસ પહોંચ્યા નથી ત્યાં અલ્સરની શસ્ત્રક્રિયા વેળાએ તે મૃત્યુ પામે છે. જિંદગીનાં પાછળનાં વર્ષોમાં પુત્રીની સિઝોફ્રેનિયાની બિમારીએ અને પોતાની લગભગ આંધળા જેવી સ્થિતિએ જોયસ ઘેરાઈ ગયા હતા.

એક તરફ યુરોપમાં 'આવાં ગાર્દ' ચળવળના દિવસો ચાલતા હતા. સ્ટાવિન્સ્કી અને પિકાસો જેવી પ્રતિભાઓની સર્જકતાએ કલાના ક્ષેત્રે નવાં પરિમાણો ઊભાં કરી આપ્યાં હતાં, તો બીજી તરફ વિજ્ઞાને — ભૌતિકવિદ્યા, ખગોળવિદ્યા. ગણિતવિદ્યા આદિમાં—સંશોધનોની હરણફાળ ભરેલી. પ્રૌદ્યોગિક વિજ્ઞાને પણ અવનવી તદબીરો દુનિયા સમક્ષ રજૂ કરી હતી. એવે ટાણે તત્ત્વત: આઈરિશ રહીને, જોયસે પોતાના યુગની પ્રમુખ સમસ્યાઓને ઘેરી નિસ્બત સાથે તદ્દન આગવી રીતે શબ્દમાં ઉપસાવવાનું પ્રબળ સર્જકકર્મ દાખવ્યું હતું. જયુ અને આઈરિશ એમ બે પ્રજાઓના મહાકાવ્ય જેવી ઉત્તમ નવલ 'યૂલિસીસે' જોય્સને લેખકોના લેખક ઠેરવ્યા છે. જોય્સનું મુખ્ય પ્રયદાન ગદ્યક્ષેત્રે રહ્યું છે. એ રીતે જ એ સાહિત્યજગતમાં પોંખાયા છે.

પણ અહીં એમના ઓછા જાણીતા, લગભગ ભુલાયેલા એવા, કવિ તરીકના પાસાનો વિચાર કર્યો છે. જોયસ નાજુક સંવેદનોના, કોમળ અભિવ્યક્તિના, મોહક લયના કવિ છે. થોડીક રચનાઓ તો એમને કવિ તરીકે સદા સ્મરણમાં રાખવા પડે એવા સામર્થ્યથી રચાઈ આવી છે. એમની કાવ્યલેખનપ્રવૃત્તિ સર્જક તરીકેની એમની કારકીર્દિના એક મહત્ત્વના ટપકારૂપ છે. ૧૯૦૪માં પ્રારંભની તેમની 'ટિલી' (Tilly) કાવ્યકૃતિમાં તેમણે નિજને, જીવનની બાધાઈને, શબ્દરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે. પણ ૧૯૦૭માં તેમણે છત્રીશ જેટલાં સાવ જુદા જ મિજાજવાળાં

ઊર્મિકાવ્યોનો સંગ્રહ 'ચેમ્બર મ્યુઝિક' પ્રકટ કર્યો. આ કાવ્યોએ તે કાળના છાપાં–સામયિકોનું તરત ધ્યાન ખેંચેલું. આ ઊર્મિકાવ્યોની કેટલીક મર્યાદાઓ હતી છતાં તેનું સર્વત્ર ઉમળકાભેર સ્વાગત થયેલું. પાછળથી ૧૯૨૭માં બીજાં તેર કાવ્યોના ઉમેરા સાથે આ સંગ્રહ 'પોએમ્સ પેનીચ' નામથી પ્રસિધ્ધ થાય છે. જોયૂસ પોતે એક પત્રમાં લખે છે તે પ્રમાણે આ સંવર્ધિત આવૃત્તિનાં પ્રકાશનમાં શ્રીમતી સિમન્સનો આગ્રહ મુખ્યત્વે કારણભૂત બન્યો છે.

આ સંગ્રહ અને તેમાંનાં કાવ્યો વિશે જોયૂસે જુદેજુદે વખતે જુદાજુદા ઉદ્ગારો કાઢયા છે! સંભવ છે કે જોયૂસને ઉત્તરકાળમાં નવલકથાકાર તરીકે વ્યાપકરૂપે સ્વીકૃતિ મળ્યા પછી પ્રારંભકાળની આ રચનાઓ વિશે એટલું આકર્ષણ ન પણ રહ્યું હોય. છતાં એ રચનાઓ તરફનું એમનું મમત્વ છેક જ નહોતું એમ પણ નહીં. એમની કૃતિઓ તરફ વળીએ તે પહેલાં આ રચનાઓ તરફના એમના મનોભાવો, ભૂમિકારૂપે, જાણવા જેવા છે. કદાચ એ રચનાઓને સમજવા કોઈક ચાવી એમાંથી મળે પણ ખરી. જોયૂસ પોતાના ચરિત્રકાર હર્બર્ટ ગોરમાનને કહે છે. "મેં મારી જાત સામેના વિરોધ રૂપે 'ચેમ્બર મ્યુઝિક' લખ્યું છે." તો બીજી તરફ પોતાના ભાઈને આ રચનાઓના સંદર્ભમાં તે લખે છે: " 'એ લીટલ કલાઉડ' નામની વાર્તાનું એક પૃષ્ઠ મને આ બધાં જ કાવ્યો કરતાં વધુ આનંદ આપે છે!" વળી તે કહે છે: 'મને એ કાવ્યપુસ્તક ગમતું નથી પણ ઇચ્છા હતી કે એ પ્રકાશિત થાય — જો કે એ એક યુવાનનું સર્જન છે.........અલબત્ત, એ કેવળ પ્રણયકાવ્યોનો જ સંગ્રહ નથી.' કાવ્યોના પ્રથમ પ્રકાશન પછીનાં તરતનાં વર્ષોમાં, ૧૯૦૯માં જોય્સ જી. મોલીનક્ષ પામર નામના સંગીતજ્ઞને લખે છે કે 'ચેમ્બર મ્યુઝિક'નાં કાવ્યોને તમે સંગીતમાં ઢાળજો. આ રચનાઓના સર્જન પાછળ મારો એવો ઉદ્દેશ પણ રહ્યો છે. પુસ્તક આખું એ રીતે અનુકૂળ નીવડે તેવું છે. હું સંગીતકાર હોત તો કદાચ આ બધાં કાવ્યોને હું જ સંગીતની તરજોમાં ઢાળત." આગળ ઉપર કેટલીક કૃતિઓના સ્વરાંકનની દૃષ્ટિએ તે વિભાગો પણ કરી આપે છે!

કંઈક વિરોધાભાસી લાગે તેવાં જોય્સનાં આ વિધાનોમાં જ 'ચેમ્બર મ્યુઝિક'નાં કાવ્યો સુધી પહોંચવાનો માર્ગ મળી રહે છે. એ કાવ્યોનાં રસસ્થાનોને પામવાનું સરળ બને છે. પ્રથમ તો આ રચનાઓ એમની જાત સામેના વિરોધ રૂપે લખી હોય તો પણ વધુમાં વધુ એમના હૃદયનો સાચો અસલ રંગ આમાં ઝિલાયો છે. એમનાં બધાં જ સર્જનોમાં ક્યાંય પણ એ વધુ personal રહ્યા હોય તો તે આ 'ચેમ્બર મ્યુઝિક'માં. અહીં આ રચનાઓમાં પ્રબળ આસ્વાદ્ય અંશ એમની એવી lyric self છે. પછીનાં સર્જનોમાં એ lyric selfમાંથી સભાનપણે છૂટવાનો પ્રયત્ન કરે છે, જાતથી detach થતા રહી; aesthetic distanece કેળવે છે, 'લીટલ કલાઉડ' એ સંદર્ભમાં એમને વધુ આનંદ-દાયક કૃતિ લાગે છે. ઓબ્જેક્ટીવ કોરિલેટીવ તરફની તેમની આ ગતિ એમનામાં કોળી રહેલી, પુખ્ત-પક્વ બનતી જતી સર્જકતાનો સંકેત છે. પરિણામે બીજી આવૃત્તિનું પ્રકાશન કરવું જોય્સને ન ગમે એ સ્વાભાવિક છે. પણ જે કારણોસર એની પક્વ જતી થતી સર્જકતાને એ પ્રકાશન ગમતું નથી એ જ કારણ એમની પાસે સિમન્સના આગ્રહના ઓઠા નીચે સંગ્રહની બીજી આવૃત્તિ પણ કરાવે છે! સર્જક તરીકેના પ્રારંભકાળનો તાજો લીલો ટહુકો, યુવાહૃદયનો ટહુકો, અહીં પ્રકટ

થયો છે. ઉત્તરકાળના જોય્સને આ સર્જન 'યુવાનનું સર્જન' હોવાથી જ ગમ્યું છે. વળી, એ 'પ્રણયકાવ્યોનો જ સંગ્રહ નથી' એમ તે કહે છે ત્યારે પણ એ એનો લૂલો બચાવ બની રહે છે. હકીકતમાં તો ચાર–છ કૃતિઓને બાદ કરતાં બાકીની બધી કૃતિઓનું પ્રભવસ્થાન પ્રણય છે—માત્ર પ્રણય. પ્રણયની અત્યંત ઋજુ–મધુર ક્ષણોનું શબ્દાંકન આ કૃતિનું મોટું આકર્ષણ છે. મોલીનક્ષ ઉપરના પત્રમાં જોય્સે આ ગીતરચનાઓમાંના સંગીતતત્ત્વની વાત કરી છે એ પણ કૃતિઓને રોચક બનાવનારાં લક્ષણોમાંનું એક આગળ પડતું લક્ષણ છે. આ રચનાઓને સંગીતના પરિપ્રેક્ષ્યમાં જોતાં તે વધુ રસાળ લાગવા સંભવ છે. આમ, જોય્સના 'ચેમ્બર મ્યુઝિક'ની કૃતિઓ વિશેનાં વિરોધી વિધાનોમાં, એક અંશમાં તો એ રચનાઓ તરફનો એમનો અનુરાગ, એમનો પક્ષપાત જ છતો થતો રહ્યો છે. 'ચેમ્બર મ્યુઝિક'નું રસવિશ્વ આમ કવિનું અંતરંગ છે, એમાંની આનંદ અને કરુણમિશ્રિત પ્રણયક્ષણો છે. એમાંનાં નિર્મળ નિર્ઝરણ જેવાં સ્વચ્છ પ્રણયચિત્રો, એમાંનું હૃદય-મનને ભરી દેતું કોઈ સંગીતતત્ત્વ. અને એ સર્વની સુકુમાર અભિવ્યક્તિ—આ રચનાઓના ગમી જાય તેવા અંશો છે. એ રીતે જોય્સને સમજવાની ચાવી જ આ 'ચેમ્બર મ્યુઝિક'નાં કાવ્યો છે. 'એ પોર્ટ્રેઈટ ઑફ ધ આર્ટિસ્ટ એઝ એ યંગ મૅન'ના પ્રકાશમાં આ બધાં કાવ્યોને વાંચવાં જોઈએ એ મતલબનું સૂચન લોઈસ જેવાએ એ સંદર્ભમાં જ કર્યું છે. શેક્સપિયર એનાં સોનેટોમાં પુરાયેલા છે, એના કરતાં પણ વધુ માત્રામાં જોય્સ એમની આ 'ચેમ્બર મ્યુઝિક'-ની રચનાઓમાં કદાચ પુરાયેલા છે! આ રચનાઓને એ ભૂમિકાએથી જ આસ્વાદવી—આલોચવી જોઈએ. એનાં રસ–રહસ્ય ત્યાં જ સંગોપાયેલાં છે.

પ્રથમની ત્રણ રચનાઓ જુઓ. અહીં પૃથ્વી, હવા, સરિતા, પુષ્પો, વૃક્ષો, આકાશ, સૂર્ય, તારકો–પ્રકૃતિના એ સર્વ અંશો એક સંવાદભર્યું વિશ્વ સર્જે છે. એ વિશ્વમાં ભળે છે સંગીત. પિયાનો અને હાર્પ જેવાં વાદ્યો પ્રકૃતિના એ લયમાં એકરાગ બની જાય છે. બન્નેને પરસ્પરથી છૂટાં ન પાડી શકાય એવું એમનું આહ્‌લાદક અદ્વૈત રચાય છે. પણ પ્રકૃતિની એવી સમૃદ્ધિ જ કવિને પ્રશ્નમુખર બનાવે છે, એવા તત્ત્વ તરફ દોડી જવા પ્રેરે છે :

સખીના હૃદ્ વક્ષઃસ્થળ ફરતેમછે
એને તો એવી વેદના વખતે પણ
વિસામો છે!

એ સતત સાદ દે છે ત્યારે
હવે દિવાસ્વપ્નોમાં વધુ રાચવું નથી
કોનું ગીત આમ મારા હૃદયને ભરી દે છે?
હા, એ પ્રેમીઓનું જ ગીત છે!
હું તારી મુલાકાતે આવી નીકળું છું.

(રચના ૪)

કશાક અનામી, અસ્પષ્ટ તત્ત્વને પામવાની ઝંખના પછી તો ઉત્કટ બને છે. પાંચમી રચનામાં એ વેદનામાધુરી એના ઉત્તમ રૂપે વ્યક્ત થઈ છે. અવતરણને જ કૃતિનું વિવેચન બનવા દઈએ :

હે સુવર્ણકેશી!
હું તને આ ઝૂમતી હવામાં ગાતી સાંભળું છું.
મારું પુસ્તક બંધ થઈ ગયું છે.
હું વધુ વાંચી શકીશ નહિ.
માત્ર
ભોંયતળિયા ઉપરના પ્રકાશને નર્તતો નિહાળું છું.
હવે તો મેં

પુસ્તક મૂકી દીધું છે,
ખંડ પણ તજી દીધો છે.
કારણ કે
હું તને વેદનાભીનું ગાતી સાંભળી રહ્યો છું.
હે સુવર્ણકેશી !
બારી બહાર આવી
આ ઝૂમતી હવામાં
ગાતી રહે, ગાતી રહે !

(રચના ૫)

પ્રેમનું આ અસ્પષ્ટ સ્વરૂપ ક્રમશઃ સ્પષ્ટ થતું જાય છે. જોય્સ એના એવા નાજુક રૂપને એવા જ સચોટ, મોહક કલ્પન દ્વારા આ રીતે મૂર્તતા આપે છે :

આકાશનો ભૂરો ઝાંખો વાટકો
હસતી ધરા ઉપર ઝળૂંબ્યો
ત્યારે,
મારો પ્રેમ, ધીમેશથી
રમ્ય હસ્ત વડે
એનાં વસ્ત્રોને ઊંચાં લઈને ચાલ્યો જતો હતો !

(રચના ૬)

પછી તો એલિઝાબેથન યુગના કોઈ ઊર્મિકવિનું સ્મરણ જગાવે એ રીતે આ કવિના પેલાં લીલાંછમ મેદાનોમાં, ઝળહળતાં રવિકરણોમાં, નિબિડ અરણ્યમાં, સાગર ઉપર નર્તન કર્યે જતા મે મહિનાના પવનમાં બધે જ બધે પેલી રહસ્યમૂર્તિનો આભાસ થયા કરે છે. કવિ એનું સ્વાગત કરતાં કહે છે :

સ્વપ્નો પૂરાં થયાં છે
માત્ર પ્રેમી પ્રેમીની સન્મુખ
હે મૃદુહૃદય, હું આવું છું !

(રચના ૧૦)

પ્રેમનો ચહેરો હવે એનું અવગુંઠન કાઢી નાખે છે. કવિનો એવા પ્રિય પાત્રને પામવાનો તલસાટ એને પ્રગલ્ભ બનાવે છે. જોય્સ એવી ઉત્કટ ક્ષણોને નિર્ભીક અભિવ્યક્તિ આપે છે, પણ સ્વસ્થ – સંયત રીતે. રિલ્કે કે રેમ્બો જેવા કવિઓની આ પ્રકારની કૃતિઓમાં જે શિસ્ત જોવા મળે છે એનો અણસાર આપણને અહીં જોય્સમાં પણ જોવા મળશે :

જા, બધા જ શિષ્ટાચારને વેગળા મૂકી
ખોળી કાઢ એને,
એને કહે કે, હું આવું છું !
જા, ત્વરાથી આ શ્યામ ભૂમિને
અને સાગરને પાર કરી જા;
સાત સમંદર કે ચૌદ લોક
મને અને મારા પ્રેમને અલગ કરી શકે તેમ નથી !

(રચના ૧૩)

'પારેવાં' રચનામાં કવિ પ્રેમની આ પ્રગાઢ અનુભૂતિને પારેવાંના પ્રતીક દ્વારા સક્ષમ રીતે વ્યક્ત કરે છે. 'મારી છાતી તારી શય્યા બનશે' જેવી પંક્તિ પ્રથમ નજરે બાયરની લાગે, પણ જોય્સે બાયરનની જેમ સીધું કથન કરવાને બદલે નિતાન્ત વસ્તુલક્ષી રહી પ્રતીકના આધારે એને જુદા જ સ્તરેથી ખીલવી છે. જોય્સની ઊઘડતી સર્જકતા પોતાની ઊર્મિપ્રતિભાને આમ ક્યારેક પરીક્ષતી-પડકારતી પણ રહી છે ! સોળમી રચનામાં શીતલ અને ખુશનુમા ખનિકાઓમાં પ્રેમને — પ્રિય પાત્રને — પેખતી દૃષ્ટિ પાછળ પણ કવિની એવી જ સર્જકતા ઊભી છે. પ્રિયતમાના પ્રેમને વ્યાપક સંદર્ભ વચ્ચે મૂકી, કશા લાગણીવેડા વિના એની સર્વોત્તમતા કવિ કેવી રીતે સિદ્ધ કરે છે તે જુઓ :

હે પ્રિય સખી !
સાંભળ તારા પ્રેમની આ કથા.
મિત્રો નિષ્ફળ જાય છે.
ત્યારે માણસ ગમગીન બની જાય છે;
ત્યારે એને ખબર પડે છે કે
મિત્રો જૂઠા હોઈ શકે ને
એમના શબ્દોને રાખ ફરી વળી શકે છે;
છતાં
એવાઓને પ્રેમથી ચાહવા જ જોઈએ.
પણ જેનો હસ્ત
સખીના મૃદુ વક્ષઃસ્થળ ફરતે છે.
અને તો એવી વેદના વખતે પણ
વિસામો છે !
(રચના ૧૮)

જોય્સની ચિત્રાંકનશક્તિ અહીં એની કેટલીક રચનાઓમાં ઉત્તમરીતે પ્રકટી આવી છે. વીસમી અને ચોવીસમી, એ બંને રચનાઓ એનાં નોંધપાત્ર દૃષ્ટાંતો છે. એક ચિત્ર આ છે: પાઈન વૃક્ષોનું ઘાટું વન, એનો વિશાળ, શાતાદાયક પડછાયો, મધ્યાહ્નની વેળ. વૃક્ષ નીચે અવરહૃદયી પ્રિયતમા, હવામાં ઊડી જતી એ પ્રિયતમાના વાળની તોફાની લટ અને લટના એવાં ક્રીડન સાથે પ્રિયતમને ચુંબી લેતી પ્રિયતમા ! એવું જ બીજુ રમણીય ચિત્ર છે — મૃદુ હવમાં, અરીસા સામે જોઈ પોતાના સુદીર્ઘ વાળને હોળતી સખીનું. કવિને એ વખતે જાદુગરણીનું સ્મરણ થઈ આવે છે! પરિણામે સખીને તત્કાળ એનો કાંસકો અટકાવી દેવા જણાવે છે ! બંને ચિત્રો જેટલાં મોહક છે તેટલાં જ તાદૃશ પણ છે.

પ્રિયતમાના પ્રેમને અને એનાં અનેકવિધ કમનીય રૂપોને ગાતા કવિ હવે સખીમય બની ગયા છે. અને પોતાની વચ્ચે ક્યાંય વિરહ કે વેદનાને પ્રવેશવા તેવા તૈયાર નથી. આથી જ તે કહે છે:

સખીરી,
તું ગા નહિ
પ્રેમની અવદશાનાં કરુણ ગીત.
દુઃખને બાજુએ મૂકી દઈ
ગા, વ્યતીત ક્ષણોની સભર પ્રેમકહાની.
(રચના ૨૮)

પ્રારંભની ત્રણ કૃતિઓની જેમ પ્રસ્તુત રચનાનું સંગીતતત્ત્વ પણ ધ્યાનપાત્ર બન્યું છે, એમ નોંધાયું છે.

પણ પ્રેમ પ્રેમીઓ માટે અંતે તો રુદન છોડી જાય છે. કદાચ પ્રેમનું એ જ એક સત્ય છે. આ કવિને લલાટે પણ એવો ચિરવિયોગ લખાયો છે. કવિનું એવું વિપ્રલંભી ક્રંદન હવે અહીંથી શરૂ થાય છે. વિચ્છેદની એવી ઘનીભૂત વેદનાને કવિ સુન્દર કલ્પનો દ્વારા વ્યક્ત કરે છે. એકત્રીસમી રચનામાં ઉનાળુ પવનની મંજુલ મર્મરથી કવિ ખુશ થઈ ઊઠે છે પણ બીજી જ પળે પ્રિયતમાના ચુંબનનું સ્મરણ થતાં એ ચુંબન પેલા પવન કરતાં પણ વધુ મુલાયમ હતું તે સ્મરી આવે છે. બત્રીસમી રચનામાં દિવસભરના વરસાદ પછી વૃક્ષ નીચે એકઠાં થયેલાં પર્ણો કવિને પ્રિયતમા સાથેનાં અનેક સ્મરણો જેવાં લાગે છે!

વિયોગની આ વેદનાને કવિ પછીની કૃતિઓમાં તીવ્રતાથી ગાય છે. પ્રિયતમાને જ્યાં હોય ત્યાંથી આવી જવા તે વિનવે છે. વૃક્ષે વૃક્ષે ટકોરા દેતાં, પ્રિયતમાનાં વસ્રોનું કવિને સ્મરણ થાય છે. તો બીજી બાજુ, પોતે પ્રિયતમાને આપેલા ચુંબનનું સ્મરણ કરીને પ્રિયતમાને ગાઢ; શાંતિભરી-સુખભરી નિદ્રા લેવા પણ જણાવે છે. પ્રિયતમા વિના કવિને હવે

પેલાં સરિતાજલ; સાગરપંખીઓ, પવન બધું ગમગીન લાગે છે. મધરાતે વાગતી બંસીના સૂર પણ અનાડી બનીને પ્રિયતમાના નામને જગવી જાય છે! કવિ હૃદયને હવે ઠાલું આશ્વાસન આપી શકે તેમ નથી. કવિની એવી આરડતી એકલતા જુઓ અહીં કેવી ચોટપૂર્વક વ્યક્ત થાય છે!

હે મારા હૃદય! તારામાં કશું શાણપણ નથી
કે તું આમ હતાશ બની જાય છે?
મારા પ્રેમ, મારા પ્રેમ, મારા પ્રેમ,
આમ મને અટૂલો કેમ તજી દીધો?
(રચના ૩૬)

આ ચિત્કાર એની પરાકાષ્ટાએ સંભળાય છે એની 'પ્રાર્થના' જેવી રચનામાં —

અહીં આવ, તને અનુકૂળ થઈ રહીશ
મને પ્રગાઢ રીતે ઘેરી લે, હું અહીં છું.
પ્રિય, મને તરછોડ નહિ, માત્ર આનંદ, માત્ર ઘૃણા
મને લઈ લે, બચાવી લે, દર્દનું શમન કર, દયાર્દ્ર બન.

'ચેમ્બર મ્યુઝિક'નું આ વિશ્વ આમ પ્રેમની અનેક નાજુક પળોનું વિશ્વ છે. એમાં જાગી ઊઠેલા પ્રથમ પ્રેમની મુગ્ધ ક્ષણો છે તો ક્રમશઃ પુષ્ટ થતા રહેલા પ્રેમની સભરતા પણ છે. એમાં ઈપ્સિત પાત્રની પ્રાપ્તિથી નાચી ઊઠેલા હૃદયનો સ્પંદ છે તો એ જ પાત્રના વિચ્છેદથી જાગેલી ઊંડી વેદના કે નિસ્તલ નિરાશા પણ છે. કવિ જોય્સની સિદ્ધિ એ બધાં કંપનોને, એકંદરે આવેગોને ઓળંગી જઈ સુકુમાર શૈલીમાં સ્વસ્થ રીતે અભિવ્યક્ત કરવામાં રહેલી છે.

'એક પર' (Ecce Puer) જેવી એમની પછીની થોડીક રચનાઓમાં એમણે એમની ઘૂંટાયેલી સર્ગ-શક્તિનો સરસ પરિચય આપ્યો છે. પિતાના મૃત્યુની અને સાથે પુત્રના જન્મની એમ આનંદ-વિષાદની ક્ષણોને આ ટચૂકડી રચનામાં અત્યંત કલામય રીતે જક્સ્ટાપોઝ કરી છે. જોય્સે જો કવિતા રચવાનું ચાલુ રાખ્યું હોત તો એમની પાસેથી કેવી સુશ્લિષ્ટ રચનાઓ મળી રહેત એના પ્રબળ સંકેત રૂપ આ રચના છે.

જોય્સની કવિતા, ઉપર જોયું છે તેમ, એક તરફ એમાંના પ્રણયવિશ્વને લઈને તો બીજી તરફ એની સંયત અભિવ્યક્તિને લઈને ભાવકને ઘેલું લગાડનારી બને છે. યેટ્સ જેવા જોય્સના ટીકાકારો, જોય્સે એમની 'કેલ્ટિક' ચળવળને ઉતારી પાડી હોવા છતાં 'ચેમ્બર મ્યુઝિક'નાં કાવ્યોને પ્રશંસે છે તે એ સંદર્ભમાં. આર્થર સિમન્સ જેવા વિવેચક આથી આ લજ્જામણી જેવી નમણી રચનાઓના કવિ જોય્સ ઉપર વારી ગયા હતા. એ ખરું કે આ રચનાઓમાં મુક્ત છંદ પાસેથી લેવું જોઈતું કાર્ય પૂરેપૂરી રીતે જોય્સે લીધું નથી. રચનાઓ પરંપરાના સાતત્યવાળી પણ વધુ લાગે છે. છતાં 'ચેમ્બર મ્યુઝિક'ની થોડીક રચનાઓ સાચા અર્થમાં પાસાદાર રચનાઓ બની છે. એટલી રચનાઓ પણ જોય્સને ગૌરવભર્યા કવિપદે સ્થાપી આપવા પૂરતી છે.

દર્ભાંકુરો પર પડેલી હરણની તાજી પગલીઓ જેવી 'ચેમ્બર મ્યુઝિક'ની આ રચનાઓએ જોય્સને કદાચ એની બધી ગદ્યકૃતિઓ કરતાં પણ વધુ તરલતાથી ઝીલી બતાવ્યા છે. એ સંદર્ભમાં પણ આ રચનાઓનું આગવું, ઐતિહાસિક મૂલ્ય છે.

# ખૂલ્યાં ક્ષિતિજનાં દ્વાર !

સ્નેહરશ્મિ

ક્ષિતિજોનાં સકલ દ્વાર
દીધાં છે ખોલી અમે !
ઉષાનાં રંગીન કિરણો
ચોમેર અમારી પ્રતિક્ષણ રમે !
શિકારી શ્વાનની જેમ
ગ્રીષ્મના મધ્યાહ્નના આતપ
હાંફતા હાંફતા ચહુદિશ ભમે.
યુગોથી દ્વાર બહાર
રોકી રાખેલા વિશ્વનાં ઝંઝાવાત
ઊછળતા, ગર્જન કરતા
આવીને અમારા પ્રાણનાં
ઊંડાણના વિરાટ
અવકાશને અતિક્રમે !

ખોલ્યાં અમે હવે
ક્ષિતિજોનાં સકલ દ્વાર
ઘસાઈ ગઈ સમયની
સીમાઓની તીક્ષ્ણ ધાર !
ભૂકંપથી ફંગોળાતાં
ગિરિશૃંગોની જેમ
આણ પર ખડકાયેલા

ઊછળી પટકાય શૂન્યમાં
યુગોના કારમા ઓથાર !

ક્યાં છે તે ન્યૂ યોર્ક ને મોસ્કો !
ક્યાં છે તે મહાનગર
લંડન ને ટોકિયો !
તે દિલ્હી, મુંબઈ ને મદ્રાસ;
તે કલકત્તા, કરાંચી ને પેકિંગ;
તે શ્રાવસ્તી, તક્ષશિલા
ને નાલંદાના અનસ્ત પ્રકાશ !
તે સૌની ક્ષિતિજોનાં ક્યાં દ્વારેથી
કયા યાનમાં
ક્યાં થઈ ગઈ રે
અણધારી એ સૌની નિકાસ !
પ્રશ્નો પૃથ્વીના અનુત્તર,
નીરવ નીર ચંદ્રિકાનાં
અપલક નેણ જુએ ચન્દ્ર ને સૂર્ય;
પૃથ્વીના ઉર પરથી ગબડી ગબડી
યુગોના તે ઓથાર
ચણે છે સકલ દિશામાં
નવા નવા જય-મિનાર,
જુએ તે ખૂલતાં
ક્ષિતિજોનાં સકલ દ્વાર !

(પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'ક્ષિતિજે ત્યાં લંબાવ્યો હાથ'માંથી)

# વિજયનગર

યજ્ઞેશ દવે

હમ્પી હોય કે પોમ્પી
શો ફરક પડે છે ?
બંને હર્યાંભર્યાં ને હવે ભૂતભર્યાં.
એક દટાય ધખધખતા વિસુવિયસથી
તો એક ભભૂકી ભડભડીને ભડથું થઈ જાય
એથી ય કરાલ જ્વાલાના અગ્નિથી
ધ્વસ્ત અસ્ત – ધૂલ ભસ્મ.
સીફેરીસ સાચું જ કહે છે :
'આ પથ્થરો
કે જે આપણું ઘર થઈ શક્યા હોત.'
ઊભો રહું આ ઊષર ભૂખર પહાડો પર
જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં
પથ્થરોનું ઈજન.

પથ્થરો ચોમેર વેરાયેલા પથ્થરો
તડકામાં નહાતા, વર્ષાનો અભિષેક ઝીલતા,
બખોલ ભરી અંધકાર વાગોળતા,
જમીનમાં રોપાયેલા
ભૂમિમાં મૂળ નાખી સત્ત્વ સારવતા
જુઓ જુઓ
હમણાં જ ફૂટી છે આ લઘુશિલાની કૂંપળ
ને એ ત્યાં વાતો કરતું ઊભું
એક શિલાવૃંદ
હમણાં જ હાથમાં હાથ નાખી
ચાલવા લાગશે કે શું ?

પથ્થરો કસાયેલી કાયા જેવા પથ્થરો
જળનાં ગોત્રમાં જળ બની વહેતા પથ્થરો
પથ્થરની ગોદમાં લપાયેલા પથ્થરો
પથ્થરો બધે પથ્થરો
ન ઉપત્યકા ન અધિત્યકા
કેવળ મરિચિકા;
ન સ્વપ્ન, ન જાગ્રતિ,
ન તુરીય, ન બ્રહ્મ;
બસ, બધે ભ્રમ ભ્રમ.
ભ્રમ સત્ય, જગત મિથ્યા અહીં.
તોતીંગ દરવાજાની ભોગળ ભાંગે
કડડ દઈ તૂટે કમાડની પીઠ
ધસમસતા હાથી રઘવાયા થઈ દોડે
ગંડસ્થળનો મદ મહાવતને ચડે
એક ચિંઘાડથી ચીરાઈ જાય આકાશનું પેટ તંગ
ઘોડાઓ
રાતા કાળા ઘોડાઓ
અંધકારથી રક્તથી અને ભૂમિની લાલાશથી
ઘડેલાં
તેમની સ્વેદગંધથી મત્ત બને પવન
કેશવાળી સાથે રમતાં પવનથી
સળગી ઊઠે કેશવાળીઓ;
આહુતિ આપેલ અગ્નિશિખાઓ
પગના બલીષ્ઠ સ્નાયુઓમાં

ઘાસલ મેદાનનું જોમ; બાપો, બાપો;
સબાક
હીં હીં હીં હીં....હણહણાટીમાં
ફસડાઈ પડે ચાર પગ, ફાટી જાય આંખ,
ભાલામાં એક સાથું પરોવી
તીરવેગે છૂટે એક અસવાર
છબાક જળમાં છબાક
એ ય તુંગભદ્રાને ચીરતો.
તુંગભદ્રાનાં પાણી ચળક ચળક ચાંદનીમાં
ડાબલાના અવાજ દૂર દૂર દૂર.

દબાય ગજશાળાના હાથીની ચાલ
સુકાય હાથીની સૂંઢમાં નરમ ઘાસના શ્વાસ
દબાય રાણીવાસનાં ડૂસકાં
રાણીવાસની દિવાલો પર કોલસાથી લખાયેલ
ટૂરિસ્ટનાં નામોને રાતનાં અંધકારમાં ભૂંસે
પટરાણીનું પ્રેત
કંકણના હીરામાં ચળકી ઊઠતી
રાણીની આંખમાં આંસુની ઝાંખપ
અંતઃપુરનાં કમાડ ઊઘડીને બની જાય
દશે ય દિશા
અંતઃપુરની ઓસરીએ બેઠેલું એકાંત
વાતો કરે હવે દૂર દૂરના તારા સાથે.

પુરાતત્ત્વ ખાતું ઉત્ખનન કરે બજારનું
ને જાગી ઊઠું
જાગી ઊઠું ચામડા હીંગ ને તેજાનાની વાસથી
સ્વર્ણકરોની એરણ પર પડતાં
હળવી હથોડીના અવાજથી
સુંદરીઓના બાહુમૂલની ગંધથી
પંપા સરોવરના કમળતંતુના સ્પર્શથી
વાતવાતમાં હસી પડતું વૃંદ
ને કેવો ભ્રૂભંગ!
ભાવતાલ કરતી રૂપસીનો
સ્પર્શી ગયેલો સ્પર્શ
ને આ બધો તાલ જોતી છજાં પરની ખિસકોલી.
પાંપણ પરથી ટપકવા સરેલું એક આંસુ
અમથું અમથું હસી પડેલા હોઠોનો વળાંક
આંખના ખૂણામાં રક્તની ઉગ્રતા.
ઓ ઓ
બૂમ પાડું ને સાંભળતું નથી કોઈ કેમ?
ઊભીબજારે ખંડેરોની શ્રેણી હેમએમ.
વ્યાલનું રૂપ કરાલ હવે વિરૂપ
ઉગ્ર નરસિંહના સાથળ પર બેઠેલી લક્ષ્મીને
ઉઠાવી ગયું કોઈ
ને
હિમ હિમ ઠંડી મીણની મૂર્તિની જેમ
બેસી રહ્યા નરશૃંગાલ,
દેવોના રથનું ગળતું જતું પૈડું,
ઘર, બજાર, દેરી, મંદિર ને મહેલના
સ્થંભો પર ટકેલું આકાશ,
ગર્ભમંડપના ઘુમ્મટમાં ભેજ અંધકાર ને
ચામાચીડિયાંની કાનાફૂસી,
બધે હવે ખુલ્લા પથ્થરોની નગ્ન ભૂમિતિ.

'બધાં હવે આ તરફ આવો
સાથે થઈ જાવ બધાં,
બહેનો, તમે જરા આગળ, હા બરોબર;
જુઓ આ છે
૪૦"x૩૦"નું નાવણિયું એટલે કે સ્નાનકુંડ
રાજાએ તેમની પટરાણી માટે બંધાવેલું.'

અહાહા
ધૂપધોયા કેશ, અભ્યંગ, સ્નાન,
રતિક્રીડા કલાન્ત,
બાહુ-પીંડીઓનું નરમ માંસ,
ત્રિવલ્લીમાં ભરાયેલ પીડીની રેખાઓ;
ના ના,
બધું બધું હવે ખુલ્લા પથ્થરોની નગ્ન ભૂમિતિ.
ઓ, ઓ મૃતકો,
જેટલું રક્ત તમારી કાયામાં
જેટલું રક્ત આ ભૂમિ પર
જેટલું આ ભૂમિમાં
તેટલું મારામાં પણ
તમારું માંસ નરમ બલીષ્ઠ મારા સ્નાયુઓમાં
તમારાં સ્વપ્નો ઝળહળતાં કે દૂર દૂરની
દીવાદાંડીના દીવા જેવાં મારી આંખમાં,
તમારા ખૂટેલ શ્વાસ મારા ખૂટલ શ્વાસમાં,
અથડાતો ફરું લથડાતો ફરું તમારાં સ્વપ્નો પીને.

વિજયનગરના સામ્રાજ્યની દિગંતજયી ગાથા
પીળાં પુસ્તકોનાં બરડ પાનાંઓમાં
હવે તો ઘાસની કાલજયી યાત્રામાં
પાધું ય ડૂબે
બધું ય ડૂબે
કોટકાંગરા ઘર બજાર ઉંબર પર
મ્લેચ્છોનો નહીં, ઘાસનો વિજય;
ઘાસનો વિજયધ્વજ
વિજયનગરના ભગ્ન મંદિરનાં શિખરો પર
મહેલના મિનારા પર
વિજયનગરની બજારમાં ઘાસની આગેકૂચ
વિજયનગરના તૃણધ્વજની ખ્યાતિ
જગતનાં બધાં ખંડેરો પર;
આમ જ ઘાસનો થશે વિજય,
જુઓ જુઓ
મારી છાતી પર પણ વરસતી ધૂળ
મારી છાતીમાં ય ઘાસે નાખ્યાં મૂળ;
ખોદો
હવે કોઈ
મને ય મારામાંથી ખોદો.'

# ત્રણ સ્થળ-ગઝલ

હર્ષદ ચંદારાણા

## સોરઠ

ત્રાડ ને ખળખળનું છો મિશ્રણ તમે
ગીરનું આંગણ તમે, સાસણ તમે.
ડાંસ-ભૂખ્યા શબ્દને લલચાવવા
ગાય જેવું ગાભરું મારણ તમે.
કોટના કૂવા સમા ઊંડાં ખરાં
પાણી ક્યાં છે—બોલશો નવઘણ તમે?
ચીપિયો ખખડાવી, 'બમ્-ભોલે' કહી
ગીરનારે શું ઊભા, માગણ તમે!
છે મરેલો એક દરિયો ચોરવાડ
મરશિયું ગાશો નહીં—ચારણ તમે

## દાર્જીલિંગ

રમે છે મનની આ ચોપાટ ઉપર સોગઠાબાજી
જતાં જોયેલી દાર્જિલીંગની એ ગાઢ વનરાજી.
ને મૂકી આંબલી-પીપળી રમ્યા કરતી ખીણો પાછળ
રમકડાં-ગાડી ભાગી છે સિસોટી મારતી ઝાઝી.
રફના શ્વેત કપડાની આ પટ્ટી આંખ પર બાંધી
ું રમવા આંધળો-પાટો આ કાંચન-જંઘા થઈ રાજી?
મે છે થૂઈથપ્પો સૂર્ય પણ આ ટાઈગર-હિલે?
કે છે ધુમ્મસ અને વાદળની જૂની પેંતરાબાજી?
અને તું પણ મળી ગઈ'તી મને ચાના બગીચામાં
રી ચાલ્યાં જવું તારું, ગુમાવી મેં ફરી બાજી.

## નાગવાબીચ

શાંત થાક્યા,
વૃદ્ધ દરિયાણી પલાંઠી
પુત્ર, રમવા આવ ખોળે
ખા ગુલાંટી,

*

વાત કર, દરિયા, હતી કેવી જવાની?
ઇશ્કમાં કેવી કરેલી ઘુઘવાટી?
મેં લખેલા નામની પાસે જ, દરિયા
તારું ગમતું નામ લખ, રેતીની પાટી.
વ્હાણ ડૂબાડ્યું શું કૂવાથંભ જોઈ?
મેળવી તેં આમ દરિયા તારી લાઠી?
કેમ તારા સ્પર્શથી રેતી બની ગઈ—
કે તને દરિયા મળી જે કોઈ માટી.

*

સૂરજે શેકેલ
દરિયાની સપાટી
પીરસી છે થાળીમાં
જાણે ચપાટી!

# ચાર ગઝલ

અશોકપુરી ગોસ્વામી

## સર્જે છે ગઝલ

હું નહીં પણ કોક સર્જે છે ગઝલ,
શોકમાંથી શ્લોક સર્જે છે ગઝલ.
જે સ્વયમ્ નિર્મમપણે નીરખ્યા કરે,
એવા થોડા લોક સર્જે છે ગઝલ.
છે અગત્ય ભાવ, ભાષા ગૌણ છે;
ક્યાં અલગ એ, ચોક સર્જે છે ગઝલ,
પહોંચવા દે શબ્દને અંતર સુધી,
શબ્દને ના રોક, સર્જે છે ગઝલ.
મૂળમાંથી ઉદ્ભવી ઉજ્જ્વલ કરે,
તેજનું એક ઓક સર્જે છે ગઝલ.

## જણાય છે

માણસ જુઓ ને કેટલો ભયભીત જણાય છે
એના જ વિશે એ જ અનિશ્ચિત જણાય છે.
અંદરની અંધાધૂંધીની ક્યાંથી ખબર પડે?
બાકી બહારથી તો વ્યવસ્થિત જણાય છે.
આ કાન પણ થાક્યા હવે પડઘાને સાંભળી,
સાચુકલા અવાજથી વંચિત જણાય છે.
માટીપગો માણસ સ્વયમ્ દરવાજો ખોલશે,
એ વાતથી કિલ્લો ઘણો લજ્જિત જણાય છે.
ડૂબી ગયા પછી જ ગહનતા મળી શકે,
સંકેત કેટલો અહીં ગર્ભિત જણાય છે.

## આગાહી

સ્હેજ ભીનું આપણું જ્યાં મન થશે,
શબ્દ ફણગાશે ગઝલનું વન થશે.
ઓગળી માણસ નદી માફક વહે,
એ રીતે અદ્ભુત પરિવર્તન થશે.
લાગણીનો અર્થ પામી જે ક્ષણો,
એ ક્ષણો વૈશાખમાં સાવન થશે.
ચાલને ચાલ્યા વગર ફરીએ બધે,
વેગવંતું આ સ્મરણ વાહન થશે.
એક આગાહી કરું મારા વિશે,
મુજ વિશે ક્યારેક સંશોધન થશે.

## મળે

ઇચ્છા કરું જળની ને રણમાં જળ તરત મળે
પણ દોસ્ત! કાણું પાત્ર મને કાં સતત મળે?
માન્યું કે મન માને ન, છતાં માનવું પડે,
કે પત્રના અંતે જ એના દસ્તખત મળે.
સમજે છે કોણ? શૂન્યમનસ્કોનું દુઃખ, ભલા;
જ્યાં પોતપોતના મહીં તન્મય જગત મળે.
સિદ્ધાર્થ જેમ હું ય મહાભિનિષ્ક્રમણ કરું,
એની સમાન આપણું ક્યાં મન સખત મળે.
તુજને સ્મરી શક્યો નહીં, તું માફ કર, ખુદા;
એના સ્મરણમાં ક્યાં કશો સ્હેજે વખત મળે!

# મેદની ને મેળો

ધીરેન્દ્ર મહેતા

બ્હાર જે જામે એ મેદની કહીએ ને
ભીતરમાં જામે તે મેળો !
મેદનીમાં મળતા કૈં ઠેલઠેલા,
મળતી ક્યાં આંખ એકે હસતી ?
ચિત્તને ચકડોળ ફરે ચહેરા ચહેરા,
અને એકે ય છબી ક્યાં ખસતી ?
મેળામાં વાગે છે પાવા ને ચંગ,
એનો ઝીણેરો સૂર સુણ પેલો ?
દિવસ ઊગે ને મારે એકલા ને એકલા
મેદની થઈને ઊભરાવું,
દિવસના ઢળતામાં ઓસરતા ઓસરતા
કોણ જાણે ક્યાંયે ખોવાવું;
થોડીઘણી મારી બચેલી જાતને
મેળામાં મારે કોઈ ઠેલો !

# મારો એક ઘટનાકીય છુટકારો

મધુકાન્ત કલ્પિત

ઘટતાં ઘટતાં રે ઉફ્ ! ઘટવું પડે રે !
ખોદી ખોદાયે નહીં તેવી ભાષામાં
કરી નાખી છે મેં જ મારી સ્થાપના,
જેના આધારે કંઈક સમજું
તે સંદર્ભો ધુમ્મસ લાગે છે અવાજના.
અટકળમાં છટ્, આમ ટકવું પડે રે !
ઊઘડવું એટલે તો ખુલ્લા થવું
ને આમ ઉઘાડેછોગ ધિક્ હોવું,
સામે મળે જો ક્યાંય માણસતા,
કાશ ! મને જાળવીને વચમાં પરોવું.
ખોટો પડું; ને ફરદ ઝગવું પડે રે !

# મેઘધનુષને બાંધો

હેમેન શાહ

અળવીતરી અડધી એક ગઝલના શેર,
શરમા થોડો, ને છંદોનાં વસ્ત્રો પ્હેર.
બ્રેડ સરખા સૌ ખેતર પર ચોપડવો સૂર્ય,
ઘરગથ્થુ સવારો એ રીતે કરવી જાહેર.
ભાવ ચડે જેમ છના વીસ, દસના પચ્ચીસ,
ઉમ્મરનું વધવું એ પણ છે કાળો કેર.
ઝરણાં જેવી હાથ તણી રેખાઓ આપ;
હું કરવા ચાહું છું ભરપૂર લીલાલ્હેર.
સાંજે ઝાલર વાગે ને છૂટે નિશાળ,
સ્કૂલબસમાં પંખીઓ બેસી ચાલ્યાં ઘેર.
પ્રેમ વિશે તો લખવું બાકી બીજું ઠીક,
એક હજી તો સાંધો ત્યાં તો તૂટે તેર.
પાન ઉપર બે ટીપાંનું જ્યાં ઘર છે ત્યાં જ;
મેઘધનુષને બાંધો બોલાવી ઇજનેર.

# વાંઝણી હતી

મહેન્દ્ર જોશી

જો કે હરણની દોટ તો મારા ભણી હતી,
પણ મૃગજળોની ક્યાં કશી ચેતાવણી હતી !
મેં એકલાએ હાથ કાપી હોમી દીધા ત્યાં,
સૌએ કહ્યું હૂંફાળવી શી તાપણી હતી !
આ એક રાત જે ક્યાંય પણ બેસી શક્યું નહીં,
કેવી વિકટ સમય વિશેની સારણી હતી !
એ આંખનો છે દેતવા રાખી લે આંખમાં,
વ્હેતી નદી આ ક્યાં કદી સોહાગણી હતી !
એ સાંભળી નિર્મમ થયું છે કલ્પવૃક્ષ પણ,
ઇચ્છાની જે રાણી હતી તે વાંઝણી હતી !

## આ

લલિત ત્રિવેદી

આ વહેવું, આ પવન, મોજાં અને પછડાટ આ
ને સતત કાંઠો બની બેસી રહે રઘવાટ આ.
બારણાં સાથે ઝીંકાતો પવન ને ખખડાટ આ
બારી પણ ખોલે નહીં આ પાંખના ફફડાટ આ.
જીર્ણ થૈ રહેવું અને તૂટતું સતત રસમય કરે,
રિક્ત ખંડેરી ક્ષણોમાં કોઈનો ઘૂઘવાટ આ.
દર્પણી જળમાં ખીલે છે રોજ આ મુખારવિંદ,
બ્હાર લાવો કે તરત ચીમળાય છે ચળકાટ આ.
કૈ રીતે આવી ગઈ સાંજલ ક્ષણો ઘરમાં લલિત ?
કૈ રીતે આવ્યો છે ફ્લાવરવાઝ પર પમરાટ આ ?

## પવન

દિલીપ જોશી

એકેક શ્વાસ નક્કી છલક્યા કરે પવનમાં,
મીઠી નજરનો દરિયો વરસ્યા કરે પવનમાં.
બારી ખૂલે કે ઘરનું શહેરીકરણ થવાનું,
ઓળા અવાજ કેરા કણસ્યા કરે પવનમાં.
ભીંતોને દીકરીથી વ્હાલી ગણી વધારે,
અસ્તિત્વ ખંડિયરનું પડઘ્યા કરે પવનમાં.
ઊભા સળંગ દૃશ્યો પશ્ચિમના માંડવામાં,
લજ્જા દિશા દિશાની ટપક્યા કરે પવનમાં.
કેવી છે લાગણી એ ક્યારે ય પૂછશો મા,
હોઠો તળાવ સામે તરસ્યા કરે પવનમાં.

## એક Illusion

હરિહર જોશી

લયની છત પર ઢળતી રાતે એક ઉદાસી અંર્થોની
કરી નેજવું ચૂંચવી આંખે જૂએ સવારી શબ્દોની.
પગલાં અઢળક, પગલાં ઉભડક, ઘટનાઓ ઘેરામાં,
હરેફરે ને ચોકી કરતાં રેબઝેબ અફવાઓની.
આવળબાવળ ઝાડઝાંખરે આળસ મરડી બેઠી થઈ,
પડખું ઘસતી બપોર પાસે વાત ભાંભરી શૈશવની.
ચકમકતણખો ભડકો રાતો અંધકારનું રીંછ ફરે,
ન્હોર ભેરવે મચડે, કચડે કાયા ધ્રૂજતા જંગલની.
માણસ કિલ્લો બધિર બુઠ્ઠો દૃશ્યો વળગ્યાં જાળાં થઈ,
સ્મરણ ઝૂલતાં ચામાચીડિયાં ગંધ પ્રસરતી
ક્ષણક્ષણની.

## સમય

દિલીપ જોશી

એક માણસમાં પ્રવેશેલી બદી જેવો સમય,
સંઘરાશે કેમ કાણી બાલદી જેવો સમય !
દૃશ્ય નવરંગી નજરમાં પાથરી એકાન્તમાં,
સ્વપ્ન ઓઢી રોજ વીતે છે સદી જેવો સમય !
આપણું ભીંજાવું છત નીચે વરસતી પળ ગણી,
એ જ પળ શોધે છે રેતી પર નદી જેવો સમય !
પાલખીને જોઈ પરવત ખુદ ખસીને માર્ગ દે,
મુસ્કુરાતો હોય ત્યારે મુત્સદ્દી જેવો સમય !
છે ખબર અખબારમાં એ પાશવી ઘટના વિશે,
હર ગલીમાં તરફડે છે દ્રૌપદી જેવો સમય !

# ફૂગ

આરીન મહેતા

'ફૂગ' એટલે
'ફ' ને દીર્ઘ 'ઊ' 'ફૂ'
અને 'ગ' ને કાંઈ નહીં 'ગ'.
એમ છોકરાંવને ગોખાવો કે તમે ય જપો
તો સમજાય નહીં.
ફૂગ જોયા વિના
ફૂગ એટલે શું
એ જ્ઞાન લાધે નહીં.
બાકી ફૂગ ઉપર થોથાંનાં થોથાં થિસીસ થઈ છે
અથવા થઈ શકે.
મારે આવું શા માટે લખવું જોઈએ ?
ફૂગ થઈ છે એટલે ?
ફૂગ જોઈ છે એટલે ?
ફૂગ ઓળખી–પારખી છે એટલે ?
આ સઘળા પ્રશ્નોનું કારણ છે ફૂગ
એટલે કે કષ્ટોનું તારણ છે ફૂગ.
ફૂગ બહુરૂપિણી, ગમે તે રૂપે, ગમે તે બાજુ વધે-
કોકને આંખમાં, કોકને નાકમાં,
કોકને હાથમાં, કોકને ચરણમાં,
કોકને કાનમાં, કોકને જીભમાં,
કોકને સંનમાં
તો કોકને કોકમાં;
છતાં ભયનું સિગ્નલ વાગતું નથી,
સરકારી માધ્યમો જણાવતાં નથી,
સંશોધકો શોધતા નથી,
લેખકો લખતા નથી,
કવિઓ કવતા નથી,
આ વધતી ફૂગના વાંકા વિસ્તાર વિશે
એક અખ્ખરે ય —
કારણ ફૂગ રૂપાળી હોય છે,
ફૂગ નમણી હોય છે,
ફૂગ નિર્વસ્ત્ર હોય છે,
એનાં ઓગણીસસો ને ચ્યાંશી અંગ કઢંગાં છે,
પણ એ એવી રીતે ગોઠવે છે
કે સુવ્યવસ્થાનો સમુચ્ચય જ દિસે.
આમ તો ફૂગ બ્રહ્મનું જ છટકું છે....
જળમાં જળ થઈ
સ્થળમાં સ્થળ થઈ
તળમાં તળ થઈ
પળમાં પળ થઈ
ગગનમાં ગગન થઈ
વનમાં વન થઈ
મનમાં મન થઈ
દર્શનમાં દર્શન થઈ
વસે છે,
પછી ખસે છે
પછી ધસે છે
પછી ડસે છે
પછી કસે છે
વિસ્તારના વાંકા વ્યાપને.

અત્યારે આપણને અડીને બેઠી હોય
ને જાણતાં ય ના હોઈએ!
હું આ લખું છું
એ ય પરિણામ હોઈ શકે
ફૂગની ખૂંધ વાગવાનું.
ક્યાં ક્યારે કઈ પળે
પોતાનો સાક્ષાત્ એ કરાવે
એનું નક્કી નહીં.
એ છે એ નક્કી
છતાં એનું નક્કી નહીં.
અનિશ્ચિતતાનાં વિવિધ રૂપોમાંનું આ એક
અનિશ્ચિતતાનું ચોથું પરિમાણ જાણે!
એટલે કે એનો ખાડો જ કહો ને!
છતાં ખાડામાં ઊતરવું એ જોખમ;
એમાં ફૂગ હોઈ પણ શકે.
ફૂગ રે ફૂગ, તું ક્યાંથી આવી?
તારા આકારમાં શું શું લાવી?
એમ પૂછી પણ ન શકાય;
કારણ કે
સલામતીના મીણિયા મહેલમાં
ફૂગ આગ રૂપે ધસી પણ જાય,
ઝળહળ ઝળહળ પણ થાય,
પરંતુ આપણે એને કહીશું નહીં ફૂગ,
આપણે એને કહીશું આગ.
બાકી ફૂગ ન હોત તો કૃષ્ણલીલાનું શું થાત?
રાવણનાં દસ માથાંનું શું થાત?
સત્યકામના અફળ હોવાનું
કે નચિકેતાના જ્ઞાનનું
શું કરત આપણે?
અરે, ફૂગ વિના ભ્રષ્ટ થાત રાજ્ય રે
ફૂગ વિના ત્રસ્ત હોત લોક રે
ફૂગ વિના કૂવાસાં જળ ન હોત રે
ફૂગ વિના માટીમાં કસ ન હોત રે.
માટે, હું ને તમે, હવે વત્સો ફુગના
ફૂગ આપણી દેવમાતા
ફૂગ આપણી લોકગંગા
ફૂગ આપણી ઋત
ફૂગ આપણું તૂત
ફૂગને ઘઉંથી તોલો કે રૂથી
સોનાથી તોલો કે લીંડીથી
માણસથી તોલો કે અણુબૉમ્બથી
એ પ્રત્યેકને તોલી થઈ રહેશે!
ફૂગ એક એવી પાઘડી છે, જે બંધ બેસે
જડ કે ચેતનમાં, ગમે ત્યાં;
છતાં એનો વળ ક્યાં?
એની જીવન-કળ ક્યાં?
એ ખબર જ ન પડે.
સાચું સમજાય તો
ફૂગ કવિતાની ચૂંટી ય બને
સુર્‌રિયાલિઝમની દૂંટી ય બને
નિહિલિઝમની મૂછે ય બને
ને વાંદરાની પૂંછે ય બને.

આ અવનવું બનવું એનો સ્વભાવ.
ફુગ, પરિવર્તનનો અસ્ખલિત વહેતો પ્રવાહ,
ફુગ કોડીના ભાવે વેચાય
ભગવાનો ભાવે ખરીદાય
બે વિરોધો ફૂગ હોય
એને ગોઠવો લગોલગ તો ત્યાં ય ફૂગ હોય
અર્થાત્
ફૂગ વસ્તુ ય છે ને કડી ય છે ને સાંકળે ય છે
ને સાંધો ય છે ને રેણ ય છે;
ફૂગ, ફૂગે ય છે ને ફૂણે ય છે
પણ —
અરે, અરે, 'પણ'ને ફૂગ અડકી રે
મારી કલમ હવે ત્યાં ચટકી રે
જય જય, ફૂગમા, જય જય રે
હું અહીં ઊભો ફૂગૈયો રે....

## પુનઃ

જાગૃતિ ભટ્ટ

કોઈ એકલદોકલ ઈંડાના ગર્ભમાં
ફરી એકવાર
ઢળતી સાંજનું આકાશ
ખરતું પીછું બની ગયું....

## ગાડીઓ

મફત ઓઝા

હું
ગાડીમાં જે દરવાજેથી ચડું છું
એ દરવાજેથી ઊતરી શકતો નથી.
બારીઓ છે
તો ય ડોકાઈ શકતો નથી બહાર.
શ્વાસ અને ઉચ્છ્વાસનું બાંધેલું પોટકું
છોડી ક્યારે ય મને હું ઉકેલી શકતો નથી.
ગાડીઓ દોડે છે એ મારો ભ્રમ
ઈશ્વર જેટલો સાચો છે છતાં
બધાંને કહ્યા કરું છું કે ગાડીઓ દોડ્યા કરે છે.
ટિકિટ લીધી છે એટલે
સ્ટેશન આવશે એમ માની
પાટિયા પર બેઠો બેઠો
હથેળીની રેખાઓ જોયા કરું છું
લોકવાયકા છે કે —
ગાડી ઊભી રહે છે ત્યાં એક નદી વહે છે,
આમ છતાં હું છેતરાયો છું સ્ટેશનથી.
મારા ચરણસ્પર્શે
મોહેન-જો-દડો પથરાય છે બધે.
હવે
આ ગાડીઓ મારા નગરમાં ન પ્રવેશે તો સારું...

## ભીનો દિવસ

પ્રાસન્નેય

હવાઈને ફૂલી ગયેલા લાકડા જેવો સમય
ક્યાંયથી ચસકતો નથી.
સૂજી ગયેલાં પોપચાં ઊંચકાતાં નથી.
દૃષ્ટિ ઊભી થતાંમાં ફસડાઈ પડે છે.
દિવસ
બખડી ગયેલા મકાન જેમ ઝૂકી પડચો છે.
ભેજનાં પૂર મોઝા મૂકીને દોડી રહ્યાં છે.
મન
મેલા બરફના પોલ જેવું
એ પૂરમાં ઘસડાયે જાય છે,
કશે જ અટકતું નથી
એ પોતાનામાં અટકી પડેલું.
પતંગિયાંની પાંખો પર પીળાશ પોઢી ગઈ છે.
ઘાસનાં પાંદડાંની બેવડમાં લીલાશ ઊંઘે છે.
પડી ગયેલી પાંખોવાળાં
પોપચાયેલી આંખોવાળાં
પંખીનો બોલાશ પલળીને ચોંટી ગયો છે
તેમના કંઠમાં.
એક પવન જ,
વિચિત્ર જાનવરની જેમ
જૂના ત્યક્ત કબ્રસ્તાનમાં
કિકિયારી પાડતો દોડી રહ્યો છે.
આંખો પરથી નીંદનાં ટોળેટોળાં પસાર થાય છે.
ઊથલી પડેલો અસવાર
અશ્વના પગે બાઝીને ઘસડાયે જાય છે.
ઉજરડાય છે આંખો.
કાનના વેરાનમાં વાગે છે ડાબલા.
અપ્રિય પ્રેમિકાની જેમ
ઠંડી
કુક્ષની નરમાશથી
પંપાળે છે શરીરને.

## વાર

જગદીશ વ્યાસ

રવિવારે વાલમ ગયો રડતી મૂકી નાર,
હૈયે હળવાં હીબકાં નયણે ધીમી ધાર.
મનને રોકી ના શક્યાં કોઈ કામ કે કાજ
શું થાશે આગળ હજી સોમવાર છે આજ?
ઊથલપાથલ ઘર કર્યું કાઢયું 'ઋતુસંહાર',
પાનાં એનાં ફેરવી કાઢયો મંગળવાર.
બુધવારે કાગળ લીધો અને લખ્યું મોઝાર:
'મોઢું જોવું હોય તો લગાડશો ના વાર.'
ગુરુવારે તો વીસરી દિવસ-રાતનું ભાન,
ગાયાં ગૂંજ્યાં ગણગણ્યાં ગરવાનાં ગુણ-ગાન.
રમ્યાં સાથ ચોપાટ ને કરી સાથ કૈં વાત,
શુક્રવારનાં રાત-દી સખી વિના શેં જાત?
શનિવારે પાદર ઊભી સજી સોળ શણગાર,
આવ્યો ધૂળ ઉડાડતો તેજીનો અસવાર.
વાલમ નિશ્ચય ભેટશે કહે વ્યાસ જગદીશ,
હૈયે રાખી હેત તું જો આ વાર ભણીશ.

# પૃથ્વીભણી વાત્સલ્યં

ઉશનસ્

## ૧. માદીકરી

હું જાણું, જાણું છું, બધુંય સમજું: કેવી અધરી
જગત્ શું ન્હાની યે વગર બદલાની શુભ કૃતિ;
ન એને મોંમાથું નજર પકડી લે અશું વળી,
સુરેખા ટેવાયો રૂપ નગર ક્યાં રોપું હું રતિ?

રહી જન્મારાની કમનસીબ ભૂ ગેરસમજે,
અભાગી એ પ્યાસી રતિની બારણી; કોણ સમજે?

મને તેથી, સંતો કદી ન સમજાતા જે વરતતા
ઉડાઉ વાત્સલ્યે, ઘટશી શિર લૈ લૈ નરતતા;
મને એ ગાર્હસ્થ્યે પણ પરસ છે આદર-રુચિ
જુઓ જેણે જોયા કરી જ લૂખી-ભૂ-લટ્ટલટ ખચી
નિરાંતે છાયામાં નભતરુતળે; કાંસકી તીણી:
કદી ધપ્પો પીઠે: રતિ ચલતી રહે મા દીકરીની;
પછી આંસુ-ટૂંમો દ્રવત, શુભના છૂટતા જથા;
ન ઓછા થાજો આ કદીય, પ્રથમી મૂઇ પ્રત્યે પુરવઠા.

## ૨. વનશાન્તિ

પહાડોની વચ્ચોવચ, નગરથી દૂર વગડે
પરી રહેતી કોઈ પરી પરી હજી પૌરદૃગથી
ચઢી મારી આંખે: નજર પડી ગૈ, લીલ દગડે
ન હોયે ઢંકાયું વનકુસુમ, જ્યાં કો ન પગથી;
અહો, આ આરક્ષી નિભૃત વનકણ્વાશ્રમસ્થલી
રહ્યું જ્યાં ચોમેરે અગમ, અભયારણ્ય વીંટળી;
યુગોથી પોષાઈ ઊછરી; પણ કન્યા જ નિતની
શકુંતે સેવેલી, કલઝરણશી, વલ્કલવતી,
વનોથી દીક્ષાઈ, પ્રકૃતિઃશુભ, નિર્દોષ ચીતની
તૃણે-વૃક્ષે-ફૂલે વનશી રૂપસી સંસ્કૃતિ-કૃતિ;
અદુષ્યંતી નેત્રે નિરખી રહું નિર્દોષ રૂપને,
મૃદુ અંગાંગોની ઉપર નિખર્યા સૌમ્ય ધૂપને;
પ્રભો, આ શાન્તિનો મૃગ ન હણશો કોઈ કદીયે
કુંવારી કાન્તીનો લય લલિત રહો આ જ
હજી લક્ષ સદીએ.

## ડૂમો નામનો શખ્સ

રાણિક અગ્રાવત

દૂર એક નાવ સરકતી જાય છે ધીમે ધીમે;
મારે બૂમો પાડીને કહેવું છે:
'થોભી જાઓ, આ નદી નથી.'

પરંતુ મારી ચીસો
માછલીઓ ઝડપતા કાગડાઓ અધ્ધરથી જ
ચાંચમાં ઝીલી ગળી જાય છે,
અને પાણી પર પવન પછડાતો રહે છે.
સાંજનું આકાશ તોડતો ઝબકારો
દૂર સરતી નાવમાં થાય છે....
હું સમૂળગો હલી ઊઠું છું.
મારા બંધ હોઠોમાં ચીસ સંભળાય છે
............................મા —
પશ્ચિમાકાશમાં લોહી-શો ઘટ્ટ લાલ રંગ ઊમટે છે.
સૂર્ય ક્યાં છે? ક્યાં??

## શૈશવના દિવસો

સુશીલા ઝવેરી

મારા શૈશવના સમૃદ્ધ તોફાની રંગીન
ને રમતિયાળા દિવસો ઓશિયાળા
બની વિત્યા...એ ઘવાયલી ક્ષણને
હજુય કરાર વળ્યો નથી.

એના લોહી નીંગળતા તાજા ઘા હજુય
કણસે છે કોઈ પશુ વધ પછી તરફડતું
હોય એમ.

હું એ શૈશવના અડાબીડ જંગલમાં
રખડવા નીકળી પડું છું ત્યારે કોઈ
અજબ અનુભવ ઘેરી વળે છે...જે
દિવસો પાણાની જેમ વાગતા'તા એ
સ્મરણની સુગંધમય મૂડી બની
ગયા...

મને કોઈકે કહેલું મરવું નહીં ને માચો
મૂકવો નહીં...હવે તે દિવસોના કલાક
મિનિટ ને ક્ષણોને હું એમ જ કહું છું...
...છતાં કાળથી પર બનીને તે જીવી
રહ્યાં છે...પણ મારી જેમ તેઓને
માઠું લાગતું નથી.
મારી જેમ આપઘાતનો વિચાર તેમણે
ક્યારેય કર્યો હોય એની મને
જાણ નથી.

## બે ગઝલ

હનીફ સાહિલ

### આવશે

છે બહુ માયાવી છળવત્ આવશે,
સ્વર્ણમૃગ-શી એક પળવત્ આવશે.
આંખ મીંચું તો પ્રભાસે આરપાર,
આંખ જો ખોલું પડળવત્ આવશે.
મર્મરિત છંદોની લઈને છાલકો
લોહીના લયમાં વમળવત્ આવશે.
પાંપણોમાં સૂર્ય ખીડાશે અને
સ્વપ્નમાં એ જળકમળવત્ આવશે.
જેમ શાશ્વત્ વ્હેતું રહે છે એ હનીફ
આ ગઝલ પણ એમ જળવત્ આવશે.

### દસ્તખત લખું

શબ્દોમાં ગોઠવાય તો તુજને વિપત લખું,
તારા વિરહની કેમ બધી કેફિયત લખું !
આંખો જ કહેતી હોય છે મનની પરિસ્થિતિ
વાંચી શકે તો વાંચજે જે કંઈ સ્વગત લખું.
ભીતર કશું અજંપ મને જંપવા ન દે,
આંખો પ્રતીક્ષારત્ અને હું ચિત્રવત્ લખું.
રસ્તાની વચ્ચે ક્યાંક મળી જાય તો કહું,
કાગળમાં કેવી રીતે બધી વીગતો લખું ?
તારો વિચાર શબ્દમાંય બાંધવો કઠણ,
છેવટ આ કોરા પત્ર નીચે દસ્તખત લખું.

૧ બલાકા/અનુ. રાજેન્દ્ર શાહ

ઓ રે નવીન ઓ રે કિશોર મારા
ઓ રે તરુણ ઓ રે અબુધ
જીવતો રહ્યો અધમુઆના ઘાવથી જરાતરા.
તેજના અરુણ મદે મત્ત ભોરા,
બોલવું હોય તે બોલ તું આજે જોરે,
તુચ્છ સકલ તર્ક મેલી કોરે,
લઈ છલંગ નૃત્યના દે નારા,
ઓરે પ્રબલ આવ રે કિશોર મારા.

પિંજર હાલકડોલક હળવે પવન.
કોઈ બીજું નહિ નડતું એના ધામની આડે
હોય જ્યાં અધિકારથી ગમન.
કાબેલ જે કોઈ, જે કોઈ પૂરા પાકા,
લોચન શ્રવણ બેઉ જે રાખે ઢાંકયા,
ઘોરતા જેવા ચિત્રપટે આંકયા,
એ તો, અંધારભીડયા પિંજરમાંહી બિચારા.
આવ જીવંત, આવ હે કિશોર મારા.

ચોગમ નજર નાખતાં જે કોઈ નહીં,
સાંભળે નહીં, પૂરનો પ્રબળ પુકાર
ભરતીને જલ ઊછળતા લોઢ જ્યહીં,
ચાલવું ગમે નહીં: ગાટીના બેટા
પગલું માટી પર મુકયાથી છેટા,
પાથરી અચલ આસન રહેલ બેઠા,
વાંસના ઊંચા મંચે નિજ નિરાળા
આવ હે અશાંત, આવ હે કિશોર મારા.

અહીં તો બધા કરશે મનાઈ તને,
અણધાર્યું તેજ પેખશે ત્યારે
આંખ ચોળી ચિંતવશે આ શું બને!
મારવા તને ઊઠશે પૂરા ક્રોધે,
શયન છોડી આવશે દોડતા ઘોડે,
નીંદરપોઢયા જાગશે આવા યોગે,
જંગે ચડશે મિથ્યા અને સાચા.
આવ પ્રચંડ, આવ હે કિશોર મારા.
શૃંખલ–માતની જે અહીં પૂજાવેદી
આમ રહેશે બાંધી હમેશ કાજે?
પાગલ રે તું આવ રે દુર્વાર ભેદી.
ઝડને જોમે લઈને વિજયચિહ્ન,
અટ્ટહાસે ગગન કરી છિન્ન,
ઝાપટી ભોળાનાથની ઝોળી જીર્ણ
ભૂલ બધી યે લાવ તું ભારેભારા.
આવ પ્રમત્ત, આવ હે કિશોર મારા.

લાવ તાણીને બાંધેલ પથના શેષે,
કર વેરાગી બાધા જે નવ જાણે:
મારગ ખૂટયો જાય અજાણ્યા દેશે.
આપત્તિ છે; આઘાત છે તે જાણું.
એટલે તો છે પ્રાણનું આ નાચવાનું.
દૂર કરી દે ભાઈ પોથી પઢવાનું.
પથના મેલી વિધિવિધાન સારાં.
આવ પ્રમુક્ત, આવ હે કિશોર મારા.

ચિર યુવાન તું, ચિરજીવી તું છે રે,
જીર્ણ જરા ખેરવી દઈ
અંતવિહીન પ્રાણ ફેલાવી દે રે.
તરુણ નશે અવનિને દે ભોરની વેળા,

ઝડને મેઘે તડિત થઈને કર તું ખેલા.
વસન્તને સ્પર્શ બકુલ માલા
આકુલ કીજે કંઠમાં ધરી તારા.
આવ રે અમર, આવ હે કિશોર મારા.

૨

આજ તો જાણે આવિયો પ્રલયકાળ રે.
વેદનાના આ પૂરતો પુકાર
ક્રંદને વહી જાય રે.
રક્ત મેઘે વીજળીને ઝબકારે
વજ્ર બાજે ગહન પારે
કોણ રે પાગલ વારે વારે
કરતો અટ્ટહાસ્ય રે.
આજ તો જાણે આવિયો પ્રલયકાળ રે.

જીવન હાવાં વિભોર મરણ-વિહારે,
દઈને એને સકલ તારું
વર કે ના વર અત્યારે.

આગળ પાછળ નજર નહીં,
રાખવું છે નહીં ગોપન કંઈ:
ચરણે નીચા નમતાં ધરીએ
આકુલ ભીના વાળ રે.
આજ તો જાણે આવિયો પ્રલયકાળ રે.

મારગને આય લીજિયે કરી નિજનો રે,
ઘર મહીં અંધાર, બુઝાયો
શયન-શિરનો દીવડો રે,
ઘરને તારા ભાંગતું આવે તુફાન,
પડતી જતી ભીંત જો ઠામે ઠામ,
સાંભળે કે નહીં સાદ આવે જે
નિરુદ્દેશને કારણે.

આજ તો જાણે આવિયો પ્રલયકાળ રે.

છીઃ છીઃ ના અવ આંખમાથી આંસું સારવાં રે.
ભય ધરીને નહિ રે મોઢાં
અંગરખે આવરવાં રે.

ચિત્ત કોને કારણે વિકલ ?
ભાંગવીના જે બારણે સાંકળ
ઝ્હારને આંગણ આવ મેલીને
સુખ ને દુઃખનાં સાલ રે.

આજ તો જાણે આવિયો પ્રલયકાળ રે.

કરશે ના તવ કંઠ વિજયઘોષણા ?
રુદ્રતાલે ચરણથી નહીં
જાગશે નૂપુર શીંજના ?

લખેલ જે કંઈ લલાટ મહીં
સકલ ખેલા મેલવી અહીં,
આવ સજીને રક્ત વસન
આવ વધૂને વ્હાલ રે.
આવેલ તારો જાણી પ્રલયકાળ રે.

૪૨

વળી વળી કશું તારું કર્યું છે મેં અપમાન!
આવેલ રેલંત ગાન,
વહેલી સવાર :
ઊંઘ ભાંગી કહી તુર્ત કીધેલ પ્રહાર
વાતાયન થકી,
બીજી ક્ષણે અલોપ તું કયાંય જનસ્રોતમહીં ભળી
દરિદ્રની જેમ તું ભુખાળ
આવે છે મધ્યાહ્ને મારે દ્વાર,
શોચી રહું : 'આ શું હાય
કર્મકાજમાં વિપત્તિ!' દૂરથી જ કરું છું વિદાય.
સાંજને સમય જાણે આવ્યો મૃત્યુદૂત
જલાવી મશાલદીપ, અસ્પષ્ટ અદ્દ્ભુત
દુઃસ્વપ્ન સમાન.
દસ્યુ કહી, શત્રુ કહી, બારણાં તમામ
કદી દીધ બંધ.
ચાલી ગયો... જાગેલ અંધારમંહી કંપ.
હવે અહીં આવ્યો છે તો દંડીશ હું તને
તારી કને જે કંઈ તે બધું ય લઈને.
પાછું નહીં વાળી,
ભીડી દૈશ બારણાં ને બારી.
અનંતર મધ્યરાતે
દીપ-બુઝયા અંધકારે બેસી ધૂલિ-વાટે
મનમહીં ચિંતવીશ બહુ છું એકેલ
જોયા વિણ જેને પાછો હતો મેં કાઢેલ.
દીર્ઘ ધરીને જીવન
બહુ બહુ માને જેનું કર્યું છે વરણ
થઈ એકાગ્ર ઉત્સુક
અંધકારે ભળી જશે તે બધાં ય સુખ.
આવેલ જે હતો અન્યમને
મુખોમુખ જેને જોયો નહીં રે નયને
જેની ન પિછાણ
જેની ભાષાનું ન જ્ઞાન
અર્ધરાતે ફરી ફરી મુખ એનું દેખા દેશે નિદ્રાહીન ચખે
તારકને તેજે, નિશિગંધાની મહેકે.
વળીવળી પાછું જવું અંધકારે
વળીવળી આવવાનું થયે
બોલ એનો વાગે છે હૃદયે.

૪૪

હે યૌવન, સુખની શૂળીએ શું તું નિવસી રહીશ ?
કંટકતરુની ઊંચી ડાળ પર પુચ્છ તારું નચવ્યા કરીશ ?
માર્ગહીન સાગરપારનો તું છો પાન્થ.
પાંખ તારી અશાન્ત અકલાન્ત.
અજાણ્યું નીડનું તવ ધામ રે...
ને તારું ધસવું નવ માને અવરોધ,
ઝંઝાથકી વજ્ર લઈ લેઈ આંચકીને
તારા અધિકારને જ ઘોષ.
હે યૌવન તું કંગાલ ?–શું તું આયુષ્યનો છે ભિખારી ?
મરણ-કાનન અંધકારે, ગહન કંટકપથે તું જ તે શિકારી.
મૃત્યુ તવ પાત્ર મહીં કરતું વહન
અમૃતરસને નિત્ય તારે જ કારણ;
પ્રતીક્ષતી રે માનિની તવ પ્રિય સખી
મરણ-ઘુંઘટ તાણી;
આવરણ દૂર કરી રહે તું નીરખી
મુગ્ધ તે વદન હેત આણી.
હે યૌવન, રહે કયા સૂરને સાધને ?
વાણી તવ શુષ્ક પાને બંધાઈ શું રહે કદી પોથાને બંધને ?
દક્ષિણ હવાને બીન બાજે તવ વાણી,
એથી તો અરણ્ય રહે નિજને પિછાણી.

વાણી તવ જાગી રહે પ્રલયના મેઘે
ઝઝાને ઝંકાર
તરંગ ઉપર બજવીને, જય, વેગે
વિજય ડંકાને,
હે યૌવન, શું તું બંદીબની પોતીકી સીમાએ સબડવું ચહે ?
આ ઉંમર કેરી માયાજાળનું બંધન તારે ભાંગવું જ રહે.
ખડ્ગ સમ તવ દીપ્ત શિખા :
છિન્ન કરી જરા-કુહેલિકા–
જીર્ણતાની છાતીનું બે ભાગે વિભાજન.
અમર કુસુમ તવ
આલોકને પાન લોકલોકાન્તરે
ફૂટો નિત્ય નવ.
હે યૌવન, શું તું લૂંટાયલા સમ ધૂળભેગું થશે ?
જંજાળ ધરીને શિરે ગ્લાનિભારે નિજને તું કુંઠિત કરશે?
પ્રભાત પોતાનો સોનલ મુકુટ જાણે
તારે કાજ ઉપાને સમય રોજ આણે.
અગ્નિ જલે ઊર્ધ્વ શિખા રાખી
તારો જ તે કવિ !
સૂર્ય તવ વદને નયન માંડી
લહે પોતાની જ છવિ.

(રવીન્દ્રનાથ ઠાકુરનાં બંગાળી કાવ્યોનો અનુવાદ)

## સેંકડો ઝબકી રહેલા પંથમાનો એક 'પંથ'

યોસેફ મૅકવાન

'હાથલંબાવ્યો'તો શબ્દોએ અને
આ ગઝલ સાથે થઈ ગઈ મિત્રતા.'

**આ** જેગઝલ કાવ્યરચનાના પ્રકારે શબ્દખેડૂઓમાં એક મુગ્ધ આકર્ષણ જમાવ્યું છે. એના પદબંધની છંદ–લય–રચનાને કારણે કવિ આકર્ષાય એ જેટલું સ્વાભાવિક છે તેટલું જ કઠિન તેની ઉચ્ચતાએ પહોંચવું છે. એટલે વર્તમાન ગઝલ-વિષયોની ભિન્નતાની સાથે સાથે ભાવભિન્નતા અને એક જુદા જ મિજાજને પ્રગટ કરે છે, ચાતુરીને ચાતરીને ચાલવા મથે છે. ફારસી–ઉર્દૂનો આ કાવ્યપ્રકાર કવિ કલાન્તે અહીં રોપ્યો અને અગાઉ નહોતો પાંગર્યો એટલો એ છેલ્લા દાયકામાં વિકસ્યો–પાંગર્યો. ઈશ્કબાજી સાથે સાથે અનેકવિધ પ્રયોગોમાં ગઝલની યાત્રા વણથંભી રહી છે. ડૉ. દિલીપ મોદીના ગઝલસંગ્રહ 'પંથ'માં સૂક્ષ્મ સંવેદનો, છટકણા ભાવો; જન્મમૃત્યુ સામાજિક સંદર્ભમાં વ્યક્તિ, એકલતા, ખાલીપો, ક્ષણભંગુરતા વગેરેનાં અનેકવિધ રૂપો, સર્જકના અસંપ્રજ્ઞાત માનસમાંથી શબ્દ રૂપે અવતર્યાં છે અને એ શબ્દો, એ અર્થવ્યંજકતા, અપાર શક્યતાઓ કવિતાને–ગઝલને–ઘાટ આપે છે. એથી કવિને આ શબ્દનો મહિમા છે.

કેટલી આસાનીપૂર્વક ઓગળે છે શબ્દ આ
સૂક્ષ્મ અર્થોનું ઘટન તો થીજતું આવ્યું હશે.
(પૃ.૫૧)

અને કવિતા એ સૂક્ષ્મ અર્થોનો જ વ્યપાર છે. વ્યંગ્ય અને ધ્વનિનો વેપલો છે. કૃતિમાં શબ્દનું આસાનીપૂર્વક એકાકાર થઈ જવું એ ચમત્કારભરી ઘટના છે. એ પમાય છે ત્યારે કાવ્યત્વ માણ્યાનો અપૂર્વ આનંદ થાય છે. આમ, કવિતાનો દરેક શબ્દ પોતીકો થઈ જાય, એનું વ્યક્તિત્વ પરખાય એ મોટી વાત છે. જો ભાવકને એ ન સદે કે ન પરખાય તો ? કવિ કહે છે :

ખ્યાલ રાખો શબ્દના વ્યક્તિત્વનો
અર્થ પણ કેવા સ્વમાની હોય છે.
(પૃ. ૧૨૧)

શબ્દની કૃપા જ સંવાદ સરજે છે. અને ગઝલને અને પ્રેમને તો જળબરફનો સંબંધ છે ! ગઝલમાં પ્રેમની ભાષા આગવી હોય છે :

કેટલાં આતુર તને મળવાં ચરણ
મહેકી ઊઠે માર્ગ ને વાતાવરણ. (પૃ. ૧૪)
દૂર રહી તારી પાસે હું પહોંચી શક્યો,
આ ગઝલ–શબ્દ મારાં ચરણ હોય છે. (પૃ.૧૫)

અને પોતાના જ પ્રેમમાં સઘળું સમાઈ જાય છે ત્યારે તેનો ઉદ્ગાર અંતિમ બને છે :

હું તો દુનિયા આખી એને સમજું છું,
તારું બસ મારા સુધીનું વિસ્તરણ. (પૃ. ૧૪)

પરંતુ મુગ્ધ પ્રેમની પ્રાપ્તિની આવી અભીપ્સા તૂટી પડે છે ત્યારે વિષાદની લાક્ષણિક પરિસ્થિતિનો પરિઘ રચાય છે. ત્યાં વેદનાની વ્યથાની સપાટીનો સળવળાટ, ઊછાળ કવિના ભીતરી અસ્તિત્વને ખળભળાવે છે;

જયવદન તકતાવાલા સાંસ્કૃતિક પ્રવૃત્તિ, મુંબઈ

નવાં પ્રકાશનો

# સંકલિત કવિતા

રાજેન્દ્ર શાહનાં 'ધ્વનિ' (૧૯૫૧)થી 'દ્વા સુપર્ણા' (૧૯૮૩) સુધીના કુલ ૧૬ કાવ્યસંગ્રહોનાં બધાં જ કાવ્યો એક ગ્રંથમાં. ડેમી સાઈઝ, પાકું પૂઠું, નેચરલ શેઈડનો કાગળ, સ્વચ્છ સુઘડ સુન્દર મુદ્રણ, પૃષ્ઠ ૧૦૯૨

કિંમત રૂ. ૯૦

# રાજેન્દ્ર શાહ અધ્યયન-ગ્રંથ

રાજેન્દ્ર શાહની કવિતાનાં વિવિધ પાસાંઓ વિશેના અભ્યાસપૂર્ણ લેખોનો સંગ્રહ ડેમી સાઈઝ, પાકું પૂઠું, નેચરલ શેઈડનો કાગળ, સ્વચ્છ સુઘડ સુન્દર મુદ્રણ, પૃષ્ઠ ૨૩૯

કિંમત રૂ. ૩૦

## રાજેન્દ્ર શાહના નવા કાવ્યસંગ્રહો

ડેમી સાઈઝ, કાચું પૂઠું, નેચરલ શેઈડનો કાગળ, સ્વચ્છ સુઘડ સુન્દર મુદ્રણ

કિંજલ્કિની–પૃષ્ઠ ૬૪, રૂ. ૧૦

વિભાવન –પૃષ્ઠ ૯૬, રૂ. ૧૫

દ્વા સુપર્ણા–પૃષ્ઠ ૭૬, રૂ. ૧૨

## ખાસ લાભ

'સંકલિત કવિતા' દસ કે એથી વધુ નકલ દીઠ રૂ. ૭૫માં મળશે.
'રાજેન્દ્ર શાહ અધ્યયન-ગ્રંથ' દસ કે એથી વધુ નકલ ખરીદનારને નકલદીઠ રૂ. ૨૫માં મળશે.
ટપાલથી મંગાવનારને ટપાલખર્ચ આપવાનો રહેશે.

**પ્રાપ્તિસ્થાન : કુમાર કાર્યાલય, ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ-૧.**
**એન. એમ. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૨**

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક
રાજેન્દ્ર શાહ
તંત્રી
ધીરુ પરીખ

વસંત
૨૦૪૦

માર્ચ-એપ્રિલ ૧૯૮૪ સળંગ અંક ૧૫૮ દ્વિજ અંક ૮૬

કવિલોક ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • વસંત • ૨૦૪૦ • સળંગ અંક ૧૫૮ • દ્વિજ અંક ૮૬

કાવ્યો



ગદ્ય



આસ્વાદ



માર્ચ–એપ્રિલ ૧૯૮૪

તંત્રી ધીરુ પરીખ

અવલોકન



સલાહકાર
રાજેન્દ્ર શાહ નિરંજન ભગત

○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂા. ૭૫ યા ડૉ. ૧૦.

○ લવાજમ મોકલવાના સ્થળ :
(૧) 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા અમદાવાદ-૯.
(૨) વિજય સ્ટોર્સ ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ અમદાવાદ–૧, યા સ્ટેશનરોડ, આણંદ.
(૩) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ–૩૮૦ ૦૦૧

આ અંકની છૂટક કિંમત રૂા. ૫
આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું:
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
મુદ્રણસ્થાન
ભગવતી પ્રિન્ટર્સ, નવા વાડજ અમદાવાદ-૧૩

નવેમ્બર–ડિસેમ્બર ૧૯૮૩ નો

# પંચમહાકાવ્ય વિશેષાંક

'કવિલોક'નો આ પંચમહાકાવ્ય વિશેષાંક ડિસેમ્બર ૧૯૮૩ની આખરે પ્રકટ થવાનો હતો. પરન્તુ એના દળદાર કદને કારણે મુદ્રણમાં વધુ સમય ગયો હોવાથી હવે એ અંક ૧૯૮૪ના મેના અંતમાં પ્રકટ થશે. ૧૯૮૩ના કવિલોકના ગ્રાહકોને તે નિયત લવાજમમાં જ મળશે. વિલંબ બદલ ક્ષમાપ્રાર્થી છીએ.

## પંચમહાકાવ્ય
### અર્ધી કિંમતે

પ્રસ્તુત વિશેષાંકની સઘળી સામગ્રી 'પંચમહાકાવ્ય' એ શીર્ષકથી મર્યાદિત સંખ્યામાં પુસ્તક રૂપે પણ તરત જ પ્રકટ થશે. ભારે કાગળ, પાકું પૂઠું અને આકર્ષક અમેરિકન બંધાઈના આ અમૂલ્ય ગ્રંથની કિંમત આજના બજાર ભાવે રૂ. ૬૦ જેટલી થાય, તે માત્ર રૂ. ૩૦માં જ મળી શકશે. આ ગ્રંથ અપ્રાપ્ય બની જાય તે પહેલાં રૂપિયા ૩૦ + રજિ. બુક પો.ના રૂ. ૪નો M. O. નીચેના સરનામે કરી આપની નકલ મેળવી લેશો.

## નવું લવાજમ

જે ગ્રાહકોનુ લવાજમ ડિસેમ્બર ૧૯૮૩ના અંક સાથે પૂરું થાય છે તેમને ૧૯૮૪ના વર્ષનું નવું લવાજમ રૂપિયા પચીસ સત્વરે મોકલી આપવા વિનંતી છે.

વ્યવસ્થાપક : કવિલોક

લાવણ્ય, વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ००૯

# નવ્ય કવિ શ્રેણી

કવિલોક ટ્રસ્ટે નવ્ય કવિઓના કાવ્યસંગ્રહોનું પ્રકાશન કરવા 'નવ્ય કવિ શ્રેણી'નો આરંભ કર્યો છે.

આ શ્રેણીમાં નીચેના પ્રથમ બે કાવ્યસંગ્રહો પ્રકટ થઈ ગયા છે.

| | |
|---|---|
| ૧. પરંતુ | વિનોદ જોશી |
| ૨. પાર્થિવ | જગદીશ વ્યાસ |

પ્રત્યેક સંગ્રહ પર પૃષ્ઠનો છે. નેચરલ શેઈડના ભારે કાગળ પર સ્વચ્છ મુદ્રણ અને મધ્યવર્તી દોરીની બંધાઈવાળા આ આકર્ષક પ્રત્યેક સંગ્રહની કિંમત રૂપિયા સાત છે. પરંતુ 'કવિલોક'નાં ગ્રાહકને આ પ્રત્યેક સંગ્રહ માત્ર રૂપિયા **પાંચમાં** મળી શકશે. 'કવિલોક'ના તમારા વાર્ષિક લવાજમ સાથે આ બે કાવ્યસંગ્રહોના રૂ. ૧૦ ઉમેરીને મોકલી, આ લાભ સવેળા મેળવી લેશો.

## કવિલોકનાં અન્ય પ્રકાશનો

૧. **સાત મહાકાવ્યો** (વિશ્વનાં સાત શ્રેષ્ઠ મહાકાવ્યો પરના અભ્યાસીઓના વિસ્તૃત લેખોનો સંગ્રહ), મૂલ્ય રૂ. ૨૪+રજિ. બુ. પો. ના રૂ. ૪

૨. **પ્રસંગસપ્તક** : રાજેન્દ્ર શાહનાં સાત સંવાદકાવ્યોનો સંગ્રહ, મૂલ્ય રૂ. ૧૫

૩. **આગિયા** : ધીરુ પરીખનો હાઈકુસંગ્રહ, મૂલ્ય રૂ. ૧૫

૪. **અંગપચીસી** ધીરુ પરીખનો છપ્પાસંગ્રહ, મૂલ્ય રૂ. ૮

૫. **નિરુદ્દેશે** ; રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું ચયન, મૂલ્ય રૂ. ૭–૫૦

કવિલોકના ગ્રાહકે ૧૫% કાપીને રકમ નીચેનાં સરનામે મોકલવી :

વ્યવસ્થાપક : કવિલોક, લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦

**નવ્ય કવિ શ્રેણીમાં હવે પછી પ્રકટ થશે યજ્ઞેશ દવેનો કાવ્યસંગ્રહ.**

૩૧મી ઑગસ્ટ ૧૯૮૪ સુધીમાં આગોતરા ગ્રાહક થનારને આ સંગ્રહ માત્ર ૪–૫૦માં મળી શકશે.

વસંત વિ. સં. ૨૦૪૦ કવિલોક માર્ચ-એપ્રિલ ૧૯૮૪

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविर्आवीर्म एधि।

## કવિ

કવિતા તે કવિના હૃદયનું, આત્માના બંધારણનું, બાહ્યસ્વરૂપ, મૂર્તસ્વરૂપ છે. તેથી પ્રથમ કવિનું સ્વરૂપ જાણવું જોઈએ. કાર્લાઈલે Heroes and Hero-Worshipના ગ્રંથમાં The Hero as Divinity, The Hero as Prophet, The Hero as Poet, ઇત્યાદિ ક્રમમાં The Hero એ મુખ્ય અને સમાન ધર્મ સ્થાપ્યો છે, તે સહેતુક છે. Divinity, Prophet, Poet, એ સર્વમાં Heroનાં લક્ષણ પાયારૂપે આવશ્યક છે. અર્થાત્ કવિના સ્વરૂપમાં મૂળ પાયારૂપે આ...મહાપુરુષપણું, વીરત્વ, Heroનો ધર્મ હોવો જોઈએ...કવિનું કાર્યક્ષેત્ર આખું બ્રહ્માંડ છે, જીવનનાં, આ લોક પરલોકનાં, પરમ તત્ત્વો, ઇત્યાદિ સનાતન સૌંદર્યતત્ત્વો છે, માનવના ઈતિહાસમાં સંકુચિત વ્યવહારો જોડે સ્થાયી સંબંધ કવિને નથી; કવિ અગાધ સત્યોના સિન્ધુમાં નાવ ખેડે છે; માનવના સંકુચિત વ્યવહારનાં ખાબોચિયાંમાં કવિની કિશ્તી બોળાતી નથી.

કવિની હૃદયઘટના, આત્મસ્વરૂપ, આમ આ રીતનાં છે...કવિનું વિશિષ્ટ સ્વરૂપ સૌંદર્યના દ્રષ્ટા અને પ્રદર્શક તરીકે છે...સૌંદર્ય, કવિતા એ અલૌકિક દિવ્ય ભાવનાઓ છે, તો તે ઝીલવાને માટે યોગ્ય પાત્ર રસિકતાની માગણીને અનુકૂળ જ જોઈએ એમ હું માનું છું; નહીં તો એ દિવ્ય ભાવનાની સુંદર ધારા સુરુચિથી ના ઝિલાતાં, વીખરી જશે, વ્યર્થ ઝરી જશે.

નરસિંહરાવ દીવેટિયા

('કાવ્યની શરીરઘટના' એ નિબંધમાંથી)

# રસકવિ રઘુનાથ

વિપિન કિકાણી

ગુજરાતી વ્યવસાયી નાટયસૃષ્ટિના નભોમંડળમાંથી ૧૧–૭–૮૩ના રોજ નડિયાદના કવિશ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટના નિધનથી છેલ્લો તેજસ્વી સિતારો પણ ખરી પડયો. ૧૯૮૦માં 'દેશી નાટકસમાજ' લગભગ બંધ પડી તે સાથે જ પદ્ધતિસરની વ્યવસાયી નાટકમંડળીનું પૂર્ણવિરામ મુકાઈ ગયું. રસકવિના દેહવિલયથી એ પ્રકારની મંડળીઓ માટે નાટક રચનારો જે નાટયકારોનો–કવિઓનો વર્ગ હતો તેની પણ પૂર્ણાહુતિ થઈ. કવિના સ્વર્ગવાસે નજર સમક્ષ વ્યવસાયી મંડળીનાં નાટકોના જાજવલ્યમાન ઈતિહાસ અને કવિનાં અનેક રસઝરતાં ગીતોના સ્પંદનો સળવળી ઊઠે છે. ગુજરાતી રંગમંચ પર વ્યવસાયી નાટકમંડળીઓ અને નાટયકારોનો પણ એક જમાનો હતો. મૂંગી કે બોલતી ફિલ્મો હજુ શરૂ થઈ નહોતી. પ્રજાના મનોરંજનનું એકમાત્ર સાધન–વ્યવસાયી નાટકમંડળીઓનો 'સિનસિનરી'થી ભરપૂર, દમામદાર પોષાકોવાળો, ખેતબાજીની ઝડઝમકવાળાં અને ગીત-સંગીતથી પૂર્ણ પૌરાણિક, ધાર્મિક, ઐતિહાસિક, સામાજિક નાટકો જ હતાં. ઈ.સ. ૧૮૫૨થી લગભગ આ પ્રકારનાં નાટકો વ્યવસાયી પારસી નાટકમંડળીઓ દ્વારા ભજવાતાં થયાં હતાં. આ મંડળીઓ શેક્સ્પિયર શૈલીનાં નાટકો, અનુવાદો, ભાષાંતરો, રૂપાંતરો કરીને ભજવતી હતી. ઈ.સ. ૧૮૭૭માં મુંબઈમાં સ્વ. રણછોડભાઈ ઉદયરામ દવેનું 'લલિતાદુઃખદર્શક' મહેતાજીઓની ગુજરાતી નાટકમંડળી દ્વારા ભજવાય છે. તે પછી ઈ.સ. ૧૮૮૭માં પદ્ધતિસરની વ્યવસાયી નાટકમંડળીઓ સૌરાષ્ટ્રમાં 'મોરબી આર્ય સુબોધ નાટકમંડળી,' 'વાંકાનેર નાટકમંડળી' અને મુંબઈમાં 'મુંબઈ ગુજરાતી નાટકમંડળી' અને 'શ્રી દેશી નાટકસમાજ'ના શ્રીગણેશ મંડાય છે. ઈ.સ. ૧૯૧૩–૧૪ સુધીમાં તો નાની–મોટી અનેક મંડળીઓ વ્યવસાયી ઢબે નાટક ભજવતી થઈ જાય છે. પચીસેક વર્ષના આ પ્રારંભિક ગાળામાં વ્યવસાયી નાટકોનું એક કલેવર બંધાય છે.

નાટકના આ પ્રારંભિક અવસ્થાકાળ દરમિયાન ઈ.સ. ૧૮૯૨ની ૧૩મી ડિસેમ્બરે મહેસાણા જિલ્લાના લીંચ ગામે બાળક રઘુનાથનો જન્મ થાય છે. પિતાજીનું નામ ત્રિભુવનદાસ અને માતાનું નામ મોટીબા હતું. તેમના માતામહ રાજકવિ હતા, જેમણે રઘુનાથના બાળહૃદયને કવિતાનો રંગ ચડાવ્યો. રઘુનાથને બચપણથી સંસ્કૃત ભાષા–સાહિત્ય પ્રત્યે અનુરાગ. તેથી 'શાકુંતલ', 'મેઘદૂત', 'ઉત્તરરામચરિત', 'ગીતગોવિંદ', 'ભર્તૃહરિશતક' વ. ના અનેક શ્લોકો કંઠસ્થ કર્યા અને કવિતાના સંસ્કારો વધુ ઘૂંટતા ગયા. નાટકના સંસ્કારો કવિએ સ્વ. ડાહ્યાભાઈ ધોળશાજી અને સ્વ. કવિચિત્રકાર ફૂલચંદભાઈ પાસેથી મેળવ્યા. સ્વયં નાટક અને નાટકનાં ગીતો રચતા થયા અને લગભગ બાવીસેક વર્ષની ઉંમરે કવિએ પોતાના પ્રથમ નાટક 'બુદ્ધદેવ'ની રચના 'Light of Asia'માંથી પ્રેરણા લઈને કરી. કવિ એ સમયે નડિયાદની એક હોસ્પિટલમાં કમ્પાઉન્ડર હતા. એ અરસામાં પારસી 'બાલીવાલા થીએટ્રિકલ કંપની' નડિયાદમાં હતી. કંપનીની મુખ્ય અભિનેત્રી ગુલનાર અને તેની નાની પુત્રીની સારવાર

કરતાં કરતાં કવિને નાટકો જોવાની તક મળી. તેમનામાંનો નાટ્યસૃષ્ટિનો જીવ જાગી ઊઠ્યો. આ ઘટના ઇ.સ. ૧૯૧૩માં બને છે. કવિ 'બુદ્ધદેવ' નાટક 'મોરબી આર્યસુબોધ નાટક કંપની'ના માલિક સ્વ. મૂળજીભાઈ આશારામને જોવા મોકલે છે. મૂળજીભાઈને નાટક ગમી ગયું, કવિને મુંબઈ બોલાવ્યા, 'બુદ્ધદેવ' નાટક ૧૯૨૪માં ભજવાયું અને અત્યંત સફળતાને વર્યું.

વ્યવસાયી રંગભૂમિનો આ વસંતકાળ હતો. સ્વ. મૂળશંકર મુલાણી, સ્વ. નારાયણ ઠક્કુર, સ્વ. છોટાલાલ રૂપાદેવ, કવિશ્રી નથુરામ સુંદરજી, સ્વ. હરિહર 'દિવાન', સ્વ. ફૂલચંદ માસ્તર વ. નાં નાટકોથી રંગભૂમિ ગાજતી હતી. 'આર્યનૈતિક નાટકસમાજ', 'લક્ષ્મીકાંત નાટકસમાજ', 'દેશી નાટકસમાજ' અને 'મોરબી નાટક – મંડળી'નાં નાટકોથી મુંબઈના થીએટરો 'હાઉસફૂલ' થઈ જતાં હતાં. આ બધાંની વચ્ચે એક નવાસવા કવિનું નાટક જામી ગયું એટલું જ નહીં, એ જમાનાના વિદ્વતજનો અને નાટ્યશોખીન સમાજની અપેક્ષાઓને સંતોષવામાં નાટક સફળ નીવડ્યું. તેઓ પોતે નોંધે છે તેમ આ નાટકનાં પિસ્તાલીસ ગીતોમાંથી ચાલીસને 'વન્સમોર' મળતા અને તે પણ પાંચ પાંચ! આ નાટકની જ પ્રસ્તાવનામાં નાટકમહર્ષિ શ્રી ચંદ્રવદન મહેતાએ પણ નોંધ્યું છે: "રાતે પરણીને વરકન્યા જતાં હોય, 'રઝાક'નું બેન્ડ 'સાર આ સંસારમાં મેં ન જોયો' એ 'બુદ્ધદેવ'નું ગીત વગાડતું હોય ત્યારે ભલભલાની ઊંઘ ઊડી જતી." આ નાટકનાં ગીતોએ વ્યવસાયી રંગભૂમિનાં નાટકોની ગીતશૈલીને એક નવી જ ક્ષિતિજનાં દર્શન કરાવ્યાં. એમના પૂર્વેનાં નાટકોમાં ગીતોની કક્ષા અત્યંત સામાન્ય કોટિની હતી. એ ગીતો સ્થૂળ હતાં–'ગાયનો' વિશેષ હતાં. 'બુદ્ધદેવ'થી નવાં ગીતો, નવા ભાવ, નવી ભાષા શરૂ થઈ.

પ્રથમ નાટકની સફળતા બાદ ૧૯૧૬માં કવિએ 'આર્યનૈતિક' માટે સ્વ. પાગલ અને મુલાણી સાથે 'સૂર્યકુમારી' લખ્યું. સ્વ. મૂળચંદમામાએ આ નાટકનું દિગ્દર્શન સંભાળ્યું હતું. એ સમયે કંપનીની હાલત સારી નહોતી. ગીતોની ઓપેરાઓ છપાયેલી, પણ પૈસાના અભાવે લાવીને વેચી શકાય તેવી સ્થિતિ નહોતી. પ્રથમ રાત્રિએ જ ગીતો એટલાં જામ્યાં કે ખાસ મોટર દોડાવી ઓપેરાઓ લઈ આવવી પડી અને ભારે કિંમતે ચપોચપ નકલો ઊપડી ગઈ. કવિએ પોતે કહેલું છે કે 'સૂર્યકુમારી'ની ઓપેરાઓની અઠ્ઠાવન જેટલી આવૃત્તિઓ થઈ એ પણ કદાચ વ્યવસાયી રંગભૂમિનો વિક્રમ હશે!

કવિવર ન્હાનાલાલનું પ્રસિદ્ધ ભાવપ્રધાન નાટક 'જયા–જયંત' ભજવવાની સ્વ. મૂળજીભાઈને મહત્ત્વાકાંક્ષા હતી. કવિવરની અનુમતિ માગી ત્યારે 'મારું નાટક ૩૦૦ વર્ષ પછી ગુજરાત જોશે' એવું કહીને નાટક આપવાનો ઇન્કાર કર્યો. મૂળજીભાઈને આ નાટકનાં વિચાર-કથાનક ગમતાં હતાં તેથી તેના પરથી નાટક રચવાનો વિચાર આવ્યો. તેમની પસંદગી રઘુનાથભાઈ તરફ ઢળી, અને તેમાંથી 'જોગીઋષિ' નાટકનું સર્જન થયું. નાટક ખૂબ જામી ગયું. પ્રથમ શો જોવા કવિ ન્હાનાલાલને પણ નિમંત્રેલા. તેઓ પણ ખુશ થયા. હસતા હસતા રઘુનાથભાઈને કહ્યું પણ ખરું કે "અલ્યા! બધું જ મારું અને છતાં કે જ મારું નહીં. ગુજરાતમાં આવા ચોર જન્મ્યા હશે તેની મને ખબર જ નહીં." આ નાટક વડોદરામાં ભજવાતું ત્યારે અમદાવાદ-વડોદરા વચ્ચે પ્રેક્ષકોના

ભારે ઘસારા વચ્ચે 'શૃંગીઋષિ' સ્પેશ્યલ ટ્રેઈન દોડતી! 'જયા-જયંત'ની જ ભાવનાઓને સમાવતાં આ નાટક-નાં ગીતોએ પણ કવિ રઘુનાથભાઈને ભારે પ્રતિષ્ઠા અપાવી. આ પછી પણ તેમણે બે નાટકો 'ભાવિપ્રાબલ્ય' અને 'ઉષાકુમારી'ની રચના કરી.

રસકવિ રઘુનાથભાઈ મુખ્યત્વે ગીતકવિ હતા. ઈ.સ. ૧૯૧૨–૧૪ થી ૧૯૭૨ના લગભગ અર્ધા શતક દરમ્યાન તેમનું નોંધપાત્ર પ્રદાન ગીતોનું જ હતું. આરંભનાં એક–બે વર્ષ પછી મુખ્યત્વે તેઓએ ત્રણ નાટક મંડળીઓમાં રહીને જ તેમનાં નાટકો માટે ગીતો રચ્યાં. 'આર્યનૈતિક નાટક કંપની'નાં 'ભાવના બી.એ.', 'સૂર્યકુમારી', 'ન્યાયનાં વેર', 'રૂઢિબંધન', 'ગરીબકન્યા', 'અપર માતા', વ. નાટકોમાં ગીતો લખ્યાં; 'લક્ષ્મીકાન્ત નાટક સમાજ'નાં 'શાલિવાહન', 'સંસાર-સાગર', 'દેવકુમારી', 'અરુણોદય', 'માયાના રંગ', 'મરદના ઘા', 'માલવપતિ', 'એક અબળા', 'અમર આશા', 'અજાતશત્રુ', 'સમુદ્રગુપ્ત', 'સજ્જન કોણ?', 'મુરારબાજી', 'અંધારીગલી', 'અમલદાર' નાટકો માટે ગીતો લખ્યાં. 'દેશી નાટક સમાજ'ના રંગમંચ પર રજૂ થયેલાં 'દેશદીપક', 'સોરઠી સિંહ', 'રણસંગ્રામ', 'સાસુના વાંકે', 'સ્વપ્નદષ્ટા', 'સૌભાગ્ય કંકણ', 'માડીના જાયા', 'રા'મહીપાલ સાંભરરાજ', 'સતી અંજના', વ.નાં ગીતો પણ લખ્યાં. 'મોહનપ્રતાપ,' 'પ્રેમવિજય', 'સત્યવાનસાવિત્રી', 'નસીબદાર, 'સિરાજુદૌલા' વ.નાં ગીતો પણ લખ્યાં. લગભગ ૭૫ જેટલાં વિવિધ નાટકોમાં ગીતરચના તેઓની હતી.

નાટક જીવનની વિવિધ અવસ્થાઓનું પ્રતિબિંબ પાડે છે અને તેથી જ નાટકનાં કથાનકોમાં જીવનની સર્વસામાન્ય લાગણીઓ ને ભાવોને વાચા મળે છે. જીવન સાથે અનિવાર્ય રીતે સંકળાયેલી–વણાયેલી પ્રણય, પ્રકૃતિ, પ્રભુભક્તિ, દેશભક્તિ આદિ સમાજજીવન-ની અનેકવિધ લાગણીઓ કથાનકોના તાણાવાણા બને છે અને એ લાગણીઓને ઘટનાં સંદર્ભે, પરિસ્થિતિ સંદર્ભે ગીતોમાં વાચા મળે છે. આમેય નૃત્ય-સંગીત અને તેમાંથી જ કાળક્રમે ગીત આપણી પાસે આવ્યું છે. આપણા આરંભકાળનાં સંસ્કૃત નાટકોમાં પણ અને 'ઓપરા'ઓમાં પણ સંગીત-ગીતનું એટલે જ પ્રાધાન્ય હતું. વ્યવસાયી નાટ્ય પરંપરા પણ એક બાજુ સંસ્કૃત તો બીજી બાજુ અંગ્રેજી નાટકોનું અનુસરણ કરતી હતી અને તેથી તેમજ આપણા નટો નાયક, ભોજક, મીર જેવી સંગીતનો પરંપરાપ્રાપ્ત વારસો ધરાવતી કોમમાંથી ઊતરી આવ્યા હતા. તેથી ગીત-સંગીતનું પ્રાધાન્ય આપણા વ્યવસાયી નાટકોમાં પણ આરંભકાળથી જ હતું. અલબત્ત આ ગીતમાં ગીતત્વને મુકાબલે સંગીતત્વનું પ્રાધાન્ય રહેતું તેનું એક કારણ ગીત કરતાં સંગીતને સવિશેષ ચાહનારો પ્રેક્ષકવર્ગ પણ હતો. પરંતુ રસકવિનાં ગીતો એકંદરે ગીતના સ્વરૂપની ત્રણેય અનિવાર્યતાઓ ગીતત્વ, કાવ્યત્વ, સંગીતત્વનો સમન્વય સાધીને રચાયેલાં દેખાય છે. એટલે જ આજે પણ આ ગીતો સદા-બહાર દેખાય છે. એટલું જ નહીં, નાટ્યસંદર્ભે એનું જે મૂલ્ય છે એટલું જ—બલ્કે એથી વધુ—સ્વતંત્ર ગીત તરીકે પણ છે એટલું સ્વીકારવું જ પડે.

પ્રણય માનવહૃદયનો સનાતન ભાવ છે એટલે નાટકના કથાનકોમાં પ્રણય–શૃંગારના ભાવો કેન્દ્ર-સ્થાને અને શૃંગારરસ એ જમાનામાં મુખ્ય લેખાતો. રઘુનાથભાઈ તો સંસ્કૃત નાટકોના અભ્યાસી જીવ હતા અને તેથી તેમણે પ્રણય શૃંગારના, રસિક મધુર ભાવોને ગીતોમાં સંયમિત રીતે કાવ્યમય વાચા આપી છે. 'એક અબળા' નાટક માટે તેમણે અને

સ્વ. પ્રભુલાલ દ્વિવેદીએ સાથે લખેલું —

"પ્રેમ તત્ત્વ કોઈ અજબ સનાતન,
વિરલ પ્રેમીજન જાણે;
ભ્રમર અને કળિયોની ભાષા કો,
રસજ્ઞાની પિછાણે રે..."

ગીત પ્રેમતત્ત્વ, તેની વિરલતા, રસજ્ઞતાને માર્મિક રીતે સમજાવી દે છે. પ્રેમને પામવા માટેની સજ્જતાનો સંકેત ઘણું બધું કહી જાય છે. અન્યોન્યને પામવાની, અરસપરસમાં ઓગળી જવાની, એકાકાર થઈ જવાની વાત કવિ કેટલી સાહજિકતા અને રસિકતાથી કહે છે :

"રસિલા પ્રેમીના હૈયા પ્રીતમમાં રાતદિન રમતાં,
સલુણાં શ્યામનાં સ્વપ્નાં નજરથી ના ઘડી ખસતાં.
પ્રીતમ જો હોય પાસે તો બધું યે વિશ્વ પાસે છે,
વસે જો દૂર નજરથી એ બધું યે શૂન્ય ભાસે છે."
('શાલિવાહન')

અને આથી પણ વિશેષ તો એમનું ખૂબ ખૂબ જાણીતું 'હંસાકુમારી'નું ગીત આ જ ભાવને પણ જુદી બાનીમાં, જુદાં પ્રતીકો દ્વારા કવિ રજૂ કરે છે :

"સાહ્યબો મારો ગુલાબનો છોડ,
વેલી હું તો લવંગની;
ઊડશું જીવનમાં જોડાજોડ;
પાંખો જેવી પતંગની."

શબ્દમાધુર્ય, લયમાધુર્ય અને ભાવમાધુર્યનો સહજ ત્રિવેણીસંગમ અહીં રચાયો છે. રંગમંચનાં પ્રણયદૃશ્યોને કવિએ ગીતોમાં તાદૃશ કરી બતાવ્યાં છે. નાટકનાં ગીતો એ ગીત તો છે જ, પણ અભિનયક્ષમ ગીત બનવું પણ અનિવાર્ય છે — અને એ રીતે આ ગીતની દૃશ્યાત્મકતા અને અભિનેયતા જોવા જેવી છે :

"ઢળંતી વ્હાલી રસિલી સંધ્યા,
જરા સુધાકર ઊગ્યો ન ઊગ્યો;
અમારા ઉર પર તમે ઢળ્યાં'તાં;
તમે ભૂલ્યાં છો, અમે ન ભૂલ્યાં !"
('સૌરાષ્ટ્રવીર')

આ ગીતમાં ઉપાલંભની પણ કેવી મધુર બાની છે !

પ્રણયની–શૃંગારની મસ્તિનું એક મનોહર રૂપ એટલે રીસામણાં – મનામણાં. તેવાં કેટલાંક મનોહર આલેખનો પણ કવિનાં ગીતોમાં થયાં છે :

"રીસાવામાં રસિકતા શી રીસાનારાં રસિક જાણે !
રસિકાને મનાવામાં મઝા મીઠી રસિક જાણે !"
(રા'મહિપાલ)

આવાં અસંખ્ય રસશૃંગારનાં કાવ્યોને લીધે જ કવિને મુંબઈના સાપ્તાહિકોએ 'રસકવિ'થી નવાજ્યા અને રઘુનાથ ત્યારથી રસકવિ રઘુનાથ કહેવાયા. આ ગીતકવિની એક સિદ્ધિ એ છે કે તેઓ ગીતમાં સંસ્કૃત પદાવલિને જેટલી લડાવી જાણે છે એટલી જ લોકબાનીને પણ લડાવી જાણે છે. પ્રેમિકાની ઝંખનાઓનું 'સમુદ્રગુપ્ત'નું આ લોકઢાળનું ગીત તેનું ઉદાહરણ છે :

"નાગરવેલીઓ રોપાવ તારા રાજમહેલોમાં.
આંબલિયાની ડાળે, રૂડા સરવરિયાની પાળે,
રાજા ! હીંચકે હીંચાવ, તારા રાજમહેલોમાં."

પરંતુ તેમનાં અસંખ્ય પ્રણય શૃંગારનાં ગીતોમાં શિરમોર સમું તો બની રહે છે 'માલવપતિ'નું હૃદયના શુદ્ધ પ્રેમીનું ગીત :

"હૃદયનાં શુદ્ધ પ્રેમીને નિગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તો યે બધાં સન્માન ઓછાં છે."

* *

"પ્રણયકલહે વહે આંસુ, ચૂમે ઝૂકી હૃદય સ્વામીન;
અરે, એ એક પણ માટે, હૃદયનાં દાન ઓછાં છે !"

એક સંપૂર્ણ ગઝલનો ઘાટ પણ અહીં ઊતરતો દેખાય છે.

રસકવિના ગીતોમાં ઋતુગીતો નિમિત્તે પ્રકૃતિ-વર્ણન અને શૃંગારનું નિરૂપણ પણ જોવા મળે છે. સવિશેષ વસંતનું આલેખન સંસ્કૃત સાહિત્યની અસર નીચે અન્ય કવિઓની જેમ આ કવિ પણ કરે છે :

"મધુર શો મલયપવન મ્હેકે,
માલતી તરુવરે લ્હેકે;
મદન તણી ફૂલવાડી બ્હેકે,
સખી ! જો શોભા ઉપવનની."
('શૃંગીઋષિ')

ક્યારેક વસંતનો ઉમંગ અને આનંદ લોકઢાળના ગીતમાં ઉભરાય છે :

"મ્હોરી મ્હોરી આંબલિયાની ડાળ,
બોલે મીઠી કોયલડી !"
('મરદના ઘા')

કે પછી :

"રચ્યો વસંતે રૂડો માંડવો રે બ્હેન,
જઈએ વસંત તણા વારણે સખી !"
('શૃંગીઋષિ')

—જેવામાં ન્હાનાલાલના રાસનો લય-તાલ છલકાય છે. રાસનો સંબંધ શરદઋતુ સાથે છે – કવિ શરદનો રાસ પણ રચે છે :

"ચાંદની શરદની ઢળતી સોહામણી,
રેલે પ્રકાશ ચૌદ લોકમાં,
રાસ રમીએ શરદનાં ચોકમાં."
('રણુસંગ્રામ')

અલબત્ત, નાટ્યાંતર્ગત પરિસ્થિતિના સંદર્ભમાં કવિને ગીતોની રચના કરવી પડે છે અને તેથી પ્રકૃતિનું મુક્તગાન નિર્બંધ રીતે અન્ય કવિ કરી શકે છે તે રીતે નાટકનો ગીતકવિ કરી શકતો નથી. છતાં આનંદ-વિષાદના ઉત્સવો-પ્રસંગોમાં કતિં પ્રકૃતિની સાથે આનંદે છે કે વ્યથિત થાય છે—એ પરિસ્થિતિની તક ઝડપી રસકવિએ પ્રકૃતિ સાથે માનવ હૃદયની ભાવનાઓને ગૂંથી લીધી છે.

રસકવિએ પોતાની હૃદયખરલમાં ભક્તિરસને પણ ઘૂંટ્યો છે, નાટકનાં ગીતોમાં તેમણે પાત્રના પટાંતરે પોતાના હરિરસને વહાવ્યો છે. કવિને મન સગુણ-નિર્ગુણ એવા ભેદભાવ નથી. એ નિર્ગુણ બ્રહ્મના ઉપાસક પણ છે. ન્હાનાલાલની જેમ એ બ્રહ્મ અને બ્રહ્માંડની આરાધના પણ કરે છે—'શૃંગીઋષિ'નું ગીત-

"શો સુણાય ! શો સુણાય !
સોડહમ્ શબ્દ શો સુણાય !
વાગે બ્રહ્માંડે અલખ બંસરી તણો."

કવિએ પ્રેમલક્ષણા ભક્તિભાવને પણ ગાયો છે :

'મધુર મધુર કૃષ્ણ ગાન, મધુર મધુર મુરલી તાન;
મધુર મૂરત મધુર ધ્યાન, રટણ મધુર તારણહાર."
('અમલદાર')

જેવી પંક્તિઓમાં શ્રીમદ્ વલ્લભાચાર્યના 'મધુરાષ્ટકમ્'ની છાયા વર્તાય છે. ક્યારેક કવિએ વ્રજભાષામાં સુર-મીરાંની જેમ ગોપીભાવનાં પદો પણ લખ્યાં છે.

"શ્યામ તોહે કિસ બિધ આજ રિઝાઉં ?"
('સૌભાગ્યકંકણ')

એમ કહેતી ગોપી કૃષ્ણને રીઝવવા ફૂલમાળ, માલન, ગ્વાલન, રાધા કયા રૂપમાં શ્યામને રીઝવી શકાય તે શ્યામને પૂછે છે. ગોપીની શ્યામઝંખના તારસ્વરે આ ગીતમાં પ્રગટે છે. કવિએ 'છત્રવિજય' નાટકમાં એક નૃત્યગીત લખ્યું હતું-(વ્યવસાયી નાટકમાં વારાંગનાનું નૃત્યગીત આવવું જોઈએ તે એક પ્રથા હતી).

"મોહે પનઘટ પે નંદલાલ છેડ ગયો !"

આ નૃત્યગીત તો છેક કલકત્તા સુધી પહોંચ્યું અને હિંદી ફિલ્મમાં પણ ચમકી ગયું—એ ઘટના બહુ જાણીતી છે. રાધા–કૃષ્ણની છેડછાડનું ભાવવિભોર કરી દે તેવું પ્રત્યક્ષ ચિત્ર આ ગીતમાં આલેખાયું છે. સંસારવૈરાગ્યના ભાવને પણ કવિએ નાટકનાં ગીતોમાં ગાયો છે તેનું ખૂબ જાણીતું ગીત

"સાર આ સંસારમાં ન જોયો,
મેં બહુ રીતે તપાસતાં સાર આ સંસારમાં ન જોયો,
મૃગજળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇન્દ્રજાળમાં હું મોહ્યો"

કવિ સંસારની અસારતાને કેટલી વેધક રીતે રજૂ કરે છે! ('બુદ્ધદેવ').

રસકવિનો યુગ ૧૯૧૪ થી આરંભાય છે. એ જ સમયે ગાંધીજીનું આગમન પણ દક્ષિણ આફ્રિકાથી થાય છે અને ગાંધીયુગનો આરંભ થાય છે, જેની આબોહવા આખા દેશમાં પ્રસરી જાય છે. કવિએ તે આબોહવાને ઝીલી દેશભક્તિનાં ભાવપૂર્ણ ગીતો નાટક સંદર્ભે રચ્યાં છે. ભારતીય સંસ્કૃતિનું ગુણગાન કવિ કરે છે :

'ઉજ્જવળ સંસ્કૃતિધામ, અમારાં ઉજ્જવળ સંસ્કૃતિધામ
જ્યાં નવજીવન, જ્યાં નવચેતન, વિજ્ઞાન, જ્ઞાન—અભિરામ.'
('હંસાકુમારી')

પરતંત્રતાની શૃંખલા કવિને પણ કઠે છે. સંસ્કૃતિનો સૂર્ય જ્યાં કદી ઝાંખો થયો નથી એ દેશની ગુલામી જોઈને કવિને પ્રશ્ન પણ થાય છે :

'આ માતૃભૂમિના સૂર્ય થયા નિસ્તેજ આજ, કહો શાથી?'
સ્વાતંત્ર્ય સરોવર રાજહંસ પરતંત્ર થયા, કહો શાથી ?
('મુરારબાજી')

આઝાદીજંગ માટે કવિ યુવાનોને આહવાન કરે છે 'સૌરાષ્ટ્રવીર' નાટકનું આ ગીત જ્યારે ગવાતું ત્યારે પ્રેક્ષકો શૌર્યરંગે રંગાઈ જતા—

"એ કર્મક્ષેત્રના સેનાની, વસમી છે આગેવાની;
તું સાગર ને તું જ સુકાની, કદિક શાંત ને કદિક તુફાની.
છે વસમી આગેવાની."

આઝાદી અને આબાદી માટે મહાત્માજીએ તો રેંટિયો અને ખાદીની હિમાયત કરી હતી. કવિએ 'અરુણોદય' નાટકમાં ગીત લખ્યું :

"સૂનાં આંગણાં શોભાવે, મારો રેંટિયો રૂડો."

એ જ નાટકમાં ખાદીનો મહિમા સમજાવતું ગીત પણ રચ્યું :

"ચહો જો ભારતનાં સંતાન, જગતમાં ભારત આબાદી
તમે અંગે ધરો ખાદી.'

અલબત્ત, આ પ્રકારના પ્રચારગીતોનું કદાચ સાહિત્યિક મૂલ્ય નહિવત્ હશે, પરંતુ લોકજાગૃતિના એક અસરકારક માધ્યમ તરીકે આ ગીતો જરૂર સફળ નીવડયાં હતાં એવું નાટક નિહાળનારા અનેક મહાનુભાવોએ મને કહ્યું છે. કવિએ ગુજરાત અને ગુજરાતણનો મહિમા પણ ઉમંગભેર ગાયો છે :

"ગુર્જર સન્નાર તણા પ્રેમલ આધાર,
એના મીઠા સહુચાર અભિનન્દ,
ગુણવંતી ગુર્જરીઓ ઉન્નત આદર્શથી
ભારતમાં આજે વિખ્યાત."
('ભાવના બી. એ.')

કવિએ સોરઠની ધરતીનું ગાન કરતાં કેવી રળિયામણી ઉપમા આપી છે :

'સોરઠ ભોમ સોહામણી, સોરઠ મીઠી રાગિણી.'

રસકવિનું જીવનદર્શન અને સમાજદર્શન પણ તેમનાં કેટલાંક ગીતોમાં જોવા મળે છે. 'માલવપતિ'માં અસરફખાનને કંઠે ગવાતું ગીત–

"એક સરખા દિવસ સુખના કોઈના જાતા નથી,
એથી જ શાણા સાહ્યબીથી લેશ ફૂલાતા નથી.
ભાગ્ય રૂઠે કે રીઝે એની તમા તેને નથી,
એ જ શૂરા જે મુસીબત જોઈ મૂઝાતા નથી."

જીવનના સુખદુઃખની ઘટમાળને કેટલી સાહજિકતાથી રજૂ કરે છે! મધુર ઢાળ અને ધીર–ગંભીર ભાવના આ ગીતમાં ગઝલનું સ્વરૂપ પણ સિદ્ધ થતું દેખાય છે. એ જ પ્રકારનું બીજું ગીત–

"છે જીવન મારગ ખૂબ ગહન,
ના તું જાણે, એ હું જાણું;
છે નૌકા સામે ઘોર પવન,
ના તું જાણે એ હું જાણું."

જીવનમાર્ગથી અણજાણ નાયિકા અને અવરોધોથી પરિચિત નાયક અને એ અવરોધ સામે નાયકની લડવાની તૈયારીના ભાવને કવિ અહીં આલેખે છે. 'સૌરાષ્ટ્રવીર'ના એક ગીતમાં કવિ કેટલી સાહજિક જીવનની વિભાવના રજૂ કરે છે:

"જીવન છે મદિરાની પ્યાલી,
પળમાં ભરપૂર, પળમાં ખાલી."

અહીં પણ ઉર્દૂ ગઝલનું જ માહોલ અનુભવાય છે. જીવનના અવરોધો સામે લડવાની વાત આ રીતે કવિ કહે છે:

"હૈયામાં ધરી હામ, તું કૈં કામ કરી જા;
હૃદય રામ સ્મરી જા, જીવન જામ ભરી જા,
અમર નામ કરી જા."
('હંસાકુમારી')

દુઃખમાં સૌને પોતાની નિર્બળતા સમજાય છે એ વિચારને કવિ કેવી વાસ્તવિક હકીકતના નિદર્શન સાથે રજૂ કરે છે:

'સાંજ સવારે સૌને લાગે, મોટા નિજ પડછાયા;
ખરે બપોરે ખબર પડે, જ્યાં સૂરજ માથે ચડે.'
('મનોરમા')

કવિનું સમાજદર્શન પણ ક્યારેક ચિંતનનું તો ક્યારેક માત્ર પરિસ્થિતિનું બયાન કરે છે:

'જીવનભર છાનાં આંસુ ગાળે, હિંદુની બાળા
કોમળ કાયાને રોજ પ્રજાળે, હિંદુની બાળા.'

જેવા 'રૂપિયંવન'ના ગીતમાં બાળવિધવાઓની દુર્દશાનું લાગણીપૂર્ણ આલેખન છે. કવિએ નારીને જગતજનનીના રૂપમાં જોઈ છે. 'અનોખીપૂજા'ના એક ગીતમાં કવિ ભારતની અબળાને તેની પ્રસુપ્ત શક્તિને જાગ્રત કરવા કહે છે:

'નથી તું દાસી, નથી કિંકરી, નથી તું નિર્બળ નારી;
જુગ જુગની તું દિવ્ય અંબિકા, તું માતા તું જનની.'

સમાજના ઉદયને માટે, દેશોદયને માટે શિક્ષણના પ્રસારને પ્રાધાન્ય આપ્યું છે. વિદ્યાનો મહિમા ગાતું ગીત 'એક અબળા'નું છે:

'વિકસાવે નવજીવન કુસુમ, આ વિદ્યાની વાડી;
દેશોદયના ભાવ જગવતી, મન નિર્મળ કરતી;
વિદ્યાની વાડી.'

માનવીની નિર્બળતા અને સમાજની પરંપરાગત પ્રથાઓ સામે પ્રહારો કરતાં કટાક્ષગીતોની રચના પણ કવિએ કરી છે:

"અક્કલની એક વાત શીખાવું જગતમાં મોરી હાજીહા!
ખારી સાકર, ગળ્યું મીઠું છે, તો પણ કહેવું હાજીહા!"

સિતમગર સાસુઓની સામે બળવો પોકારતું 'સાસુના વાંક'નું ગીત પણ કટાક્ષથી ભારોભાર ભર્યું છે:

"ધારાધોરણ અમે રચીશું, માર્ગ અમારા ન્યારા છે;
ઘરની રાણી વહુ રાણી છે, હવે અમારા વારા છે!"

'મરદના ઘા' નાટકમાં આવતું વાંઢાઓનું ગીત કવિની મર્મ–નર્મ શક્તિનું દ્યોતક છે. કૉલેજશિક્ષણની અવદશા પર કટાક્ષ કરતું 'હસાકુમારી'નું ગીત એ જમાનામાં જેટલું સાચું હતું એટલું જ આજે પણ સાચું છે :

"કૉલેજોની કરુણકથાઓ ઘર ઘર આજ ગવાય;
બની બ્હાવરી સરસ્વતી એ લક્ષ્મીઘર અટવાય!"

એ જ રીતે મુંબઈના ધમાલિયા અને ત્રસ્ત જીવન પર કટાક્ષ કરતું ગીત–

"શ્યામ, ગોકુલ કે બાસી કનૈયા,
'જરા એક બાર બમ્બઈમેં આજા..."

ખૂબ વખણાયું હતું.

રસકવિના આ રસઝરતાં ભાવગીતોની સંગીતગત વિશેષતા પણ નોંધપાત્ર છે. કવિનાં ગીતો સ્વયં લયપૂર્ણ હતાં, તેથી શાસ્ત્રીય રાગોમાં તેની બંદીશાં ઓર ખીલી ઊઠતી. કવિ પોતે પણ સંસ્કારે એક અચ્છા સ્વરકાર હતા અને તરજો રચતા. જાણીતા લોકગીતો, ગરબાઓ, રાસ મરાઠી ગીતો વગેરેના ઢાળો પર કેટલીક વાર બંદીશ રચતા. કવિનું કલ્પના પ્રભુત્વ પણ દાદપાત્ર છે :

"સોહાગણને વ્હાલો છે ચંપાનો રંગ
સ્વર્ગથી નારદજી લાવ્યા એ રંગ,
લાવ્યા અવનિમાં ને રોપ્યો વાડીમાં,
ફૂટયો રાધાજીને અંગ;
મધુકરને આણ દીધી મોહનજીએ
એનો પરિમલ ન ચૂમે કો ભૃંગ."
('અપર માતા')

તેમનું અત્યંત લોકપ્રિય ગીત 'સાજનો મારો ગુલાબનો છોડ'માં કવિએ નાયક માટે યોજેલા ગુલાબનો છોડ, આભલાનો મેઘ, કેસરનો કયારો, કસુંબીનો રંગ અને નાયિકા માટે યોજેલા લવંગની વેલી, વાદળની વીજળી, મહેકતી કસ્તુરી, વસંતની મંજરી જેવાં પ્રતીકો કેવાં મનોહર છે! એમનાં ગીતો પર કવિ ન્હાનાલાલની દેખાઈ આવે તેવી અસર છે.

'ફૂલની પાંખડી લ્યો પ્રાણ!,' 'સાર આ સંસારમાં ન જોયો,' 'કોઈ કે'જો જોગીડાને જઈને હો રાજ!' વગેરે ભ્રમમાં નાખી દે તેવાં ગીતો છે. કવિ પોતાના નાટ્યલેખનમાં ગીતોની રચના પહેલાં કરીને તેના પૂર્વાપર સંદર્ભે પ્રસંગોનું સંકલન કરતા. શૃંગાર, વીર, કરુણ, શાંત એમ વિવિધ રસોનું સંકલન સાહજિક રીતે તેમના ગીતોમાં દેખાય છે. સ્વ. જયશંકર 'સુંદરી'એ પોતાની જીવનકથા 'થોડાં આંસુ થોડાં ફૂલ'માં રસકવિ અંગે સાચું જ કહ્યું છે : "આ રસકવિ એ ધંધાદારી રંગભૂમિનું મોંઘેરું રસફૂલડું છે... રસઝરતાં કવિનાં ગીતો એક જમાનામાં ખૂબ પ્રેમ અને હોંશથી ગવાતાં." ☐

સાભાર સ્વીકાર

**અસ્મિતા** : દલિત કવિતા સંગ્રહ, સંપા. ચંદુ મહેરિયા, 'ખેતભવન', હરિજન આશ્રમની બાજુમાં, અમદાવાદ–૩૮૦ ૦૨૭, કાચું પૂંઠું, પૃ ૮૦, રૂ. ૧૦

**સ્વાતિ** : ઈશ્વરભાઈ પટેલ, પ્રકા. સ્વાતી પ્રકાશન, ૩૮/૧ રચના સોસાયટી, સેક્ટર ૨૨, ગાંધીનગર, કાચું પૂંઠું, પૃ. ૮૦, રૂ. ૧૦

# અખાના છપ્પાના પાઠ અને અર્થ

શિવલાલ જેસલપુરા

ગુજરાતી સાહિત્યમાં અખાના છપ્પાનું સ્થાન મહત્ત્વનું છે. તેને કારણે તેનાં ઘણાં સંપાદનો પ્રસિદ્ધ થયાં છે. તેમાંનાં કેટલાંકમાં માત્ર શબ્દાર્થ આપ્યા છે, તો કેટલાંકમાં શબ્દાર્થ ઉપરાંત ગદ્યાનુવાદ આપેલ છે. પરંતુ આ બધાં પ્રયત્ન છતાં, તત્ત્વજ્ઞાન જેવા ગહન વિષય, અપરિચિત શબ્દો, શબ્દોનાં રૂપમાં એના અર્થ ન સમજાય એવા ફેરફાર, અપરિચિત શબ્દાન્વય અને આજની પેઢીને અપરિચિત એવા તળપદા જીવનમાંથી યોજેલાં દૃષ્ટાંતોને કારણે કેટલાય છપ્પાના સુસંગત અર્થ પ્રાપ્ત થતા નથી.

આમાં કેટલીક વાર છપ્પાનાં પાઠ પણ ભાગ ભજવે છે. આવા પાઠ અને તે માટે જરૂરી અર્થની ચર્ચા–વિચારણા અત્રે, છપ્પાની શ્રદ્ધેય વાચના તૈયાર કરવાના આશયથી, કરી છે.

તે માટે નીચેનાં સંપાદનો લક્ષમાં રાખ્યાં છે:

૧. અખાના છપ્પા: સં. ઉમાશંકર જોશી, આવૃત્તિ ત્રીજી, ૧૯૭૭.

૨. અખા ભગતના છપ્પા–૧, ૨, ૩: સં. પ્રા. ભૂપેન્દ્ર ત્રિવેદી અને અનસૂયા ત્રિવેદી, આવૃત્તિ ૧લી– અનુક્રમે ૧૯૭૭, ૧૯૮૦ અને ૧૯૮૨.

૩. અખાના છપ્પા–૧ થી ૨૯૮૨: સં. પ્રા. કુંજવિહારી મહેતા અને પ્રા. રમેશ શુકલ, આવૃત્તિ ૧ લી, ૧૯૬૩.

૪. અખાના છપ્પા: પ્રકાશક, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, આવૃત્તિ ૫ મી, ૧૯૮૧.

ચર્ચામાં આ સંપાદનોને અનુક્રમે ઉ., ત્રિ., મ. અને સ. સંજ્ઞા આપી છે. પાઠાંતરો (આઠ હસ્તપ્રતના) માત્ર ઉ.એ આપ્યા છે. ઉપરાંત ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈની બીજી ત્રણ—(નં. ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી) હસ્તપ્રતોના પાઠનો અત્રે ઉપયોગ કર્યો છે. ચર્ચા માટે મૂળ પાઠ ઉ.નો લીધો છે.

મ. અને સ.એ હસ્તપ્રતનો આધાર લીધો છે કે નહિ તેનો અથવા કઈ હસ્તપ્રતનો આધાર લીધો છે તેનો ઉલ્લેખ કર્યો નથી.

૧

જ્ઞાનીને કવિતા ન ગણેશ, કિરણ સૂર્યનાં કેમ વણેશ?
શબ્દ કેરો શઢ કયમ થાય? આકાશ તે કયમ તોળ્યું જાય?
એવું વચન અણુલિંગી તણું, અખા નહીં કો પર– આપણું. ૨૨

(અ)

અહીં પહેલી પંક્તિમાં ઉ. ત્રિ. અને મ.એ 'વણેશ' પાઠ સ્વીકારી, સૂર્યનાં કિરણ કે કિરણરૂપી તારને વણાવાનો (તેમ કરવાનું અશક્ય હોવાનો) અર્થ આપ્યો છે. પણ કિરણને વણવાની કલ્પના વિચિત્ર લાગે છે.

ઉ.એ ગુજરાત વિદ્યાસભાની હ.પ્ર. નં. ૫૮૨ને ૧, સંજ્ઞા આપીને 'વર્ણેશ' પાઠાન્તર નોંધેલ છે. સ.માં 'વરણીશ' પાઠ છે. ફા. ગુ. સ. ની ક્રમાંક ૩૪૯વાળી પ્રતમાં પણ 'વરણેશ' પાઠ છે.

આપ્ટેની સંસ્કૃત–ઈંગ્લિશ ડિક્શનેરીમાં વર્ણ્ ના અર્થ (૧) to illuminate–અજવાળવું, (૨) to illustrate–આલેખવું, ચિત્રાંકિત કરવું અને (૩) to describe–વર્ણવવું આપેલ છે. ગુજરાત વિદ્યાપીઠના 'સાર્થ જોડણીકોશ'માં 'વર્ણવવું'નો અર્થ 'વિગતે કહેવું' (જેનો અર્થ 'સંખ્યા બતાવવી' કે

'ગણુતરી કરવી' થઈ શકે) આપેલો છે. તેથી છપ્પાના વર્ણ્ય વિષય અણુલિંગી–બ્રહ્મની વ્યાપકતા અને સૂક્ષ્મતા, અનંતતા–અમરતા ઇત્યાદિનું સૂચન થાય છે. તે જોતાં 'વર્ણેશ–વરણેશ' પાઠ વધુ યોગ્ય છે.

(બ)

છપ્પાની ત્રીજી લીટીનો પાઠ ઉ., મ. અને સ. માં ઉપર પ્રમાણે છે. જ્યારે પ્રિ.માં 'એહેવાં વચન જ્ઞાની તણાં, અખા નહીં કો પર–આપણાં' એવો પાઠ છે. ઉ.એ તેમણે જોયેલી પ્રત ૨, ૩માં હોવા છતાં નોંધેલ નથી. આ ઉપરાંત ફા. ગુ. સ.ની હ. પ્ર. નં. ૩૬૨ અને ૮૨૬માં આ પાઠ છે.

ઉ. અને મ.એ 'અણુલિંગી' શબ્દનો અર્થ 'જ્ઞાની' કર્યો છે. શ્રી જયંત કોઠારીએ 'ફાર્બસ સભા ત્રૈમાસિકના જાન્યુ.–માર્ચ, ૧૯૭૯ના અંકમાં આ છપ્પાના અર્થની ચર્ચા કરી છે તેમાં પણ તેમણે આ અર્થ સ્વીકાર્યો છે. પરંતુ સ.એ એનો અર્થ 'નિરંજન–નિરાકાર' એટલે કે 'બ્રહ્મ' કર્યો છે.

(૧) છપ્પાનાં દૃષ્ટાંતોના સંદર્ભમાં આ બીજો અર્થ વધારે બંધ બેસે છે: જેમ કે, સૂર્યનાં કિરણ વર્ણવી શકાય નહિ, આકાશની તુલના કરી શકાય કે તેને માપી શકાય નહિ; એવી રીતે અણુલિંગી તણું–(તાદર્થ્યે) બ્રહ્મ માટેનું વચન–વર્ણન અશકય છે.

(૨) વળી, અખો આ છપ્પામાં જ્ઞાની અને કવિને સરખાવે છે, તે પાછો જ્ઞાનીનાં વચનનો હવાલો આપે એ અસંભવિત છે.

(૩) 'અખા નહીં કો પર–આપણું / આપણાં' એટલે કે ત્યાં (બ્રહ્મતત્વમાં) પારકું–પોતાનું, આત્મા–પરમાત્મા, શ્રોતા–વક્તા એવું કોઈ દ્વન્દ્વ કે દ્વૈત નથી. આ સંદર્ભમાં 'એવું વચન અણુલિંગી તણું' (બ્રહ્મને ઓળખવા–ઓળખાવવામાં શબ્દની કોઈ આવશ્યકતા નથી) એ પાઠ બંધ બેસે છે, 'એવાં વચન જ્ઞાની તણાં' નહિ. અખો 'વચન'નો સમૂળગો છેદ જ ઉડાડી દે છે ('શબ્દ કેરો શઢ ક્યમ થાય?') પછી આ બીજો પાઠ કયાંથી સંભવે?

આમ, 'એવું વચન અણુલિંગી તણું, અખા નહીં કો પર–આપણું' એ પાઠ ('અણુલિંગી' એટલે 'જ્ઞાની' નહિ, પણ 'બ્રહ્મ' એવા અર્થ સાથેનો) બંધ બેસે છે. અહીં એ નોંધવું જરૂરી છે કે અખો આ બંને અર્થમાં 'અણુલિંગી' શબ્દનો પ્રયોગ કરે છે.

૨

આપવિચારે મળશે રામ, વણુસમજ્યે લે કોનું નામ?
બોલે ચાલે જે વડે સુણે, તેને તાં જીવ લેખે નવ ગણે.
ક્યમ અખા હરિ મળશે તેહને? જ્યમ કંઠે હાર
પાછળ પડ્યો કેહને? ૩૭

બીજી લીટીમાં ત્રિ. અને ફા.ગુ.સ. ની હ.પ્ર.નં. ૩૪૯માં 'જીવ' શબ્દ નથી.

ત્રીજી લીટીનો પાઠ ઉ. અને મ.માં ઉપર પ્રમાણે છે. (મ. માં 'જ્યમ' નથી), જ્યારે ત્રિ. અને સ. માં 'તેહને' બદલે 'તુંને–તને' અને 'કેહને' બદલે 'કને' છે. ઉ.એ સંજ્ઞા ૨ અને ૬ નીચે 'તૂંને' અને 'કહને' પાઠાન્તર નોંધ્યા છે. ફા.ગુ.સ.ની હ.પ્ર.નં. ૩૩૬ (ઉ. ૩), ૩૬૨ અને ૮૨૬માં 'તુંને' અને 'કને' પાઠ છે.

ઉ.એ 'કેહને'નો 'કોને, કોઈકને' એવા અને સ.એ 'કને'નો 'કોને' એવા શબ્દાર્થ આપ્યા છે. ત્રિ. અને સ.એ છપ્પાના ગદ્યાનુવાદ આપ્યા છે.

છપ્પો વાંચતાં જ અખો તેમાં જીવની સ્થિતિ-હાલતનું વર્ણન કરતો હોય એવું સ્પષ્ટ લાગે છે. જીવ હરિની અવગણના કરે છે (લેખે ન ગણે) એવું પણ બીજી લીટી વાંચતાં સ્પષ્ટ થાય છે. આવા જીવને

હરિ ન મળે એવું અખો ત્રીજી લીટીના પૂર્વાર્ધમાં કહે છે. આ હકીકતના સમર્થનમાં પછી એ દૃષ્ટાન્ત યોજે છે. તેના બે પાઠ છે:

(૧) તેહને ? જ્યમ કંઠે હાર પાછળ પડ્યો કહેને ?

(૨) ...તુંને ? જ્યમ કંઠે હાર પાછળ પડ્યો કને.

પહેલો પાઠ સ્વીકારી મ. એ આવો અર્થ કર્યો છે: 'તારા કંઠમાં જ હાર છે—તું પોતે જ બ્રહ્મ છે અને તું તેને બહાર ક્યાં શોધે છે?'

પરંતુ બીજી લીટીમાં જીવ હરિની અવગણના કરતો હોવાનું કહેવાયું છે, પછી 'તેને'—બ્રહ્મને તે બહાર શોધતો હોય એ સંભવિત નથી. મ. એ કરેલા અર્થમાં દેખીતી અસંગતતા છે.

'પાછળ પડ્યો કહેને' નો બીજો, સુસંગત અર્થ આ પ્રમાણે કરી શકાય : 'બ્રહ્મ તારી પાસે છે, પણ તું બીજી કોઈક વસ્તુની પાછળ પડ્યો છે.'

બીજા પાઠનો અન્વય આવો થાયઃ 'જેમ કંઠમાં પહેરેલો હાર પાછળ (પીઠ ઉપર, દેખાય નહિ તે રીતે) નજીક (કને) પડેલો છે.' એટલે કે બ્રહ્મ તારી પાસે—અંતરમાં જ છે પણ તેને તું જોતો નથી—તે માટે તારી તૈયારી નથી, પછી હરિ તને ક્યાંથી મળે ? આ તો 'તરણા ઓથે ડુંગર રે, ડુંગર કો દેખે નહિ' જેવી વાત છે. 'જરા ઊઘડે આંખડલી રે, તો સન્મુખ તેહ સદા.' આંખડલી ખરી, પણ જ્ઞાનરૂપી આંખડલી.

ત્રિ. નો ગદ્યાનુવાદ આને મળતો છે. આ બીજો પાઠ અખાની તત્ત્વવિચારણાને વધુ અનુરૂપ છે, અને તેનાં બીજાં છપ્પાઓનો તેને ટેકો છે. જેમ કે,

૧. અખા સંપાસી જો તું તને, ન જડે બહાર; જે ભૂલ્યો કને. ૩૭૬

૨. અખા રામ નથી વેર કે વને, જ્યાં મળે ત્યાં પોતા કને. ૬૧૫

વળી, આ પાઠને વધુ હસ્તપ્રતોનો પણ ટેકો છે. તેથી આ પાઠને વધુ યોગ્ય ગણવો જોઈએ.

૩

પૂરણતામાં સર્વ સમાય,
જ્યમ નદી વહી સાગરમાં જાય.
જ્યમ દાવાનળ બાળે સર્વને,
ત્યમ જ્ઞાન દોષ દહે ખર્વને.
દેહવિકાર હરિજનને કશા,
અખા જેહની મોટી દશા ? ૪૮

પહેલી લીટીનો પાઠ ઉ. ની જેમ મ. અને સ. માં ઉપર પ્રમાણે છે, ત્રિ. અને સ. માં 'જ્યમ નદી વડે સાગર ન ભરાય' પાઠ છે. ઉ.એ પોતે જોયેલી કુલ ૮ હસ્તપ્રતોમાંથી ૪ હસ્તપ્રતોમાં આ પાઠ હોવાનું નોંધ્યું છે, ઉપરાંત ફા.ગુ.સ. ની ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ ક્રમાંકની પ્રતોમાં આ પાઠ છે.

ઉ. અને સ. એ કોઈ શબ્દનો પણ અર્થ આપ્યો નથી. પણ મ. એ આ લીટીનો અર્થ આ પ્રમાણે આપ્યો છે: "જેમ સરિતા વહીને સાગરમાં જાય છે, તેમ સર્વ જીવો પૂર્ણ બ્રહ્મમાં સમાય છે." અર્થ તરત બેસી જાય છે.

ત્રિ. એ 'નદી વડે સાગર ન ભરાય' એ પાઠ સ્વીકારીને 'ભરાય' નો અર્થ ટિપ્પણમાં 'ઊભરાય' આપ્યો છે અને ગદ્યાનુવાદ આમ કર્યો છે : 'પૂર્ણતામાં જ બધું જ સમાઈ જાય છે. સાગર પૂર્ણ છે અને અનેક નદીઓનાં પાણી તેમાં ભળવા છતાં ઊભરાઈ જતો નથી.

પરંતુ શ્રી જયંત કોઠારીએ આ છપ્પાના અર્થની ('ફાર્બસ સભા ત્રૈમાસિક', જુલાઈ–સપ્ટે. ૧૯૭૯ના અંકમાં) ચર્ચા કરતાં કહ્યું છે તેમ "નદી વડે સાગર ન ભરાય' એ તો 'પૂરણતામાં સર્વ સમાય'થી ઊલટાજ અર્થનું લાગે, ઓછામાં ઓછું એની સાથે અન્વય કરવામાં મુશ્કેલી વરતાય." અને " 'ભરાય'-નો 'ઊભરાય' એવો સીધો અર્થ કરવામાં મુશ્કેલી છે."

પણ આ પાઠને ૧૧માંથી ૭ હસ્તપ્રતોનો ટેકો છે એ જોતાં એનો બંધ બેસે એવો અર્થ થતો હોવો જોઈએ. આપણે ત્યાં 'ભરાય'નો વિશિષ્ટ પ્રયોગ પ્રચલિત છે. જેમ કે, આટઆટલું ખાધું તોય હજુ પેટ ભરાતું નથી. 'ભરાતું નથી' એટલે 'અધૂરું રહે છે,' 'વધુ સમાઈ શકે એવું છે.' એવી જ રીતે 'સાગર ન ભરાય' એટલે સાગર ભરાતો નથી, તેમાં બીજું વધુ પાણી સમાય તેમ છે. અનેક નદીઓનાં પાણી સમુદ્રમાં ઠલવાય છે છતાં તે ભરાતો નથી, તેમાં વધુ ને વધુ પાણી સમાઈ શકે છે, એવી રીતે પૂર્ણ બ્રહ્મમાં બધું સમાઈ જાય છે.

આમ અર્થ 'બ્રહ્મના પૂર્ણત્વ'ને વ્યક્ત કરતો હોવાથી અને ૧૧ માંથી ૮ હસ્તપ્રતોનો ટેકો હોવાથી આ પાઠ સ્વીકારવો જોઈએ.

૪

દીસે સહુ સરખા વરતતા, ખાતા પીતા મરતા જતા.
એક અધિકતા જ્ઞાની ધરે, હરિશું વૃત્ય સ્વતંતર કરે.
અખા તે વૃત્યમાં બહુ ભાવ, જ્યમ જળને ભાર
તર્યું જાય નાવ.

ત્રીજી લીટીનો પાઠ ઉ. અને ત્રિ. માં ઉપર મુજબ સમાન છે. મ. અને સ. માં 'જલને ભાર'ને બદલે 'જલને ભારે' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૪ નીચે 'જલને ભાવે' પાઠ નોંધ્યો છે અને ફા. ગુ. સ.ની નં. ૮૨૬ની પ્રતમાં 'જલને ભાવ' પાઠ છે.

ઉ. અને સ.એ છપ્પાના કે તેના શબ્દના અર્થ આપ્યા નથી. ત્રિ. અને મ.એ છપ્પાના ગદ્યાનુવાદ આપ્યા છે અને શ્રી જયંત કોઠારીએ તેના અર્થની ચર્ચા 'ફા. સ. ત્રૈ.' ના એપ્રિલ–જૂન, ૧૯૮૦ના અંકમાં કરી છે.

મ.એ આ લીટીનો ગદ્યાનુવાદ આ પ્રમાણે આપ્યો છે : [જ્ઞાનીની] "(જ્ઞાનપુનિત ભક્તની) વૃત્તિમાં પરમ ભાવ ભર્યો હોય છે જેને લીધે જેમ જળના ભારને લીધે નાવ તર્યું જાય છે તેમ આ જ્ઞાની મુમુક્ષુ ભવપાર તરી જાય છે." અહીં જળનો ભાર એટલે શું તે સ્પષ્ટ થતું નથી અને નાવ (ઉપમાન) જળમાં તરે અને જ્ઞાની (ઉપમેય) ભવની પાર તરી જાય એ બંધ બેસતું નથી. પણ શ્રી કોઠારીએ મ. ના આ પાઠ અને અર્થનું સમર્થન કર્યું છે, અને પાણીની વિશિષ્ટ ઘનતા (density) કરતાં હોડીના લાકડાની વિશિષ્ટ ઘનતા ઓછી હોય છે એ વૈજ્ઞાનિક સત્યના આધારે "જેમ જળના ભારને લીધે–એને આધારે નાવ તર્યે જાય છે તેમ આ ભવના ભારથી જ્ઞાનીની જીવનનૌકા તર્યે જાય છે" એવી સ્પષ્ટતા કરી છે. તે ઉપરાંત આ પ્રાકૃતિક સત્ય–law of density-નો 'પોતાના ઇષ્ટાર્થને વ્યક્ત કરવા કૌશલપૂર્વક ઉપયોગ કરવા બદલ અખાને શાબાશી આપી છે. પણ શ્રી કોઠારીએ જે પ્રાકૃતિક નિયમ આ દૃષ્ટાંતને લાગુ પાડીને જે અર્થઘટન કર્યું છે તે મુજબ જ્ઞાનીનો જે ભાવ વધુ હોય છે તે પાછો હરિના ભાવ કરતાં ઓછો થઈ જાય છે! અખાને આ ભેદ અભિપ્રેત ન જ હોય. વળી, અખાને તથા તેના સમયના સમાજને

આ 'નીચેના વધુ ભાર'ની કશી ખબર હોય એ પણ શક્ય નથી.

ત્રિ. એ પાઠ ભલે 'જલને ભારં' સ્વીકાર્યો, પણ અર્થ તો, તેમના ગદ્યાનુવાદમાં 'પાણીને આધારે' એ શબ્દો જોતાં, 'જલને ભારે' નો જ કર્યો છે. તેમનો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "જેવી રીતે લાકડાની બનેલી હોડી પાણીને આધારે પાણીની ઉપર સ્વતંત્ર રીતે તર્યા કરે છે તેવી રીતે હરિમય બની ગયેલો જ્ઞાની સંસારમાં રહ્યો હોવા છતાં સાંસારિક બાબતોથી દૂર રહી સ્વતંત્રપણે વિચરે છે." તેમનો આ અર્થ અસંગત છે અને છપ્પાના દૃષ્ટાંત અને તાત્પર્ય સાથે બંધ બેસતો પણ નથી.

બીજો પાઠ 'જલને ભાવ' અથવા 'જલને ભાવે' છે. તેનો, દૃષ્ટાંત સાથે બરાબર બંધ બેસે એવો અર્થ આ પ્રમાણે થાય : 'જ્ઞાનીને હરિ ઉપર બહુ ભાવ હોય છે એટલે જેમ પાણીને ભરોસે (ભાવ= આસ્થા, શ્રદ્ધા, ભરોસો. યાદ કરો : 'પાણી અને વાણીનો પાર નહિ' અને 'પાણીનો ભરોસો નહિ' એ કહેવત) નાવ તર્યા કરે છે તે રીતે હરિને-પરમાત્માને ભરોસે જ્ઞાની જીવન પસાર કરે છે." પણ આમાં પુનરુક્તિ રહેલી છે.

ત્રીજો પાઠ- 'જલને ભારે તર્યું જાય નાવ' અખાની તત્ત્વવિચારણાને વધુ સુસંગત છે. તેનો ગદ્યાનુવાદ આ પ્રમાણે થઈ શકે : "જેમ હોડીનો ભાર પાણી ઉપાડે છે અને હોડી તો પાણીમાં તર્યે જાય છે, તેવી રીતે જ્ઞાનીની બધી જવાબદારીઓ પરમાત્મા ઉપાડી લે છે અને જ્ઞાની તો સંસારમુક્ત-જીવનમુક્ત બનીને બ્રહ્મમય જીવન પસાર કરે છે." આ બધી ક્રિયા કેવી અકળ અને સાહજિક છે એ સૂચવતું અખાનું આ દૃષ્ટાન્ત તેની સર્જકપ્રતિભાનો એક સુંદર નમૂનો છે.

આ દૃષ્ટિએ આ છેલ્લો પાઠ-ઉ.એ પસંદ કર્યો છે અને ફા. ગુ. સ.ની હસ્તપ્રત નં. ૩૪૯ માં પણ આપેલો છે તે-સર્વથા ઇષ્ટ છે. (ક્રમશઃ)


## 'કવિલોક' સામયિક અંગેની માહિતી

[ધ રજિસ્ટ્રેશન ઓવન્યૂસપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ, ૧૯૫૬ અન્વયે (ફોર્મ નં. ૪. રૂલ નં. ૮)]

૧ પ્રકાશન-સ્થળ : 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦૦૦૯.
૨ પ્રકાશન-સમય : દ્વિમાસિક, અંગ્રેજી બીજા, ચોથા, છઠ્ઠા, આઠમા, દસમા અને બારમા મહિનાને અંતે.
૩ મુદ્રકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય; સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૪ પ્રકાશકનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય; સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૫ તંત્રીનું નામ : ધીરુ પરીખ, રાષ્ટ્રિયતા : ભારતીય; સરનામું : 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
૬ માલિક કે માલિકોનાં નામ સરનામાં : કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય' વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯

હું ધીરુ પરીખ આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને સમજ મુજબ સાચી છે.

ધીરુ પરીખ
પ્રકાશક

# વેત્રવતીને નીર

રાજેન્દ્ર શાહ

## ૧ અબોલ બોલે

અબોલ બોલે
વેત્રવતી, વનકુંજ
પુરાતન સ્મૃતિનિર્ઝર ઉર ખોલે.

કહે અહીં દાદુર-ઠેકે જલભીતર બહાર રમતો,
કહે અહીંની હરિયાળીમાં મૃગશાવક શો ભમતો,
કહે વિહગશો ટહુક્યો,
વાનર સમ તરુડાળ હિંડોળે.

નવયૌવનની સૌરભથી થઈ રહ્યાં પરસ્પર ઘેલાં,
કણ્વતણી દુહિતા જેવી એ સહુ તવ નિધુવન ખેલા;
રોમહર્ષની લહર મહીં
નવજીવન કિસલય કોળે.

આવ, થઈ ધરતીની યાત્રા પૂર્ણ અહીંના ગેહે,
એકબીજાને અંક સદા અંતરના અમીયલ નેહે,
સ્પર્શ આપણો હવે....
ગગનને જેવો અનિલનિચોલે.

## ૨ માગશરની સાંજભળી રાતે

પેલા તીરની વનરાજિમાંથી કૌંચનો સૂર, આર્ત—
માગશરની સાંજ ઢળતાંની સાથે જ ઊતરતા અંધારમાં
અચલ જણાતું બગ સહસા કોઈ મીનને ગળી જઈ
અચલ જ રહે તેમ—
વિશાળ આકાશનો એક ગ્રાસ.....આકાશનું મૌન.

— ક્યાંય એનો પડઘો ઝિલાયો નહીં.
આ તીરે સ્મશાન, શાન્તિ,
અને એક હું–વીંધાયેલું વિહગ.
મર્મમાં સરેલું શલ્ય મર્મમાં જ;
બહાર કાઢું તો લોહીની ધારાએ રંગાઈ જાય
વેત્રવતીનાં નિર્મલ જલ; હું ચાહું છું એને.
નક્ષત્રોનું આગમન થતું હતું ગભીર જલમાં;
ગગનની શ્યામલતામાં જણાય એના કરતાં
વધુ સુંદર લાગતાં હતાં
આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીરમાં;
જોયા કરું છું.........
ક્યારનો ઊભો છું હું આ તીરે?
અનારૂઢ અશ્વની સંગે જલે સ્થલે સર્વત્ર યાત્રા કરીને
વારંવાર આવીને ઊભો છું હું આ તીરે
ખેરનાથના પ્રાંગણમાં, સત્યકામની સાક્ષીએ,
કેટલા યજ્ઞમાં કેટલી આહુતિ આપી છે મેં.....
ભસ્મનો આ પુંજ !
એના શ્વેત સ્પર્શે અંકિત કરેલું લલાટ
હજી કોરું છે–કોરું રહેશે
વેદોની લેલિહ્યમાન જ્વાળા સમા ઉષ્ણ લોહીમાં
શલ્ય નિઃશેષ ન થાય ત્યાં સુધી.
વેત્રવતી જઈને મળી છે સાગરને;
મળી છે ને તો ય હજી અખંડ છે એનો અભિસાર.
મળ્યા પછી યે મિલનની ઝંખના... લેશ ઓછી નથી.
વેત્રવતીને તીર, સ્મશાને ઊભો છું હું
આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીરમાં
જોયા કરું છું... અપલક નયને.

# વેત્રવતીને નીર

રાજેન્દ્ર શાહ

## ૧ અબોલ બોલે

અબોલ બોલે
વેત્રવતી, વનકુંજ
પુરાતન સ્મૃતિનિર્ભર ઉર ખોલે.

કહે અહીં દાદુર-ઠેકે જલભીતર બહાર રમતો,
કહે અહીંની હરિયાળીમાં મૃગશાવક શો ભમતો,
કહે વિહગશો ટહુક્યો,
વાનર સમ તરુડાળ હિંડોળે.

નવયૌવનની સૌરભથી થઈ રહ્યાં પરસ્પર ઘેલાં,
કણ્વતણી દુહિતા જેવી એ સહુ તવ નિધુવન ખેલા;
રોમહર્ષની લહર મહીં
નવજીવન કિસલય કોળે.

આવ, થઈ ધરતીની યાત્રા પૂર્ણ અહીંના ગેહે,
એકબીજાને અંક સદા અંતરના અમીયલ નેહે,
સ્પર્શ આપણો હવે....
ગનનને જેવો અનિલનિચોલે.

## ૨ માગશરની સાંજભળી રાતે

પેલા તીરની વનરાજિમાંથી ક્રૌંચનો સૂર, આર્ત—
માગશરની સાંજ ઢળતાંની સાથે જ ઊતરતા અંધારમાં
અચલ જણાતું બગ સહસા કોઈ મીનને ગળી જઈ
અચલ જ રહે તેમ—
વિશાળ આકાશનો એક શ્વાસ.....આકાશનું મૌન.

— ક્યાંય એનો પડઘો ઝિલાયો નહીં.
આ તીરે સ્મશાન, શાન્તિ,
અને એક હું—વીંધાયેલું વિહગ.
મર્મમાં સરેલું શલ્ય મર્મમાં જ;
બહાર કાઢું તો લોહીની ધારાએ રંગાઈ જાય
વેત્રવતીનાં નિર્મલ જલ; હું ચાહું છું એને.
નક્ષત્રોનું આગમન થતું હતું ગભીર જલમાં;
ગગનની શ્યામલતામાં જણાય એના કરતાં
વધુ સુંદર લાગતાં હતાં
આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીરમાં;
જોયા કરું છું.........
ક્યારનો ઊભો છું હું આ તીરે?
અનારૂઢ અશ્વની સંગ જલે સ્થલે સર્વત્ર યાત્રા કરીને
વારંવાર આવીને ઊભો છું હું આ તીરે.
બેરનાથના પ્રાંગણમાં, સત્યકામની સાક્ષીએ,
કેટલા યજ્ઞમાં કેટલી આહુતિ આપી છે મેં.....
ભસ્મનો આ પુંજ!
એના શ્વેત સ્પર્શે અંકિત કરેલું લલાટ
હજી કોરું છે—કોરું રહેશે
વેદોની લેલિહામાન જ્વાળા સમા-ઉષ્ણ લોહીમાં
શલ્ય નિઃશેષ ન થાય ત્યાં સુધી.
વેત્રવતી જઈને મળી છે સાગરને;
મળી છે ને તો ય હજી અખંડ છે એનો અભિસાર.
મળ્યા પછી યે મિલનની ઝંખના... લેશ ઓછી નથી.
વેત્રવતીને તીર, સ્મશાને ઊભો છું હું
આ સીમિત આર્દ્ર નિશ્ચલ નીલાભ નીરમાં
જોયા કરું છું... અપલક નયને.

## ૩. દેવડુંગરી

કેટકેટલાં આષાઢી જલઘોડાનાં આક્રમણ ઝીલ્યાં છે
આ દેવડુંગરીએ
વેત્રવતી અને ઝાંઝરીના સંગમની મધ્ય!
યુગાન્તરોથી કટિબૂડ ઊભી છે એ, અચ્યુતા.

ઉપરનો લઘુ મંડપ, ચારે દિશાના ખુલ્લા વાતાયને
હવાથી પ્રાણિત...
કોઈની પ્રતિષ્ઠા થઈ નથી એમાં,
કંઈક છે તો... શૂન્યતા,—આકાશ જેવી નિર્મમ
સકલને સ્વકીય અંકમાં લેતી ને
અસંગ રહેતી શૂન્યતા.

ઘણીવાર જઈને બેસું છું હું ત્યાં.
અંદરથી બહાર કોઈ પણ દિશામાં નજર ફરે તો
પાણી, વહી જતાં પાણી—ને પુલિન તીરે
ઊજળે બેડે આવતી, જતી મધ્ય વયની પનિહારીઓ,
એકલદોકલ ધેનુ, ટહુકાર, ભાંભર ને વક્તિતી...તી,
વેળુનાં કલિંગરનાં ખેતરની પેલી મેર

ભેખડની ભૂમિ પર નીલશ્યામ વૃક્ષોની રેખા, ક્ષિતિજભળતી;
ક્ષિતિજ અનવધિ સમયમાં;
બહારને આકાશ નાદ રૂપના વૈભવની વિપુલતા,—
અતીતની, આગત ને આવતી કાલની,
સ્વની પરની
ક્ષણ ક્ષણની પાંગરેલી, પાંગરતી નશ્વર પ્રફુલ્લતા.

દેવડુંગરીની ભીતરના શૂન્યાવકાશની ભીતરનું મારું આકાશ
સંકંપ બને છે સહજ આહ્‌લાદના સ્પર્શથી :
પાંપણ ઢળે છે ને
બહારનું સકલ નેત્રની ભીતરની એક નીલ જ્યોતિ;–
અસ્મિ –તા.

## અવરોહે આરોહણ

યજ્ઞેશ દવે

મેં જ સ્વયં માગ્યું અંધ ગાંધારી પાસે
મારું જ મૃત્યુ
એકાકી સંગીહીન એક વિજન વગડામાં.

મારા મૃત્યુનો મહાસમારોહ નથી
હાહાકાર નથી, કોલાહલ નથી
એ નથી અભિમન્યુ જેવું વીરોચિત
કે નથી એ નગરચોકમાં થયેલી હત્યા જેવું ચર્ચિત :
પણ એક અજાણ્યું ફૂલ હળવેકથી
વગડામાં ખીલીને ખરી જાય
તેમ ઝરી જઈશ હું આ ખોળામાંથી
આખી ય રાત ચન્દ્રને નીરખી હળવેકથી;
જેમ બિડાઈ જાય એક પોયણું
તેમ જ બિડાઈ જશે આ આંખો.
સમુદ્રનું જળ મેઘમાં વરસી –
અનેક ધારાએ ધારાઓ
નિર્ઝર–નદમાં વહી
ફરી ભળી જાય જેમ સમુદ્રમાં
તેમ ભળી જઈશ.
પક્વ–મૃત્યુમિષ્ટ થયા પછી
વળગી રહેવું આ દીંટાને
તે દ્રોહ છે વૃક્ષનો.
યુધિષ્ઠિર દ્યુતમાં હારી હારીને પણ
અજેય રહ્યા અંત સુધી
હું ક્યારેય ન રમ્યો દ્યુત
તો ય હારતો રહ્યો
હારતો રહ્યો છું એ ગોકુળની ગલીઓને
ગોરજટાણાની ધૂળને
પ્રતિક્ષારત તરવરતી તગતગતી
બે સાછલીઓને
જમુનાના ધુનામાં વમળાતા જળમાં
ખોવાઈ ગયેલ મારા દડાને,
તડકો ભરીને બેઠેલી સીમને
મધ્યાહ્નના અલસ સુખકારી પ્રહરોને.
સાલ્યું ગયું બધું.

વમળાતું, વમળાતું, વમળાતું
દૂર.... દૂર... દૂર.

એકવાર અહંકારલિપ્ત થઈ
ઘોષણા કરેલી કે
कालोऽस्मि;
પણ કોણ પાછું આપી શકે
આ એ કે તે
ગયું જે કાળના વમળમાં?

માનવી બની જાણવું છે મારે
ગર્ભકાળનું ઊંધે માથે લટકવાનું દુઃખ
એક ધક્કા સાથે બહાર ફેંકાઈ જઈ જન્મવાનું
અનંત અપરિચિતતામાં ફંગોળાઈ જવાનું.
જાણવી છે મારે શૈશવની અસહાયતા
યૌવનની વિફળતા
વાર્ધક્યને ઓવારે જાણવો છે મારે
મારા ગાત્રોનો વિરોધ
મારા વિરુદ્ધ ચાલતો મારી ઇન્દ્રિયોનોજ પ્રપંચ.

દેહ ધારણ કરી બનવા મથ્યો એક મર્ત્ય માનવી
ક્ષયીષ્ણુ, મરણશીલ, સ્ખલનવશ.
દેવોથી ભલે દસાંગુલ નીચો
પણ માનવી—નીજમાં સ્ફુટ
પણ
હું જાણું છું
હું જાણું છું કે આ માણસો
મને માનવી નહીં બનવા દે

અને ખરેખર ખૂણખૂણ
દુઃસાધ્ય લાગ્યું છે માનવ બનવાનું

ફરી આવીશ
ફરી આવીશ
આ તૃણવતી
આ જલવતી
આ માયાવિની પૃથ્વી પર
પણ ભલે ભાર નહીં હોય
આ અવતારનો
આ અભિજ્ઞાનો

પ્રત્યેક ક્ષણ હશે અવિષ્કાર
પ્રત્યેક ક્ષણ હશે છલાંગ
પ્રત્યેક દૃશ્ય હશે નૂતન
એમ જ એક એક ક્ષણ ક્ષણ ભરી
બનતો જઈશ હું
ઓળખવા મથીશ શ્રીમુખની એક એક રેખા
પછી સમયને માપીશ નહીં યુગોથી
—પામીશ ઋતુઋતુની ગંધમાં
ઉત્સવોના ઉન્માદમાં
રાતને શોધીશ અંધકારના નરમ ગર્ભમાં.
ઐશ્વર્યખચિત પૃથ્વીને બારણે
ઊભો રહીશ એક અતિથિ બનીને
—ઇન્દ્રિયોના તાંદુલ લઈને
શૂન્યપટ પર કોઈ ચાપ દોરે
તેમ વિસ્તારીશ નહીં જગતને મારી માયાથી
આ માયાની જ માયા લાગશે મને

આયુના ઉત્તરાર્ધમાં મેં ગીતા ગાઈ
હવે થાય છે કે ગીત ગાઉં
તડકામાં આળોટતા મેદાનનું,
જળનું કે કેવળ એમ જ.
અર્જુનને બતાવેલ વિશ્વરૂપના
દર્પણની કરચે કરચમાં હું જ ન પામ્યો ક્યારેય
મારું જ રૂપ.
રચ્યા મેં પ્રપંચો વ્યૂહો ચક્રવ્યૂહો, દુર્ગો;
મેં કર્યું કપટ
કરી મેં છલનાઓ
યશોદાને મુખશ્વાસમાં દેખાડયું બ્રહ્માંડ
સજીવન કર્યો મેં ઉત્તરાનો ગર્ભ
રોપ્યું મેં પારિજાતનું સ્વર્ગીય વૃક્ષ આ પૃથ્વી પર
આપ્યું ઉગ્રસેનને મથુરા
ને પાંડવોને ફરી આપ્યું હસ્તિનાપુર
વસાવી મેં દ્વારકા
ચડાવ્યો મારી ખ્યાતિનો ધ્વજ બધે જ
અણુએ અણુમાં વિભુ બનીને વિસ્તર્યો
પ્રહર પ્રહર એક ફુત્કાર
ક્ષણ ક્ષણ એક ચિત્કાર
હજાર હજાર મુખે
પવન બોલ્યા કરે શિશુપાલ–વાણી
શું માત્ર એક સાંજમાં જ પામ્યો નથી
બધી જ સાંજોનું રહસ્ય ?
આયુના અવસાન–કાળે ભજવાય છે
આખું ય મહાભારત

પર્વ પછી પર્વ
પણ હવે તો મહાપર્વ
પાત્ર પછી પાત્ર
ગળતાં જાય છે મારાં ગાત્ર
નર્મસખા અર્જુનનો હળવો હાથ
નથી મારા ખભા પર
ના....ના
હવે અર્જુન નહીં,
હવે તો મૃત્યુ જ પરમસખા
લઈ લો આખો ય કલ્પ
તે તો અલ્પ;
આપો મને એક સાંજ સુદામા સાથે
ઓહ !
ઝાંખું ઝાંખું ઝાંખું એક ચિત્ર–આ જગત
એ ઝાંખપમાંથી ચળકી ઊઠે ચળક ચળક
એક જાજ્વલ્યમાન ચિત્ર—
ઓટના દરિયામાં ખોવાયેલી વસ્તુ પાછી મળે તેમ
એ આ મળી ઝાંઝરની ઘુઘરી
એ આ મળ્યા પ્રભાતના જોગિયાના કરુણ સ્વર
આ મળી પગ પાસેથી જ ફૂટતી કેડી
કોનાં આ પગલાં નજીક ને નજીક
કોમળ પાંખડી જેવી કોની આ આંગળિયો
ને ઝાકળ જેવા કોના આ નખ ?
હવે
હવે સાવ પાસે
કોણ ઊતરે છે અંદર ?

ધીમે ધીમે જળ ભરવા કોઈ વાવમાં ઊતરે તેમ ?
પ્રભાસના દરિયાકિનારે આ કોનો આભાસ ?
ફરી એકવાર કિલકિલાટ કરતાં પક્ષીઓ
પાછાં ફર્યાં છે સામેના આંબા પર
પાંખો સંકોરી સૂર્ય પણ ઊડતો ઊડતો બેઠો છે
પશ્ચિમસમુદ્રની ડાળે
પૂરો થયો છે કાર્યકલાપ
વર્ષાકાળ પછી કલાપી ખેરવી નાખે પિચ્છ
એક પછી એક
તેમ ખેરવી નાખ્યું છે બધું
પૂરો થયો છે ભાસ્વતીનો ઉત્સવ
પ્રકાશનું શિશુ ફરી ઢબુરાય છે
અંધકારના ખોળામાં
અંધકારના તળિયે શમે બધો કોલાહલ
ઓગળે બધી રેખા
ઠરે આખું જગત
અંધકારના ગર્ભમાં અંધકાર થઈ રહેવા દો મને
હે નિષાદ
હવે કોઈ નથી વિષાદ
વિદ્ધ કર મને
જીવનથી હું વિદ્ધ
હવે કર મને બાણવિદ્ધ
જલ્દી કર તું
રાજ્યાભિષેકનું મંગળ મુહૂર્ત ચાલ્યું જાય
નિશાન લેવાનીય ન કર વાર
હવે કોઈ નથી મર્મસ્થાન
શરીર આખું ય મર્મ
પગની પાનીમાંથી ય સર્પની જેમ
સરકી જશે જીવ
બસ તારું એક જ બાણ
મારા માટે રામબાણ
આ સાયંસંધ્યાની રક્તાતી લાલિમા
જેમ ભળે છે અંધકારમાં
ગોમતીનાં જળ જેમ શાંત રીતે
ભળી જાય છે સમુદ્રમાં
તેમજ ભળી જઈશ લવણનું એક કણ બનીને
આ મહાસિંધુમાં.
પછી
રંગમંચ પરથી
નટ જશે નટી જશે
નેપથ્યમાં ગયા પછી યૌવન પણ જશે
તેમના ચહેરાનું
વાતો કરતું કરતું વિખેરાઈ જશે વૃંદ
તાલ મૃદંગ લઈ ગવૈયા પણ જશે
વિદૂષક જશે
જશે સૂત્રધાર
નાટ્યશાળા હશે ખાલી
રંગશાળા હશે સૂની
પણ જવનિકા નહીં પડે
નાટ્ય ચાલુ રહેશે
રાહ જોજો
મારે હજી માનવ બનવાનું છે.

## મૃત્યુ

પન્ના નાયક

બરફ ઓગળી ગયો હશે,
રથ ભરીને
સોનું લાવેલો
મિત્ર
બારણે ટકોરા દેશે,
હું ઊઠીને બારણું ખોલીશ.
આંગણામાં ચોપેર છવાઈ ગયેલાં
તારાં પગલાં જેવાં
ડેફોડિલ્સને
આનંદવિભોર બની
ઘરમાં લાવવા જઈશ
ત્યાં
એકાએક
સૂર્યકિરણના ધક્કાથી બારણું વસાઈ જશે
અને
હું ઘરમાં પ્રવેશી નહીં શકું....

## રખેને

પ્રીતિ સેનગુપ્તા

કૂતરું ભસે છે ને
લીસોટા પડી જાય છે
રસ્તા પર.
સડસડાટ આવતી ટેક્સીની
અચાનક બ્રેકથી
પીંખાઈ જાય છે
રસ્તાની બત્તીના અજવાળાનું
પીળચટું વર્તુળ.
ક્યાંકથી
"ક્રાંઉ ક્રાંઉ" કરીને ઊડી જતા
કાગડાના ટોળાની પાંખોનો
હિંસક ફફડાટ
સહેજ થીજવા આવેલી હવાના
ચીરેચીરા કરી નાખે છે.
ને હું,
રખેને રાતની સળવળતી ઊંઘ બગડે
ઉધરસને ગળામાં જ
ગુંગળાવીને
પડી રહું છું.

સાભાર સ્વીકાર

**ઊર્મિનાં શિલ્પ** : 'રાઝ' નવસારવી, પ્રકા. આદર્શ પ્રકાશન, જુમ્મા મસ્જિદ સામે, અમદાવાદ–૧, કાચું પૂઠું, પૃ. ૬૦, રૂ.–૬

**જલજ** : કિશોર મોદી, પ્રાપ્તિસ્થાન. ગાયત્રી પુસ્તક ભંડાર, ૧૦/૧૮૨૮, મહાલક્ષ્મીની પોળ, સોની ફળિયા, સુરત–૩૯૫ ૦૦૩, કાચું પૂઠું, પૃ. ૭૨, કિંમત જણાવી નથી.

# આ ઑગસ્ટથી પેલા ઑગસ્ટ સુધી

પલ્લવ દેસાઈ

આવતા ઑગસ્ટમાં આપણે ઉદાસ નહીં હોઈશું,
આપણી પાસે હશે
કેટલાંક સ્મરણો :
કશુંક બન્યાનાં અથવા કશુંયે ન બન્યાનાં.

નદીનાં જલના આવરણ હેઠળ
આપણી આંસુની ભીનાશ સ્વસ્થ હોય
ખેતરમાં ડાંગર થઈને તડકો વેરાય
અને લીલા ઘાસ પરથી
કદી ન ભૂંસાય આપણાં પગલાંઓ.
ધીમે ધીમે રચાતી એક કેડી હોય.
કળશ પર ચમકયા કરે
તારા વાદળ બનીને પસાર થતા
સૂર્યમુખી આવેગો.
અહીંથી દૂર જોઉં છું
આ ઑગસ્ટથી પેલા ઑગસ્ટ સુધી
ત્યારે વચ્ચે એક મહાકાય સમુદ્ર પથરાયેલો છે.
વચ્ચેનો માર્ગ વિકટ નથી
સંમતિથી પરિપૂર્ણ પરિઘો જ્યાં-ત્યાં જોવા મળે
તારકથી પાછી વળી છે મારી દૃષ્ટિ
અને પરોવાઈ છે અહીંથી ત્યાં સુધી.
સમયનાં બે ચિહ્નની વચ્ચે,
તને સાંકળવા મથું છું
ત્યારે એમ થાય છે કે કદાચ કશું જ નહોતું અને
કેવળ વૃક્ષો ફરી થશે નિષ્પર્ણ
અને બિલાડીનાં બચ્ચાંઓ ફરી પ્રવેશી જશે
અધખૂલી બારીઓમાંથી.
ટમટમતા દીવાઓ એમ ને એમ જ
કરોડો વર્ષોથી બળવાની જીદ પૂરી કરીને
મોક્ષ પામતા હોય એવો દંભ કરીને
ઓલવાઈ જશે.
આંગણાની ધૂળ પવનમાં ઊડતી ઊડતી
છેક આકાશના પોલાણમાં ફરી વળશે
અને શક્ય છે
કદાચ ઠરીઠામ થાય તારી સાંકડી અગાસી પર.
એને આવકારજે, કારણ કે
મારી વેદનાને મેં મારા આંગણામાં સજાવી છે.
કશુંયે હોય જો વિષાદપૂર્ણ
કશું યે ભાંગ્યા-તૂટ્યા ખડકની કચ્ચર જેવું
કશું યે આવિષ્કાર પામી શકે એ પહેલાં જ
મૃત્યુ પામીને જમીન પર પડેલા પંખીના
ટહુકા જેવું
— આવું કશુંયે સાંભળતો
તું મારા નામને અનુભવજે
કોણ જાણે કેમ, હવે
શ્વાસો અને અ-શ્વાસો ઉપર
હાથ ટેકવી બેઠો છું,

આ રક્તમાં
હજારો કાળ, સમુદ્રો, પ્રપાતો, ભૂશિરો જીવ્યાં
છે અને મૃત્યુ પામ્યા છે.
એ બધાનો અવાજ, અંતે ધીરે ધીરે
બળતી દીવાસળી બુઝાઈ જાય તેમ બુઝાઈને
૧૮ વરસની છોકરીની આંખો જુએ છે.
હું ઇચ્છું છું કે
આવતા ઓગસ્ટ પહેલાં
તું એકવાર દિશાઓ થઈને
મારા અવકાશમાં વ્યાપ્ત થઈ ચૂકી હોય,
પછી ભલે રહે
સુસંગત અને કરુણ અંત.
પણ તો યે
તારાં પગલાંના અવાજથી સળગી ઊઠેલો
કોરા કાગળ પરનો દીવો
કદી નહિ બુઝાય.
થોડાંક હજારો કરોડો વર્ષો પછી લોક એને
'તારક'માં પરિણમતો અનુભવે!
કદાચ સાંપ્રત ગગનમાં વ્યાપ્ત આ તારકસૃષ્ટિ
આવા જ કોઈ રૂપાંતરનું
પરિણામ ન હોય?

## દેખાય છે!

'શૈલ'

ક્યાંક અંધારું હવે સામે મળે રે દોડ ઓ મારાં ચરણ જો સૂર્ય આથમતો મને દેખાય છે.
ક્યાંય ના થંભો હવે ઓ છમ્મલીલા શ્વાસના વાતાવરણ જો સૂર્ય આથમતો મને દેખાય છે.

કૈં યુગોથી લોહીમાં ને શ્વાસમાં હો દોડતાં ને હાંફતાં જે એમને હું એટલી વિનતિ કરું,
આજ મારા ઉંબરે પાછાં વળો રે કૈંક તૃષ્ણાનાં હરણ જો સૂર્ય આથમતો મને દેખાય છે.

પાંખ ફફડાવી ગગનમાં ઊડવા માટે ચહે તો એમને હો રોકશો કોઈ નહીં, કોઈ નહીં;
હાંફતા આ શ્વાસ છેલ્લા શ્વાસનાં પંખીઓ ભેદો આવરણ જો સૂર્ય આથમતો મને દેખાય છે.

માંય મારા લોહીમાં જો ઊતરે અંધાર ધીમે ઊતરે અંધાર કોઈ લોહીમાં દીવો કરો,
સાવ ધીમે ઊઘડે અજવાસ જ્યારે ઊભરે તારાં સ્મરણ જો સૂર્ય આથમતો મને દેખાય છે.

## કૂપમંડૂકોનું ગીત / ભરત યાજ્ઞિક

વાડા બાંધીને –
નહિતર આ ટેકરીના જાળાં બાંધીને
અહીં આવેલો સૂરજ કહેવાત નહીં,
છૂટું છવાયું સુખ લઈને આ જંગલનું
વૃક્ષ બની અથવા રહેવાત નહીં;
પોતાની આસપાસ માનેલી શ્રદ્ધાનાં
નાડાં બાંધીને –
ઘરમાં વસે તે કાં તો બેડું જળ હોય
કે એ હોજ હોય– દરિયો ન હોય!
ભીંતે રચેલ કાં તો ઓરડાઓ હોય,
કે રવેશ હોય– રસ્તો ન હોય....
વાચાના ઉકરડા ફેંદી ફેંદીને ક્યાંક
ખાડા બાંધીને –

## કુરુક્ષેત્ર પછીની એક ઘટના

### હર્ષદેવ માધવ

લાલચટ્ટક પગમાં ઊગેલું બાણકમળ હો ભૂંડા!
ડાળ ઉપર લટકાવેલો પગ, વૃક્ષ લટકે પગમાં
લબડબ થાતું આભ ઝળહળે, પ્રગટી પગની શગમાં
પગની રેખાઓમાં ઊગ્યો પૃથ્વીનો ફરફોલો
પગને શું ચિત્કાર, ઘાવ કે જીવલેણ હડદોલો
લાલચટ્ટક પગમાં ઊગ્યું બ્રહ્માંડ સકળ હો ભૂંડા!
પગનું તળિયું હોય હંસની છાતી એવું કાંપે
ક્યાં છે પેલી જમનાની એ લ્હેર, છાતીએ ચાંપે
ટિટોડીના ઈંડા જેવી પગને ચડતી ખાલી
કુરુક્ષેત્રવત્ મૃત્યુની પણ ભાષા કાલી કાલી
પગ આથમતા થયા કળિયુગ એંધાણ અકળ
હો ભૂંડા!

## પાણીના પાળિયા

### કરસનદાસ લુહાર

લવકે આંખોમાં પાણીના પાળિયા હોજી રે!
અમને તરસ્યા તળાવમહીં બાળિયા હોજી રે!
કોરું કંકુ લોહીનું
ને રેતલ અંઘોળ,
જળને નોતરવા અમે
ચાલ્યા ભડકાબોળ.

ચારેપા ઘૂઘવતાં રે જળને ખાળિયા હોજી રે!
હોઠને પાણીના ઓરતે પલાળિયા હોજી રે!
તીરે ત્રોફી લોમકાં,
લેવા ભીની ભાળ,
ટીપું યે તરસ્યું નહિ,
ફંફોસ્યાં પાતાળ.

વીરડા છાતીની વેળુમાં ગાળિયા હોજી રે!
અમને તરસ્યા તળાવમહીં બાળિયા હોજી રે!

# એક ન આપી શકાયેલો ઉત્તર

પૌલોમી શાહ

હું તને ઓળખું છું, એન્ટની,
હડપ્પા અને મોહેં-જો-દરોનું અકબંધ રહસ્ય તું છે,
અને તું જ છે
'કિલઓપેટ્રા' નામના ખંડમાં વસવાટ કરવા જતાં
સાવ હારી જઈ વર્જિન મેરીના ચરણોમાં મસ્તક ઝૂકાવીને સૂતેલો માર્કોપોલો.
પણ એન્ટની,
ફ્લાય-લીવ્ઝ પર ચિતરાયેલું ડ્યુરરનું મેલનકોલિયા,
તાનસેનના દીપકરાગનો ન લઈ શકાયેલો ઓટોગ્રાફ
અને કરોડો સ્ફિંક્સની આકાંક્ષાવિહીન આંખો મારો પર્યાય છે.
અને આમ જો,
આમ જો, એન્ટની, આમ જો,
તું પેલો એક નજર રોકી ન શકવાથી સ્વર્ગના દ્વારેથી
પાછો ફરેલ અભિશાપિત ઓર્ફિયસ તો નથી ને?
તું કલિંગના યુદ્ધ પછી પલટાઈ ગયેલા
સમ્રાટ અશોકે કોતરાવેલો શિલાલેખ તો નથી ને?
એન્ટની,
ભેંકાર ગુફાઓમાં યયાતિના આગમનની પ્રતીક્ષામાં ઝૂરતાં
સ્તનદ્વયોનાં ઉત્તુંગ શિખરો પર આંખો ઝુકાવીને બેઠેલી
સેંકડો, આમ્રપાલીઓના પ્રાણહીન અંડકોષો
મારા માટે બાકી રહેલું એકમાત્ર આશ્વાસન છે,
ત્યારે સિકંદરનો ગર્વ લેતા મેસિડોનિયાને જોવાની હિંમત
મારામાં ક્યાંથી હોય?
આ પિરામિડોના અંધકારમાં ડૂબી ગયેલી તારી આંખોને ખોલ,

## કૂપમંડૂકોનું ગીત / ભરત યાજ્ઞિક

વાડા બાંધીને –
નહિતર આ ટેકરીના જાળાં બાંધીને
અહીં આવેલો સૂરજ કહેવાત નહીં,
છૂટુંછવાયું સુખ લઈને આ જંગલનું
વૃક્ષ બની અથવા રહેવાત નહીં;
પોતાની આસપાસ માનેલી શ્રદ્ધાનાં
નાડાં બાંધીને –
ઘરમાં વસે તે કાં તો ખેડું જળ હોય
કે એ હોજ હોય– દરિયો ન હોય!
ભીંતે રચેલ કાં તો ઓરડાઓ હોય,
કે રવેશ હોય–રસ્તો ન હોય....
વાચાના ઉકરડા ફેંદી ફેંદીને ક્યાંક
ખાડા બાંધીને –

## કુરુક્ષેત્ર પછીની એક ઘટના

### હર્ષદેવ માધવ

લાલચટ્ટક પગમાં ઊગેલું બાણુકમળ હો ભૂંડા!
ડાળ ઉપર લટકાવેલો પગ, વૃક્ષ લટકે પગમાં
લબડબ થાતું આભ ઝળહળે, પ્રગટી પગની શગમાં
પગની રેખાઓમાં ઊગ્યો પૃથ્વીનો ફરફોલો
પગને શું ચિત્કાર, ઘાવ કે જીવલેણ હડદોલો
લાલચટ્ટક પગમાં ઊગ્યું બ્રહ્માંડ સકળ હો ભૂંડા!
પગનું તળિયું હોય હંસની છાતી એવું કાંપે
ક્યાં છે પેલી જમનાની એ લ્હેર, છાતીએ ચાંપે
ટિટોડીના ઈંડા જેવી પગને ચડતી ખાલી
કુરુક્ષેત્રવત્ મૃત્યુની પણ ભાષા કાલી કાલી
પગ આથમતા થયા કળિયુગ એ ધાણુ અકળ,
હો ભૂંડા!

## પાણીના પાળિયા

### કરસનદાસ લુહાર

લવકે આંખોમાં પાણીના પાળિયા હોજી રે!
અમને તરસ્યા તળાવમહીં બાળિયા હોજી રે!
કોરુ કંકુ લોહીનું
ને રેતલ અંઘોળ,
જળને નોતરવા અમે
ચાલ્યા ભડકાબોળ.
ચારેપા ધૂધવતાં ઘેજળને ખાળિયા હોજી રે!
હોઠને પાણીના ઓરતે પલાળિયા હોજી રે!
તીરે ત્રોફી ભોમકા,
લેવા ભીની ભાળ,
ટીપું યે તરપ્યું નહિ,
ફંફોસ્યાં પાતાળ.
વીરડા છાતીની વેળુમાં ગાળિયા હોજી રે!
અમને તરસ્યા તળાવમહીં બાળિયા હોજી રે!

# એક ન આપી શકાયેલો ઉત્તર

## પૌલોમી શાહ

હું તને ઓળખું છું, એન્ટની,
હડપ્પા અને મોહેં-જો-દરોનું અકબંધ રહસ્ય તું છે,
અને તું જ છે
'ક્લિઓપેટ્રા' નામના ખંડમાં વસવાટ કરવા જતાં
સાવ હારી જઈ વર્જિન મેરીના ચરણોમાં મસ્તક ઝૂકાવીને સૂતેલો મોર્કોપોલો.
પણ એન્ટની,
ફ્લાય-લીવ્ઝ પર ચિતરાયેલું ડ્યુરરનું મેલનકોલિયા,
તાનસેનના દીપકરાગનો ન લઈ શકાયેલો ઓટોગ્રાફ
અને કરોડો સ્ફિંક્સની આકાંક્ષાવિહીન આંખો મારો પર્યાય છે.
અને આમ જો,
આમ જો, એન્ટની, આમ જો,
તું પેલો એક નજર રોકી ન શકવાથી સ્વર્ગના દ્વારેથી
પાછો ફરેલ અભિશાપિત ઓર્ફિયસ તો નથી ને?
તું કલિંગના યુદ્ધ પછી પલટાઈ ગયેલા
સમ્રાટ અશોકે કોતરાવેલો શિલાલેખ તો નથી ને?
એન્ટની,
ભેંકાર ગુફાઓમાં યયાતિના આગમનની પ્રતીક્ષામાં ઝૂરતાં
સ્તનદ્વયોનાં ઉત્તુંગ શિખરો પર આંખો ઝુકાવીને બેઠેલી
સેંકડો, આમ્રપાલીઓના પ્રાણહીન અંડકોષો
મારા માટે બાકી રહેલું એકમાત્ર આશ્વાસન છે,
ત્યારે સિકંદરનો ગર્વ લેતા મેસિડોનિયાને જોવાની હિંમત
મારામાં ક્યાંથી હોય?
આ પિરામિડોના અંધકારમાં ડૂબી ગયેલી તારી આંખોને ખોલ,

## કૂપમંડૂકોનું ગીત / ભરત યાજ્ઞિક

વાડા બાંધીને –
નહિતર આ ટેકરીના જાળાં બાંધીને
અહીં આવેલો સૂરજ કહેવાત નહીં,
છૂટુંછવાયું સુખ લઈને આ જંગલનું
વૃક્ષ બની અથવા રહેવાત નહીં;
પોતાની આસપાસ માનેલી શ્રદ્ધાનાં
નાડાં બાંધીને –
ઘરમાં વસે તે કાં તો બેડું જળ હોય
કે એ હોજ હોય– દરિયો ન હોય!
ભીંતે રચેલ કાં તો ઓરડાઓ હોય,
કે રવેશ હોય– રસ્તો ન હોય....
વાચાના ઉકરડા ફેંદી ફેંદીને ક્યાંક
ખાડા બાંધીને –

## કુરુક્ષેત્ર પછીની એક ઘટના

### હર્ષદેવ માધવ

લાલચટ્ટક પગમાં ઊગેલું બાણકમળ હો ભૂંડા!
ડાળ ઉપર લટકાવેલો પગ, વૃક્ષ લટકે પગમાં
લબડબ થાતું આભ ઝળહળે, પ્રગટી પગની શગમાં
પગની રેખાઓમાં ઊગ્યો પૃથ્વીનો ફરફોલો
પગને શું ચિત્કાર, ઘાવ કે જીવલેણ હડદોલો
લાલચટ્ટક પગમાં ઊગ્યું બ્રહ્માંડ સકળ હો ભૂંડા!
પગનું તળિયું હોય હંસની છાતી એવું કાંપે
ક્યાં છે પેલી જમનાની એ લ્હેર, છાતીએ ચાંપે
ટિટોડીના ઈંડા જેવી પગને ચડતી ખાલી
કુરુક્ષેત્રવત્ મૃત્યુની પણ ભાષા કાલી કાલી
પગ આથમતા થયા કળિયુગ એંધાણ અકળ
હો ભૂંડા!

## પાણીના પાળિયા

### કરસનદાસ લુહાર

લવકે આંખોમાં પાણીના પાળિયા હોજી રે!
અમને તરસ્યા તળાવમહીં બાળિયા હોજી રે!
કોરું કંકુ લોહીનું
ને રેતલ અંઘોળ,
જળને નોતરવા અમે
ચાલ્યા ભડકાબોળ.

ચારેપા ધૂંધવતાં વેં જળને ખાળિયા હોજી રે!
હોઠને પાણીના ઓરતે પલાળિયા હોજી રે!
તીરે ત્રોફી ભોમકા,
લેવા ભીની ભાળ;
ટીપું યે તરછ્યું નહિ,
ફંફોસ્યાં પાતાળ.

વીરડા છાતીની વેળુમાં ગાળિયા હોજી રે!
અમને તરસ્યા તળાવમહીં બાળિયા હોજી રે!

# એક ન આપી શકાયેલો ઉત્તર

## પૌલોમી શાહ

હું તને ઓળખું છું, એન્ટની,
હડપ્પા અને મોહેં-જો-દરોનું અકબંધ રહસ્ય તું છે,
અને તું જ છે
'કિલઓપેટ્રા' નામના ખંડમાં વસવાટ કરવા જતાં
સાવ હારી જઈ વર્જિન મેરીના ચરણોમાં મસ્તક ઝૂકાવીને સૂતેલો મોર્કોપોલો.
પણ એન્ટની,

ફ્લાય–લીવ્ઝ પર ચિતરાયેલું ડ્યુરરનું મેલનકોલિયા,
તાનસેનના દીપકરાગનો ન લઈ શકાયેલો ફોટોગ્રાફ
અને કરોડો સ્ફિંક્સની આકાંક્ષાવિહીન આંખો મારો પર્યાય છે.
અને આમ જો,
આમ જો, એન્ટની, આમ જો,
તું પેલો એક નજર રોકી ન શકવાથી સ્વર્ગના દ્વારેથી
પાછો ફરેલ અભિશાપિત ઓર્ફિયસ તો નથી ને?
તું કલિંગના યુદ્ધ પછી પલટાઈ ગયેલા
સમ્રાટ અશોકે કોતરાવેલો શિલાલેખ તો નથી ને?
એન્ટની,
ભેંકાર ગુફાઓમાં યયાતિના આગમનની પ્રતીક્ષામાં ઝૂરતાં
સ્તનદ્વયોનાં ઉત્તુંગ શિખરો પર આંખો ઝુકાવીને બેઠેલી
સેંકડો, આમ્રપાલીઓના પ્રાણહીન અંડકોષો
મારા માટે બાકી રહેલું એકમાત્ર આશ્વાસન છે,
ત્યારે સિકંદરનો ગર્વ લેતા મેસિડોનિયાને જોવાની હિંમત
મારામાં ક્યાંથી હોય?
આ પિરામિડોના અંધકારમાં ડૂબી ગયેલી તારી આંખોને ખોલ,

અહીં સ્નોમેનની છાતી પર આપણી પ્રણયગાથા ચિતરાઈ ચૂકી છે.
અને આપણે શોધીએ છીએ
આ નોર્થપોલ પરના ઇગ્લુઓમાં અથડાતાં આપણા સ્પર્શોની
હૂંફાળી રાત્રિઓમાં ઓગળી ગયેલાં ગ્લેસિયર્સ.
એન્ટની, નાટક પૂરું થયા પછી સૂના પડી ગયેલા રંગમંચ જેવી મેં
અઢાર–અઢાર કરોડ વર્ષથી તને પામવાની ઝંખનાને આશ્લેષીને
કેટલીય રુગ્ણ સંધ્યાઓ અને મ્લાન પ્રભાતોથી
અનુકંપિત મારા વ્રણને છંછેડ્યા છે
અને ફેરી ટેઇલ્સ જેવા મારા મૌગ્ધ્યને ચાહ્યા કર્યું છે.
પણ આટઆટલાં વર્ષોથી વધતાં ગયેલાં મારાં વક્ષસ્થળને
અટકાવવાની હિંમત કરવાં જતાં
હું ફિનિક્ષાઇ ગયેલી મારી સંવેદનાને ખોઈ તો નહીં બેસું ને ?
કર્ણના અટકી પડેલા રથનાં ચક્ર જેવાં આ આપણા ભાગ્યને ઊંચકીને
ક્યાં સુધી ફરશું કાલિદાસના 'કુમારસંભવ'માં ?
આવ, એન્ટની, આવ;
આ નાલંદા અને તક્ષશિલાના ખંડેરોને,
એથેન્સ અને સ્પાર્ટાના નિઃસ્તન ભૂતકાળને
છાતીએ ભીડીને પણ આવ પેલા સોલોમનના દેશમાં;
કારણ કે એન્ટની,
આ ખરી પડતાં પાંદડાંઓના બિછાના પર
તામ્રપત્રો પર લખાયેલા મારા શબ્દોની સાખે,
પૃથ્વી પર એકસામટી ઊતરી પડેલી આ સેંકડો મેનકાઓનું
સ્મિત વિલાઈ જાય તે પહેલાં,
આ ક્રૂર રાત્રિઓની ભીષણતાના ભયથી
મારા ભૈરવી–પૂરિયા–કોમલ રિષભ રૂંધાઈ જાય તે પહેલાં,
ઉમર ખય્યામની આ કંઠસ્થ થઈ ગતેલી પંચોતેર પંચોતેર

રૂખાઈતો ભુલાઈ જાય તે પહેલાં
અને તે પહેલાં
કે આ નિહારિકાઓ અને આકાશગંગાઓ આપણી સમક્ષ ન હોય,
નેપચ્યુન અને પ્લુટોની ભ્રમણકક્ષા સુધ્ધાં બદલાઈ ચૂકી હોય,
હું એકવાર તને કહેવા માગું છું :
'હું તને,
કદાચ,
ચાહું છું.'

## બે ગઝલ

રાજેશ વ્યાસ

૧

વરસ ઓણુ પણ નીકળ્યું સાવ મારું,
તરસને મળી તક બતાવાને કારું.
હતા આમ તો વાન ભીને ને તેમાં,
મળ્યું લાગણી નામનું એક લાખું.
હતું સાવ તોફાની બાળક શું સપનું,
સદા વાડ કૂદીને આવ્યું ને નાઠું.
હવે શ્વાસ પણ મા સમાણી જ ગાળો,
કહો ક્યાં લગી આમ ચૂપચાપ સાંખું.
હતો વ્યાસ રાજેશ એ કોઇ કાળે,
હવે તો સળગતી જ રેતીનું ભાઠું.

૨

છેવટે ફેંસલો કરી દીધો મેં બેપરવા મને,
લોહીમાં વહેતી ઉદાસી લાગતી અકળાવા મને!
એમ લાગે છે વધારાના લઉં છું શ્વાસ હું,
એક-બે એવા અનુભવ થઈ ગયા કડવા મને.
આ તરસ નામે નદીનું મૂળ ક્યાં સમજી જઇશ,
તું શરીર છોડીને ચાલી આવ બસ મળવા મને.
આ વખતનો ઘા ઘણો ઊંડો છ મેં પાછું કહ્યું,
તેં ફરી પાછું કહી દીધું ગઝલ લખવા મને.
કઇ રીતે એ રાજીયો સમજે કે હું રાજેશ છું?
હા હજુ પણ દૂરથી બોલાવતો રમવા મને.

## સમજ્યા નહિ?

**મનીષ પરમાર**

કાંઠા પરથી ઝંપલાવું જળમાં
ને એકાએક જળ બની જાય કાંકરા;
લોહીલુહાણ થઈ ને પાછો ફરું ઘર તરફ
પણ ઘર હોલાઈ ગયેલું છે વરસોથી....
સિર્ફ રાખ પડી છે.
રાખમાં આંગળીઓ મૂકું છું—
ઘણું બધું મને પકડવા મથે છે
પઠછાયા જેવું ભરમાવ્યા કરે છે
કશુંક ઊંડેથી સુકાતું જાય છે
દરિયા જેવું....
તારાઓ તૂટી પડે છે મારી ઉપર
હું અવાજો કરી ઊઠું છું—
અવાજોનું રાતું આકાશ બંધાઇ જાય છે
મારી આસપાસ.

હું હવે આકાશમાંનું વરસી ગયેલું
ભૂરું વાદળું—
તારા હોવાની નદી સુકાઇ જશે
અમુક વરસો પછી—
મારા હોવાનું વાદળું રેતમાં
બંધાઇને વેરાઇ જશે પછી—
આપણા સંબંધના આંડવાને
કોણ ઊછેરશે?
પાનખર અને વસંતનો અર્થ
હજીયે સમજ્યા નહીં તમે લોકો?

## અમે / સતીન દેસાઈ

ગુંજિયે ભ્રમર સમું ન ગાજિયે અમે,
કે સદાય એકસરખું બાજિયે અમે.
'શુદ્ધ આવકાર' થઇને છાજિયે અમે,
કાળ જેવા કાળને નવાજિયે અમે.
શબ્દનાં સ્તરો બધાં જ માંજિયે અમે,
એટલે હિમાલયે બિરાજિયે અમે.
રંજ કોઈ ફાગ કે અષાઢનો નહીં,
રંગ જે જે ઓગળે તે આંજિયે અમે.
ઓ અદબ, આ આગવું પ્રમાણ જોઇ લે,
ઊંચકે નકાબ એ ને લાજિયે અમે.

## તલાશ કર!

**'પંથી' પાલનપુરી**

રખડું આ જિંદગીનો જુગાર, તલાશ કર!
કે ખત્મ થઈ ગઇ છે ખુમારી, તલાશ કર!
થાકેલ શ્વાસને મળે જ્યાં કાયમી મુકામ,
છે ક્યાંય કો જમીન કુંવારી, તલાશ કર!
પૂરી ગયું એ કોણ આ લાક્ષાગૃહે તને?
છે ભીંતમાં કમાડ કે બારી, તલાશ કર!
ખોવાયું તેજમાં જે તિમિરે મળી ય જાય,
સ્થળનો, સમયનો ભેદ વિસારી, તલાશ કર!
મીઠી સુગંધ માટીની આવે છે શ્વાસથી,
અસ્તિત્વમાં જ ક્યાંક છે ક્યારી, તલાશ કર!
તારું તને કદાચ પગેરું મળી યે જાય,
તારામાં તું જ ઊતરી તારી તલાશ કર!
'પંથી' એ ઊંઘ નામની અડબંગ છોકરી,
છે જન્મકાળથી જ ફરારી, તલાશ કર!

## હું

રન્નાદે શાહ

સૂર્યોદય પહેલાંના
પ્રશાંત જળની માફક
પથરાઈ પડી છું હું.
કશો ય ખળભળાટ નથી અહીં,
ન કોઈ રંગ, તરંગ...
છતાં સુષુપ્ત નથી હું.
અફાટ શ્યામનીલ આકાશને
આખું ને આખું મારામાં સમાવી
નિઃશબ્દ, નિઃસ્પંદ પડી છું.
ને—
સૂર્યના પ્રથમ કિરણની રક્તિમા
મારા શ્યામનીલ વર્ણને
સુવર્ણમંડિત કરી રહી છે
અને
અચાનક કલરવનો કાફલો
કોણ જાણે ક્યાંથી ઊડી આવી
મારા વૃક્ષ પર બેસી ગયો ? !
મારી નિઃસ્પંદતા, નિરવતા
ક્યાંયે ઊડી ચાલી
એમની વીંઝાતી પાંખે...
સતત સ્પંદનો, મધુરું કૂજન
મારી નિઃશબ્દતાને સજવા માંડે છે.
પણ, હું જાણું છું,
હા, હું જાણું છું,
એ કૂજન મારું નથી,
સતત વહી રહ્યું છે મારા વક્ષ પર છતાં યે.
એ સ્પંદનો મારાં નથી,
સતત ખંડિત કરે છે મને છતાં યે.
એ સુવર્ણવર્ણ મારો નથી,
સતત ઝગમગાવે છે મને છતાં યે.
કાલપ્રવાહ આ સર્વેને ખેંચી જશે
દૂર....દૂર મારા વક્ષથી
ને હું...
ને હું એ જ વર્ણરહિતા,
નિઃશબ્દ, નિસ્પંદ, પ્રશાંત
વિસ્તરતી જઈશ અનંત સુધી.

## ને આજ અચાનક

બારીન મહેતા

ઘેઘૂર અરે લીલપનો દરિયો અહીં હતો
ગઈ કાલ લગી

ને આજ અચાનક....

અહીં એક મટુકી છલકી'તી
શગ નયનદીપની ફણગી'તી
અહીં રાત રંગેરંગ રણકી'તી
ભરપુર અહીં મેળાનો ચીલો ખૂબ હતો
ગઈકાલ લગી

ને આજ અચાનક....

અહીં શમણું મનમાં ફોર્યું'તું
ને ગીત મહીંથી મ્હોર્યું'તું
અહીં આભ આંખમાં કોર્યું'તું
ચકચૂર અહીં વીણાના સૂરે સહુ હતાં
ગઈ કાલ લગી

ને આજ અચાનક...

## પાછું ફરેલું વ્હાણ

ધીરેન્દ્ર મહેતા

માગ્યા છતાં ના મળ્યું એ દાણ છીએ,
એ કથા જેણે કથી એ વાણ છીએ.
જે થઈ હસવા થકી એ હાણ છીએ,
આમ તો છીએ અમે પણ લ્હાણ છીએ.
ચાસનાલાની અવાચક ખાણ છીએ,
એમ ભીતર સાવ કચ્ચરઘાણ છીએ.
ધાર કે રસ્તે પડેલો પ્હાણ છીએ,
ભૂલ મારગ, જો પછી એંધાણ છીએ,
આ પળે ખેંચી પણછની તાણ છીએ,
ઓ પળે છૂટી ગયેલું બાણ છીએ.
કેમ આ તૂટતો નથી સંશય તમારો?
હા, અમે પાછું ફરેલું વ્હાણ છીએ.
જો બધે ત્યાં જળ હજીયે ખળભળે છે,
ત્યાં સુધી તો એમ નક્કી જાણ, છીએ.

## નદીમાં પૂર

લલિત ત્રિવેદી

નથી ડૂબી જવાનો ડર, નદીમાં પૂર આવ્યાં છે,
નથી દેખાતું મારું ઘર, નદીમાં પૂર આવ્યાં છે.
ઘણાં વર્ષો પહેલાં પાણીમાં ખોવાયલી વીંટી,
હવે આવી છે કાંઠા પર, નદીમાં પૂર આવ્યાં છે.
તિરાડોમાંથી ધીમે ધીમે પાણી આવશે અંદર,
અને તું દાઝશે આખર, નદીમાં પૂર આવ્યાં છે.
જનમથી નામ લગ ડૂબી જવાના કોલ ઝૂરે છે,
હવે તો આવી જા બાહર, નદીમાં પૂર આવ્યાં છે.
પછી એક પળ અને આ ગામ મારું ગામ નહિ
લાગે....
વહેશે ડૂબતાં અવસર, નદીમાં પૂર આવ્યાં છે.

## રામ બોલો ભાઈ

લલિત ત્રિવેદી

ઘર મૂકી નીકળું છું બહાર,
રામ બોલો ભાઈ રામ!
બહાર મળ્યા રસ્તાઓ બાર,
રામ બોલો ભાઈ રામ!
ઇચ્છાઓ જીવે ભેંકાર,
રામ બોલો ભાઈ રામ!
શ્વાસ મળ્યાં છે અપરંપાર,
રામ બોલો ભાઈ રામ!
સાવ ફલાણી ધૂળ ઊડે છે,
કોઈ રીતે ક્યાં રાત ઊગે છે?
દિવસોમાંથી થાઉં પસાર,
રામ બોલો ભાઈ રામ!
જમણા પગના અંગૂઠેથી
જિજીવિષા પ્રસરે લોહીમાં,
ઠેસ–ઠેસ, રસ્તા, અંધાર,
રામ બોલો ભાઈ રામ!
મૂંઝારાની હોડી વચ્ચે,
લલિત નામે સરિત વહે છે,
જીવણ! ક્યાં છે સામે પાર?
રામ બોલો ભાઈ રામ!

આસ્વાદ

## 'સંસ્કારોદ્બોધન' ❀

વ્રજલાલ દવે

'તે એવ ગિરયઃ' આવા શબ્દો રામચંદ્રજી ઉચ્ચારે ત્યારે વાણીના કાકુ દ્વારા સીતાની ગેરહાજરીની ઊણપ ઊપસી આવે છે. આ વાગ-વક્રતા ભાવ સાથે—વિષાદની ક્ષણ સાથે—સહજતાથી સંયોજાય છે. નરસિંહરાવના ઉદ્ગારો 'આ તે જ સ્થાન' પણ પૂર્વના અનુભવ સાથે જોડાયેલી ક્ષણોની સ્મૃતિનું જ રસાયણ બની રહે છે.

સ્થળનું સાહચર્ય માણસના અતીતને ક્ષણમાં આશ્લેષી લે છે. ભાવમય અનુભવની સાથે તેનું વિશિષ્ટ પર્યાવરણ અહીં રચાયું છે. રંગરાગી કવિ માટે પ્રકૃતિનું સૌહાર્દ કદી ટાળ્યું ટળે નહીં. તેથી આ કવિ વિદાય લઈને દૂર ગયેલી સ્નેહી વ્યક્તિના મિલનની સ્મૃતિને પ્રકૃતિની ગોદમાં મૂકી આપે છે. બજારમાં કે દુકાનમાં મળવાનું થાય તે નરી વાસ્તવિકતાનું સાહચર્ય એક વસ્તુ છે અને પ્રકૃતિની રંગીન પૃષ્ઠભોંય તે તદ્દન જુદી વસ્તુ છે. તેમાં ભાવને ઓપ ચઢાવવાની ગતિ સારી રીતે ફાવે છે.

ભૂતકાળમાં આની આ જ રાત્રિ વિસ્તરી હતી. 'તે' માત્ર છંદપૂરક દીર્ઘ અક્ષર લેખે અહીં આવ્યો નથી, પણ અતીતની રમણીયતાની એક વિશિષ્ટ અને વ્યાપક વિભૂતિની કાયા તરફ આંગળી ચીંધવા માટે આવ્યો છે. સંસ્કારનું ઉદ્બોધન એટલે પડેલી મુદ્રાઓની ફરીવાર જીવંત બનેલી યાદ; સાહચર્યથી જાગેલા સ્પંદ સાથે રંગદર્શી સુષમા જોડાઈ ગયેલી છે.

"મધ્યરજની શીળી ચાંદનીમાં સ્નાન કરીને વધારે રૂપવતી બની હોય" તેવું દશ્ય એકવાર જોવા મળ્યું હતું. સ્નાન કરીને સ્નાનગૃહમાંથી બહાર આવેલી ઉષાનું દર્શન આપણા પૂર્વજ ઋષિઓએ વેદની કવિતામાં કર્યું છે. તેથી પશ્ચિમની કવિતાએ જ આપણને રાત્રિસુંદરી સાથે લાડ કરતાં શીખવ્યું એવું એકાંગી તારણ નભે તેવું નથી. કવિ નરસિંહરાવની પ્રકૃતિરમણામાં વેદની પૃષ્ઠભોંય પણ અહીં જોઈ શકાય. સ્નાન કરીને રૂપનીતરતી અને છતાં 'શાંત માઝમ રાત'ની આ પ્રતિમા અત્યંત જીવંત લાગે છે, તે ઉદ્દીપક છે, ઉન્માદજનક નથી.

જ્યોત્સ્નાના શ્વેત નભપટમાં મેઘના શ્યામવર્ણ ટુકડાઓ ઠર્યા છે—સ્થિર થયા છે. શ્યામ મેઘટુકડા માટે કવિ રટે છે કે ભૂતનાં બાળકો તેમને સ્વાભાવિકપણે ગમતું અંધારું તજીને આ નિશ્ચિહ્ન સ્થળમાં આવી ગયા છે કે શું? આ ઉત્પ્રેક્ષા 'જેવાં જ' શબ્દ ભારે છેતરામણો છે—તેની ઉપસ્થિતિથી ઉપમા નહીં" પણ ઉત્પ્રેક્ષાનું નિર્માણ થયું છે!) આ ભૂતસંતાનો તેમનો 'જાતિન્યાય' તજીને આભમાં સ્થિર થયાં' એમ કહીને કવિએ એક વિલક્ષણ ચિત્ર ઊભું કર્યું છે અને સુન્રૂપ અને વિરૂપને સાથે બેસાડીને કેફી રંગદર્શિતાને વેગળી રાખી છે. વળી, માઝમ રાતને "શાંત મધ્યરજની" તરીકે ઓળખાવીને પણ સ્વસ્થ પ્રીતિના આંદોલનને મધુરતાથી મંદ ઝંકાર કરતું રાખ્યું છે.

આ સુખદ અને પરિચિત સ્થાન પ્રકૃતિની ગોદમાં સોહે છે. વૃક્ષોની ઘટામાં બે પ્રીતિસભર વ્યક્તિઓ ઘૂમી—હાથમાં હાથ લઈને. 'હાથમાં હાથ લઈને આપણે બંને વિચર્યાં હતાં' એમ કહીને કવિએ સ્પર્શની આડશમાં રહેલી સ્પંદમાળા સૂચવી છે,

અને સોહામણું એકાન્ત તો તરુઘટાની સાથે અનુસ્યૂત રહેવા જ નિર્માયેલું છે ને !

બાર માસનો વિયોગ સહ્યો એ ઘટનાને કવિએ અપૂર્વ સજીવારોપણથી પ્રાણવંત કરી દીધી છે :

'જો બાર કુમ્ભ દિન તે થકી માંડી આજે
ખાલી કર્યા ફરી ભર્યા અહીં ચન્દ્રરાજે !'

ચન્દ્રરાજે બાર કુમ્ભ ખાલી કર્યા અને બાર કુમ્ભ ભર્યા. 'અમૃત–કુમ્ભ' એવો શબ્દ પ્રયોજ્યો નહીં" એ ઘટના પણ કવિતામાં શબ્દનિરૂપણની સાથે શબ્દના વિલોપનનું મૂલ્ય છતું કરે છે. અમૃતનાં શીતળ પ્રવાહની અને તેમાંથી ઘડા ભરવાની ક્રિયા કવિના સિવાય બીજે ક્યાં પામવા મળે? ઈશત્ સાદશ્યથી વ્યાપી જતી આ ક્રિયાની વક્રતા અને ક્રિયાપદની વક્રતા ખુદ કુન્તકને પણ ખુશ કરે તેવી છે.

વિયોગની ઘટના સાથે પત્નીની સખી અને કવિની ધર્મભગિની પણ આજની શીળી રાતે સંગાથ કરતી નથી એ ઊણપ વિશિષ્ટરૂપે પ્રગટે છે.

સંસારની નિશ્ચિત ઘટમાળ પ્રમાણે એ ધર્મભગિની પરાઈ થઈ જશે; શોકવાદળમાં મંદ સુખલહેર આપનારી ચંદા દૂર સરશે. આ પંડિત અહીં કિશોરસહજ પ્રશ્ન ઊભો કરે છે;

"જાશે ભૂલી પછી ત્હને મુજને સખી તે ?"

વ્યક્તિ પોતે બીજાને યાદ રાખે એટલું જ પર્યાપ્ત નથી. સામા માણસના હૈયામાં ધબકતા રહેવાનો તેનો મનોરથ આદિકાળથી ચાલતો મનોરથ છે. કવિનું સાન્દ્ર, રસાળ ચિત્ત તરત જ તતડી ઊઠે છે: અરે! જીવ! આવો તર્ક તે કરાતો હશે? યોગ્ય પાત્ર વિશે અનુચિત કલ્પના કરતાં તો પાપમાં પડાય. નિર્દોષ સ્નેહમૂર્તિને રૂડો વર મળી જાય એટલે તે સ્વજનોને ભૂલી જાય એવું કેમ બને? સ્મૃતિ તો ઉભય પક્ષે સ્પંદિત રહે, પણ સંસારમાં– આ માનવ સંસારમાં– છૂટાં પડેલાં સ્નેહીજનો ઘણીવાર મળતાં પણ નથી. આ અપૂર્ણતા સંસાર સાથે અચૂકપણે સંકળાયેલી છે. અને સ્વજનની યાદ અજંપો પ્રેર્યા વિના રહેતી પણ નથી.

કવિ શેલીએ માણસના સ્વભાવની કરુણતા રટી છે: જે કંઈ મળ્યું નથી તેની પ્રાપ્તિ માટે માણસ તડપ્યા કરે; મુક્ત હાસ્ય સાથે શોકની છાયા વહ્યા કરે. નરસિંહરાવ આ કારુણ્યને તો પ્રીછે જ છે, પણ અહીં આખા પ્રેમના સંસારમાં પણ તેજ-છાયાનો સંચાર થયા કરે છે તે વાતને ભીની ગમગીનીની વ્યંજના સાથે રજૂ કરે છે :

"હા! એકલી અવધિમાં સુખદુઃખ રંગ
શા આપણે અનુભવ્યા હસી રોઈ સંગ!
છૂટાં પડચાં, ફરી મળ્યાં, ફરી જો વિખૂટાં,
ભેટચાં, હસ્યાં, ફરી રડી રડી આંસુ ખૂટચાં!"

ઉભય સ્નેહીજનો દાંપત્યનું સુખ તો માણી જ શક્યાં છે, પણ હાસ્ય અને રુદનની ઘટમાળમાં સંગમાં રોવાની ક્ષણો અહીં વધારે પ્રભાવક બની છે. આપણે સાથે હસ્યાં, રડચાં; મળ્યાં, વિખૂટાં પડચાં; પાછાં મળ્યાં; 'પણ રડી રડી આંસુ ખૂટચાં!' આ અનુભવ કરુણની પ્રગાઢ સત્તાનું ધ્વનન બની રહે છે.

અપૂર્ણ સંસાર સામે કોઈ પૂર્ણ જગત મૂકવાની ચિન્તનરીતિ આ રંગદર્શી ચિન્તક કવિ માટે સહજ છે. અનંત આનંદલોક પણ માનવની જ ઝંખનામાંથી નિર્માણ થયેલો છે.

સંસારમાં હાથ હાથે વિચારવાના વિચારના સંગે, મૈત્રીથી હૃદયમાં સ્થાન ધરાવનાર વ્યક્તિ ચિરંતન સહયાત્રી બનતી નથી. દામ્પત્યના તંતુ પણ કોઈક ક્ષણે તૂટી જાય; અલ્પ સમયનો વિયોગ તો

સંસારનો ચિરંતન ચિલો બની ગયો છે. આ વિવિધ અજંપા અને અપૂર્ણતાને પરાજિત કરવા સ્વપ્નશીલ કવિઓ વિવિધ સ્વર્ગ, વિવિધ સૌન્દર્યલોક, ઢૂંઢતા રહ્યા છે.

અલબત્ત, અનન્તધામમાં કદી વિયોગ આવવાનો નથી, પણ આ પંક્તિઓમાં શોકથી દ્રવતી પ્રીતિને આશાનો વળાંક મળે છે. 'અહીં તો અપૂર્ણતા જ!' 'તહીં પૂર્ણતા જ.' એ પૂર્ણ આનંદલોકમાં સુખના અવનવા સ્વાદ લેવાના છે :

'આનંદ કેરી નદી ત્યાં ન કદી વિરામે
વ્હાલાં, તહીં કરીશું સ્નાન અનંત ધામે,'

આ કલ્પનામાં જળ અને સ્નાનથી પ્રાપ્ત થતી આનંદની વિરલ અને પૂર્ણ અનુભૂતિનો મહિમા ગૂંથાયેલો છે.

'ને ખેદ પામું તદપિ સુખ થાય છાનું', આ વિરોધાભાસ વિષાદને ઉત્ક્રમી જતી પરલોકની પૂર્ણાવસ્થાને ઘડીક ઊંડળમાં લઈ શકે છે. જળધોધને સાંભળનાર આ કવિએ ઉદ્‌ગાર કાઢ્યા છે : 'ઘેરું જ ગાય અહીંયાં જળધોધ વારિ'. અહીં નરસિંહરાવ 'ઘેરું' નહીં પણ 'ધીરું' જ ગાય છે. શોકની અગ્નિશિખાઓને સ્થાને મધુર નિઃશ્વાસનું વાતાવરણ રચાય છે. અતીતની સ્મૃતિમાં રહેલો રૂપભંડાર અને સ્નેહની રાગિણી 'સુખલ્હેર મંદા' સહજ પણે જગાડી આપે છે.

પરલોકની કલ્પના આજના જમાનાને ગોઠે તેવી નથી. પણ હરેક કવિતા અને કવિ તેના કવિસ્વભાવ પ્રમાણે પ્રવર્તે જ. આનંદલોકમાં–સૌન્દર્ય-લોકમાં નદીમાં સ્નાન કરતી સ્નેહમત્ત વ્યક્તિનું ચિત્ર મનોમન સ્વર્ગ રચીને રાચવાની વૃત્તિનું પણ સ્વાભાવિક નિદર્શન બની રહે છે. સમગ્ર રચનામાં દુઃખના રંગની સાથે સુખના રંગનું સંયોજન કરવામાં કવિની ત્રેવડ પ્રશસ્ય લાગે છે.

સુખ અને દુઃખના તંતુઓનું સમતોલ ગ્રથન આ કૃતિને વિપ્રલંભની સાંગોપાંગ કૃતિનું રૂપ આપી શકતું નથી. કરુણના નિમિત્તો છે : સ્વજનની ગેરહાજરી, રડી રડીને આંસુ ખૂટી જાય તેવી દશા, પુનર્મિલનની દુર્લભતા, મન્દ સુખલ્હેર આપનારી પ્રિય અને પ્રિયતમ સાથે સ્નેહસંલગ્ન વ્યક્તિ –ચંદા જેવી વ્યક્તિના મિલનનો અભાવ – શોકવાદળની વચ્ચે ચંદા જેવી વ્યક્તિનો અભાવ, રસિલા સમાગમો દુર્લભ બનાવી દે તેવો માનવસંસારનો સ્વભાવ –આ બધાં શોકનાં જ નિમિત્તો છે. પણ બધાંની વચ્ચે 'સુખ થાય છાનું' આનંદના સુખ–સૌંદર્યના પૂર્ણલોકની પ્રાપ્તિનું આશાસભર સ્પંદન કૃતિને કારુણ્યની સાથે શ્રદ્ધાભર કલ્પના સાથે જોડીને હૃદયદાહનો 'શમ' સાથે યોગ કરી આપે છે.

* 'કુસુમમાળા'માં સંગૃહીત નરસિંહરાવનું કાવ્ય

## શ્વાસનો કવિ

રજનીકાન્ત જોશી

'કંડીલ' એ ચતુર પટેલનો કાવ્યસંગ્રહ છે, જેમાં બાણું પૃષ્ઠોમાં પચાસેક જેટલી નાનીમોટી રચનાઓ સંકલિત કરવામાં આવી છે. પ્રકાશક કવિ સ્વયં છે. 'કંડીલ'નું મુખપૃષ્ઠ સાદું સુંદર તેમજ આકર્ષક છે. મુદ્રણકાર્ય પણ સુઘડ.

કંડીલ શબ્દ અંગ્રેજી candle પરથી ઊતરી આવ્યો હોય એવો ભાસ થાય છે. સાર્થ ગુજરાતી જોડણીકોશ પ્રમાણે આનો અર્થ 'ફાનસ' થાય છે તેમજ અરબીમાં 'કંદીલ'નો અર્થ પણ ફાનસ જ થાય છે. આથી કવિએ પુસ્તકના મુખપૃષ્ઠ પર મીણબત્તીનું પ્રતીક સાર્થક રીતે અંકિત કર્યું છે.

કવિ આ કાવ્યસંગ્રહમાં વર્તમાનની ઘેરી તીવ્ર સંવેદનાઓ સાથે વ્યક્ત થાય છે, વેદનાને તેઓ અત્યંત વેધકતાથી પ્રકટ કરતાં લવલેશ પણ ખચકાતા નથી કે ક્યારેક તો શબ્દ–સૌંદર્યના આવરણની આવશ્યકતા પણ અનિવાર્ય ગણાતા નથી.

મુખપૃષ્ઠ પરની મીણબત્તી જ જાણે આપણને કહી દે છે કે આજે તો પામવા કરતાં ખપવાનું યા ઓગળવાનું જ વધારે છે. તેમજ, કવિના અંતર સાથે સંમત થઈએ તો માણસ પણ ઓગળતો યા ક્ષણેક્ષણે ધોવાતો જ રહે છે ને! જીવનમાં ઓટનો અનુભવ કવિ આ પ્રમાણે અવલોકે છે :

'અગણિત શ્વાસોના ઊછળતાં
મોજાની ભરતીઓટમાં
કિનારાની જેમ ધોવાતો રહું છું
રાતદિવસ...!!!' (પૃ. ૬૭)

તેમજ માણસનું માણસમાંથી મટવું, ગુનેગાર બનવું કે ખરી પડવું એ વેદના પણ આ કવિને અસહ્ય છે, આથી જ તે ન સહેવાતાં કવિ સીધું કથન કરી નાખે છે કે

'આ માણસ જેવો માણસ
જંગલી બની જવા બેઠો' (પૃ. ૭૮)

એક તરફ માણસ માણસમાંથી મટતો જાય છે અને બીજી બાજુ પરિષદો, સભાઓ, વ્યાખ્યાનમાળાઓમાં જંગલી પ્રાણીઓના વિનાશને અટકાવવાનાં પ્રવચનો પણ થાય છે, એ સાંપ્રતની પ્રવંચનાથી 'કંડીલ' નો કવિ વ્યથિત જણાય છે. પરિણામે કવિ જુએ છે કે માણસ યંત્ર જ બની ગયો છે અને તેનું જીવન અનેકાનેક ચ્હેરાઓ–મ્હેરાઓવાળું ભાસે છે :

'મેં મોં પર ચઢાવી દીધું છે
અલ્ટ્રામોડર્ન મ્હોરું !' (પૃ. ૩૯)

કવિને ગ્રામજીવનની નિર્મળતાની આગળ શહેરી જીવનની વંચના વધારે કરડતી જણાય છે. આથી જ તેઓ કહી બેસે છે કે 'આ નઘરોળ વાતાવરણથી વાજ આવી ગયો છું.' (પૃ. ૬૫).

વાસ્તવમાં કવિ શહેરી સભ્યતાનો વિરોધી નથી પણ તેના પ્રદૂષણનો વિરોધી છે, કેમ કે શહેર તો 'શબ' (પૃ. ૪૬) ની જેમ જીવે છે અને આથી જ અન્ય એક રચનામાં કવિ કહે છે કે, 'કેલેંડરના પાનાંની જેમ/મને/નિત મરવું ફાવતું નથી.../ ગમતું નથી' (પૃ. ૬૫) કારણ કે કવિને તો 'સાચુકલું જોવાની ટેવ પડી ગઈ છે' (પૃ. ૬૯).

આમ, 'કંડીલ'નો કવિ ક્યારેક લાક્ષણિક ઉદ્બોધનનો આશ્રય લે છે તો ક્યારેક પ્રતીકાત્મકતા, વ્યંગ્ય દ્વારા પોતાને જે કહેવું છે તે સાર્થક રીતે પ્રકટ

કરીને જ જંપે છે. હા, તેમનો પક્ષપાત ગ્રામજીવન પ્રત્યેનો વધારે છે એ તો પ્રકટ જ છે (પૃ. ૪૪-૪૫, ૪૬–૪૭, ૯૦).

'કંદીલ'ની અછાંદસ રચનાઓ કાવ્યસૌંદર્યને વિશિષ્ટ રીતે ઉપસાવવામાં સફળ બની છે, સમગ્ર કાવ્યસંગ્રહમાં પલટાતા વર્તમાનની કથાવ્યથા જ વ્યક્ત થવા પામી છે. આ પંક્તિઓ તો કવિ મૃત્યુની પીડા કેટલી તીવ્રપણે અનુભવે છે એ વ્યક્ત કરે છે;

'પપ્પા, ચાલો આપણે
મરવા મરવાનું રમીએ,
પપ્પા તમે કેમ બોલતા નથી ?
તમારે નથી રમવું પપ્પા ?' (પૃ. ૩૧)

'કંદીલ'માં સરવાળે રચનાઓ તો પચાસેક જેટલી જ છે. છતાં વિષયનો વ્યાપ તપાસવા બેસીએ તો કવિએ વર્તમાન અને માનવના સંદર્ભે શ્રીકૃષ્ણથી માંડીને શિક્ષણની વિરૂપતા (પૃ. ૫૮–૫૦) તથા ઇન્દુચાચાથી વાયા ગાંધી થઈને ઈદી અમીન (પૃ. ૫૫, ૮૩) સુધીની ચર્ચા છેડી છે અને એ સર્વેમાં સભ્યતા-પ્રગતિને નામે શું શું છે એના સ્પષ્ટ નિર્દેશો તેઓ કરે છે. કવિ આખરે કહી જ દે છે કે આજે હવે માનવ જીવનમાં સ્થાન તુલસી ક્યારાનું નહીં; કેક્ટસ કે થોરનું જ સ્થાપિત થતું જાય છે.

'કંદીલ'ની અછાંદસ રચનાઓમાં શબ્દનો લય સુપેરે જળવાય છે. વૈજ્ઞાનિક શબ્દાવલી, અંગ્રેજી શબ્દપ્રયોગોની સાથે સાથે ધ્યાનાકર્ષક ભાષાપ્રયોગોને કવિની આગવી વિશેષતા જ કહેવી રહી; જેમકે, ઇચ્છાનો ગલ (૧૦), પડછાયાની હોડી (૧૦), કેન્સરની હોડી (૧૩), દમની લાકડી (૧૪), ઇજ્જતની મા (૪૨), ક્ષણોની નર્સ (૪૮), શ્વાસનાં કબૂતર (૪૯), સિગરેટિયું અસ્તિત્વ (૫૦) વગેરે.

આમ છતાંય, કવિ કઈ સીમા સુધી તીવ્ર ભાવનાવાદી તથા સંવેદનશીલ છે એ તેમનાં આ સંગ્રહના અસંખ્ય શ્વાસપરક શબ્દગુચ્છો જ સ્વતઃ પ્રકટ કરે છે. જે આ કવિને 'શ્વાસના કવિ' કહેવા પ્રેરે છે. બોગનવેલનાં ફૂલોની જેમ આ અનેક 'શ્વાસગુચ્છો' 'કંદીલ'નાં પૃષ્ઠો પર મ્હોરી ઊઠ્યા છે. જેમકે શ્વાસનાં હલેસાં (૧૦), તારા શ્વાસમાં ઘા કરી ગયો છે, ત્યાંની સબર્બ ટ્રેનનો રઘવાટ (૧૫), શ્વાસને ચહેરા સાથે, ક્યાં નિસ્બત હોય છે—લગીરે ય! (૨૨), છેલ્લા શ્વાસ લઈને ઠરી ગયેલા શબ્દો (૩૬), શ્વસના લખોટા ગબડાવ્યા કરું છું (૫૦), મારા શ્વાસની ઓકળીએ ઓકળીએ (૫૩), મારી લાચારી ને બદલે મારા શ્વાસ ખાઈ જશો (૭૨), અફવાનો શ્વાસ લેતો મારો આ પડછાયો (૭૭), શ્વાસની ચચંળ ખિસકોલીઓ થાકતી જાય છે (૭૯), શ્વાસ વગરની ખિસકોલીઓ જીવવાની નિરર્થક ચેષ્ટા કરે છે (૮૦), શ્વાસની આટાપાટાની રમત રમીએ (૯૦) જેવા અસંખ્ય શ્વાસ-પ્રયોગો આ કાવ્યસંગ્રહનું આકર્ષતું પાસું રહ્યું છે. 'મૃત્યુનો શ્વાસ' (૮૫) શ્વાસવામાં જ સફળતાને વરી જાય છે.

છેવટે કવિ પોતાની પ્રત્યેક રચનામાં પ્રકટ રીતે ઊપસી આવે છે. આખરે તો તેમણે વર્તમાનનું સત્ય જ વિષણ્ણ હૃદયે વ્યક્ત કર્યું છે. સરવાળે, આ સર્જક પોતાના વિચાર–ભાવને જે પ્રકારે વેધકતાથી શબ્દ-લય દ્વારા ઉપસાવી શક્યા છે એના કારણે પ્રસ્તુત કાવ્યસંગ્રહ કોઈપણ સહૃદયને તૃપ્ત કરે તેવો આવકાર્ય બન્યો છે.

(પ્રાપ્તિસ્થાન : ગાયત્રી પુસ્તક ભંડાર, સોનીફળિયા, સુરત–૩, પૃ. ૯૨, રૂ. ૬–૭૫)

# ‘સૂરજનો હાથ’નાં કાવ્યો

## નલિન પંડ્યા

[સૂરજનો હાથ : યોસેફ મેકવાન, પ્રકાશક : રમણભાઈ ફાઉન્ડેશન, ૧૬ આઝાદનગર સોસાયટી, અમદાવાદ ૧૫, કિંમત : રૂ. ૩૦–૦૦]

યોસેફ મેકવાનની સમગ્ર કવિતા જોતાં બિન-નેતૃત્વ બળવાખોરીની કવિતા લાગતી ન હોવા છતાં કાવ્યનો અલિપ્ત અવાજ સંભળાય છે. ‘સૂરજનો હાથ’-નાં તમામ કાવ્યો જોતાં યોસેફ પાસે સ્વ. પ્રિયકાન્ત મણિયારની જેમ લયની ઊંડી સમજ દૃષ્ટિગોચર થયા વિના રહેતી નથી. તે આધુનિક વલણો ધરાવે છે તેમ જ તેનો આત્મા આધ્યાત્મિક સંકેતો તરફ ખેંચાય છે. કવિનું કુળ વિશ્વમાનવી તરીકેનું હોય છે, જેથી કવિ કોઈ શાખા–પ્રશાખાનો હોતો નથી. ‘સૂરજનો હાથ’ શબ્દો પ્રયોજાયેલું કાવ્ય ‘નદીની છાતી પર’માં પ્રથમ પંક્તિ જુઓ :

“અને નદીની છાતી પર સૂરજનો હાથ
અને તે હાથમાંથી ફૂટે નગર”

અને શબ્દ આ કાવ્યની કડી રૂપ બની રહે છે. આ શબ્દથી Philosophical deliberation વર્તાઈ આવે છે. ‘અને’ પહેલાનું અધ્યાહાર છે. માનવીનું દૈહિક સુખ અને મનોવિકાર નવા વિકારને કે નવી પરંપરાને જન્મ આપે છે. જેથી કવિને વિરોધાભાસ ખડો કરતાં છેલ્લી પંક્તિમાં કહેવું પડે છે :

“અને એમ નદીની છાતી પર એક નદી ઊગતી જાય.” એની પાસે કોઈ સંસ્કૃતિ વિષે ફિલસૂફી ડહોળવાનો ધ્યેય હોય એવું મને લાગતું નથી. પરંતુ નાનાં નાનાં કલ્પનોથી વિશાળ ભુલભુલામણી સર્જાય છે.

‘રસ્તાના વળાંક પર’માં માનવીય અસ્તિત્વ અને એમાં થતો ફેરફાર એ બંને અંતિમો વચ્ચેનો અવકાશ કવિએ વણી લીધો છે. રશ્મિ ક્ષત્રી અને પિરાજી સાગરાનાં ચિત્રો જોતાં પ્રતિભાવ રૂપે લખાયેલાં કાવ્યોમાં ચિત્રોની શૈલીથી આરંભાઈને પોતે જે સંવેદનો લઈને કેન્દ્રમાં ઊભા છે તે કેન્દ્ર સુધી કાવ્યને લાવીને એક વિશ્વ રચવાનો પ્રયાસ કરે છે.

આ નગરમાં જીવતો માનવી પોતાના અસ્તિત્વનો ક્ષય કરી રહ્યો છે. માત્ર સ્વપ્નો સંતોષવા તે નગરમાં ભટક્યા કરે છે. પોતે પોતાની સમસ્યાઓ હલ કરવા જીવન ખર્ચી નાખે છે. ‘નગરધ્વનિ’ કાવ્યમાં અંતે તે કહે છે કે :

‘ખૂડે સઘળું; હું ખૂડું તું ખૂડે ઊંડે ઊંડે
ઊંડે ઊંડે ફીણ સમું બધું ફૂટી ફૂટી ફિણાય
ફિણાય ને વહી જાય
છિણાય ને વહી જાય...વહી જાય...’

ખૂડે અને ઊંડે શબ્દો ગૂંથી લઈને કવિ લયયોજના દ્વારા કશાકનો વ્યય સિદ્ધ કરે છે. તે વ્યય અસ્તિત્વ-નો હોઈ શકે. “વૃક્ષ અને પંખી”માં મૂળ સ્વરૂપોનું અસ્તિત્વ વૃક્ષ કે પંખી ન રહેતાં તેનું પરિવર્તિત સ્વરૂપ પ્રદર્શિત થાય છે. જેમ જેમ કાવ્યનાં કલ્પનો પ્રગટતાં જાય છે, તેમ તેમ બંને સ્વરૂપોની ગડીઓ ખૂલતી જાય છે.

‘ખખડાટ’ કાવ્યમાં સૂર્ય ચચરતો આંખે તે ઉપરાંત ચંદ્ર ફરકી જવાની વાત અને તેમાં કલ્પનનો વિસ્તાર બતાવીને કવિ અહમ્‌કેન્દ્રી વિચાર વ્યક્ત કરે છે. “સમય તણો પટ” તેમ જ ‘ગળતો પ્યાલો’ વચ્ચેનો ખખડાટ Time elementનો નિર્દેશ કરે છે. તેની ચોક્કસ તરાહ વર્તાતી નથી. જો કે કવિનો મૂડ કે રીતિ Drunkard Consciousnessની

વર્તાય છે. ગાણિતિક પરિભાષાને પ્રયોજીને 'ભૌમિતિક જીવન'માં જીવનને એક આધ્યાત્મિક પરિપ્રેક્ષ્યમાં મૂકી આપ્યું છે, અને અંતે થોડું સ્પષ્ટ બની જતાં કાવ્ય સહેજ જોખમાતું લાગે છે.

'ક્યાં' (પૃ. ૭૨) કાવ્ય સરરિયલ અભિનિવેશથી આરંભાય છે. જુઓ :

"આમ ગોઠવ્યું હોય
પગમાં સણકા ઊઠે
ચચરે પાનીમાં રસ્તો."

અહીં 'ચચરે પાનીમાં રસ્તો' અભિવ્યક્તિ ભાવકના મનમાં જે ભાવ જન્માવે છે; તે અવ્યક્ત રહી જાય છે. કિંતુ ભાવક પોતે સમજે છે. આગળ એ કહે છે કે :

"આ પવનેય મારામાંથી આરપાર પસાર થાય છે. પડછાયો ય ક્યાંથી પડે પછી ?"

અહીં અંતર્ગત એક સૃષ્ટિ સર્જાય છે. અને તે મથામણ હાથ, પગ, આંખ અને અવાજે ગોઠવવા સુધી લંબાય છે. આ અસ્થિરતાના વલોપાતમાં ચોક્કસ ગતિ દેખાતી નથી. અને કાવ્ય એક જ માધ્યમમાં રહીને સારી રીતે અંતિમે આવી ઊભું રહે છે.

યોસેફમાં છંદની મૃદુતા અને ભાવની માવજત જોવા માટે વસંતતિલકામાં લખાયેલું 'જિંદગીને' કાવ્ય તપાસવા જેવું છે.

સ્વ. રાવજી પટેલ અને મણિલાલ દેસાઈનાં કાવ્યોમાં પીળા, લીલા અને કાળા રંગની માદકતા અને સ્વરૂપાંતરની પ્રક્રિયા જોવા મળે છે, તે રીતે આ સંગ્રહનાં તંદ્રિલ કાવ્યોમાં પણ રંગની માદકતા ઇન્દ્રિયવ્યત્યય તથા વાસ્તુના પારદર્શક સ્વરૂપ દ્વારા અનુભવાય છે. દા. ત.,

"વૃક્ષ વહેવા લાગ્યું લીલું લીલું
પંખી થયું મત્સ્યાલું
વાદળ શ્વેત બની ગોઠવાયું
પવન કાચ બની ગયો
બારી ફ્રેમ બની ગઈ
બસ, તું જ્યારથી ગઈ છે."

અહીં બાવીસ ખંડોના ભાવાભિનિવેશ જુદા જુદા છે. વિવિધ રંગોની સેન્દ્રિયતા પ્રગટ થાય છે. કેટલાક ખંડોમાં પ્રેમની વાત બળકટ રીતે થઈ છે.

આ સંગ્રહમાંનાં થોડાંક કાવ્યોમાં કાવ્યબિંદુ પર સમતોલન જાળવવા જતાં કવિ સરકી જાય છે; કાવ્યમાં તે અછડતી સપાટી દર્શાવી આગળ વધી શકતા નથી. શબ્દ અને ભાષાનો દંભ તેમ જ નિરર્થક ખખડાટ દેખીતી રીતે વ્યક્ત થઈ જાય છે. પરંતુ આ કાવ્યોની વાત સારી રીતે કહેવાની રીતિ તો કવિ પોતે જ મુકરર કરી શકે. દા. ત., 'હે સૂર્ય', 'મધરાતે નેહરૂપુલ પર', 'લંચ અવર્સમાં', 'અજવાળાનું પંખી', 'ક્ષણે ક્ષણે', 'બપોરની ચા વખતે', 'કોણ ?', 'પ્રશ્ન અને પ્રશ્ન' કાવ્યોમાં ઊંડાણ સધાતું લાગતું નથી. માત્ર શબ્દક્રીડા દ્વારા ચપ્પટ અને સીધા ભાવો દેખાઈ આવે છે. અને વક્રોક્તિ-પિંડ અમુક અંશે બંધાતો નથી.

એકંદરે 'સૂરજનો હાથ'નાં બધાં કાવ્યો જોતાં આ જ કવિના આગળના સંગ્રહ 'સ્વગત'નાં કાવ્યો કરતાં ભાષા બે ડગલાં આગળ વધેલી દેખાય છે. યોસેફ મેકવાને સારાં ગીતો આપ્યાં તે બાબત આ સંગ્રહમાં પર રહી જાય છે. આમાં એક પણ ગીત નથી. અહીં ભાષાનો લય (માત્ર લયયુક્ત ભાષા નહીં) શોધવાનો અથાગ પરિશ્રમ જણાય છે.

# શબ્દના ચકવા

કનૈયાલાલ મ. પંડયા

ગીત અને ગઝલનો સંભાર ભરી આકર્ષક પૂંઠાં ચઢાવેલા કાવ્ય-સંગ્રહોમાંથી ગુજરવું હેમખેમ નથી હોતું. ગીતમાં કઠતા એકાદ શબ્દની કે ગઝલમાં દેશવટે ગયેલા છંદની પીડા વસમી હોય છે. ક્યારેક તો બે પંક્તિઓ કરતાં તે પંક્તિઓ વચ્ચેનો અવકાશ આનંદપ્રદ હોય છે. કદાચ બનાવટના સમયની કવિતા પરની આ અસર હશે! ભાવકે તો એકાદ કાવ્યની ગરજે પણ આ પીડા વ્હોરવી રહી. ગીત અને ગઝલની છેતરામણી રૂપરચનામાં ફાંફાં માર્યા કરતાં જીવોને ફંફોસી ફંફોસી એકબાજુ કાઢી આપવાનું કાર્ય પણ ધરમનું કામ છે અને ગુજરાતી વિવેચનમાં એકાદ સારું પૃષ્ઠ ઉમેરવા પણ તે કોઈકે કરવું પડશે. ખેર, હાલ તો જીવાદોરી ગીત અને ગઝલની નાડ પારખનારા કેટલાક સાચુકલા સર્જકોના હાથમાં છે. આ સર્જકો પણ પાછા બે પ્રકારના છે. એક વર્ગ ગીત અને ગઝલનો નાડપારખુ છતાં એમની અનેક મર્યાદાઓ સમેત આ રૂપો સાથે કામ પાડે છે, કહો કે સીધા, સાદા અને ભગવાનના માણસો આ રૂપો માટેની એમની સજ્જતા નહિ પણ શક્તિ ચીંધી આપે છે; જ્યારે એક બીજો વર્ગ આ રૂપો સાથે કશા સ્નાનસૂતક વગર માત્ર સજ્જતાના જોરે આક્રમણ કરે છે અને બીબા પરથી ગોઠવી કાઢેલું નકશીકામ ઉપજાવી આપે છે. ભાસ્કર ભટ્ટના કાવ્ય-સંગ્રહ 'કુંવળનો અંજવાસ'ની થોડી વાત કરવી છે એટલે આ બીજાવર્ગની ચર્ચા અહીં અસ્થાને છે.

'કુંવળનો અંજવાસ'માં ભાસ્કર ભટ્ટનો એક સરસ શેર છે.

'ખામોશ છે બિચારા, હોઠોના ચોતરાઓ
ચકવા શબદના બેઠા, પણ ચણ મૂકી ગયા.'

જો કે ગઝલો એ આ સંગ્રહનું જમાપાસું નથી. પરંતુ, આ શેર સર્જકના પોતાના સર્જનને મિષે આડકતરા અભિપ્રાય રૂપે આવે છે અને બળકટ રીતે આવે છે. સર્જકે પોતે આપેલો એમના સર્જનનો આ એક માપદંડ છે. પરંતુ સંગ્રહમાંથી પસાર થતાં તટસ્થ ભાવકને અનેકવાર આ માપદંડ ઉલટાવવા—સુલટાવવાનું બને છે. ક્યારેક ચણ તો હોય છે, પણ શબ્દના ચકવા બેઠા જ ના હોય એવું પણ બને છે. ક્યારેક આ ચકવા અધડૂકા બેઠા હોય એવું ય બને છે. સંગ્રહની નોંધ એટલા માટે લેવી પડે કે જ્યાં ખરેખર આ ચકવા બેઠા છે ત્યાં એટલા તો રૂડા ને રઢિયાળા બનીને બેઠા છે કે ઘણા ગુના વીસરાઈ જવાય છે. હરિકૃષ્ણે સાચી ટકોર કરી છે: 'થોડું સંમાર્જન થાય તો કશુંક નીપજી આવે એવી શકયતા અહીં પડી છે.' ભાસ્કરભાઈનું, આ હાડ'ગીત'ના કવિનું જે કંઈ વિશેષ પ્રગટયું છે તે ગીતોમાં, અને હાલના તબક્કે તો પેલી કશુંક નીપજી આવવાની શકયતા એ આ ગીતોની દેણ છે. આ ગીતોમાં પણ ક્યારેક અપેક્ષાઓ ઊભી કરતી પંક્તિઓ છેક સુધી અડીખમ ટકી નથી રહેતી ત્યારે એમના જ ગીતનો ભાવ ક્યારેક અનુભવાય છે:

'બહાર વરસે છે શ્રાવણનાં ફોરાં
ને તો ય અમે ભીતર બેઠાં રે સાવ કોરાં'

આ બધી મર્યાદાઓ છતાં 'તેમનો જે તળપદનો ભાવપિંડ છે તે જ્યારે તળની ભાષાનો ઠાઠ લઈને આવે છે' ત્યારે પેલી શક્યતાઓ સોળે કળાએ પ્રગટે

છે. મલોખાં, રોખા, કુંવળ, રોદાં, સાકરી, કડબ, વાધુ, બાબાં જેવા તાળના 'શબ્દ ચકવા' ભાગ્યે જ પેલી ચણ ચૂકી ગયા છે. ગીત માટે અનિવાર્ય એવું ગેયતત્ત્વ કે કંઠ સંગીતના જાણકાર એવા આ કવિની રચનામાં ભળેલું છે એથી કેટલીક મર્યાદાઓ આ મધુરપમાં ઓગળતી જોવા મળે છે.

'શ્યામને કહેજો સાંજની વેળા સાંભરી આવે નંઈ,
સમણાંના ઘણું વેણના નાદે સાકરી લાવે નંઈ'.

*

'ખારાં ખારાં ધૂઘવા જેવાં ભોગાવાનાં પાણી
મોજામાં માણેલા અવસર, લાવ્યા પટમાં તાણી
ઊતર્યો વાધુ કોરો થઈ થઈ રહી ગ્યો કાંઠે પોર
સગડ ફૂટે જો કોરા કાંઠે તો 'તો સાર્યો ઠોર
કે હું તો રોતી'તી

કહેવાનું કંઈ ઘણું હતું ને થઈ ગઈ આંખે ધાર
કે હું તો રોતી'તી,

આવી પંક્તિએમાં લય-માધુર્ય સાથે જડી આવતું ગેય-તત્ત્વ સાથે સાથે બનાવટ થયા સિવાય તળપદનો એમાં થયેલો વિનિ- યોગ સ્પર્શે છે તેથી ગમે છે. તળપદના લયમાં ચંદ્ર પરમાર એમની વઢિયારી બોલીનાં ગીતોમાં કે પ્રતાપ રાઠોડ 'સારસ્વત'એ ઈડરિયા બોલીના લહેકામાં કે દલપત પઢિયાર લોક-ભાષાના લ્હેજામાં ભવિષ્યના સાહિત્યના ઈતિહાસે નોંધ લેવી પડે એવું કેટલુંક સરસ કામ કરે છે એ દિશામાં ભાસ્કરભાઈનું 'તળપદ' તો પ્રવેશ છે. પણ એનો પિંડ કયા કારણે બંધાયો એ માટે તો હરિકૃષ્ણનો આ શબ્દોમાંથી ઘણી સ્પષ્ટતા મળી જશે.

'ભાલની ધરતી જોઈ છે?

ખુલ્લા વેરાન લાગતા એના સીમ વાગડો, કાળી ભોં, ભાંભળાં પાણી, થોડે ઓઝે અંતરે વસેલાં ગામડાં ને તળાવડાં, એમાંનો એક ગામ ધનાળામાં ભાસ્કરભાઈનું શૈશવ વીત્યું છે.'

આ બધું હોવા છતાં સંગ્રહની ઘણી મર્યાદાઓ નજરઅંદાજ કરી શકાય એમ નથી. યમકનું તીવ્ર અને ક્યાંક કૃતક આકર્ષણ, અલંકારિતાનો બોજ, સરસ પંક્તિઓ પછી આવતી બોદી પંક્તિઓ કઠે છે. ગઝલ માપમાં તૂટતી હોય તે તો ઠીક પણ ઘણી ફિલ્મી અને ઊર્મિલ ગઝલો તો ખોટી સમાવી હોય એમ જણાય છે. જોઈએ, હરિકૃષ્ણે પ્રસ્તાવનામાં અપેક્ષેલી શક્યતાઓ સમય સાકાર કરે.

# અરે! ફેવિકોલ હોય પછી ઢીંગલી બનાવવામાં કેટલી વાર!




તમારી કલ્પનાશક્તિ અને ફેવિકોલ એમઆરનો સુમેળ હોય એટલે જેવી ચાહો તેવી સુંદર કલાકૃતિઓ બનાવી શકશો. કલ્પનાને સાકાર થયેલી જોઈ તમારા આનંદનો પાર નહિ રહે.

ફેવિકોલ વડે તમે બિનજરૂરી વસ્તુઓ જેવી કે કાગળ, આભલાં, મણકાં, લાકડું અરે! બિયાં સુદ્ધાં વાપરીને નાની ઢીંગલીઓ, લેમ્પશેડ, પર્સ અને વોલ હેંગિંગ્ઝ (દિવાલ પર લટકાવવા માટે) જેવી હસ્તકળાની સુંદર અને ચિત્તાકર્ષક કલાકૃતિઓ બનાવી શકશો. આ બધું કોઈપણ જાતની ઝંઝટ વગર સ્વચ્છ અને સુંદર બને છે.

ફેવિકોલની જાદુભરી કમાલ તમારી/કલાકૃતિઓને ઘણાં લાંબા સમય સુધી મજબૂતીથી ચોંટાડેલી રાખે છે. કારણ કે, ફેવિકોલ એમઆર એડહેસિવનું બંધન જ અતૂટ છે.

**ફેવિકોલ** એમઆર

સિન્થેટિક એડહેસિવ

મારી કલાકૃતિઓને બનાવવાનું કરે ઉત્તમ કામ ફેવિકોલ એમઆર એડહેસિવ છે જેનું નામ.

અને ફેવિકોલ ... પિડિલાઈટ ઈન્ડસ્ટ્રીઝ પ્રાઈવેટ લિમિટેડ, મુંબઈ-૪૦૦ ૦૨૧ ના રજિસ્ટર્ડ ટ્રેડ માર્ક્સ છે.

1574GUJ

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર


સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

ગ્રીષ્મ

૨૦૪૦

મે-જૂન ૧૯૮૪ સળંગ અંક ૧૫૯ દ્વિજ અંક ૮૭

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર • ગ્રીષ્મ • ૨૦૪૦ • સળંગ અંક ૧૫૯ • દ્વિજ અંક ૮૭

**કાવ્યો**



**ગદ્ય**



**મે-જૂન ૧૯૮૪**

**તંત્રી ધીરુ પરીખ**

**અવલોકન**



સલાહકાર

રાજેન્દ્ર શાહ નિરંજન ભગત

○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂા. ૭૫ યા ડૉ. ૧૦.

○ લવાજમ મોકલવાનાં સ્થળ :
(૧) 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
(૨) વિજય સ્ટોર્સ, ૬૨, કલ્યાણભવન, રિલીફરોડ અમદાવાદ-૧, યા સ્ટેશનરોડ, આણંદ.
(૩) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાદશાહની પોળ સામે, અમદાવાદ-૩૮૦ ૦૦૧
(૪) સાહિત્ય મિલાપ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ-૧

આ અંકની છૂટક કિંમત રૂા. ૫

આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહારનું તથા લવાજમ ભરવાનું સરનામું :
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ

મુદ્રણસ્થાન

ભગવતી પ્રિન્ટર્સ, નવા વાડજ, અમદાવાદ-૧૩

શાળામહાશાળા અને ગ્રંથાલયોએ વસાવવા જેવું પ્રકાશન

# પંચમહાકાવ્ય

## અર્ધી કિંમતે

'કવિલોક'નો નવેમ્બર-ડિસેમ્બર ૧૯૮૩નો અંક 'પંચમહાકાવ્ય વિશેષાંક' તરીકે પ્રકટ કર્યો હતો. પ્રસ્તુત વિશેષાંકની સઘળી સામગ્રી 'પંચ-મહાકાવ્ય' એ શીર્ષકથી મર્યાદિત સંખ્યામાં પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવી છે. ભારે કાગળ, પાકું પૂઠું અને આકર્ષક અમેરિકન બંધાઈના આ અમૂલ્ય ગ્રંથની કિંમત આજના બજાર ભાવે રૂ. ૬૦ જેટલી થાય, તે માત્ર રૂ. ૩૦માં જ મળી શકશે. આ ગ્રંથ અપ્રાપ્ય બની જાય તે પહેલાં રૂપિયા ૩૦ + રજિ. બુક પો.ના રૂ. ૪નો M. O. નીચેના સરનામે કરી આપની નકલ મેળવી લેશો.

## નવું લવાજમ

જે ગ્રાહકનું લવાજમ ડિસેમ્બર ૧૯૮૩ના અંક સાથે પૂરું થયું છે તેમને ૧૯૮૪ના વર્ષનું નવું લવાજમ રૂપિયા પચીસ સત્વરે મોકલી આપવા વિનંતી છે.

વ્યવસ્થાપક : કવિલોક

લાવણ્ય, વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૦ કવિલોક મે–જૂન ૧૯૮૪

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## આજની કવિતા : પ્રતિભાષાનું કવચ

હજી નજીકના ભૂતકાળ સુધી આપણે કવિતાનો ઉપયોગ કેવળ ભેળસેળના પદાર્થ (adulterant) તરીકે જોયો છે. ધર્મમાં થોડી કવિતા, સુધારામાં થોડી કવિતા, સામાજિકતા સાથે થોડી કવિતા રાષ્ટ્રીયતા સાથે થોડી કવિતા, ગાંધીવાદ સાથે થોડી કવિતા. કવિતાને કશાક જોડે અથવા કશાક માટે જોવા ટેવાયેલો વાચક હજુ સુધી એ શુદ્ધ હોઈ શકે કે એ સ્વાયત્ત હોઈ શકે એવી સમજ સુધી પહોંચી શક્યો નથી. કવિતાના માધ્યમમાં જે મુકાય તેને જ વિચારવા ટેવાયેલું તંત્ર કવિતાના માધ્યમને સંવેદ્યા વગર કે એના અસ્તિત્વની લગીરે નોંધ લીધા વગર, માધ્યમની પાર, કવિતાની બહાર કવિતા સિવાયનું બધું જ ખંખોળવા હજી સાબદું છે. આપણો લગભગ બધો વ્યવહાર ભાષામાં છે. અને કવિતા પણ ભાષામાં છે. એટલે કવિતા પણ એવી જ એક રોજિંદી ભાષા છે, એમ સમજી કવિતા સાથે વ્યવહાર કરનારને કવિતા ન સમજાય એ સ્વભાવિક છે...

આધુનિક યંત્રવિદ્યાનાં પરિણામરૂપ વિકસેલાં સમૂહમાધ્યમોને કારણે ભાષાનો જેટલો જાહેર ઉપયોગ આજે થાય છે એટલો ભાગ્યે કોઈ યુગમાં થયો હશે. આ સમૂહમાધ્યમો ઓછામાં ઓછા noiseથી વધારેમાં વધારે માહિતીનું પ્રત્યાયન કરવા મથે છે, જ્યારે એની સામે પડેલો કવિ વધારેમાં વધારે noise પોતાની રચનામાં દાખલ કરી ઓછામાં ઓછું પ્રત્યાયન થાય, બલ્કે પ્રત્યાયન સિવાયના ભાષાના વિકલ્પોની ક્ષમતાઓ પ્રગટ થાય તેમ મથે છે; ને એમ મથવામાં અત્યાર સુધી વિચાર, લાગણી, અનુભૂતિના કવચમાં સુરક્ષિત રહેલો કવિ જાહેર ભાષાથી વિરુદ્ધની તદ્દન અંગત ભાષાનું, ભાષાની સામે (anti-language)નું કવચ તૈયાર કરી રહ્યો છે.

ચંદ્રકાન્ત ટોપીવાળા

('પ્રતિભાષાનું કવચ' માંથી)

ગ્રીષ્મ વિ. સં. ૨૦૪૦ **કવિલોક** મે-જૂન ૧૯૮૪

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## આજની કવિતા : પ્રતિભાષાનું કવચ

હજી નજીકના ભૂતકાળ સુધી આપણે કવિતાનો ઉપયોગ કેવળ ભેળસેળના પદાર્થ (adulterant) તરીકે જોયો છે. ધર્મમાં થોડી કવિતા, સુધારામાં થોડી કવિતા, સામાજિકતા સાથે થોડી કવિતા રાષ્ટ્રીયતા સાથે થોડી કવિતા, ગાંધીવાદ સાથે થોડી કવિતા. કવિતાને કશાક જોડે અથવા કશાક માટે જોવા ટેવાયેલો વાચક હજુ સુધી એ શુદ્ધ હોઈ શકે કે એ સ્વાયત્ત હોઈ શકે એવી સમજ સુધી પહોંચી શક્યો નથી. કવિતાના માધ્યમમાં જે મુકાય તેને જ વિચારવા ટેવાયેલું તંત્ર કવિતાના માધ્યમને સંવેદ્યા વગર કે એના અસ્તિત્વની લગીરે નોંધ લીધા વગર, માધ્યમની પાર, કવિતાની બહાર કવિતા સિવાયનું બધું જ ખંખોળવા હજી સાબદું છે. આપણો લગભગ બધો વ્યવહાર ભાષામાં છે. અને કવિતા પણ ભાષામાં છે. એટલે કવિતા પણ એવી જ એક રોજિંદી ભાષા છે એમ સમજી કવિતા સાથે વ્યવહાર કરનારને કવિતા ન સમજાય એ સ્વભાવિક છે...

આધુનિક યંત્રવિદ્યાનાં પરિણામરૂપ વિકસેલાં સમૂહમાધ્યમોને કારણે ભાષાનો જેટલો જાહેર ઉપયોગ આજે થાય છે એટલો ભાગ્યે કોઈ યુગમાં થયો હશે. આ સમૂહમાધ્યમો ઓછામાં ઓછા noiseથી વધારેમાં વધારે માહિતીનું પ્રત્યાયન કરવા મથે છે,...જ્યારે એની સામે પડેલો કવિ વધારેમાં વધારે noise પોતાની રચનામાં દાખલ કરી ઓછામાં ઓછું પ્રત્યાયન થાય, બલ્કે પ્રત્યાયન સિવાયના ભાષાના વિકલ્પોની ક્ષમતાઓ પ્રગટ થાય તેમ મથે છે; ને એમ મથવામાં અત્યાર સુધી વિચાર, લાગણી, અનુભૂતિના કવચમાં સુરક્ષિત રહેલો કવિ જાહેર ભાષાથી વિરુદ્ધની તદ્દન અંગત ભાષાનું, ભાષાની સામે (anti-language)નું કવચ તૈયાર કરી રહ્યો છે.

ચંદ્રકાન્ત ટોપીવાળા

('પ્રતિભાષાનું કવચ' માંથી)

# કવિ-વિવેચક વિલિયમ એમ્પ્સન

**રમણલાલ જોશી**

ગઈ ૧૫મી એપ્રિલ કવિ-વિવેચક વિલિયમ એમ્પ્સનનું અવસાન થતાં સૌ સાહિત્ય રસિકોને સ્વજન ગુમાવ્યાની લાગણી થઈ હશે.

સાહિત્યજગતમાં તે 'સંદિગ્ધતા'(Ambiguity)-ના સિદ્ધાન્તથી જાણીતા થયા હતા. સાહિત્યની તત્ત્વચર્ચામાં આ સિદ્ધાન્ત વ્યાપક બનતો હતો. કાવ્યકૃતિના ઘણા અર્થો-વ્યંજનાઓ હોય છે. એમાં નિશ્ચિતપણે અમુક જ અર્થ હોય છે એ વાતનો વિરોધ કરી તેમણે અનેક સ્તરીય કાવ્યાર્થનું પ્રતિપાદન કરેલું. ૧૯૩૦માં તેમનું 'Seven Types of Ambiguity' પ્રગટ થયું. આ પુસ્તકે સમગ્ર યુરોપનાં સાહિત્યવિદોનું ધ્યાન ખેંચ્યું અને એક મૌલિક સાહિત્ય-વિચારક તરીકે તેમની પ્રતિષ્ઠા થઈ. આ 'સંદિગ્ધતા' એ દોષરૂપ નથી, પણ સાહિત્યિક ગુણ રૂપે છે. સાહિત્યના વાચકે એ શોધવાની છે. કાવ્ય એ ઘણી સંકુલ વસ્તુ છે. અને એને અમુક જ અર્થમાં બદ્ધ કરી શકાય નહિ. 'The Armed Vision'ના લેખક હાયમને આ પુસ્તકમાં વ્યાપક અને ઝીણી સૌન્દર્ય દષ્ટિએ કવિતાને જોવાનો જે પ્રયત્ન થયો છે એની તારીફ કરેલી. કવિતાના અનેક અર્થો હોય છે, ભાવકે એની શોધ કરવાની છે. એમ્પ્સન ભાષાકીય ઓજારોને કામે લગાડી કવિતાના અર્થને શોધવાનો પ્રયત્ન કરે છે. એની તપાસના અભાવમાં કવિતારસિક સ્વૈર અર્થઘટન કરવા પ્રેરાય છે. કવિતાને પામવા માટે કવિતા પાસે જવું એ એમ્પ્સનનું ધ્રુવપદ છે.

સાત પ્રકારની 'સંદિગ્ધતા' કવિતાના અર્થની સંકુલતાની તપાસ આદરે છે. 'ન્યૂ ક્રિટિસિઝમ'નું એ એક વિશિષ્ટ દસ્તાવેજી પુસ્તક ગણાયું છે. સાત પ્રકારની સંદિગ્ધતામાં સરખા મુદ્દાઓમાં સામ્યો, તુલનાત્મક વિશેષણો, લયમાંથી સૂચવાતા વધારાના અર્થો વગેરે પહેલા પ્રકારમાં આવે, બીજા પ્રકારની સંદિગ્ધતામાં બે કે વધારે અર્થો એકમાં જ જોવા મળે ત્યારે થાય, દા.ત. ચોસરમાં. અઢારમી સદીની કવિતામાં અને એલિયટ જેવામાં એ દેખાય. ત્રીજા પ્રકારની સંદિગ્ધતા જ્યારે બે દેખીતા અસંબદ્ધ અર્થો એકસાથે આવ્યા હોય ત્યારે આવે: દા.ત., મિલ્ટન, માર્વેલ અને પોપ જેવામાં યોજાતા શ્લેષ. ચોથા પ્રકારની સંદિગ્ધતા વૈકલ્પિક અર્થો ભેગા મળીને લેખકની ગૂંચવાડાભરી ચિંતાવસ્થા ઊભી કરે. અહીં એણે શેક્સ્પિયર અને ડનની કવિતાને તપાસી છે. 'ટિન્ટર્ન એબી'માં આ પ્રકાર કેમ સિદ્ધ થતો નથી એ બતાવ્યું છે, પાંચમાં પ્રકારની સંદિગ્ધતા જ્યારે સર્જક પોતાના લેખનકાર્યમાં જ પોતાના વિચારને શોધી કાઢે છે ત્યારે આવે છે. છઠ્ઠા પ્રકારમાં જે કાંઈ કહ્યું હોય તે વિરોધાભાસી કે અપ્રસ્તુત હોય અને વાચક જુદાં જુદાં અર્થઘટનો શોધવા પ્રેરાય. છેલ્લા સાતમા પ્રકારની સંદિગ્ધતા વિરોધાભાસોથી ભરપૂર હોય અને લેખકના ચિત્તમાં ભાગલા પડયાનું જણાય. અહીં ફ્રોઈડની ચર્ચા પ્રસ્તુત બને છે. એમ્પ્સન પ્રતિપાદન કરે છે કે આ પ્રકારની સમજની અત્યારે ખૂબ જરૂર છે. તે સ્વીકારે છે કે વિવેચન માટે બધા જ પ્રકારની સંદિગ્ધતા પ્રસ્તુત નથી. જહોનસન એનું ઉદાહરણ છે. પરંતુ ભાષાકીય વિશ્લેષણ કૃતિને પામવા માટે જરૂરી છે.

તેમણે આ ઉપરાંત વિવેચનનાં બીજાં પુસ્તકો પણ લખ્યાં છે. 'સમવર્ઝન્સ ઑફ પેસ્ટોરલ' એ સામાજિક ભૂમિકાનું નામ પાડયા વગર એક પદ્ધતિ–પ્રકાર દ્વારા

સામાજિક પાર્શ્વભૂમિકાને તપાસતું પુસ્તક છે. 'ધ સ્ટ્રક્ચર ઑફ કૉમ્પ્લેક્સ વર્ડ્ઝ'માં બંને પદ્ધતિઓનો વિનિયોગ થયો છે, ખાસ કરીને શબ્દોના અર્થો વિશે તે સૈદ્ધાન્તિક ચર્ચા કરે છે. ભાષા અને શબ્દાર્થ પરનો ભાર એ રિચર્ડ્ઝની અસરનું પરિણામ છે. એમ્પ્સનની દૃષ્ટિએ કવિતાનું ભાવન કરવું એટલે એની સંકુલતાનો અભ્યાસ કરવો, કવિતાના અનેક અર્થો તપાસવા. આ વસ્તુ પર ભાર મૂકી એમ્પ્સને નવી કેડી પાડી. એમ્પ્સનના વિવેચકો ફરિયાદ કરે છે કે આ પદ્ધતિથી કાવ્યત્વ પર કેટલો પ્રકાશ પડે એ પ્રશ્ન છે. પરંતુ કવિતાનું ઝીણવટપૂર્વકનું વાચન કરી આધુનિક વિવેચનાત્મક પદ્ધતિનો વિનિયોગ કરવાનો એમણે રાખેલો આગ્રહ એ એમનું આગવું અર્પણ છે. એથી જ ક્લીન્થ બ્રુક્સ જેવા એમ્પ્સનની સૌથી સઘન વિવેચકોમાંના એક તરીકે ગણના કરે છે. એની અસર સાહિત્યનું અધ્યયન કેમ કરવું એ બાબત પર પડી અને સમગ્ર યુરોપીય વિવેચન–સાહિત્ય ઉપર એનો પ્રભાવ પડ્યો.

વિલિયમ એમ્પ્સનનો જન્મ ૨૭ સપ્ટેમ્બર ૧૯૦૬ના રોજ યોર્કશાયરમાં થયેલો. કેમ્બ્રિજમાં તેમણે શિક્ષણ લીધેલું. પ્રસિદ્ધ સાહિત્યાચાર્ય આઈ. એ. રિચર્ડ્ઝ પાસે ભણવાની એમને તક મળેલી. ગણિતવિજ્ઞાન સાથે તે ગ્રેજ્યુએટ થયા, પણ અંગ્રેજી સાહિત્યમાં તે પ્રથમ આવ્યા. 'એમ્બિગ્યુઈટિ'નું પુસ્તક પ્રગટ થયા બાદ ૧૯૩૧થી ૧૯૩૪ સુધી ટોકિયોમાં તે અંગ્રેજીના પ્રોફેસર તરીકે રહેલા. પછી ઇંગ્લૅન્ડ પાછા ફર્યા ૧૯૩૫માં કાવ્યસંગ્રહ 'પોએમ્સ' અને વિવેચનગ્રંથ 'સમ વર્ઝન્સ ઑફ પેસ્ટોરલ' પ્રગટ થયા. ૧૯૩૭માં તે પેકિંગ ગયા, અને ત્યાંની નેશનલ યુનિવર્સિટીમાં અંગ્રેજી શીખવ્યું. એટલામાં યુદ્ધ ફાટી નીકળ્યું. એમને યુદ્ધકાળની અનિશ્ચિત રજાઓ મંજૂર કરવામાં આવી અને તે ઇંગ્લૅન્ડ પાછા ફર્યા. ૧૯૪૦માં તે બી.બી.સી.માં જોડાયા અને ચાઈનીઝ એડિટર બન્યા. ચીની ભાષામાં સમાચારો અને વાર્તાલાપોનું આયોજન કર્યું. ૧૯૪૦માં તેમનો બીજો કાવ્યસંગ્રહ 'ધ ગૅધરિંગ સ્ટોર્મ' બહાર પડ્યો. ૧૯૪૧માં તે હેસ્ટર હેન્રીએટા ક્રાઉઝ નામે સાઉથ આફ્રિકન સ્ત્રીને પરણ્યા. ૧૯૪૭માં ફરીવાર નેશનલ યુનિવર્સિટીમાં અધ્યાપન કાર્ય કરવા પેકિંગ ગયા, બ્રિટિશ કાઉન્સિલ તરફથી તેમને વધારાનો પગાર મળવા લાગ્યો. ૧૯૪૮ અને ૧૯૫૦માં તે અમેરિકાની કેન્યન સમર સ્કૂલ માટે અમેરિકા ગયા. પણ બીજી વાર ગયા ત્યારે કોરિયાનું યુદ્ધ શરૂ થયું હોવાથી તે સૈનિકોને જાપાન લઈ જતી બોટમાં પાછા ફરેલા. તેઓ સકુટુંબ ચીન ગયેલા, પણ આ કારણે ૧૯૫૨માં તે ઇંગ્લૅન્ડ પાછા ફર્યા. હવે બ્રિટિશ કાઉન્સિલે પણ ચીનમાં પોતાની પ્રવૃત્તિઓ બંધ કરી હતી. એટલે તેમણે બાળકોના શિક્ષણ માટે સ્વદેશ રહેવાનો નિર્ણય કર્યો. ૧૯૫૩માં તેમનું પુસ્તક 'ધ સ્ટ્રક્ચર ઑફ કૉમ્પ્લેક્સ વર્ડ્ઝ' બહાર પડ્યું. એમનાં પુસ્તકોની અમેરિકન આવૃત્તિઓ પણ બહાર પડવા માંડી.

એક સાહિત્યાચાર્ય ઉપરાંત એમ્પ્સન એક સારા કવિ પણ હતા એ વાત ખાસ સ્મરણમાં રખાઈ નથી. એમની કવિતા એ ખાસ કરીને સત્તરમા સૈકાની આધ્યાત્મિક કવિતાનું એક રીતે પુનરુત્થાન છે. જીવનના છેલ્લા ગાળામાં તેમણે કવિતા લખવાનું છોડી દીધેલું. જો કે થોડાં કાવ્યો લખાયેલાં ખરાં, પણ પરિણામ કંઈ ઉત્તમ આવતું નથી એમ તેમને લાગેલું. આઈ. એ. રિચર્ડ્ઝ તેમની કવિતાના ચાહક હતા. સમકાલીન કવિઓમાં એમ્પ્સનને તેમણે ઊંચી કક્ષાએ મૂકેલા. પણ સાહિત્યરસિકોમાં તેમની કવિતા કરતાં તેમના ગદ્ય વધુ ધ્યાન ખેંચેલું. પ્રસિદ્ધ કવિ રૉબર્ટ લૉવેલે પાંચ

Tell me more quickly what I lost by this,

or tell me with less drama what they miss

who call no die a god for a good throw,

who say after two alieny had one kiss

It seemed the best thing to be up and go.

એમ્પસનનાં સંપાદકો વારંવાર કબૂલે છે તેમ એમ્પસનનાં કાવ્યોનો અર્થ દુર્બોધ રહે છે. કેનેથ એલોટ 'The Penguin Book of Contemporary verse'ના સંપાદનમાં એમ્પસનનાં કાવ્યો પ્રસ્તુત કરતાં પૂર્વે કહે છે :

In his poems he seems ro be almost exclusively concerned with saying something to make it clear to himself (and incidentally to a few like-minded readers), and the problem of communication, which worried so many poets in the 'thirties, therefore remains a side-issue. The Ideal reader of Empson would have to be a specialist like Empson, and, because of personal references and allusions in his books, also an intimate friend of the poet...... There are some poems I can not understand at all.

"થોડાં કાવ્યો તો એવાં છે જેને લગાર પણ હું સમજી શકતો નથી" એમ જ્યારે કેનેથ એલોટને લાગ્યું છે તો કવિનાં પાશ્ચાત્ય પરિવેશથી અને અત્યંત અંગત એવા સંદર્ભોથી અનભિજ્ઞ એવા આપણે માટે એમનાં કાવ્યો સમજવાં કેટલાં અઘરાં હશે તે સહેજે સમજાય એવું છે. આ ખ્યાલમાં રાખી એમના 'Reflections from Rochester'ને તપાસીએ તો જણાય કે એનો વિષય વિશ્વરાજકારણ છે. માણસની વધતી જતી શક્તિઓ સાથે વિનાશાત્મક પરિબળો પણ એટલાં જ વધતાં જાય છે એવા દૃશ્યની વિલક્ષણતા એ છે કે એનો ગૂઢાર્થ પમાતો નથી. કાવ્યની છેલ્લી પંક્તિમાં કવિ કહે તેમ શું ભૂખથી કે શું પ્રેમથી પ્રેરાઈને માનવો એકબીજાને બટકાં ભરે છે; એકબીજાને નહોર ભેરવે છે :

'For hunger or For love they bite and tear.'

કવિ–વિવેચક વિલિયમ એમ્પસને સૈદ્ધાન્તિક વિવેચન અને કવિતાક્ષેત્રે જે અર્પણ કર્યું છે તે વિચારપ્રેરકતાઅને આહ્લાદકતાને કારણે સાહિત્યજગતનો વારસો બની ગયું છે. આવા ચિંતનશીલ સર્જક-વિવેચકને આપણી શ્રદ્ધાંજલિ અર્પીએ.

૩૪ મે ૧૯૮૪
અમદાવાદ

# અખાના છપ્પાના પાઠ અને અર્થ—૨

(ગયા અંકથી ચાલુ)

શિવલાલ જેસલપુરા

૫

એમ સમજે તે પામે પાર, હરિથી બીજો તે સંસાર.
તપ ત્યાગ કરી તીરથ ફેર, કે વનિતા વેઠી રહેજે ઘેર.
એ કાળાપીળા બેઉયે કેશ, અખા હરિ જાણી બેય રેશ.
૮૬

આ છપ્પાની ત્રીજી લીટીના ઉત્તરાર્ધનો પાઠ ઉ., ત્રિ. અને મ. માં ઉપર મુજબ, સમાન છે. સ.માં 'અખા હરિ જાણીને બેસ' પાઠ છે. ઉ.એ શબ્દસૂચિમાં 'રેશ=રહીશ, રહેશે (?)' એવો અને પાદટીપમાં 'હરિને જાણવાથી બંને રીતે રહી શકીશ (?)' એવો અર્થ આપ્યો છે.

ત્રિ.એ આવો ગદ્યાનુવાદ આપ્યો છે: "......તેમ હરિને જાણી લીધા પછી સંસાર ત્યજવો કે સંસારમાં રહેવું તે સરખું જ છે. (મન હરિમાં જ મગ્ન હોય તો બધી સ્થિતિ સરખી જ છે.)" વળી ટિપ્પણમાં નોંધ્યું છે : "રેશ–રહીશ, રહેજે ['હરિ જાણ્યા વિના રેશ' એવો પાઠ પણ છે. ત્યાં 'રેશ' એટલે રંજકણ, ક્ષુદ્રતા. હરિ જાણ્યા વિના બધું ધૂળ છે એવો અર્થ કરવો પડે.]"

મ.એ આવો અર્થ કર્યો છે : "હરિ જાણવાથી પરમાત્મા અને સંસાર બંને રહેશે." તેમણે શબ્દાર્થ નથી આપ્યા.

સ.માં અર્થ આપેલ નથી, જરૂર પણ નથી. તે પાઠને કોઈ હસ્તપ્રતનો ટેકો પણ નથી.

ઉ.ના અને તેને આધારે ત્રિ. અને મ.એ પસંદ કરેલા ઉપરના પાઠને ઉ.એ ઉપયોગમાં લીધેલી બહુમતી પ્રતોનો અને ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯ વાળી પ્રતનો ટેકો છે. પણ તેમણે કરેલા અર્થ બરાબર નથી. ઉ.ને પોતાને પોતે કરેલો અર્થ શંકાસ્પદ લાગેલો જ છે. ત્રિ.ના મનમાં પણ પોતે કરેલા અર્થ વિશે અવઢવ છે અને મ.એ કરેલો અર્થ તદ્દન અસંગત છે.

ખરું જોતાં 'રેશ' એ 'રહેશ' (રહીશ) નું ટૂંકાવેલું કે મચડાયેલું રૂપ નથી, પણ મૂળ પોર્ટુગીઝ ભાષાના Reis (રૈસ) ઉપરથી ઊતરી આવેલો શબ્દ છે. ગુજરાત વિદ્યાપીઠના 'સાર્થ જોડણીકોશ'માં તેને હિસાબી–માત્ર ગણવામાં ઉપયોગમાં લેવાતા નાણાં તરીકે ઓળખાવેલ છે. અગાઉ એક રૂપિયાના ૪૦૦ અને પછીથી ૬૦૦ રૈસ ગણાતા (જુઓ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી અને ડૉ. પ્રવીણચંદ્ર પરીખ-લિખિત 'સિક્કાશાસ્ત્ર'). તે ઉપરથી તેના 'જરા, લગાર, ક્ષુદ્ર' એવા અર્થ આપેલા છે. 'તુચ્છ, મહત્ત્વ વગરનું, મામૂલી' એવો એના બીજા લક્ષ્યાર્થ પણ કરી શકાય.

વળી, જે પ્રતોને આધારે આ પાઠ પસંદ કરેલો છે તેમાંની સંજ્ઞા ૪વાળી પ્રતમાં 'જાણી'ને સ્થાને 'જાણ્ય' પાઠ છે. તેને આધારે અહીં 'જાણ્યે' પાઠ લઈ શકાય. વળી, 'બેય રેશ' ને સ્થાને સંજ્ઞા ૬વાળી પ્રતમાં અને ફા.ગુ.સ.ની ૩૪૯ ક્રમાંકવાળી પ્રતમાં 'બહુ રેશ' પાઠ છે તે ઉપરથી 'બેઉ–બેયે રેશ' એવો પાઠ લઈ શકાય, જેથી છંદનો લય જળવાય. આ 'અખા હરિ જાણ્યે/બેયે રેશ' પાઠનો આવો અર્થ કરી શકાય : 'હરિને જાણી લીધા પછી એ બંને (સંસારમાં રહેવું કે તેનો ત્યાગ કરી તપતીરથ કરવા)નું કશું મહત્ત્વ રહેતું નથી." પંક્તિના પૂર્વાર્ધ, છપ્પાના તાત્પર્ય અને અખાની સમગ્ર તત્ત્વવિચારણા

સાથે તે સુસંગત છે. ત્રિ.નો ગદ્યાનુવાદ આને મળતો છે. આમ, આ પાઠ સ્વીકારી શકાય.

'હરિ જાણી'–ને સ્થાને ત્રિ. એ તેમના ટિપ્પણમાં ઉલ્લેખ કર્યો છે એવો—'હરિ જાણ્યા વિના' કે 'હરિ જાણુ વિના' એવો પાઠ ફા.ગુ. સ. ની હ. પ્ર. નં. ૩૬૨ અને ૮૨૬માં મળે છે. તે સ્વીકારીએ તો તેનો અર્થ ઉપર ત્રિ. એ કર્યો છે એવો થાય. પણ એ સ્વીકારી શકાય નહિ, કારણ કે હરિને જાણ્યા વિના સંસાર અને તપતીરથ નકામાં લાગવાનો સંભવ નહિવત્ છે.

૬

પૂર્ણબ્રહ્મ પ્રીછેવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવનો સાજ.
જ્યમ કશી વસ્ત કનેથી પડી, કોને બહુ આદર
કરતાં પાછી જડી;
તે અલ્પ આદરે જો આવે હાથ,
તો અખા કામ શું શોધ્યા સાથ? ૧૧૦

ઉ., મ. અને સ. માં ત્રીજી લીટીનો પાઠ ઉપર પ્રમાણે છે, ત્રિ. માં પૂર્વાર્ધ આ પ્રમાણે છે: 'જોતાં માંહાં જો આવે હાથ.' ઉ.એ આ પાઠાન્તર, તેમણે જોયેલી સંજ્ઞા ૨ અને ૩ વાળી પ્રતોમાં હોવા છતાં નોંધેલ નથી. ઉપરાંત ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬માં આ પાઠ આવેલો છે.

ઉ. મ. સ. અને ત્રિ. એ 'આદર' નો શબ્દાર્થ 'પ્રયત્ન' કર્યો છે. મ. એ કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "થોડા પ્રયત્ને જ જો વસ્તુ હાથ આવે, કેવળ જ્ઞાન જેવા અલ્પ પ્રયત્ને જ પોતાનામાં રહેલા બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તો નવધા ભક્તિ જેવા કઠિન પ્રયત્નો વડે શોધવાની શી જરૂર?"

ત્રિ. એ પાઠ 'જોતાં માંહાં...' સ્વીકાર્યો છે, પણ ગદ્યાનુવાદ 'અલ્પ આદરે' વાળા પાઠનો કર્યો છે: "જો અલ્પ પ્રયાસમાં–નજર નાખતાં જ–હાથમાં આવી જાય તો પછી તેને શોધવાનું કામ જ શું?"

બ્રહ્મનો અનુભવ કરવા માટે નવધા ભક્તિમાં ધર્મના અનેક બાહ્યાચારો–જે વળી 'અધિકાં વાધે દનેદંન'–ને, જ્યારે અખાના જ્ઞાનમાર્ગમાં તે માટે સૂઝ, સમજ, વિચાર કે જ્ઞાન જેવા એકમાત્ર સાધનને આવશ્યક ગણેલ છે, તે જોતાં ઉપરનો પાઠ અને મ.એ કરેલો ગદ્યાનુવાદ સ્વીકારી શકાય એવા છે.

પરંતુ આ સાધન–જ્ઞાન–વડે બ્રહ્મની અનુભૂતિ કેટલી ત્વરિત અને અચાનક થાય છે તે પણ અખાએ વારંવાર કહેલું છે:

૧. જનક ખટ્વાંગે કયાં નવધા કરી?
વિચાર કરતાં પામ્યા હરિ. (છ. ૧૧૨)

૨. સૂઝે વસ્તુ નિરંતર ભજે, અખા અચાનક
જો ઊપજે. (છ. ૧૨૩)

૩. એકલમલ્લ અણલિંગી ઓજ,
ચિદ્ અચાનક પામ્યો ચોજ. (છ. ૧૨૪)

તે જોતાં આ બીજો પાઠ–'જોતાં માંહાં જો આવે હાથ'–પણ બંધ બેસે છે. એટલું જ નહિ પણ તેથી, અખાને અભિપ્રેત હોય એવું, જ્ઞાનમાર્ગનું શ્રેષ્ઠત્વ–બ્રહ્મની અનુભૂતિ માટે એ કેવો રામબાણ ને ઝડપી ઇલાજ છે એ હકીકત–પણ પ્રથમ પાઠ કરતાં વધુ સારી રીતે સૂચવાય છે. વળી, આ પાઠને પાંચ હસ્તપ્રતોનો ટેકો છે. એ જોતાં આ પાઠ પસંદ કરવા જેવો છે.

૭

અખા કામ છે સમજ્યા સાથ,
પણ કૃપારૂપણી જોઈએ આથ.

બીજો સઘળો દેહવ્યાપાર, જન્મમરણ ન ટળે સંસાર.
કૃપા સમજને અર્થે સર્વ કૃત્ય,
જો ઊપજે તો પામે તર્ત. ૧૧૪

આ છપ્પાની બીજી પંક્તિના પૂર્વાર્ધનો પાઠ ઉ., મ. અને સ. માં ઉપર પ્રમાણે છે. ત્રિ. માં 'બીજો સઘળો મોહ-વ્યાપાર' છે. ઉ. એ તેમણે જોયેલી કુલ ૮ માંથી ૪ હસ્તપ્રતોમાં પણ આ પાઠાન્તર હોવાનું નોંધેલ છે. તે ઉપરાંત ફા. ગુ. સ. ની ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ ક્રમાંકવાળી પ્રતોમાં પણ આ પાઠ છે

મ. એ આ પંક્તિનો ગદ્યાનુવાદ આ પ્રમાણે કર્યો છે: "નવધા ભક્તિ, તીર્થાટન વગેરે દેહનો વ્યાપાર માત્ર છે. તેનાથી જન્મમરણનો સંસાર ટળતો નથી." ત્રિ. એ પાઠ 'બીજો સઘળો મોહ-વ્યાપાર' પસંદ કર્યો છે ને ગદ્યાનુવાદ મ. ને અનુસરીને આવો કર્યો છે: "બીજો સઘળો દેહનો વ્યાપાર મોહરૂપ છે. તેનાથી સંસારનાં જન્મમરણ ટળતાં નથી."

પંક્તિની શબ્દરચના જોતાં—'ટળે' એ 'જન્મમરણ' અને 'સંસાર' એ બંનેનું ક્રિયાપદ હોવાથી—અખો અહીં 'જન્મમરણનો સંસાર' કે 'સંસારનાં જન્મમરણ' (બંને શબ્દપ્રયોગ અસ્પષ્ટ અર્થવાળા છે) નહિ, પણ જન્મમરણના ફેરા અને સંસાર—બંનેને ટાળવાની વાત કરે છે. તે માટે, અગાઉની પંક્તિમાં કહ્યું છે તેમ, 'સમજ'—જ્ઞાનને અને હરિની કૃપાને તે આવશ્યક માને છે; બીજું સઘળું અનાવશ્યક—વિઘ્નરૂપ છે એમ કહે છે. આ સઘળું દેહવ્યાપાર હોઈ શકે કે મોહવ્યાપાર ?

દેહવ્યાપાર એટલે દેહઅધ્યાસ કે દેહભાવથી થતી અથવા પરમાત્મામાં દેહનું આરોપણ કરવાથી થતી તમામ પ્રવૃત્તિ. મોહવ્યાપાર એટલે મોહપ્રેરિત અને મોહપ્રેરક, દેહની અને ચિત્તની તમામ પ્રવૃત્તિ.

બંને પાઠ સુસંગત અર્થવાળા છે અને તેથી બંને સ્વીકારી શકાય એવા છે. પરંતુ બીજો પાઠ સહેલાઈથી સમજાય તેવો છે. અને તેથી તેને કુલ ૧૧માંથી ૭ હસ્તપ્રતોનો ટેકો છે.

૮

જાય સમૂળો ત્યમ સંસાર,
કરતાં આતમતત્ત્વવિચાર.
અન્ય ઉપાયે નથી એ જવા, સામા બંધ બંધાયે નવા.
કર્મ કરતાં ના'વે છેક, અખા વિચારે રહે તે એક.
૧૧૮

ઉપરના છપ્પાની ત્રીજી લીટીના ઉત્તરાર્ધનો પાઠ ઉ. અને મ. માં ઉપર પ્રમાણે છે, સ.માં 'અખા વિચારે ન મળે શેષ' અને ત્રિ.માં 'અખા વિચારે ન રહે એક' પાઠ છે. ઉ. એ તેમણે જોયેલી 'સંજ્ઞા ૧ વાળી પ્રતનો 'ન મલે શેષ' પાઠાન્તર નોંધેલ છે, પણ સંજ્ઞા ૨ અને ૩ વાળી પ્રતનો 'ન મલે સેષ' અને 'ન મલે શેષ' નોંધ્યો નથી. આ ઉપરાંત ફા. ગુ. સ. ની હસ્તપ્રતો ૩૪૯ અને ૩૬૨ માં 'વીચારે ન મલે શેષ' અને ફરી વાર આ પ્રતોમાં આ છપ્પો લખાયેલ છે ત્યાં 'વીચારે—વીચારયે ન રહે એક' પાઠ મળે છે.

આમ આ પંક્તિના ત્રણ પાઠ મળે છે:

(૧) કર્મ કરતાં નાવે છેક,
અખા વિચારે-યેં ન રહે એક,
(૨) કર્મ કરતાં નાવે છેક,
અખા વિચારે-યેં રહે તે એક.
(૩) કર્મ કરતાં નાવે છેક,
અખા વિચારે—યેં ન મલે શેષ.

સાથે તે સુસંગત છે. ત્રિ.નો ગદ્યાનુવાદ આને મળતો છે. આમ, આ પાઠ સ્વીકારી શકાય.

'હરિ જાણી'—ને સ્થાને ત્રિ. એ તેમના ટિપ્પણમાં ઉલ્લેખ કર્યો છે એવો—'હરિ જાણ્યા વિના' કે 'હરિ જાણુ વિના' એવો પાઠ ફા. ગુ. સ. ની હ. પ્ર. નં. ૩૬૨ અને ૮૨૬માં મળે છે. તે સ્વીકારીએ તો તેનો અર્થ ઉપર ત્રિ. એ કર્યો છે એવો થાય. પણ એ સ્વીકારી શકાય નહિ, કારણ કે હરિને જાણ્યા વિના સંસાર અને તપતીરથ નકામાં લાગવાનો સંભવ નહિવત્ છે.

૬

પૂર્ણબ્રહ્મ પ્રીછેવા કાજ, નવધા ભક્તિ વૈષ્ણવનો સાજ.
જ્યમ કશી વસ્ત કનેથી પડી; કોને બહુ આદર
કરતાં પાછી જડી;
તે અલ્પ આદરે જો આવે હાથ,
તો અખા કામ શું શોધ્યા સાથ? ૧૧૦

ઉ., મ. અને સ. માં ત્રીજી લીટીનો પાઠ ઉપર પ્રમાણે છે, ત્રિ. માં પૂર્વાર્ધ આ પ્રમાણે છે: 'જોતાં માંહાં જો આવે હાથ.' ઉ.એ આ પાઠાન્તર, તેમણે જોયેલી સંજ્ઞા ૨ અને ૩ વાળી પ્રતોમાં હોવા છતાં નોંધેલ નથી. ઉપરાંત ફા. ગુ. સ. ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ માં આ પાઠ આવેલો છે.

ઉ. મ. સ. અને ત્રિ. એ 'આદર' નો શબ્દાર્થ 'પ્રયત્ન' કર્યો છે. મ. એ કરેલો ગદ્યાનુવાદ આ પ્રમાણે છે: "થોડા પ્રયત્ને જ જો વસ્તુ હાથ આવે, કેવળ જ્ઞાન જેવા અલ્પ પ્રયત્ને જ પોતાનામાં રહેલા બ્રહ્મનો સાક્ષાત્કાર થાય તો નવધા ભક્તિ જેવા કઠિન પ્રયત્નો વડે શોધવાની શી જરૂર?"

ત્રિ. એ પાઠ 'જોતાં માંહાં...' સ્વીકાર્યો છે, પણ ગદ્યાનુવાદ 'અલ્પ આદરે' વાળા પાઠનો કર્યો છે: "જો અલ્પ પ્રયાસમાં—નજર નાખતાં જ—હાથમાં આવી જાય તો પછી તેને શોધવાનું કામ જ શું?"

બ્રહ્મનો અનુભવ કરવા માટે નવધા ભક્તિમાં ધર્મના અનેક બાહ્યાચારો—જે વળી 'અધિકાં વાધે દનેદન'—ને, જ્યારે અખાના જ્ઞાનમાર્ગમાં તે માટે સૂઝ, સમજ, વિચાર કે જ્ઞાન જેવા એકમાત્ર સાધનને આવશ્યક ગણેલ છે, તે જોતાં ઉપરનો પાઠ અને મ.એ કરેલો ગદ્યાનુવાદ સ્વીકારી શકાય એવા છે.

પરંતુ આ સાધન—જ્ઞાન—વડે બ્રહ્મની અનુભૂતિ કેટલી ત્વરિત અને અચાનક થાય છે તે પણ અખાએ વારંવાર કહેલું છે:

૧. જનક ખટ્વાંગે ક્યાં નવધા કરી?
વિચાર કરતાં પામ્યા હરિ. (છ. ૧૧૨)

૨. સૂઝે વસ્તુ નિરંતર ભજે, અખા અચાનક
જો ઉપજે. (છ. ૧૨૩)

૩. એકલમલ્લ અણલિંગી ઓજ,
ચિદ્દ અચાનક પામ્યો ચોજ. (છ. ૧૨૪)

તે જોતાં આ બીજો પાઠ—'જોતાં માંહાં જો આવે હાથ'—પણ બંધ બેસે છે. એટલું જ નહિ પણ તેથી, અખાને અભિપ્રેત હોય એવું, જ્ઞાનમાર્ગનું શ્રેષ્ઠત્વ—બ્રહ્મની અનુભૂતિ માટે એ કેવો રામબાણ ને ઝડપી ઇલાજ છે એ હકીકત—પણ પ્રથમ પાઠ કરતાં વધુ સારી રીતે સૂચવાય છે. વળી, આ પાઠને પાંચ હસ્તપ્રતોનો ટેકો છે. એ જોતાં આ પાઠ પસંદ કરવા જેવો છે.

૭

અખા કામ છે સમજ્યા સાથ,
પણ કૃપારૂપણી જોઈએ આથ.

ઓક્ટો. ડિસે. ૧૯૮૧ ના અંકમાં કરી છે. પણ સાચો અર્થ કરવામાં તેમને સફળતા મળી નથી.

આનું મુખ્ય કારણ આ છપ્પાનો 'ભોલ્યા' પાઠ છે. મધ્યકાલીન ગુજરાતી હસ્તપ્રતોમાં અર્વાચીન 'ળ'ને બદલે 'લ' લખાયાનું સુવિદિત છે. અહીં 'ભોળ્યા' પાઠ સ્વીકારીએ તો "વસ્તુ(બ્રહ્મ)ને જાણવાનાં સાધન માટે ભોળ્યા–ઓળખ્યા–(૧) ભ્રષ્ટ, દુરાચારી, અથવા (૨) સાધન–બાહ્યાચારમાં મગ્ન એવા કવિઓ તહોમતદાર છે' એવો અર્થ થાય.

આથી (૧) 'સાધન' સાથે 'કાજ' દ્વારા 'આરોપી' નો અને 'કવિરાજ'નો સંબંધ બંધ બેસે છે, (૨) વસ્તુને જાણવાના કીરૂપ સાધન 'જ્ઞાનવિવેક' સાથે પણ તેનો સંબંધ બંધ બેસે છે, અને (૩) ભ્રષ્ટાચારી કવિરાજે ફેલાવેલાં અશુદ્ધ સાધન સાથે 'ધોઈ કાઢ' નો સંબંધ પણ બંધ બેસે છે. ગુણને ધોવાની કે શુદ્ધ કરવાની હકીકત બંધ બેસે નહિ.

આ બધી હકીકત જોતાં અખાએ અહીં ગુણના આરોપણની નહિ, પણ વસ્તુને જાણવાના સાધનની વાત કરી છે એ વિશે કશી શંકા નથી. ગુણની વાત તો તેણે અગાઉના ૧૫૩મા છપ્પામાં પૂરી કરી છે.

(ક્રમશઃ)

## વેત્રવતીને નીર / રાજેન્દ્ર શાહ

### ૪ 'માના'

ત્યાં—આ તીરે - લચત ચણિયાને કછોટે ધરીને,
કેડે લેઇ શિશુ, શિર પરે ભાતનું પાત્ર રાખી,
પિંડી-ઊંડાં વહન જલમાં ચીંધતી કૈં ત્વરાથી
જાતી નારી વિજન વનને આખું છટાથી ભરીને;
સામે ગાળી મહીં સરકતી....પાયમાં જોઉં પાંખ!
ને દૂંડાંની મહક થકી અંજાય છે મારી આંખ.
આઘીપાછી નહિ વિટપની ઓથમાં કામ્ય છાયા:
ને તંદ્રાળુ પવન સરખાં શાન્ત છે પર્ણપુંજ;

આછી એવી કહીં પ્રણયની હોય તો કર્ણપુંજ;
આ વેળાએ જલ-કુહરની મીનને હોય માયા-
ઊંડે ઊંડે સરલ મૃદુ જે ગોઠડી થાય સારી,
આંહીં એની ભણક મુજને હોય છ છેડનારી.

આંધી ઝીલે ક્ષિતિજ, દૃગ પ્રેક્ષિ રહી એ મું 'માના'!
ના...ના...ના...ના...રવ ગગનનો રૂણતો કાળજામાં.

### ૫ કબૂતરની ઘૂં

મધ્ય રાત્રિ;
પૃથ્વી પર જામી પડેલા નિસ્તીર્ણ અંધારસોંસરી
કબૂતરની ઘૂં
કંઈક પ્રકંપિત નક્ષત્રોની અવકાશયાત્રા
– ચમક થઇને અંજાઈ –
અંધાર-પીંખતી ઘુવડની આંખમાં....
પણ
વનરાઇમાં નીંદરતાં વૃક્ષોનું
પોપચું ત્યે ફરક્યું નહીં:
સ્વપ્નના યે મહોરાંને મહેરતી
લથડતા વાયરામાં અજાણી ગંધ:
તમરાંના અવાજનું ધારણ....
અહીં કર્ણને ઉંબર આવી—
અણસાર ઝીલે છે મારી અસલ જાગૃતિ,
ને ત્યાં
જાણે કે જણાય છે કલરવહીન વેત્રવતીનું વહેણ.

### ૬ પેલી મેરનો કોલાહલ

સીમની પેલી મેરના જગતનો કોલાહલ
ઢૂંકતો નથી અહીં
સારસના બોલની, ગાયની ભાંભરની,
પર્ણની મર્મરની
મીનનાં જલક્રીડનની, મંદિરના ઝાલરની
તરંગિત હવાની શાન્તિમાં.... એવું નથી.
શબ્દ નથી કેવળ કાનનો વિષય:
આંખને યે અદકું છે એનું આકર્ષણ, કામણ:
લીલા ઝેરનું હો કે શ્વેત સુધાનું.
વિશ્વમોહિનીના ઊડતાં અંચલનો અણસાર
છે અહીં:
કોઈ જાદુઈ પાશમાં ખેંચાય છે અસ્તીત્વની
રગેરગ:
કોઈ અગોચર અજગરના મુખમાં
શ્વાસની સાથે ખેંચાતાં જંતુઓની જેમ.

૧

### ઊર્ધ્વ પહાડોની ચેતનામાં

અહો, હૈમાદ્રિનાં ગગનવીંધતાં તીક્ષ્ણ શિખરો!
બધા પ્હાડોને મેં અખિલ પથ
પૂછ્યા જ કર્યું છે:
"તમે શું છો?" સૌએ પણ મીઢું મીઢું
મૌન ધર્યું છે,
પરંતુ હું બે કે ત્રણ ડગ, અને ટોચ ઉફરો!
અહો, ઊંચાઈઓ પણ તમ મહાપ્હાડ! પદથી
અપ્રાપ્યા-અક્રામ્યા વિહગવરપાંખેથી, મનથી;
ધરાથી ઊઠ્યા છો પણ બહિર છો પૃથ્વીહદથી,
વધારે તો વાતે વળીવળી વળ્યા છો ગગનથી!
હું પૂછું પૂછું ને તમ અકળ આ મૌન ન તૂટે,
તમે જે આકાશો ભણી જ કંઈ ખોલંત મરમો,
તમે જે તારાઓ ભણી જ ગુજગોઠે કંઈ રમો;
અમારી પૃથ્વીની રઢ પણ ઉમાશી જ, ન છૂટે;
અરે ઊંચાઈઓ! અધધ, અહ,
આ એકલપણું!
ઉમાશું ખીણોથી અમ ટીકી રહે ઊર્ધ્વ તરણું!

૨

### ઊંચાઈઓના શાપ

અહો, મોનાલીસા સમી અકલ લૌ હોઠ-મરક
તમે થોડા કાંઈ બહિર, વધુ તો આત્મ-ગરક
સમધિમાં ઊંડા શિવ સરખી આંખે નિમીલિતે
ઉઘાડો, તે શોભો ઉડુગણશી થોડીક ચલિતે;
તમોને છાજે આ અ-ધર સ્થિતિએ એકલપણું
અશી ઊંચાઈનું; નસીબ જ ગણો, ગૌરવ કહો,
ગમે તે માનો, ફહો-પણ કશુંક હંમેશ કરુણું
રહ્યું ઊર્ધ્વાવસ્થા-અશી મહીં; કશો શાપ જ અહો!
જુઓને, ક્યાંયે છે તનિક તૃણપત્તીય તમને!
અરે, તો યે થોડી કીડી વળગતી આવત, તને
અને ફૂટ્યાં હોતે કુસુમ-તીતીઘોડા-વિહગ-ને
પતંગોયે થોડા પ્લવત, કુનણોને વળગણે;
ક્વચિત્ સૈકાઓમાં મનુજપદ મુદ્રાની ઝણુણી;
ફરીથી એનું એ; ફરી વળતી તન્હાઈ બમણી.

૩

### સંસ્કૃતિનો પ્રાતઃકાલ

અહો, આ ઊંચેરાં હિમશિખરની શુભ્ર શુચિતા!
અબોટ્યાં શૃંગોમાં નભની નીતરી નીલમ છવિ!
નિશીથે જ્યાં તારાધવલદ્યુતિ ખિબાય ચલિતા!
હજી જ્યાં પ્હોંચ્યો ના પ્રથમી
ભણી લૌ વૈખરી કવિ!
પરા પશ્યંતીમાં અરવ ઝમતું બ્રહ્મઝરણું
નીચે કે આવ્યું છે હજી હજી; હજી બ્રહ્મવરણું!
વહી આવ્યો છે કૈં ઉડુગણપ્રવાહે વમળમાં,
ઋષિની સંધ્યાનું પ્રથમ તરતું ફૂલ જળમાં!
હજી ઝીંટાયેલી સુરસરિ જટાજૂટ શિવને
જરા કૈં છૂટી છે ત્ર્યમત્યમ; જરા કૈંક અડકી
હિમાળે ભૂપૃષ્ઠે પ્રથમ, પડીને કૈંક ધડકી,

હિમાળાં શૃંગો પે, ફીણ જરી વળ્યું છે ખીણવને;
ભલે આ ગંગાની શુચિદ્યુતિ ધરા સંસ્કૃતિ-સરિ
અમારી ખીણોમાં છલછલત છે દાતી ઊતરી.

૪

### ગંગાવતરણ

તમે ગંગામૈયા, ભગીરથપદોને અનુસરી
પધાર્યાં ખીણોમાં, અમ પરમ તે ભાગ્ય જ ગણું,
અમારે અંધારે વનગહન આભાનું ઝરણું,
અમારી માટીમાં પદ પદ પ્રભા કોઈ નીતરી!
તમારે ના મૈયા, પદ પદ સૂતો સો સગરના
સમુદ્ધાર્યા માત્ર, પ્રતિપદ ખીલી સંસ્કૃતિ ગઈ
ઋચા-ગૌ-ખેતીની, જનપદની, યજ્ઞોની વિજયી!
ઋષિપાદે બેઠા વિનીત થઈ ભૂપો નગરના!
વહી આવ્યું તું રે કશું શિવજટાનું તમ જળે,
કશું આકાશોનું દ્યુતિ, કશું ઉચ્ચોચ્ચ દ્રવનું,
કશું ઊંચાં ઊંચાં સરલ દ્રુમનું સત્ત્વ, ચ ખરે,
કશું એ ઉદ્‌ગાહુ ઋષિગણ તણા તાર સ્તવનું;
પછી તો ઓ મૈયા, અધધધ અધઃપાતની કથા,
'ઇતિહાસો' ફેરી, મલિન જળની ઘુમ્મરી વ્યથા.

૫

### કાશીપ્રવેશે સનાતની પુલક

પ્રવેશું કાશી, ને ઘનપુલક; છું તંદ્રિલપણે;
હું રૂરૂ છું કોઈ ઋષિકુલનું સંતાન; અળગી
ઉતારી મૂકું છું શત શત સદી ચિત્તવળગી;
હવે પૂરેપૂરો નખશિખ જૂનો વિપ્ર વરણે!

અહો, મારે કાશીતીરથ અતિપ્રાચીન જીવવું
પુરાણા સંદર્ભે સકલ; શરીરે કૌપીન ધરી,
શિખા બાંધી, દેહે ઉપનયન અર્ઘ્યે જલ ભરી
હું ઊભો ભસ્માં કે સુરસરિત, સૂર્યસ્તવ સ્તવું;
હજી જાઉં પાછો અતીત ભણી: મારું વતન આ.
હું ચાહું છું એનાં હર નદ-નદી-ડુંગર-વનો,
હું આદિવાસી છું; ભજું છું સહુ એનાં કણકણો,
વિના એ ના પામું ધરપત, ન તોખાય મન આ;
હું મારું છું ઊંડી ડૂબકી ઇતિહાસો ક્રમી જવા
હું શૈવે બ્રહ્મત્વે અભિમુખ થઈ, ત્યાં નીકળવા.

૬

### છિછરાપણાનો અવસાદ

અરેરે, આ કેવું છિછરું અવગાહ્યું! અહ, જલે
ઘસાતી છોલાતી તરત તળિયે છાતી, ચરણો
અડી ઊભાં કોઈ કઠણ ખડકાળા જઈ તલે,
પુરાણે ઊંડાણો પૂરી દીધ, ભળ્યાં કાંપ-કળણો;
અને મોટી ઠેસે કશીક ઝબકી જાગું, નીકળી
જઉં તંદ્રામાંથી તટ ઉપર 'જાગર્તિ' નદીના,
તટો કેવાં? તાતા રણસદૃશ રેતાળ સદીના!
અરે, ઊંચાઈ ઓ ક્યહીં વહી ગઈ?
કયાં ગઈ ગળી!

હવે સામે કાશીનગર; જ્યહીં વાસી જ સઘળું
અહીં બ્રહ્મી વિદ્યા હવડ, અહીં બ્રહ્મેય ભ્રમણા,
અહીં સોડાતા બ્રાહ્મણ-વિબુધ સૌ દ્વાન્ત વરણા,
બધું મેલું ઘેલું: કુસુમમળ સિંદૂર નીતર્યું;

સ્વયં આ દેવાધિ—ત્રિભુવન તણા દેવ ય શિવે
શવાવસ્થા પામી ચિર શયનમાં, જીવત જીવે.

૭

### ગર્ભાગારનાં અંધારાંમાં

કદા આ કાશીમાં અમરતટિનીને તટ રહી
તમારી સંમુખે પળભર ખડો રહેશ વિનત?
થતું: ક્યારે, કોદી નસીબ; પણ હ્યો,
આજ હું અહીં
ખડો છું ત્યારે છું ત્રિભુવન તણા નાથ! વિરત;
અરે આ અંધારાં જુગજુગ જૂનાં ગર્ભઘરનાં
થયાં છે ગાઢાં કૈં, કુસુમકળણે સોડત; અને
તમારું નિર્માલ્યે સડતું સલિલે સર્જન જૂને,
ન ડોકાયો સૂર્યે કદી,—શત સદી લીલવરણાં;
અરે, ક્યાં છે? ક્યાં છે દ્યુતિકિરણ?
ભાલેન્દુ ય ક્યહીં?
હરી લૈને કાળે અવ નિરખું, મૂક્યો શિર મહીં
પડોશી મીનારે? ક્યહીં ગયું તમારું ત્રિશૂલ તે!
તમે હે સોમૈયા, ડમરું બજવી શંખ ફૂંકતે....
થતું: ગર્ભાગારે ધસી જઉં? ફૂંકું શંખ ઝૂંટવી?
હથોડા ઝીકીને ભયસૂચક દૌ ઘંટ બજવી?

૮

### કાશીવિશ્વનાથના મંદિરમાં અવસાદ

નહીં, શંભો! નાહીં; કશું નહીં હવે,
માત્ર વિરતિ;
હું આજુબાજુનું જગત નિરખું છું મૂઢમતિ;
અહીં ચારે બાજુ તિમિરગલીઓ, ક્યાંયથી દ્યુતિ
પ્રવેશે ના એવી તરડહીન પાકી વ્યવસ્થિતિ;
વૃષો, ને ખાધેલા વૃષભવકર્યાખૂંટ સરખા
હરાયા વેદાન્તી ધરમકરમક્ષેત્રચરિયા
ખરે ટાણે બેઠા ગલી મહીં જ, સૌ, હાય, ગળિયા;
જરા ના જાડયેથી જુગજીરણ ઊઠયા જ ઝરખા;
અજન્મા છો પોતે; નથી જ તમને નાશ-વિકૃતિ,
તમે તો બ્રહ્મત્વે પરમ સ્થિર છો નાથ; પણ આ
તમારો જંતુશો અમમનુજવેલો કૃપણ હા,
તમે ઊંડા કૂપે ઊતરી જ ગયા તે ય સુકૃતિ;
નહીં શંભો, નાહીં, નહીં ચવનને કારણ તમે
ગયા છો ભૂગર્ભે; ખરું અવનતિ—ભારણ અમે.

૯

### કાશી, બધું વાસી જ

ગયું ગંગામૈયા, વહી ગયું બધું, હા,
બધું જ તે;
ગઈ ઊંચાઈ ઓ, ગઈ ગહન બ્રાહ્મી અતલતા,
રહ્યું ના કૈં માડી, ગગન પણ નીલાં નીતરતાં
નથી હાવાં આંહીં; હિમગિરિ તણી ખીણઢળતે
ઢળ્યાં છો એવાં તો અધધધ અધ:પાતથી તલે
નર્યા આવ્યા છે રે નીકળી મળ; ના અર્ણવજલે
જુવાળે હ્યાં ચ્ડોચે; છીછરું તલ, રેતીની કણકી;
પુરાણી શેવાળે પ્રવહ ઘૂઘરી રહે ન રણકી;
તટે ઊભી કાશી ખખડધજ ને ખોખલી પુરી
પુરાણા છાપાની પીળી પડી ગઈ પસ્તી સરખી

છપાઈ જ્યાં સાથે અડકીઅડકીને ભલીબૂરી
બધી જાહેરાતો–ખબર, વણુવિવેકથી લખી;
ન તું ન્હાવું મારે મલિન જળ, ના સ્પર્શ ટીપકી
છતાં આખું કાશી શિર લઈ હવે છેલ્લી ડૂબકી..

૧૦

### દશાશ્વમેધઘાટે શ્રાદ્ધની ડૂબકી

અને હું માથાપે જગતભરનું પાપ ધરીને
જળે ઝંપાવું છું. મલપ્રતીક કાશીનગરીને-
હું માથે મૂકીને ડૂબકી દઉં છું આ ઊંઘઈને
જળે માથાબોળ પ્રલય મહીં અંઘોળ કરીને;
તમે જાઓ, થાઓ પ્રલય મહીં સ્વાહા છતરીઓ
રુંધન્તી ખુલ્લાશો ગગનદ્યુતિની, સજ નજૂની
પલાંઠીઓ, જાઓ અલસતમ એદી વકરીઓ
જટાઓ, જાઓ રે, જુગજુગ ઝીંટેલી લીખ-જૂ-ની;
યુગો પાપસ્નાનો થકી અહીં ઠર્યા મેલ કળણે
ગ્રહાઇને ન્હાવાં છીછરી થઈ; ને ડુબ્કી દઇને
મહારે માથું આ ટીચી ટીચી નદી ઊંડી ખનને
નવાં પાણી વીંળી કરવી, અતલાન્તે યે જઇને;
અને છોડી મૂકું સકલ દશ અશ્વો દશદિશે
દશાશ્વે ઘાટેથી અવભૃત ક્ષણે તર્પણ મિષે.

૧૧

### અંતિમ શ્રાદ્ધ-તર્પણ

અહો હે પિતૃઓ, મનુસ્મૃતિ
સ્મર્યા દેવગણું હે!
સ્વીકારો આ મારું તરપણું, થઈ તૃપ્ત શમજો,
હું અર્પું છું શ્રાદ્ધે શકલિત ન પિંડાકૃતિ; હવે
હું આખો અર્પું છું મુજ શરીરનો
પિંડ, જમજો;
લિયો હે પિતૃઓ! તમ તરફ ફેંકું અવયવો
વિસર્જીને, છુટ્ટા કરી કરી, લિયો હસ્ત-ચરણો,
લિયો હૈયું, ચક્ષુ, શકલિત કરી અંગ, શ્રવણો;
બધું લો લો મારું; નહીં દઉં હું
આત્મા, પણ, નવો;
ઉછાળું પિંડીઓ શકલ કરીને, કાગ થઇને
ઝીલી લેજો ચાંચે-ઉપર, તળિયે માછલીરૂપે
મને લુંચી લેજો, ચુટકી ભરીને દેહ રૂંરૂં પે;
નથી મારે આરે ફરી નીકળવું કાંય લઈ ને;
ફરી શ્રાદ્ધે ડુબ્કી, હજીય ફરી ડુબ્કી જ અતલે,
વિસર્જી દીધા દૈ, નીકળી પડું શો ભૂત ભૂતલે....

૧૨

### ઘોઘાબાપાનું ભૂત પ્રયાગમાં

હવે પ્રેતાત્મા છું–કણસ ખસ–નિર્દેહ ભમતો
પ્રયાગે આવીને અવગત ગયો જીવ મુંખડો
ત્રિવેણીને આરે નિરખી રહું છું, બેવડી લટો
યમુના-ગંગાની નીલધવલ ગૂંથાય; અતડો;
સુદૂરે પશ્ચિમે ગમગીનીભરી સાંજ ઢળી છે;
થીજી ગૈ છે મોટી જરઠ, ખીણુની સંસ્કૃતિ યથા,
ઠરી ગૈ છે મૂગી રણઝણતી એ ઝંકૃતિ-કથા;
પ્રવાહે થાકેલી રતૂમડી જરા ઝાંય ભળી છે;
હવે આ ગંગા તે જનની નથી રે, માત્ર જળ છે,
અને આ કાલિંદી મહીં ય ખીલતું ના કમળ છે,
તણાતો ગંગામાં શિવશિરખર્યો કેશ ન વહે,

ગણાતું ના આવે મયૂરપીંછ કાલિન્દી પ્રવહે;
કશું કો સંગે સંગમન કરવે શક્ત ન, ખરે,
ત્રિવેણીની કાંઠે તૃતીય લટ તે લુપ્ત જ અરે!

૧૩

નવેસરની સિસૃક્ષા

હું દંતૂડી કેરી અણી ઉપર લૌ પૃથ્વી લઉં છું
ફરી કો વારાહી રૂપ અવતરી, કો પ્રલયના
મહા ઊંડાણોમાં લઈ જઈ ડુબાડી જ દઉં છું,
ન કે ઉદ્ધારું આ વખત કળી-કાળા-સમયમાં;
મહારે આ વેળા કણ કણ કરી આખી-ધરતી
વિસર્જી દેવી છે અતલ તળિયે, નવ્ય સૃજવા,
ફરી કો વારાહી રૂપ ધરી ઉઠાવીશ સ્ફુરતી
નવ પ્રાણે તાજી કુસુમ સરખી ફોરતી હવા,
હું આ થાક્યાપાક્યાં મુજ મન અને પ્રાણથી શકું
નહીં સૃષ્ટિ સર્જી નવલ, બધું જૂનું જવું ઘટે,
નવે માટી પિંડે, નવલ નકશે, નવ્ય ઊલટે
ન જૂનું ઉદ્ધારું નગર, મલબામાં ન અટકું;
ક્ષીરાબ્ધિમાં પોઢ્યો પુરુષ, સ્ફુટ નાભિકમલમાં
પ્રતીક્ષું બ્રહ્માને અભિનવ ફરી ભાવિ પલમાં.

૧૪

દ્યૌ અને દ્યુતિભણી

સડ્યાં ને સોડંતાં તિમિર-ગરનો પિંડ કરમાં
ઉપાડી આદ્યે ગોફણ શું વીંઝી ફેંકી જ દઉં,
સમેટીને એમાં લઉં તીરથ ને મંદિર સહુ,
અઘોરી સિંદૂરી અલસ વ્રત, સૌ જાવ, તળમાં....
ફરી ના દેખા દે કદી સતહ પે એમ પ્રવહે
વહાવી મૂકું છું કચલટ બધી ભૂતડું ગણી
અને પૂંઠે વ્હેતા દીપક પડિયો મૂકું છું હવે
ગણીને એકેકી તગતગ થતી તારક કણી;
હવે મારો ધર્મ દ્યુતિમય જ; હું એશ દ્યુતિની,
ઉલેચ્યું અંધારો તળલગણ આ શ્યામ પ્રલય,
પુરાણા તારાઓ ઉટકું, ઝટકું દેવ, નિલય;
નવા દ્યૌમાં મૂકું ધરતી તરતી સ્ફૂર્ત ગતિની....
ન તો જ્યારે કોઈ રૂઢ ધરમ શંગે-ખીણ-વને,
ફરી એ હુંકારે અસલ ફૂંકવો છે પ્રણવને.

૧૫

નૂતન શિવની ઉપલબ્ધિ

નવા આકાશોમાં તરતી પૃથિવીને મૂકવી છે,
અને પૃથ્વીને યે અભિનવલ પ્રાણે ફૂંકવી છે,
હિમાળાથી ઊંચી, મનુજમન ઉદ્ધીથીય વધુ
સંજાત્રી ફૂલોથી વનવન તણી રૂપસી વધૂ;
ઊખેડું છું ટોચે જડી દીધ શશી લેખ પકડી,
મૂઠામાંથી ૐને ગ્રહી ત્રિશૂલ શો, ક્રુદ્ધ શિવ શો
હું શૃંગેથી શૃંગે ભટકું છું ફુલંગોથી દવ શો,
સતીનું જાણે કે શબ ઊંચકી, હૈયા થકી જડી;
સ્ફુરે છે આકાશો અભિનવ, ભભૂતી તન પરે,
ત્રિપુંડે સ્વર્ગંગા, નિશીથ વિખર્યાં અક્ષર ચઢ્યાં,
મને ઓહો, ઊર્ધ્વે પરમ શિવ ખોયા,
ફરી જડયા!
જટાથી જ્યાં ગંગા અભિનવ ભભૂતી સમ ખરે;
હવે કો ઉન્માદે ત્રિશૂલ ઊંચકું, અટ્ટ હસતો
શશીને ઓંકારે
અને ઓંકારાને મૂકું છું શિવને ભાલ લસતો.

+ ઉત્તરાખંડની યાત્રામાંથી સ્ફુરેલું ગુચ્છ.

## શું કરીએ ?

જયંત પાઠક

વળી વળી અંધારે વળતી આંખોનું શું કરીએ !
રોજ ઓરડે કેરી ડોકિયું કિરણ 'કેમ છો ?' પૂછે
બારી–બારણાં ફરસ ચીજ સૌ પીળા પોતે લૂછે-
મથે ઠેલવા પ્રભાત પાછું ઘુવડ અંધ-શું કરીએ !

આભ-ધરાની તેજ-પોથીમાં ઊઘડે અદ્ભુત વાતો
આંખ ઉવેખે, સ્નાન સૂતકનો જાણે કે નથી નાતો-

કાળા એક કમળમાં જાણે ભમરો બંધ! શું કરીએ !
કરતી કરતી એમ બેઉ જો પાંપણ ચોંટી જાશે
હમેશની ટેવે સજ્જડ ને સદાની તો શું થાશે ?
ચિંતામાં કાયમ રાખું છું આંખ ભીની-શું કરીએ!

## હું

મનહર મોદી

આ આંખોનો દરિયો ઉલેચું છું હું
ને સુખદુઃખના સળિયાઓ ઠેકું છું હું.
છે મીઠો ને ખારો અનુભવ નવો,
આ બાબતને એવી જ લેખું છું હું.
છે આકાશ ઊંચે તો ઊડયા કરું,
છું પંખી ને કલરવમાં પેસું છું હું.
છું એવો કે બીજો જ લાગું મને,
કે તેઓનું દુઃખ છે ને વેઠું છું હું.
એ કાળી ક્ષણો કામ સોંપી ગઈ,
હા, હમણાં તો પોતાને છેકું છું હું.

## કોઈને

મધુકાન્ત કલ્પિત

થાય છે કે આજ મારું હોવું પહેરાવી દઉં કોઈને.
શબ્બાસ ! પછી ઝાડ બધાં ઊડી જશે દૂર દૂર, એટસથી પડછાયા અહીં પડી રહેશે,
ખલ્લાસ ! હવે માણસમય હોવાની દંતકથા ખાલીખમ છાતીમાં ધોધમાર વહેશે.
આંખોનાં બન્ને તળાવ કેવાં ઊભાં ફાટયાં છે મને જોઈને !
લે બોલ, અહીં રોફભેર સપનાં પ્રવેશે ને આંખોને કહી નાખે : 'ચલ, ગેટ આઉટ,'
જો દોસ્ત, આમ ચિરાવું રોજના બનાવ અને ઊહકારો કરવાની સ્હેજે ના છૂટ.
થાકી હારીને મને સૂકવ્યો છે બગલાની પાંખ જેવો ધોઈને.

# વસિયતનામું

યશવંત ત્રિવેદી

કવિના વસિયતનામાનો પ્રારંભ–
તારાં ધીમેધીમે બીડાતાં સાંધ્યનેત્રોમાં.
પૂર્ણ વિસ્મૃતિના સરોવર–કાંઠે
લખવા બેસવું આ વસિયતનામું
અને યાદ ન કરવું કશુંય–
ન તને, ન પૃથ્વીને
અને ચીતરતા જવો ધુમ્મસથી

આ જુહુના સમુદ્રને
આકાશથી ભૂંસી નાખવાં
આ શહેરો, આ વૃક્ષો
આ પૂરી થવા આવેલી નવલકથાનાં
પૂર્ણવિરામ જેવાં પંખીઓને–

નદીઓની પરીકથાઓને સંતાડી દેવી
તારી આંખોનાં ટીપાંમાં
ગીતોને તરતાં મૂકી દેવાં સ્વપ્નનાં જલમાં
ફરકડાના દોરાને ઉખેળી નાખી
આધારહીન ઊભો રાખી દેવો આકાશમાં
ન પતંગ ન પવન, ન પૂર્વાપર....
એક આધુનિક પુરાણકથાના મુખપૃષ્ઠ પર
પવિત્ર ધુમાડાનું નિઃસ્તબ્ધ ચિત્ર !

**

વિશ્વસમગ્રની પ્રજાને આપી દેજે, પ્રિય,
મારા શબ્દો—
પાણી અને અગ્નિના, બરફ અને કાચના શબ્દો,
સવાર અને સાયંકાળની અર્થતા,
શ્રાવણની મંદ્ર ધૂસરતામાં
તારા પૃથ્વી જેવા હૃદયમાં
ગીતની પ્રથમ પંક્તિ સમી શિશુઓની આંખોમાં
બ્લ્યુ–બેલના ઓગળતા રંગ જેવો પ્રેમ,
અને
ધર્મદ્વીપ—

ગંગા ને પદ્માનાં સાંધ્યજલમાં
આપણા એકએક વૃદ્ધ દિવસની નીરવતામાંથી
રચેલો જલદીપનો દ્વીપ—

**

મેં આખી પૃથ્વીને આલિંગી છે પ્રિયતમાની જેમ
મેં વાંચ્યા છે
એનાં ડુસેલડોર્ફ
ને બર્લિનનાં તૂટેલાં દેવળોની પીડાના અધ્યાયને;
મેં જોયાં છે
શોષણ, ગુલામી
અને રક્તપાતના કલંક એના ચહેરા પર
જ્વાલામુખીના ડાઘ એનાં સ્તન પર
એની આંખોમાં
સમુદ્રની શોકાંતિકાઓ શતાબ્દીઓથી–

પણ કેમ વિસરાય ધૂસરલક્ષ્મીના વરદાનને?
પ્રભુના મુગટમાં
બરફનું મોતી બની બેઠેલા મોં ક્લાંને?
ભૂલી જવાય વિયેના, બર્લિન કે સાનફ્રાંસિસ્કોનાં
પાઇનવૃક્ષોના ડોલતા પડછાયાના પ્રેમસંવાદને?
મેં સાંભળી છે
જિનીવા સરોવર કને રહાઈન નદીને કિનારે
ગટુર્ક ગટુર્ક ગાતાં પારેવાંની વિશ્રંભકથાઓ.
ડેફોડિલ્સ ને પીઓનીનાં
પુષ્પોને ચત્તાં મૂકીને એમાં જોયાં છે
ફિલાડેલ્ફીઆનો મુક્તિઘંટ
કે એડિથ-ઇન્ગ્રીડની હેટ,
મેં ચાખ્યો છે જિંદગી જેવો
ઓલિવનો મંદકડછો સ્વાદ પૃથ્વીના ઓષ્ઠનો,
પૃથ્વી આખી છે પરાકાષ્ઠા
તારી આંખોના લોંગ પ્લે જેવી–
**
આવનારી પેઢીઓ માટે
સૌંદર્યમંડિત પીડા ને પ્રેમ,
વેદનાવસ્ત્ર 'પીએટા'ના સળ પાડેલા આરસનું,
એક નાનકડું પરિવર્તન–
પ્રાર્થના વેળાની આંગળીઓમાં વહેતા પ્રવાહી
સમું,
વૃક્ષના શરીર પર ખરખર દોડયે જતી
ખિસકોલી દ્વારા
શુભસંદેશ અનાગતનો,
ને પાનખરનું પ્રેમગીત
તારા દેવવૃક્ષની ટગલી ડાળ ઉપર–
**
કવિના વાસિયતનામાનો અંત:
કરવા હસ્તાક્ષર આ વર્ષાજલમાં
ને કહેવું કે–
એક પૂર્ણ સુખી વિશ્વનું એક અપૂર્ણ કાવ્ય
મારા કાવ્યસંગ્રહના અંતિમ પૃષ્ઠ ઉપર–

## અવાજ

### પન્ના નાયક

સાવ નાની બાલિકા હતી ત્યારે
બહેનપણીઓના એક સાદે
ભણવાની ચોપડી ફટાફટ બંધ કરી,
માની બૂમોને અવગણી,
રમવા ચાલી જતી ઘરથી દૂર દૂર
ક્યારેક મસ્તીમાં
ક્યારેક હરીફાઇમાં
ઊંચી આંબલીના ઝાડની ટોચે ચડી જતી
જ્યાં કોઈની હાજરી નહીં
કોઇની ખલેલ નહીં
'ઘેર ચાલ'
'નીચે ઊતર, મોડું થાય છે'–ના
પરિચિત અવાજોની વચ્ચે
ઝાડની મજબૂત ડાળી પર બેસતી
અને
ગગનની નિર્દોષ ઊંચાઇને આંબલીથી આંબતી.
આજે
કેટલાય દાયકાઓ પછી
સ્કાયસ્ક્રેપરને ખાસ્સે ઊંચે મજલે બેઠી છું

બહેનપણીઓ દૂર થઈ ગઈ છે,
માનો અવાજ
દશ હજાર માઇલ દૂરના
સાગરથી વીંટળાઈ
ખારો ડૂમો થઈ શમી ગયો છે.
કોઇનો સૂર
મારા કાન વીંધી શકે નહીં
એવા એર-ટાઇટ ઓરડાની
સલામતીની મજબૂત દીવાલો વચ્ચે
ભીતરની ગહેરાઈને આંબવા મથતો
આંગલીનો અવાજ
કશુંક પૂછતો
સતત પડઘાયા કરે છે.

## અજાણ્યું મારાથી

જગદીશ વ્યાસ

નિહાળ્યાં છે ફૂલો પ્રથમ કિરણોથી ઊઘડતાં,
સુણ્યાં છે પંખીના કલરવ રહીને નિકટ મેં;
ઝબોળ્યાં છે વ્હેતા શીતળ ઝરણામાં ચરણને,
ફર્યો છું પ્હાડો ને વન પણ ફર્યો સાવ અમથાં,
મળ્યો છું મિત્રોને હરખ છલકાતાં હ્રદયથી,
વિતાવી છે રાતો જગતભરની વાત કરતાં;
લટારો મારી છે અગણિત ખભે હાથ દઈને.
રહ્યો છું સાથે હું સતત સુખમાં એમ દુઃખમાં.
સમારી દીધી છે લટ પ્રિયતમાની વિખરતી,
અને મેં ચૂમ્યા છે મૃદુ અધરને પૂર્ણ રસથી,
કરી છે વાતો કૈ વખત દિલથી ને નજરથી,
થયાં છીએ સાથે સપનરત સૂર્યોદય સુધી.
છતાં સૌ વચ્ચેથી પળભર થતું સ્હેજ અળગું,
અજાણ્યું મારાથી મુજ હ્રદયમાં કોઇ વસતું.

## ગિરનારી દાદરો

અરવિંદ ભટ્ટ

ડૂબી શક્યો ન તેજનો એકે ય કાંકરો
ભેંકાર અંધકાર હતો સાવ છીછરો.
છે ઝાંમરો આ મારા પરિચયની પેનીએ
સંબંધ તારો એટલે ગિરનારી દાદરો.
ખરતું નથી હજીય જળ ચોંટેલું આંખમાં
કાંઠે ખરી ગયો હતો વસ્ત્રોથી વેકરો.
ચાલ્યા કરું છું ગોળ ગોળ ગોળ હું સતત
ને રણઝણે છે ડોકમાં ચાલ્યાનો ટોકરો.
બે-ચાર શબ્દ છીનવી જાતાં ઘડીકમાં
આ ટેરવાંમાં યુગ પછી આવેલ ઊભરો.

## આસપાસની સળીઓ

ભરત વિંઝુડા

પડયાં કપાઇને એ હાથ તો ય આંગળીઓ
વીણ્યાં કરે છે હજી આસપાસની સળીઓ.
સમસ્ત વિશ્વનો છે ઢાળ ફક્ત આ બાજુ
થઇ છે મારા ઉપર એકઠી બધી નદીઓ.
પૂછી શકાય નહીં એક ફૂંકની કિંમત
મળે છે કેટલી સસ્તી નહીં તો વાંસળીઓ!
બિહામણી જ બધી સ્ત્રીઓ સ્વપ્નમાં આવી
એ પહેલાં ગામમાં મેં જોઇ'તી ઘણી પરીઓ!
અનુભૂતિની કોઇ એક ક્ષણ લઇ આવી
ગઝલ સુધી ને ગઝલ વિસ્તરી ગઇ સદીઓ.

## મુગ્ધા-ખંડિતા નાયિકાનું ગીત

### ડાયલ ઠાકોર

તમે આંગળી હળવે હળવે ઠોલી રે ખિસકોલીજી!
આમ જુઓ તો વાત અનર્ગળ પોલી રે ખિસકોલીજી!

કાચીનખ છાતીને પીટચા સૂડાએ ફરકોલી રે ખિસકોલીજી!
અજાણતામાં ધોરી નસને છોલી રે ખિસકોલીજી!

ઉંબર વચ્ચે ઊભી છું છોભીલી રે ખિસકોલીજી!
કોઈ અજાણ્યા હાથે કેરી ઘોળી રે ખિસકોલીજી!

કેમ ઊઠશે હવે અમારી ડોલી રે ખિસકોલીજી!
ફળિયે ફળિયે અમે આબરુ તોલી રે ખિસકોલીજી!

વંઠેલી ઉંમરને આંચ્યો ઢોલી રે ખિસકોલીજી!
ફળિયા વચ્ચે આજે કોયલ બોલી રે ખિસકોલીજી!

## સંગદોષ

### મેઘનાદ હ. ભટ્ટ

મારા જન્મસમયે મારું રુદન જોઈ મારાં સ્વજનો હરખાઈ ગયા'તા.
મારાં સ્વજનોની આ પરપીડન વૃત્તિ-પ્રવૃત્તિથી
હું એવો તો ડઘાઈ ગયો'તો
કે

ત્યાર પછી
વેદના-સંવેદના સાથેના મારા સતત સંવનન છતાં
હું ક્યારેય રડ્યો નથી!
(રડવા જેવા પ્રસંગોએ પણ હું હસ્યો છું-હસું છું)
મારા ન રડવાનો ડૂમો મારી અસહ્ય અકળામણનું કારણ બને છે
છતાં...

એ અકળામણની અથડામણમાં જ મારાં આંસુ ઓઝલ થઈ જાય છે;
હવે તો કોઈ નવજાત શિશુના જન્મ સમયે હું પણ હસું છું
અને આમ હસીને
મારા અને એ નવજાત શિશુ વચ્ચેના
સંબંધ કે સગપણના અતડાપણાને ઉપસાવ્યા કરું છું,
કદાચ
મોટી ઉમ્મરે આ નવજાત શિશુ પણ રડવાના સમયે હસે
તો ?
તો, એનો દોષ
મારા અને મારા દાદા–પરદાદાને શિરે છે.

## હોડ

રવીન્દ્ર ઠાકોર

કાલે ઊઠીને કોઈ પૂછશે હો રાજ મને; છૂંદણાં છૂંદાવીને આવ્યાં ?
લીલુડા લોહીની તાજી છે લાજ, કેમ માને એ મનના મનાવ્યા ?
ત્રોફેલા મોરને આપાઢી ટહૌકે
જો ઊમરે છે આભ આખું આખું,
પાતળા તે પાલવની હેઠળ હો રાજ !
હવે એને તે કેમ કરી ઢાંકું ?
કુંવારી ધરતીની આરત બુઝાય, ભલે વરસે એ મેહ મન માન્યા.
કાલે ઊઠીને કોઈ પૂછશે હો રાજ મને : છૂંદણાં છૂંદાવીને આવ્યાં ?
અંધારી રાતના ઉજાગરાને અજવાસે
નેણાં મદીલ ચકચૂર,
ઝળકી ના ઝળકી આ આંખ્યું વીજળી
ને રગરગમાં ધસમસતાં પૂર.
એક રે ઘડીને માટ મેલ્યું આ આયખું ને હોડમાં લગીર નવ હાર્યાં.
કાલે ઊઠીને કોઈ પૂછશે હો રાજ મને : છૂંદણાં છૂંદાવીને આવ્યાં ?

## વહુવારુનું ગીત

વિજય રાજ્યગુરુ

ઓસરીની થાંભલીને રણઝણવું બ્હાર –
નર્યાં નેવાનો ભીંસે છે ભાર... હવે નીકળવું ડેલીની બ્હાર....
ડાળખી હતી તો મૂઆ મોરલા ય આવતા ને અડકીને વહી જાતા દૂર...
પછી આંખોમાં શમણાં ઘેઘૂર !....
અમળાતા અંગ અંગ રેશમી મરોડ સંગ વાયરો ય થાતો ચકચૂર...
પછી પાંદડીમાં લીલપનાં પૂર !....
વીંધી વંડીના હવે જકડેલા તારતાર –
ખ્હોચવું છે ફળિયાની પાર.... નર્યાં નેવાનો ભીંસે છે ભાર....
અંધારાં ઓઢીને સૂતા ને રાંધણિયે કાળપની રેલ....
પછી ઘૂમટામાં અટવાતી વેલ !....
લખમણની રેખ છેક ઝાંઝરની આસપાસ હોઠને ય ચસચસતી જેલ....
પછી ખેલાતા ખોરડાના ખેલ !....
છાપરે ચડીને છોને મોભારા આરપાર –
નજરું લંબાવે ધારદાર.... હવે નીકળવું ડેલીની બ્હાર....

## શબ્દ હે!

'શૈલ'

શબ્દ હે! જે કૈં કશો અજવાસ છે, છે હજુયે એ જ તારી આંખમાં.
શબ્દ હે! થોડીઘણી ભીનાશ છે, છે હજુયે એ જ તારી આંખમાં.
સૂર્ય તારી આંખમાં ઊગે સદા, સૂર્ય તારી આંખમાં પણ આથમે
શબ્દ હે! રંગોભર્યું આકાશ છે, છે હજુયે એ જ તારી આંખમાં.
રંગ વાસંતી મને અડતો અહીં ને હવાની ફરફરે લ્હેરો અહીં,
શબ્દ હે! વૃક્ષો તણી લીલાશ છે, છે હજુયે એ જ તારી આંખમાં.
પોપચાંઓ ખોલ ધીમેથી અને, આંખ માંડીને તું જોયા કર મને.
શબ્દ હે! જો 'શૈલ'નો પણ વાસ છે, છે હજુયે એ જ તારી આંખમાં.

# એક ન પૂરી કરી શકાય એવી દંતકથાનું ગીત

દીપક ત્રિવેદી 'દીપ'

વર્ષાદેની દંતકથા વત્તા હું કહું તો વડવો વત્તા હું કહું તો દરિયો —
વત્તા હું કહું તો વત્તા.... વત્તા.... વત્તા...

કમળવત્ આંસુને ક્ચિૂડ-ક્ચિૂડ કોશ ઉપાડે... ખમ્મા નાચે કંકુથાપા.....
ખમ્મા.... ટપકે લોહીધાર....
(કે) લાગે સવામણનો ભાર....

વડવાયુંમાં અટવાયેલા ચહેરાઓ અધધ.... રહરહ રૂંવે પાદર-ઝાંપા...
ખમ્મા....આંખો એનરાધાર....
(કે) લાગે સવામણનો ભાર....

વર્ષાદેની ભીંતકથા વત્તા હું કહું તો તડકો વત્તા હું કહું ટેકરિયો —
વત્તા હું કહું તો વત્તા.... વત્તા.... વત્તા....

ચકળવકળ ડાળાને ઘૂ.... ઘૂ.... કબૂતરો સંતાડે.... હાલકડોલક ધૂળિયા રસ્તા —
સૂ.... સૂ... બોલે ઝંઝાવાત...
(કે) અધ્ધરપધ્ધર લટકે રાત....

અડધા ઠૂંઠા અડધા બૂંઠા ચહેરાઓ ડાળીમાં... માથાં-ધડ વિના ચકમકતા —
ઊઠે ઊંધાં પગલાં સાત....
(કે) ખખડે ચૂડલા ભડકોભાત...

વર્ષાદેની ભૂતકથા વત્તા હું કહું તો ભડકો વત્તા હું કહું પાંદડિયો —
વત્તા હું કહું તો વત્તા.... વત્તા.... વત્તા....

વર્ષાદેની દંતકથા વત્તા હું કહું તો વડલો વત્તા હું કહું તો દરિયો —
વત્તા હું કહું તો વત્તા... વત્તા... વત્તા...

## એક કાવ્ય

પલ્લવ દેસાઈ

કોઈપણ જીવે કે મરે
પણ આ સૂર્ય આથમશે
રોજ જેટલીજ સહજતાથી.
હું તો કાલે નાનો હતો
આંગણામાં 'નદી કે પર્વત' રમતો
આજે બન્ને વચ્ચેના ભેદ બરાબર અનુભવી
ચૂકયો છું,
છતાંય આ સાલો સૂર્ય તો
રોજની જેમ જ ઊગે છે ને આથમે છે.
કયારેક કયારેક મીણબત્તીઓ બાળીને
શિયાળાઓ વિતાવી દીધા
કોઈની રાહ જોવામાં,
પણ તે કદી નહીં આવી
કાંટાની વચ્ચે ઊભા રહી મેં ફૂલની કવિતા લખી
પણ શંકિત હૃદયને કશું મળ્યું નહિ
જેની પાછળ તે સંપૂર્ણ આસક્ત બની શકે.
કેવળ, હંમેશા,
એકનો એક અને એનો એ મિનારો
વધુ ને વધુ ખંડિત થતો ગયો છે
કયારેક દરિયાના મોજાની થપાટની જેમ
આ પવનનો આઘાત થતો
કયારેક ઉદાસ રાજકુંવરીની આંખોમાંથી ઝરતી
વિદાય-વાણી બનીને
મિનારો હલબલી ઊઠતો,
પણ તે કયાં જઈ શકે?
ચંદ્રનો ક્ષય થતો ગયો અને
સૌંદર્યની અનુપમ ઉક્તિ બદલાતી ગઈ
કયાંક આલિંગન વધુ ગાઢ થયાં
અને કયાંક ચુંબનો શાપિત બની ગયાં,
પરંતુ કશાને નહોતો અંત
કશાને પણ નહિ.
બધું જ કયાં તો સ્થિર મિનારા જેવું
અથવા
રોજ નિયમ પ્રમાણે આથમતા સૂરજ જેવું,
ટાવરમાં ડંકા થાય
એમ આખી ને આખી રક્તવાહિનીઓ ગર્જી
ઊઠતી
ત્યારે આંખોના નગરમાં કેટકેટલાં ખુન્નસ
ઊમટી પડતાં!
સૈન્યોના સશસ્ત્ર ખણખણાટ વચ્ચે
ભૂલી જવાતો કોઈ ચહેરો
કોઈ કોઈ વાર દુર્ગ ખંડિત થયો છે
અને યુદ્ધ જિતાયું છે
કોઈ કોઈવાર યુદ્ધ અનિર્ણિત રહ્યું છે
પણ દુર્ગ સચવાયો છે,
બસ, આવું આવું ઘણું બન્યું છે.

આમ અથવા તેમ અથવા સ્હેજ જુદું
પણ કોઈ પણ વાર
આકાશની છાતી ચીરીને વીજળીની માફક
પેલો દેવદૂત પૃથ્વી પર ઊતરી નથી આવ્યો
અને શેતાનની પદ્માસનસ્થ પલાંઠી નથી તૂટી
ફરીફરીને છાતીઓ થડકી છે અસહ્ય
અને ચિત્રમાં રંગ પુરાય
એમ અમે અમારી ઉદાસીમાં પુરાયા છીએ.
કેટલીક વાર ફટાફટ દરવાજાઓ ખૂલ્યા છે
અને નગ્ન યુવતીઓ પ્રવેશી ચૂકી છે
અને પછી નહિ ભુલાયેલાં દુઃસ્વપ્નોમાં
અમે ઉદારાપણે વાસનાભર્યાં ગીતો ગાયાં છે.
જે કંઇ હતું નિયતિના વણતૂટ્યા દોરાઓ જેવું
જેનાથી ફૂલ અગ્નિ તારા અને સૂર્ય
અને માણસોને એકસૂત્રે સાંકળવામાં આવ્યા છે,
તે બધુંય હજી ય બદ્ધ અને સુગ્રથિત છે.
બસ, ક્યારેક લાવારસના હોજ ફૂટ્યા છે
ત્યારે તેમાં તરતી દેખાય છે યાતનાઓની પરી
અને પછી ફરી પૂર્વવત સ્થપાય છે બધું ય.
જે ક્રમ સર્જ્યો છે
ધનુષ્યની તંગ પણછમાંથી
એને કોઇપણ કાળે ઉલ્લંઘી શકાયો નથી.
તો પછી આજે ક્યા નિષ્પર્ણ વૃક્ષની ઓથે
અમે આંસુઓને નિશ્ચલ તટસ્થરૂપે વહેતાં
સૂકીએ ?

હંમેશા સ્વપ્નોમાં અત્યંત સાહજિકતાથી
ભેળાઈ ગયાં છે દુઃસ્વપ્નો
કૅલેન્ડરમાંથી તારીખ ફાડીએ એમ ને એમ
ફાડતા ગયા છીએ દુર્નિવાર વર્ષો
શિશુનું મરણ પણ એમાં જ વિકસ્યું છે
એક કિશોરનો ડગુમગુ થતો આત્મવિશ્વાસ
થઈને
છેક ઝાંપા સુધી આવ્યા પછી
પગલાંઓ પોબારા ગણી ગયાં છે
અને સોમરસનો ઉલ્લાસ હજી જીભ પર
ફરતો હોય
ત્યાં તો વિષપાનનો મંથર સૂર
આ હવામાં વહેતો થઈ જાય છે.
કોઈ જાણે ક્યા ડુંગરની તળેટી હેઠળ
અમારું ગામ હશે,
જ્યાં થાય છે આવું બધું.
અને અત્યંત સુકુમાર રીતે બે ભયંકર
ઘટના બને છે
સૂરજના રોજની જેમ ઊગવા-આથમવાની અને
એક શિશુની 'નદી કે પર્વત'ની રમતને
યુવાન વય મળવાની.
કોઈ પણ નહિ ઉઘાડી શકે બંધ બારીઓને
અને રાજકુમારીની વરસાદ જોતી આંખોમાં
કોઈ કાલિદાસ મેઘદૂતનું અંજન નહિ કરી શકે
કારણ કે એ બધા સમયો અને સુખદ કલ્પનો
ચાલી ગયાં છે

જેમ કોઈ સ્વજન અચાનક મૃત્યુ પામીને
ચાલી જાય.
હવે તો અમારી પાસે માત્ર એક અમારું
ગામ બાકી રહ્યું છે
જ્યાંનો દુર્ગ એ લોક-એષણાઓનો પ્રખર
કક્ષ છે
ધરી છે
જ્યાં ગોળ-ગોળ ફરતાં લોકો
મહાન પ્રદક્ષિણાનો ગર્વ અનુભવે છે
જ્યાં સૂરજ એ જ રીતે રોજ આથમે છે
બાળકો 'નદી કે પર્વત' રમતાં મોટાં થાય છે
અને પછી
પર્વત ભણી જોતાં
એમની ઉપર આખો પર્વત ધસી પડતો
અનુભવે છે.
બધાને છૂટ છે મોતીઓ તાગવાની
પરંતુ દરિયાને બદલે
થાકેલા આત્માઓના શાપિત ઓળા જે
પાણીમાં ફરે છે
એમાંથી પસાર થવાની હિંમત કોણ કરે ?
પ્રત્યેક દુર્નિવાર સંઘર્ષ, પ્રત્યેક સ્ખલન
હોડીનાં બન્ને હલેસાંઓ છીનવી લઈ જાય છે
જાણે કોઈ માણસના કિસ્સામાં
જિંદગીનાં વચ્ચેનાં ૨૫ વર્ષ સીધા એક ક્ષણમાં
જિવાઈ જાય
અને પોતાને અચાનક
પચાસ સાઠ કે સિત્તેરમે ખાટલે પડયું બદલતો
અનુભવે.
ખરેખર, મોટે ભાગે આવું જ બને છે અમારા
ગામમાં.
પૂર્ણિમાની સંપૂર્ણ રાત્રિએ પણ લોકો
બારી બંધ રાખીને ઘરમાં દીવો બાળે છે
કારણ કે વધુ પડતા પ્રકાશથી તેઓ અંજાઈ
જાય છે;
અને એ ધારામાં રહેવાની તેમની
સદીઓ જૂની પરંપરાનું
આમ નિકંદન નીકળી જાય
એ તો તેમને પહાડ ફાટી પડવા જેવું લાગે
અને ક્યારેક તેઓ
એમની સુંદર અને અમુકવાર કદરૂપી પત્નીઓ
વિશે
ચિંતિત થાય છે.
કાં તો તેમની તબિયત વિશે અથવા
તેમના પાડોશી સાથેના વ્યવહાર વિશે,
પણ આ બધું દરિયાના સફેદ ફીણ જેવું જ છે
જે કાંઠે જઈ પથરાઈ જાય છે
અને પોતાનું મૂળ સ્વરૂપ ભૂલી જાય છે.
કેટલીય વાર સ્વપ્ન રેખાની જેમ
વસંતની હવાને અનુભવી છે,
પરંતુ તેઓ એ જાણતા નથી કે
તેમની પત્ની સાથેના તેમના સમયમાં
પાનખરનો અનિવાર્ય પ્રવેશ હોય છે;
તેથી જ કામનાના છેલ્લે પગથિયે ઊભા હોય છે

અને તેમની વચ્ચે ભીંસાતા દેહના અવરોધ
સિવાય
બીજો કોઈ અવરોધ નથી હોતો
ત્યારે પણ તેઓ
ખેતરમાં રાત્રિને પ્રથમ પ્રહરે અચૂક બોલાતી
ઘુવડની અપશુકનિયાળ વાણી સાંભળે છે.
તેઓ આયુધ ક્યાં મૂક્યાં છે તે પણ ભૂલી
જાય છે,
છતાં ક્યારે ક વૃક્ષની ઊંચી ડાળે શોધવા
નીકળે છે;
પણ ખબર નથી તેઓ શસ્ત્ર મેળવી શકે છે
કે નહિ!
આખરે ફરીથી પાસાઓ ફેંકાય છે
અને પાનનાં બીડાં દરબારમાં ફરે છે
જે કંઈ અધૂરું અને છેડોવિહીન રહ્યું હોય છે

તેમને વિચિત્ર રીતે સંડોવી દેશપાર કરી
દેવાય છે
જેથી પોતાના અંગતતમ સત્ય સાથે
સુરક્ષિત રહી શકાય.
અને એક છેલ્લો વિષાદ આ પ્રમાણે છે:
દરેક હૂંફાળા શિયાળામાં કોઈ કોઈને
ચાહવાનો પ્રયત્ન કરે છે, રહીસહી રક્તની
ગરમી વડે,
પરંતુ તેને નહિ ચાહી શકાય
કારણ કે એક શિશુ જ્યારે તેના
યુવાન મેદાનોમાં ફાળ ભરે છે ત્યારે
પૂર્વકાળની ક્ષિતિજ બની ગયેલી પ્રિયતમાઓ
ઝાકળનાં બિંદુઓની જેમ આસપાસ વિખરાય છે
પછી સરી જાય છે
જેમને સંપૂર્ણપણે ચાહી જ નહિ શકાય.

# વિડંબન

પ્રીતિ શાહ-સેનગુપ્તા

કોઈએ તો
અંખવાયેલા મૃદુ સ્વરે કહી દીધું કે
"અશ્વત્થામા હણાયો"—
વાતાવરણ એના પડઘાથી
એવું ગાજી ઊઠ્યું કે
પછીના ધર્મ-અધર્મના કોઈ શબ્દો
સંભળાયા જ નહીં.
સ્થળ અને કાળનું અંતર
પળમાં જ કપાયું
ને એ તીક્ષ્ણ શબ્દો
મારા સુધી પહોંચી ગયા.
મર્મસ્થાને થયેલા આઘાતથી મૂર્છિત
મારા હાથમાંથી
સ્વરક્ષા માટેનાં કવચ
અને સર્વ શસ્ત્ર
સરીને ભૂમિ પર પડ્યાં.
ત્યારથી હું અરક્ષિત છું,
ને સાચી-ખોટી રીતે
આ અવતાર-યુદ્ધમાં
વારંવાર હણાયા કરું છું.
મારા પોતાના હાથ
નિષ્ક્રિય, અચેતન પડેલા જોઉં છું ત્યારે
કોઈ અજાણ્યા, ભયદાયક પ્રાણી જેવા
લાગે છે.
શરીરથી હાથ કેટલા વેગળા હોય?
આ હાથ મારા નથી લાગતા,
મારું મોઢું મારું નથી લાગતું.
રેડિયો ચલાવી બેસું છું ને
સાંભળવાનું ભૂલી જાઉં છું,
પણ બધું રંગવિહીન લાગે છે.
દુનિયાનો રંગ ઊપટી ગયો છે કે
મારી આંખમાંથી રંગ ઊડી ગયો છે?
દૂર ઊભા રહીને
અશબ્દ દર્શક થઈને
બીજાનું હલનચલન જોયું છે?
એ જ છે એમનું અસલ સ્વરૂપ—
અવલોકનના ભાનથી ભ્રષ્ટ ન થયેલું.
ફક્ત હાવભાવ
અને હોઠના અવાજ વગરના ફફડાટ
જુઓ તો
હાસ્યજનક વિડંબનચિત્ર જેવું લાગશે.
પણ જો જીવનમાં આટલું જ હોત તો
કદાચ
બધી શ્રદ્ધા ડગાવી દેતા એ શબ્દો
સંભળાયા ન હોત,
નિરાશ થઈને શસ્ત્રો
ફેંકી દેવા પડ્યા ન હોત,
હિંમતપૂર્વક હજી થોડા વધારે
અશિવનો સામનો કર્યા કર્યો હોત.
પણ ક્યારથી યે હું અરક્ષિત છું.
આપો
મને પણ બાણશય્યા.

ઠોકી દો
મારા પર પણ ત્રણ ખીલા.
ઘોળી દો
મારે માટે પણ વિષનો વાટકો.
હું કશું બોલ્યા વગર જ જઈશ.
મારા હોઠના ફફડાટથી રચાયેલાં
અશબ્દ વિડંબનચિત્રનો આકાર હશે
"તમે પણ, યુધિષ્ઠિર ?"–જેવો.

## બેગમ અખ્તરની સ્મૃતિમાં

### હરિહર જોશી

લખનઉ, લખનઉ !
આજ તને હું ચગળું માર શૈશવ જેવું !
કર્ણમૂલ પર રેલાતી
કોઈ ઠુમરીની વાછટને વીંધી
કોણ સુગંધો જેવું, પાડે સાદ;
બેગમ અખ્તર !

પતંગિયાની પાંખે બેસી
ઊડી ગયેલી ફોરમનો પડછાયો
બેગમ અખ્તર !
કો'ક ગલીની
કો'ક હવેલી પર બેઠેલા
સાજિંદા જેમ રિયાઝ થાતી પંક્તિ તાકે,
બા–અદબ બેઠેલ ચહેરે,
તેમ હું તાકું
લખનઉ, તારા શત, શત ચહેરા !
ચપટી માટી લઈને ચાખું
લખનઉ ! તારી સૂમસામ, સરિયામ ગલીને
પર્દા પાછળ
પુરવધૂના લહેરાતા કોઈ ઘેર, ઘરારા
જેવી ઠસ્સાભેર ઊભેલી સાંજ, રેલે ખુશબૂ....
શમ્મા ! મહેફિલ ! ! ઝુમ્મર ! ! !
શોધે બેગમ અખ્તર.
લખનઉ, તારી છાતી થઈ ચોપાટ
ને જાણે,
ઢળી પડ્યું રે ! બખ્તર !
લખનઉ,
તારા પગના તળિયે ચઢી ગયેલી ખાલીને
ખંખેરી શકવા
પગ ઊચકે તો
કહે એટલી અશરફીઓ વેરાવું....
તારા મહેંદી રંગ્યા પગમાં
પાછા ઝાંઝરિયાં બંધાવું
છતાંય જો તું ના રીઝે તો
ક્યાંક સૂરોના પાર પમરતી
બેગમને બોલાવું !
લખનઉ !
આજ તને હું ચગળું મારા શૈશવ જેવું !

## જળકથા

### પ્રવીણ પંડ્યા

પૃથ્વી નામે સ્થળ ઉપર, વસતી જળની જાત,
માંડી બેઠો આજ હું, ભીતર એની વાત.

જળને કદ આકાર ના, હોય કશાં ના જ્ઞાન,
સ્પંદન નામે દર્દનું, એને છે અભિજ્ઞાન.
સપાટ છાતી પર બધે, સ્પંદન કાઢે દોટ,
એમાંથી જન્મી ઊઠે, જીવ સમા પરપોટ.
પરપોટા તો છાતીએ, ઊપસી તાણે ડોક,
ઉમર ઝીણી હોય ને, વિચાર ઠોકમઠોક.
એ જ સપાટી પર હતી, મીસ પરપોટી એક
સીટી મારી બોલતી, પરપોટા દિલ ફેંક.
દિલફિલ એવું બોલ મા, એનો છે પ્રતિબંધ,
વાત બધે પ્રસરી જશે, એની તીવ્ર સુગંધ.

*

પરપોટો મોટો થયો, ઉંમર શૌ બે ક્ષણ,
'પરપોટીને મેળવું', લીધું એણે પણ.
પરપોટી છે કેદમાં, ઊડી ઊડી વાવ,
પરપોટી ઝૂરી કહે, હે પરપોટા આવ.

*

જળ ને મિત્રો છે ઘણા, પવન ગગન ને રેત,
જુગ જુગની યારી હતી, હતાં ગહન એ હેત.
નાળિયેરી કાંઠે હતી, હતાં સરૂનાં ઝાડ,
દૂર સગામાં આમ ક્યાંક હતા કહે છે પ્હાડ.
પરપોટો સમજે નહીં, સમજ્યો ના સમજાય,
હાથ પ્રસારી સૌ કહે, રામ કરે તે થાય.

*

ચોમાસી ચૌદશ હતી, ઝબકી ગડગડ વીજ,
ચાંદ છુપાયો આભમાં, હાથ પડી તકચીજ.
પરપોટી ભાગી છૂટી, પરપોટો પણ ગુમ,
પ્રીતમ, પ્રીતમ બોલતાં, જળમાં પાડે બૂમ.
એકબીજાની પાસપાસ, આંખ્યાં પ્રેમી બેય,
જળની મૂંગી ચીસ છે, દૂર રહો છે શ્રેય.
સાવ હતાં પ્રેમાંધ એ, ચાંપી બેઠા દિલ,
ફટાક દઈને ફૂટતા, હોઠ મળ્યા ના દિલ.

*

પરપોટાની બહાદુરી, પરપોટીનું હીર,
પુજાતું રહેશે બધે, સૌ પથ્થરના પીર.

*

પૃથ્વી નામે સ્થળ ઉપર, વસતી જળની જાત,
માંડી બેઠાં છે બધાં, ભીતર એની વાત.

## માણસ-આઈના વિયોગનું ગાણું

ધીરુ પરીખ

અમારે તમારે કેટલાં છેટાં રે માણસરાજ
ક્યાં સુધી આમ આઘા હાલશો?

તમે રે યુગોથી જનમી બેઠા હે માણસરાજ
અમારી તે પરભવની લેણદેણ જો;
તમે રે તેહુના ભમતા ભીડમાં માણસરાજ
વિસાર્યાં અમારાં મોંઘાં કહેણ જો.

મોઢાં રે ફેરવી તમે હીંડો હે માણસરાજ
ખોળા તે પાથરીએ અમે લળીલળી જો;
પાછું રે વાળીને તમે નીરખો માણસરાજ
અમે તે અડવડતાં વળીઝળી જો.

તમે રે સાધ્યો ચંદાનો સાથ હે માણસરાજ
અમને તે ચાંપી પાતાળમાં જો;
ઉપરથી તમે કેવા મલકો માણસરાજ
'–આઈ' નો ઝુરાપો રઝળે કાળમાં જો.

અમારે તમારે એટલાં છેટાં રે માણસરાજ
ક્યારે વચલી રેખા ભૂંસી મ્હાલશો?

## સળગવું

નલિન પંડ્યા

સળગવા માટે સળગું છું,
કાદવમાં રગદોળાઉં છું
રંગવા ખાતર રંગારો ભીંતો રંગે છે.
હું ઘર અને ભીંતો સળગીએ છીએ,
સળગવા માટે સળગીએ છીએ.
વગાડવા માટે વ્યર્થ નગારું વગાડું છું :
ધમ્ ધમલ પદલ
ધમ્ ધમલ પદલ
ગામ ગધેડે ચઢ્યું,
એમ જ ગધેડે ચઢેલું મન ચૈત્રમાં બળબળે.
ચરાચૈરવ ચરું
કરમની કસોટી કરું
મરમ જાણી મરમાળું હાસ્ય વેરું.
અસ્તવ્યસ્ત વચનોથી દાંત કચકચાવી
તડકાના ઊંટ પર ચઢીને
કાળના ચોસલા ચાવ્યા કરું.
પીળાશમાં ચમકવું,
આંખો બળવી એ એક ચમત્કાર છે.
ચામડી બળી-ચચરીને કાળી પડતાં
પીડામુક્ત થતી જાય,
માટે જ સળગવા માટે સળગું છું.
લબાચા ઊંચકીને રખડવા ખાતર રખડું છું.
શોધ ચલાવું છું કશાકની
એટલે કે ધૂળની, ઢેફાંની
અને પગે અથડાતા પથ્થરોની.
કોઈ કરતું નથી શૂન્યની શોધ
માત્ર સર્જાય છે અર્ણવી અવરોધ.

## રૂપાંતર

### બારીન મહેતા

નદી સમ સવેગ રક્ત વિફરે, ત્વચા ગાજતી
ધસે, લળલળે તમામ રગની ય ફેણો બધી,
ચડે બરડ ભીંસ સ્નાયુ સઘળે, તૂટે હાડકાં
કડાક કરતાં, ઇમારત સડેલ શી ભાંગતી
સમગ્ર રચના પડે, ગડગડે, ધડાકા કહે:
નથી નખતળે બચ્યો સમય એ પુરાણો કશો.

હવે ધમણ શ્વાસની ખખડતી અને ઇન્દ્રિયો
ગુહા ગહનમાં જઈ ફફડતી ચડે મૂસકે,
બધાં વિગતદૃશ્ય પાંપણ કને પળી પાધરાં
થતાં ધવલરંગરાગ પડદે વળ્યાં ને ઢળ્યાં
તહીં જ ધળકો અખૂટ અજળ વાણ શો નીસરી
વહ્યો શિખરથી છલાંગ ભરતો....

....સફળ સરવાણ સુમ પ્રસવી, સબાકો રહ્યો,
અવાક નવજન્મ, તૃપ્ત ધરતી: ધબાકો થયો.

## ઉનાળુ વગડામાં

### બારીન મહેતા

અવાક નજરે લપાઈ મન આ વીજાણુ સમું
ઘૂમે અહીં તહીં સપાટ વગડે; નહીં વૃક્ષ, ના
કશેય તૃણ, ધૂળ ધૂળ ભટકે, ઊડે ને અડે,
તમામ તગડી તિરાડ તલસે, ન પાણી. જડે
અફાટ પટ તપ્ત મૃગજળ છોડતો ને ઢળે
કણેકણ સૂની ક્ષણો સનન ઝીલતાં; ઓગળે
સમગ્ર સ્થિતિનાં અનર્ગળ પડો, ધરા બાખડે
રહી જિજીવિષા બળે સતત ત્યાં...

કળાય વગડો ભૂખ્યા સખત સૂર્યનો બુકડો;
ધગે, ધખધખે ચડ્યો અરવ ગ્રીષ્મનો લૂ-કડો.
લબાડ લઘરો છક્યો પવન ત્યાં પડ્યો ફૂંફવે
સુદૂર નભનો અમાપ અવકાશ હા, સૂસવે....
છબાક જળનાં જુએ સપન આંખ, ત્યાં તો અરે!
ફણા થરથરે, વહી ગરમ શોષ સૂકો ખરે...

## ગઝલ

### મહેશ યાજ્ઞિક

એ દિશામાં પણ કદી પાછા જવાનું હોય છે
બંધ છે જે બારણું એ તાકવાનું હોય છે.
મન વચાળે એક મોતી: કોણ મરજીવા બને?
આપણું તો સ્વપ્ન કેવળ ઝાંઝવાનું હોય છે.
સ્હેજ સાંકળનું ખખડવું–ઝાંઝરી દોડી ઊઠે
છાનકું તોફાન કેવું આ હવાનું હોય છે!
શબ્દની સરહદ પતી ગઈ ને નયનના દેશમાં
મખમલી ઊંડાણને બસ તાગવાનું હોય છે.
આમ તો આ વિશ્વ આખું આયના જેવું જ છે
છે શરત કે આપણે ખુલ્લા થવાનું હોય છે.
સ્નેહમાં ખ્હાનું નથી કે યાચના ઓછી પડી
આ જણસ તો સાંપડે–ક્યાં માગવાનું હોય છે?
આ ગઝલ રમતી મૂકી મેં આપની સામે હવે
લાગશે એ તીર કે જ્યાં લાગવાનું હોય છે.

# 'અસ્મિતા' : એક દૃષ્ટિક્ષેપ

'શાંડિલ્ય'

'અસ્મિતા' એ દલિત કવિતાસંગ્રહ છે. તેમાં કુલ પાંત્રીસ કવિઓની ૭૧ રચનાઓ સમાવવામાં આવી છે. ૧૪ જેટલી વધુમાં વધુ રચનાઓ શંકરભાઈ પટેલની છે. અન્ય કવિઓમાં દલપત ચૌહાણ, બાલકૃષ્ણ આનંદ; અનુપસિંહ, દલિતેન્દુ ભારતી, મૌન બલોલી, અનિલ જોશી, શિલ્પિન્ થાનકી, ફિલિપ કલાર્ક આદિ કવિઓના ચહેરાઓ દેખાય છે. સંપાદકની આશા એ છે કે "દલિતો–પીડિતોની અસ્મિતાની ઓળખ માટે" આ સંપાદન 'અસ્મિતા' મદદરૂપ બનશે. જરૂર બનશે એ રચનાઓ વાંચતાં સ્પષ્ટ થાય છે. સંપાદનને ગુજરાત ઐતવિકાસ પરિષદના પ્રમુખ શ્રી ઝીણાભાઈ દરજીનો, આ સંપાદનને છાજે તેવો આવકાર મળ્યો છે એ આનંદની વાત છે. શ્રી જોસેફ મેકવાને 'ખમતીધર ભાથાનો ભરોસો' શીર્ષકે આસ્વાદમૂલક અને કાવ્યલક્ષી પ્રસ્તાવના લખી આપી છે.

દલિતો–પીડિતો–શ્રમિકોની કવિતાનાં મૂળ છેક નરસિંહ મહેતામાં મળે છે. હરિજન શબ્દ જ ગાંધીજીને નરસિંહમાંથી સાંપડ્યો. નરસિંહે આ વર્ણભેદ સામે પોતાની ભક્તિની નિર્મળતા અને આર્દ્રતાથી ગાયું :

'હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલા રે.' પણ નરસિંહના અવાજની વાત જ એ કક્ષાની છે કે ગમે તેવાને આર્દ્ર કરી મૂકે. તે પછી ગાંધીયુગની કવિતામાં એ અવાજ બુલંદ બને છે એ સુવિદિત વાતને ચર્ચવાની જરૂર નથી. 'અસ્મિતા'ની દલિતકવિતા આ રીતે કોઈ નવો વિષય નથી, આમ છતાં તેનો અવાજ જુદો છે. નરસિંહમાં આર્દ્ર વાણીનો અવાજ સંભળાય છે. ગાંધીયુગની દલિતકવિતામાં ભ્રાતૃભાવ, સામાજિક સમાનતા, વર્ણભેદની સમાનતા વગેરેનો અહિંસક અવાજ સંભળાય છે. 'અસ્મિતા'ની દલિતકવિતામાં બહુધા વર્ણભેદની જે ઊંડી ખાઈ છેલ્લાં બેત્રણ વર્ષોમાં જડબું ફાડીને સમાજ સામે ડોળા ફાડી, સૌને ડરાવતી અને કંપાવતી પ્રગટ થઈ, તેમાંથી જન્મેલો ધખધખતો આક્રોશ, વિદ્રોહ, કંઈક અંશે વૈમનસ્યભાવ, સમાજને પડકાર અને ચેતવણી, જેવી લાગણીનો અવાજ બુલંદ અને તેજાબી પણ લાગે. આમ, આ સંપાદનની કવિતાનો વિષય નવો ન હોવા છતાં તેનો મિજાજ જુદો છે. એક જ વિષય સમયના સ્થિત્યંતરે કેવા જુદા જુદા અવાજે વ્યક્ત થાય છે એ એક રસપ્રદ અભ્યાસવિષય છે.

ગોવર્ધનરામે કહ્યું છે તેમ આપણી પ્રાચીન સંસ્કૃતિ ઉપર બાઝી ગયેલા રાફડા દૂર કરી સમાજનું નવસંસ્કરણ કરવું પડશે. એ કેટલું થયું, કેટલું ન થયું, ગાંધીજીનો પરિશ્રમ કેટલો કારગત નીવડ્યો અને સમાજમાં કેટલું પરિવર્તન આવ્યું, એ એક મોટો આત્મખોજનો વિષય છે. એના કેટલાક અણસારા આમાંની કેટલીક રચનાઓમાં જોવા મળે છે. 'અનામત' આંદોલને આપણામાં આ ભેદભાવ પરત્વે આંખ ખોલી નાખી એ વાત સાચી, અને તેમાંથા જે વર્ણભેદની જ્વાલાઓ પ્રગટી તેનો રોષ કદાચ આ રચનાઓનું પ્રેરકબળ હોય! પણ આ સમગ્ર પ્રશ્ન તરફનો અભિગમ એકતરફી કે એકપક્ષી હોય તો તેથી ગમે તેટલી આક્રોશ વાણી, વ્યંગ વાણી,

વેદનાવાણી પ્રગટ થાય તો તેથી આપણે ઇચ્છીએ છીએ તેવો ભેદભાવરહિત, સંતુલિત સમાજ ઊભો ન થાય. આ તો થઈ આ સંગ્રહની સામગ્રી વિષેની સામાન્ય વાત.

કવિતાની દૃષ્ટિએ જોતાં; વેદનાની વાત, અન્યાય-અત્યાચાર, આક્રોશ, ધર્મવ્યંગ, લોકશાહી વ્યંગ, ગાંધીવ્યથા, આશાવાદ એમ છ વિભાગમાં કાવ્યો વહેંચાયેલાં છે. સમગ્રતયા જોઈએ તો મોટાભાગની રચનાઓ બોલકી અને અભિધાથી આગળ જતી નથી. ખાસ કરીને સ્વકીય હિતોનું રક્ષણ, વર્ગના હિતપ્રશ્નો તેમાં છેડાયાં છે. એમાં કવિતાની સૂક્ષ્મતા ઓછી જોવા મળે છે. મમત્વનો દાબ નાખવાથી કદાચ સ્લોગન લખાય, પણ કવિતા તો તેથી અળપાઈ જાય. પીડા, યાતના, શોષણ જેવા સામાજિક કે વર્ગીય પ્રશ્નોનો અસ્વીકાર અશક્ય છે, પણ કવિતાની કલાદૃષ્ટિએ એ પ્રશ્નોનું કલાત્મકરૂપાંતર ન થાય તો કવિતા સિદ્ધ ન થાય તે મારો મુદ્દો છે. આવું કલાત્મક રૂપાંતર અહીં કેટલું ? એ પ્રશ્ન સહજ રહે છે.

'માણુસ માણુસ રમીએ' માં વર્ણભેદ તરફ અસંતુલિત ઘૃણાની વાણીને સૂક્ષ્મતા સાંપડતી નથી. અને 'હું મરી જાઉં તો' માં પણ આજ પરિસ્થિતિ વંચાય છે. તો તેને કવિતા કહેવાય ? 'સૂરજ ઊગ્યો છે' પણ એવી જ બોલકી રચના બની જતી લાગે છે. આમાં 'કાળા સૂરજ'નો અને 'અસ્પૃશ્ય કાગડા'નો રચનામાં થયેલો વિનિયોગ કંઈક અંશે પ્રતીતિકર બને છે. હરિજનો પ્રત્યે બંધુતાની સબળ જેહાદ શરૂ કરનાર યુગપુરુષ ગાંધીજી વિશે લગભગ છએક રચનાઓ છે. જગતવંદ્ય ગાંધીજી, દલિત કવિઓ માટે વંદનાનો વિષય નથી રહ્યા, જો કે તેમના પ્રત્યે અનાદર પણ નથી; આમ છતાં ગાંધીમૂલ્યો અને ગાંધીકાર્યમાં તેમને શ્રદ્ધા પણ નથી રહી. સત્ય અને અહિંસા પર ઓવરબ્રિજ બાંધી દીધાનું ક્લિપ ક્લાર્ક કહે છે. ગાંધીના નામે દંભ આચરી સ્વાર્થ સાધતા રાજકારણીઓ પ્રત્યેનો દલિત કવિઓનો રોષ ઓછો નથી. દલપત ચૌહાણ પ્રશ્ન કરે છે :

'ગાંધી જરૂર જીવતો હશે, નહીં તર
આટલા બધા ગોડસે
હાથમાં પિસ્તોલ લઈ શાને ફરતા હશે !'

આ સંગ્રહમાં એક વિશિષ્ટ રચના ગુચ્છ છે. ગાંધીયુગમાં લખાયેલાં પ્રતિષ્ઠિત કવિઓનાં કેટલાંક કાવ્યોની વ્યંગાત્મક પેરડી કરતાં કેટલાંક કાવ્યો છે જે વાચક તરત પકડી પાડશે. સુન્દરમની રૂડકી તેમાં દૃષ્ટાંતરૂપે નિર્દેશું છું.

જીવનના અને સમાજના કોઈપણ પ્રશ્નને, કોઈ પણ સાચી લાગણીને સાહિત્યમાં આવિર્ભાવ પામવાનો પૂરેપૂરો અવકાશ છે, શરત એ છે કે તે સાહિત્યપદાર્થ બનવો જોઈએ, જે કપરું કાર્ય છે. આ સંગ્રહ સમાજના એક મોટા સળગતા પ્રશ્ન પરત્વે અવશ્ય ચોંકાવી મૂકે તે રીતે ધ્યાન દોરે છે તે તેની ઉપયોગિતા નકારી શકાય તેમ નથી. આ પણ એક સામાજિક ઉપયોગી સેવાકાર્ય છે. કોઈ વર્ણ કે વર્ગ અન્ય વર્ણ કે વર્ગના ભોગે, તેને અન્યાય કરીને માલેતુજાર થઈ આખા સમાજ ઉપર સત્તા ચલાવે તો તંદુરસ્ત સમાજ ઊભો ન જ થઈ શકે. એ ભારેલા અગ્નિને લાંબો વખત ભારી ન શકાય તે સત્ય તરફ આ રચનાઓ આપણને ખેંચી જાય છે તે મોટું કાર્ય સિદ્ધ થાય છે.

'આશાવાદ' વિભાગની રચનાઓમાં આ દલિત કવિઓનો અવાજ સૌમ્ય બની જાણે કવિતાકલાની

વધારે નિકટ જતો લાગે છે. તેમાં 'તડકો પડચો તો'-ની છેલ્લી કડી ટાંકી આ અવલોકન-નોંધ પૂરી કરું :

'કંચન હઈશું તો ભલી કિંમત અંકાશે
ને નહિતર તો રાખ થઈ જાશું!
રાખ થઈ કો'કનું જો અંતર અજવાળશું
તોયે રે ધન્ય થઈ જાશું.
હૈયે અડાડીને તડકાની હૂંફ
ચાલ આપણેય ફૂલ સમું ખીલીએ!
તડકો પડચો તો ચાલ ઝીલીએ'

સાચી વાત, અંતરતલની સાધનાની રણકતી વાત કેવી સરસ અભિવ્યક્તિ પામે છે.! માનવમનના વિસ્તારનો વિકાસનો આજ ખરેખરો માર્ગ છે.

(સંપાદક : ચંદુ મહેરિયા, પ્રકા. ગુજરાત ખેતવિકાસ પરિષદ, 'ખેતભવન', હરિજન આશ્રમની બાજુમાં, અમદાવાદ-૩૮૦ ૦૨૭, કાચું પૂઠું પૃ. ૧૫૮, રૂ. ૧૫)



## કવિલોક ટ્રસ્ટને મળેલું દાન

- 'કવિલોક ટ્રસ્ટ'ને મુંબઈના શ્રી ગજેન્દ્રભાઈ ડી. ઠાકોર તરફથી રૂ. ૨૫૦૦-૦૦ નું દાન મળ્યું છે.
- રૂ. ૫૦૦-૦૦ કે તેથી વધુ દાન આપનારને 'કવિલોક' દ્વિમાસિકના આજીવન સભ્ય ગણી લઈ 'કવિલોક' મોકલવામાં આવે છે.

# 'અસર'ની અસર

જગદીશ વ્યાસ

શ્રી વસોયાનો આ પ્રથમ ગઝલ-સંગ્રહ છે. અહીં છોંતેર પાનાંમાં છોંતેર ગઝલો સમાવવામાં આવી છે. સંગ્રહનું ગમે તે પાનું ખોલો, તમને ગઝલ પર કવિનો હાથ બરાબર બેસી ગયાની પ્રતીતિ થશે. એક બીજી બાબત પણ તરત ધ્યાન પર આવશે કે 'ગાલગાગા ગાલગાગા ગાલગા' એ કવિને સૌથી વધુ માફક આવી ગયેલી બહેર છે. કેમ કે, છોંતેરમાંથી છેંતાલીસ જેટલી ગઝલો એ બહેરમાં છે.

છેલ્લા દાયકાની ગઝલોમાં અતિ વપરાશથી ઘસાઈ ગયેલા શબ્દો દર્પણ, બિંબ, શ્વાસ, શબ્દ, અર્થ, મૌન વ્યર્થતા, શકયતા, રિક્તતા, શૂન્યતા, ઝાંઝવાં, રણ, રેત, ભીંત, સૂર્ય, અસ્તિત્વ, હયાતી, સમય, લાગણી વગેરે અહીં પણ મોજૂદ છે. ભાવ, ભાષા, પ્રતીક, કલ્પન—ગમે તે જોતાં આ સંગ્રહ છેલ્લા દાયકાના ગઝલ-પ્રવાહની નીપજ હોવાની છાપ પાડે છે. છતાં અવારનવાર ઝબકતું 'જયંતતત્વ' આપણને આકર્ષી લે છે. અને એનો આનંદ ઓછો નથી.

આધુનિક સંવેદન વ્યક્ત કરતા ઘણા શે'રો અહીં મળી આવે છે. સમય પ્રતિની સભાનતા, અસ્વિત્વની નિરર્થકતા, સંબંધોની પોકળતા, એકલતા વગેરે કેટલાક શે'રોમાં સચોટ અભિવ્યક્તિ પામે છે:

કાચબાની પીઠ જેવો છે સમય,
કોણ જાણે શું થવાનો વ્હેમ છે!
(પૃ. ૧૮)

વ્યર્થતાની ભીંત છે ચારે તરફ,
તોડવાનું કોઈમાં સાહસ નથી.
(પૃ. ૪)

એકબીજાને મળે છે સૌ છતાં;
કોઈ ચ્હેરો સાહજિક-સાલસ નથી.
(પૃ. ૪)

આજ મારે કૈંક કહેવું છે મને,
ભીંત પર દર્પણ હશે તો ચાલશે.
(પૃ. ૨૦)

કોણ છે પ્રત્યક્ષ—પૃચ્છા ગૌણ ગણી,
કોઈ સાથે આપણો સંલાપ ચાલે.
(પૃ. ૧૦)

હું હતો કે હઈશની શી ખાતરી?
ફક્ત છું એનો જ દસ્તાવેજ છે.
(પૃ. ૭)

આધુનિક સંવેદન કયારેક આધુનિક લિબાસમાં પણ વ્યક્ત થાય છે:

હું તમે ને આ બધું ઍબ્સર્ડ છે,
શૂન્ય છે તખ્તો હવે ઍકશન વગર.
(પૃ. ૬૦)

આપણી ભારતીય તત્વવિચારણાના પડઘા અહીં અવારનવાર પડે છે. પરંતુ તે વિશેષ કશું સિદ્ધ કરતા નથી. 'કર્મ કર' રદીફવાળી છેલ્લી ગઝલ તો આખી 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતાપ્રેરિત' છે. પોતાની શબ્દ-પ્રવૃત્તિ વિશે વાત કરે છે ત્યારે શ્રી વસોયા ખીલી ઊઠે છે. પવિત્રતા, નિષ્ઠા અને સ્વાર્પણના સંદર્ભો એકસાથે ઉપજાવી આપતો શે'ર જુઓ:

મેં કમળપૂજા કરી છે શબ્દની,
પેન-કાગળ બેઉ લોહીઝાણ છે.
(પૃ. ૩૦)

'ખેતર' ગઝલનો તાજગીપૂર્ણ દૃશ્ય કલ્પન આપતો આ શે'ર કવિની ચિત્રાંકનશક્તિનો ખ્યાલ આપશે:

પાથરીને રંગબેરંગી પથારી,
શીશ શેઢે઼ઢાળી પોઢી જાય ખેતર.
(પૃ. ૨૨)

'રંગલા' જેવી નવી અને નિભાવવી મુશ્કેલ બને એવી રદીફ લઈને પણ શ્રી વસોયા એમાં ગઝલનો મિજાજ જાળવી શક્યા છે :

લે સડાકો તો ખબર પડશે તને,
દુઃખ તો ચપટી બજર છે રંગલા !
(પૃ. ૬૫)

શ્રી વસોયાનું ભાષા–પ્રભુત્વ પણ નોંધપાત્ર છે. મોટા ભાગની ગઝલોમાં એમણે બોલચાલની ભાષા કામિયાબીથી પ્રયોજી છે, છતાં એમને લોકબોલી કે તત્સમ પદાવલિયુક્ત ભાષા પણ સહજ છે :

વાદળાં બે–પાંચ વરહે તોય શું;
ભોંય ભેગા થઈ ગિયા જ્યાં મોલ સે.
(પૃ. ૫૮)

ચેતનાની ધજા ચોતરફ ફરફરે,
અવ મુદામય લહું દિવ્ય તવ આંખડી.
(પૃ. ૬૮)

ઉપરાંત, અંગ્રેજી શબ્દ-પ્રયોગો પણ તેઓ છૂટથી કરી લે છે. એવું એક ઉદાહરણ આપણે અગાઉ જોઈ ગયા છીએ.

સોળમા પાના પરની એમની ગઝલનો એક શે'ર આ પ્રમાણે છે :

શબ્દના છે અનુભવો સારા મને,
બિંદુમાં દેખાય છે દરિયા મને.

સંગ્રહમાંથી પસાર થતાં, શ્રી વસોયાને શબ્દના સારા અનુભવો થતા રહેશે અને તેઓ આપણને એવા અનુભવો કરાવતા રહેશે એવી શ્રદ્ધા જન્મે છે.

[ પ્રકાશક : જયંત વસોયા, યાદવ રોડ, ઉપલેટા-૩૬૦૪૯૦, માર્ચ ૧૯૮૩, પૃ. ૭૬, રૂ. ૭-૫૦]

## કવિલોકની નવી વ્યવસ્થા

'કવિલોક' છેલ્લા દોઢવર્ષથી 'કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ–૧' એ સરનામેથી પ્રકટ થતું નથી. હજુ પણ કેટલાંક ગ્રાહકો પોતાનું લવાજમ એ જૂના સરનામે મોકલે છે. આથી વ્યવસ્થામાં વિલંબ થાય છે. આથી ગ્રાહકો–સર્જકોને વિનંતિ છે કે 'કવિલોક' અંગેનો બધો જ પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો :

**વ્યવસ્થાપક : કવિલોક**

લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦ ૦૦૯

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક

રાજેન્દ્ર શાહ

તંત્રી

ધીરુ પરીખ

વર્ષા

૨૦૪૦

જુલાઈ – ઓગસ્ટ ૧૯૮૪ સળંગ અંક ૧૬૦ દ્વિજ અંક ૮૮

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર · વર્ષ · ૨૦૪૦ · સળંગ અંક ૧૬૦ દ્વિ. અંક ૮૮

જુલાઈ–ઑગસ્ટ ૧૯૮૪

તંત્રી ધીરુ પરીખ

**કાવ્યો**



**અનુવાદ**



**ગદ્ય**



**આસ્વાદ**



**અવલોકન**




સલાહકાર

રાજેન્દ્ર શાહ ● નિરંજન ભગત

○ 'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુમાં દર બે માસે—ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અંતમાં—પ્રકટ થાય છે.

○ દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨૫, પરદેશમાં રૂ. ૬૦ યા પા. ૪, અમેરિકામાં રૂ.૭૫ યા ડૉલર ૧૦

○ લવાજમ મોકલવાનાં સ્થળ :

(૧) 'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ-૯
(૨) વિજય સ્ટોર્સ, ૬૨, કલ્યાણભવન, રિલીફ રોડ અમદાવાદ-૧, યા સ્ટેશન રોડ, આણંદ
(૩) સૌરભ પુસ્તક ભંડાર, રિલીફ રોડ, પાડાશાહની પોળ સામે, અમદાવાદ-૩૮૦૦૦૧
(૪) સાહિત્ય મિલાપ, ધર્મેન્દ્રસિંહજી કૉલેજ સામે, રાજકોટ–૧

આ અંકની છૂટક કિંમત રૂા ૫

આજીવન લવાજમ રૂપિયા ૨૦૦

તમામ પત્રવ્યવહાર તથા લવાજમ ભરવાનું સરનામું
'લાવણ્ય', વિજયપાર્ક, નવરંગપુરા
અમદાવાદ–૩૮૦ ૦૦૯

મુદ્રક અને પ્રકાશક : ધીરુ પરીખ
મુદ્રણસ્થાન
પ્રિન્ટવેલ. ૯, પુનાજી એસ્ટેટ, ચોખાબજાર, દૂધેશ્વર
અમદાવાદ–૩૮૦૦૦૪

પ્રત્યેક કાવ્યરસિકે વસાવવા જેવાં પ્રકાશનો

# નવ્ય કવિ શ્રેણી

કવિલોક ટ્રસ્ટે નવ્ય કવિઓના કાવ્યસંગ્રહોનું પ્રકાશન કરવા 'નવ્ય કવિ શ્રેણી'નો આરંભ કર્યો છે.

આ શ્રેણીમાં નીચેના પ્રથમ બે કાવ્યસંગ્રહો પ્રગટ થઈ ગયા છે :

| | |
|---|---|
| ૧. પરંતુ | વિનોદ જોશી |
| ૨ પાર્થિવ | જગદીશ વ્યાસ |

પ્રત્યેક સંગ્રહ પર પૃષ્ઠનો છે. નેચરલ શેઈડના ભારે કાગળ પર સ્વચ્છ મુદ્રણ અને મધ્યવર્તી દોરીની બંધાઈવાળા આ આકર્ષક પ્રત્યેક સંગ્રહની કિંમત રૂપિયા સાત છે. પરંતુ 'કવિલોક'ના ગ્રાહકને આ પ્રત્યેક સંગ્રહ માત્ર રૂપિયા પાંચમાં મળી શકશે. 'કવિલોક'ના તમારા વાર્ષિક લવાજમ સાથે આ બે કાવ્યસંગ્રહોના રૂ. ૧૦ ઉમેરીને મોકલી, આ લાભ સત્વેળા મેળવી લેશો.

## નવું લવાજમ

જે ગ્રાહકનું લવાજમ ડિસેમ્બર ૧૯૮૩ના અંક સાથે પૂરું થયું છે તેમને ૧૯૮૪ના વર્ષનું નવું લવાજમ રૂપિયા પચીસ સત્વરે મોકલી આપવા વિનંતી છે.

વ્યવસ્થાપક : કવિલોક

લાવણ્ય, વિજય પાર્ક, નવરંગપુરા, અમદાવાદ ૩૮૦ ૦૦૯

# કવિલોક

।ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि।

## કાવ્ય-સંગીત-રચના

એ સ્પષ્ટ છે કે કવિતા શબ્દની કલા છે અને સંગીત સ્વરની. કાવ્યશબ્દમાં અર્થ અને અવાજ બંને છે, પણ તારતમ્ય દૃષ્ટિએ કવિતા અર્થની કલા છે. કવિતાના શબ્દનો અવાજ અને સંગીતના સ્વરનો અવાજ એ બંનેનાં પ્રયોજન ભિન્ન છે. વળી કવિતામાં અર્થ અને સંગીતમાં સ્વર સ્વયં આસ્વાદ્ય છે, આથી તાત્ત્વિક રીતે, શુદ્ધ કે નરી કવિતાને સ્વરની – સંગીતની જરૂર નથી, તેમ શુદ્ધ કે નર્યા સંગીતને શબ્દની – કાવ્યની જરૂર નથી. કાવ્યકૃતિ તેના ગાન વિના તેમ સંગીતની સુરાવલિ કોઈ શબ્દરચનાના આશ્રય વિના પણ રસાનુભવ કરાવી શકે છે. આમ છતાં વ્યવહારમાં શબ્દને સંગીતની અને સંગીતને શબ્દની જરૂર પડે છે. એ બન્નેને એકત્રિત કરીને નિયોજિત કરીને અથવા બીજી રીતે કહીએ તો કવિતા અને સંગીતનો સંગમ કરીને નવી જ રચના તૈયાર કરાય છે. આને આપણે કાવ્ય-સંગીત-રચના તરીકે ઓળખીશું.

હેમન્ત દેસાઈ

( 'કાવ્યસંગતિ'માંથી )

# રામનારાયણ વિ. પાઠક – 'શેષ'નું કવિતાક્ષેત્રે પ્રદાન*

## ચંદ્રકાન્ત શેઠ

રામનારાયણ વિ. પાઠક – 'શેષ' પ્રથમ વિવેચક, પછી સર્જક; કારણ 'કાવ્યજ્ઞ' માટે કવિ – આ પ્રકારે એમના વિશે વાત થતી હોય છે પરંતુ તે કેટલી ઇષ્ટ એ પ્રશ્ન છે. એક વાત તો એ છે કે, વિવેચકમાંયે સર્જકતાની અમુક કક્ષા ન હોય તો એ 'ભાવક'-પદે ન પહોંચી શકે; અને એ પદે ન પહોંચે તો સાચા અર્થમાં વિવેચક થઈ શકે? વળી રામનારાયણની સર્જન-વિવેચનની પ્રવૃત્તિ લગભગ સમાંતરે ચાલી છે. તેમણે વિવેચન પ્રવૃત્તિની શરૂઆત ઈ. ૧૯૨૧ – ૨૨ દરમિયાન કરી. તે સાથે જ તેમની કવનપ્રવૃત્તિ શરૂ થઈ ગઈ હતી. 'રાણકદેવી' કાવ્ય 'જત્રાળુ' ઉપનામે રચ્યું, ૧૯૨૧માં. 'સાલ મુબારક' એ તેમનું છેલ્લું ગ્રંથસ્થ કાવ્ય. રચાયું એપ્રિલ, ૧૯૫૫માં. એમનાં કાવ્યોની રચનાસાલ જોતાં કવિતા એમની જીવનભરની સાતત્યપૂર્વક ચાલતી પ્રવૃત્તિ જણાય છે. તેઓ કવિતા માટે 'જત્રાળુ' થયા, 'ભૂલારામ' થયા ને 'શેષ' (૧૯૨૫માં 'નર્મદાને આરે'માં). પણ ટક્યા છેવટે 'શેષ'રૂપે જ. પ્રિય પત્નીની અકાળ વિદાયે એ 'શેષ' તરીકે પોતાના જીવનને પ્રતીત કરતા હતા અને તદનુસાર એ 'શેષ' ઉપનામધારી થયા તેવું હીરાબહેનનું મંતવ્ય પ્રતીતિકર છે. 'સખીને' જેવા કાવ્યનો આધાર પણ આપી શકાય. શેષની કવનપ્રવૃત્તિના કેન્દ્રમાં વ્યાપક અને ગહન અર્થમાં સ્નેહતત્ત્વની – સૌહાર્દની પ્રતિષ્ઠા થયેલી જોઈ શકાય છે. એ તત્ત્વના આકલન અને અભિવ્યક્તમાં શેષ સર્વોત્તમ રીતે ખૂલ્યા અને ખીલ્યા છે.

એમના બે કાવ્યસંગ્રહ : 'શેષનાં કાવ્યો', ૧૯૩૮માં પ્રસિદ્ધ; 'વિશેષ કાવ્યો', ૧૯૫૯માં પ્રસિદ્ધ. હીરાબહેને 'વિશેષ કાવ્યો' એ ગ્રંથશીર્ષકમાં 'વિશેષ' શબ્દમાં 'વિ' પછી લઘુરેખા કેમ ન મૂકી તે આપણે સમજી શકીએ છીએ. 'શેષનાં કાવ્યો'ની ૧૯૭૨ની પાંચમી આવૃત્તિમાં ૭૩ રચનાઓ છે, 'વિશેષ કાવ્યો'માં પૂરી – અધૂરી મળીને ૫૭; તેમાંય 'શેષનાં કાવ્યો'ની બીજી આવૃત્તિમાંની ૧૭ રચનાઓ ઉપરાંત સંસ્કૃતમાંથી થયેલા અનુવાદો તેમ જ અર્પણોનો કેટલોક અંશ પુનરાવર્તન પામેલ છે. આ જોતાં સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટની એ લાગણી સાચી હતી કે 'શેષનાં કાવ્યો'નો એક બૃહત્સંચય કરી શકાત.

'શેષનાં કાવ્યો' પાછળ, સુંદરમ્, મનસુખલાલ ઝવેરી આદિ નિર્દેશે છે તેમ, કાન્ત અને બ. ક. ઠાકોરની કાવ્યપરંપરા રહેલી જ છે. ખબરદાર જો 'સાહિત્યપ્રેરિત કવિ' લેખાયા તો આ શેષને પણ વધુ ગહન અને સંકુલ અર્થમાં 'સાહિત્યપ્રેરિત કવિ' લેખી શકાય. શેષ; વિષ્ણુપ્રસાદનો શબ્દપ્રયોગ પ્રયોજીને કહીએ તો, 'કાવ્યજ્ઞ' ખરા જ; પરંતુ આપણને તો અહીં 'કાવ્યજ્ઞ એટલે કાવ્યને અનુભવીને અને સર્જીને જાણનાર' – એવો અર્થ જ ઇષ્ટ થાય. રામનારાયણની કવનપરિપાટી

* ગુજરાતી સાહિત્ય પરિષદ યોજિત નામસ્મરણ મહોત્સવ પ્રસંગે આપેલું વક્તવ્ય.

કેટલેક અંશે આપણને નરસિંહરાવની યાદ આપે છે; પરંતુ નરસિંહરાવની તુલનામાં રામનારાયણ – 'શેષ'માં લીલપ – તાજગી – નવનવોન્મેષ, મોકળાશ ઘણાં વધુ; એમનું કવિત્વ સવિશેષ ઘનતા ને ગહનતાની છાપ પેદા કરનારું.

રામનારાયણ ગાંધીયુગીન શિષ્ટમાન્ય - 'ક્લાસિકલ' કવિ; ગાંધીયુગીન સત્ત્વ એમના જીવનમાં બરોબર પચેલું ને દર્શનમાં સ્પષ્ટતયા પ્રગટેલું. કલાશિસ્તના એ હિમાયતી ને સાથે લીલારસિક પણ. ગંભીરતા સાથે હળવાશનું આકર્ષક સંમિશ્રણ. પૂરા પ્રયોગરસિક. 'શેષનાં કાવ્યો'ને માટે અનંતરાયે યોગ્ય રીતે જ 'પ્રયોગમાલા' શબ્દ પ્રયોજેલો.

'શેષનાં કાવ્યો' ને 'વિશેષ કાવ્યો' અવલોકતાં જે કેટલીક વિલક્ષણતાઓ જણાય છે તે અત્રે નોંધીશું :

૧. શેષ જીવનનિષ્ઠ કલાના પક્ષકાર છે; તેઓ સ્વસ્થ ને સમુદાર વ્યક્તિત્વ ધરાવતા તત્ત્વાભિનિવેશી સર્જક છે. તેમની કવિતામાં માંગલ્યલક્ષી તત્ત્વનિષ્ઠા–જીવનનિષ્ઠા અને ઊંડી જીવનરસિકતા છે. તેઓ પૂરા માનવતાવાદી કવિ છે. મેઘાણી કહે છે તેમ, તેઓ 'કરુણા અને હાસ્ય, જગજ્જનનીના એ બે સ્તનોનું પયપાન કરીને માનવપ્રેમી બનેલા કવિ' છે.

૨. શેષની કવિતામાં શિષ્ટ સૌન્દર્યદૃષ્ટિ અને વિશુદ્ધ કાવ્યાભિરુચિ છે. કાવ્યમાં ક્યાંય અભદ્ર કે હીન તત્ત્વ એમને માન્ય નથી એમની કવિતા સુઘડતા ને સંવાદિતાની પરિપક્વ મુદ્રાથી ચમકે છે. સત્ત્વસંશુદ્ધિ માટેની સહજ અભિમુખતાને કારણે તેમની કવિતામાં સત્ત્વસમૃદ્ધિ પણ આવી છે.

૩. તેમની કવિતામાં સૂક્ષ્મ જીવન–કલા–વિવેક હોવાથી શેષનો સંયમરસ એકંદરે કલોપકારક થતો વરતાય છે. 'પોઢેલા પિયુના –', "જતો'તો સૂવા ત્યાં", 'બીજરેખા' જેવાં કાવ્યોથી આનો ખ્યાલ આવી શકે.

૪. 'શેષનાં કાવ્યો'માં લાગણીની ટાઢાશ હોવાનો આક્ષેપ શાથી થાય છે તે સમજાય એવું છે, પરંતુ સાચો નથી. કેટલીક વાર દેખીતી રીતે સાદું લાગતું કાવ્ય ઘણું ગહરાઈવાળું હોય એવું બને છે 'એક સન્ધ્યા' એનું ઉદાહરણ છે. એમનાં કાવ્યોમાં બુદ્ધિનું–તર્કનું ચલણ જરૂર છે, પરંતુ તે એકંદરે કાવ્યપરિપોષક બનેલ છે, અને કાવ્યને બાધારૂપ તત્ત્વો નિવારવામાં સહાયરૂપ થયું હોય એમ લાગે છે. તેમની કવિતામાં એકંદરે વિચાર–ઊર્મિની સંતુલા વરતાય છે.

૫. શેષનાં કાવ્યોમાં એક પ્રકારનું નાગર અભિજાત્ય છે. એમની કવિતામાં પ્રગટતું આ નાગરત્વ આદિમ માનવભાવોને રૂંધનારું ન રહેતાં, સદ્‌ભાગ્યે તે ભાવો વિશુદ્ધ રૂપે – સુરેખ રીતે પ્રગટ થાય એ માટેની અભિવ્યક્તિરીતિની માવજત કરનારું બને છે.

૬. શેષનાં કાવ્યોને એના સર્જકના વ્યાપક સાહિત્યવ્યાસંગનો – ખાસ કરીને સંસ્કૃત અને મધ્યકાલીન તથા અર્વાચીન ગુજરાતી કવિતાના વ્યાસંગનો વિધેયાત્મક રીતે લાભ મળ્યો છે.

તેમણે મધ્યકાલના ભજન, દુહા, ગરબી, ગરબા, આખ્યાનાદિ કાવ્યપ્રકારોનો તેમ જ અંજની-કાવ્ય, સૉનેટ, ખંડકાવ્ય જેવા અર્વાચીન કાવ્ય પ્રકારોનો સવિવેક યથાવકાશ વિનિયોગ કર્યો છે. ગુજરાતી હાસ્યરસની કવિતાના તેઓ એક શ્રેષ્ઠ સર્જક. ગુજરાતી પ્રતિ-કાવ્યોની પરંપરામાં ખબરદાર પછી તેમનું નામ દેવું જોઈએ. કાન્તનાં ખંડકાવ્યો પછી એ પ્રકારમાં એક ડગલું આગળ ભર્યું હોય તો શેષે. 'તુકારામનું સ્વર્ગારોહણ' એક મહત્ત્વનું સીમાચિહ્ન છે આપણા ખંડકાવ્યપ્રકારમાં. ગુજરાતી પ્રણયકવિતામાં પણ શેષ એક ઉત્તમ સર્જક લેખે દૃષ્ટિગોચર થાય છે. પ્રસન્ન દાંપત્યજીવનનાં ને તેમાંય સખ્યભાવનાં કાવ્યો – સખીવિરહનાં કાવ્યો આપણી સ્મરણીય કવિતાસમૃદ્ધિ છે. પ્રણય-ત્રિકોણના પડછે 'મંગલ ત્રિકોણ'ની ભેટ આપનાર પણ આપણા આ શેષ. ગુજરાતનાં ઉત્તમ સૉનેટોના સંચયમાંથી 'છેલ્લું દર્શન'ને બાકાત ન રાખી શકાય. આપણી ગીતસંપત્તિમાં 'હજીયે ન જાગે મારો આતમરામ' રહેશે જ. આપણી પરમાત્માને અનુલક્ષતી કવિતામાં 'સિન્ધુનું આમંત્રણ' અને 'ઉસ્તાદને' કાવ્યો તો ટકવાના જ. ગુજરાતી મુક્તક કવિતાને થોડાંક પાણીદાર 'મુક્તક' શેષ તરફથીયે સાંપડ્યાં છે. ગુજરાતી પ્રકૃતિકવિતામાં માનવ-ભાવના પુટવાળું 'ડુંગરની કોરે' કાવ્ય વિશિષ્ટ લાગવાનું. એમાં એવા પ્રકારની વિષાદમૂલક ભેંકારતા ચીતરાઈ છે, જે અનુભવી શકાય છે પણ તેને વર્ણવવા યોગ્ય પર્યાયાત્મક શબ્દ જડતો નથી. ગુજરાતી પ્રાર્થનાકાવ્યોમાં આત્મબળની ખુમારીવાળાં, જિંદાદિલીનું કોઈ ને કોઈ તત્ત્વ પ્રગટ કરતાં શેષનાં કાવ્યોની એક આગવી તરેહ છે, સામાજિક અભિજ્ઞતાની – સમાજનું વૈષમ્યદર્શન કરાવતી કવિતામાં 'વૈશાખનો બપોર'નું સ્થાન નિશ્ચિત જ છે. આ રીતે જોઈએ તો એમનું કવિતાપ્રદાન ઐતિહાસિક તેમ ગુણવત્તાની દૃષ્ટિએ પણ ધ્યાનાર્હ છે.

૭. રામનારાયણની કવિતામાં પ્રકારવૈવિધ્ય સાથે વિષય ને ભાવનું વૈવિધ્ય પણ છે જ. એમની કવિદૃષ્ટિ સરાણિયા પાસેથી કે સેન્ટ્રલ સ્ટેશન ગાડીમાં દેખાતા શિશુ પાસેથીયે કવિતા લઈ આવે છે. પૂરી ગાંધીનિષ્ઠા ને દેશદાઝ છતાં એમણે એમની કવિતાને પ્રચારકવિતા થવા દીધી નથી. અંતરંગે શિક્ષક છતાં કવિતાને શુષ્ક બોધમાં સરી જવા દીધી નથી. તેમણે કૃષ્ણ ને શંકર પાસેથી, બુદ્ધ ને ગાંધી પાસેથી, તુકારામ ને રવીન્દ્રનાથ પાસેથી, રાણકદેવી પાસેથી, 'સ્નેહરશ્મિ' ને પોતાની પાસેથીયે કાવ્ય-વિષય મળે છે. છીંકથી ને માંદગીથી માંડી, પ્રકૃતિ, પ્રણય, પરમતત્ત્વ, સત્યતત્ત્વ આદિ કાવ્યના સનાતન વિષયો સુધી તેમની કવિતાનો વ્યાપ છે; કેમ કે શેષ જીવનને સમગ્રતાએ જોનારા અને કવનમાં તેને એકાગ્રતાએ નિરૂપનારા કવિ છે.

૮. પિંગળશાસ્ત્રી અને કાવ્યજ્ઞ શેષની કવિતાનું છંદોવિધાન – પદ્યવિધાન એ ક્ષેત્રના અભ્યાસીઓ માટે રસનો વિષય બને એવું છે. અનુષ્ટુપ,

મિશ્રોપજાતિ, સ્રગ્ધરા જેવા અક્ષરમેળ તો દોહરો, ઝૂલણા જેવા માત્રામેળ છંદો તથા દેશીઓ ને લોકઢાળોના નોંધપાત્ર સજાગતાથી પ્રયોગો કર્યા છે અનુષ્ટુપ–સ્રગ્ધરા, કે ગેય ઢાળ ને વૈતાલીય છંદ જેવા પદ્યબંધોનાં મિશ્રણ પણ જોવા જેવાં છે. ન્હાનાલાલની ડોલનશૈલીનું હાર્દ પણ કેટલું આત્મસાત્ કર્યું છે તે તેમની 'કોઈ કહેશો ?' એ કૃતિ બરોબર બતાવે છે.

૯. શેષનાં ઉપમાચિત્રો ને ભાવચિત્રો અલગ નોંધ માગે તેવાં છે. 'મંગળ ત્રિકોણ', 'ઉસ્તાદને', 'ડુંગરની કોરે', 'પોઢેલા પિયુના', 'બીજ–રેખા' જેવાં કાવ્યો આ સંદર્ભમાં જોવાં ઘટે, તેમની પાસેથી કેટલાક તાજગીભર્યા અલંકારોયે મળે છે. એ અલંકારો એમની કલ્પનાશક્તિના રમણીય સંચારનો સરસ ખ્યાલ આપે છે. ડોલરરાયે 'ઉપમાનું એક સ્વતંત્ર વિશિષ્ટ રૂપ તેમ જ મહાકાવ્યની વ્યક્તિમાં અનિવાર્ય અને ઉપકારક થઈ પડે તેવું વ્યક્તિસ્વરૂપ લગભગ પહેલી જ વાર ગુજરાત સમક્ષ મૂકવાને માટે' શેષનો ઋણભાવે ઉલ્લેખ કર્યો છે.

૧૦. શેષમાં સંવાદ–વર્ણન–કથનને કવિતામાં લાંબા ફલકે ચલાવવાની ક્ષમતા હોય એવું લાગે છે. જે રીતે 'ડુંગરની કોરે', 'મંગલ ત્રિકોણ', 'ઉસ્તાદને', 'બુદ્ધનું નિર્વાણ', 'તુકારામનું સ્વર્ગારોહણ', 'ગાંધીયુગ' વગેરે કાવ્યો રચાયાં છે તે જોતાં શેષ શા માટે દીર્ઘ કાવ્ય આપવા તરફ ન વળ્યા એ પ્રશ્ન ચિત્તમાં ઊગે છે. આપણી સમક્ષ તો તેઓ 'ઊર્મિકવિ' તરીકે જ ઉપસ્થિત થાય છે. પણ એમની કવિપ્રતિભાને દીર્ઘ કવિતા પણ પૂરી અનુકૂળ આવત એમ લાગે છે.

૧૧. શેષનું ગદ્ય કાચ જેવું નિર્મળ હોવાનું લેખાયું છે. પદ્ય માટે પણ તેવું કહી શકાય. એમનું પદ્ય પ્રાસાદિક છે. તે પ્રાસાદિકતા એમના સમતા તથા શમત્વયુક્ત, સ્વચ્છ–પ્રસન્ન જીવન-દર્શન સાથે અવિનાભાવિસંબંધે અન્વિત છે 'આદિનાદ'ને પ્રાર્થનારા શેષ ને કવિતાની વાણીના અર્થ સાથે જ નાદનોયે રસાત્મક સાક્ષાત્કાર થયેલો છે. તેથી જ એમની શબ્દાર્થપસંદગી, એમની શબ્દાર્થપ્રયોજના રસાવહ છે. એમની કવિતામાં વાગર્થની સંપૃક્તિ માટેની ચીવટ – સભાનતા દેખાય છે. એમના કેટલાક અલંકારપ્રયોગો તેમની સંવેદનશીલતા –કલ્પકતા સાથે તેમની સૌન્દર્યનિષ્ઠ વાઙ્–નિર્મિતિનાંયે રોચક ઉદાહરણો બની રહે છે. તેઓ ઘરેળુ બોલચાલની લઢણથી માંડીને ઔપચારિક સાક્ષરી સ્તર સુધીની વિવિધ ભાષાભંગિમાઓનો સરસ રીતે વિનિયોગ કરી જાણે છે. નર્મમર્મ, કટાક્ષ, કાકુ વગેરેનો યથાવશ્યક વિનિયોગ કરવામાં તેઓ નિપુણ છે. 'પાઠકની છીંક'ની પ્રાસરમત પણ જોવા જેવી ખરી.

૧૨. શેષની અનુસર્જક–અનુવાદક તરીકેની ઉત્કૃષ્ટ શક્તિનો અણસાર આપે એવી રચનાઓ બંનેય સંગ્રહોમાં છે. એ શક્તિ માત્ર કેટલીક લઘુ કૃતિઓ પૂરતી જ અહીં મર્યાદિત રહી તેના

ભણ્યેગણ્યે થઈ બેઠા પૂજ,
પણ અળગું રહ્યું આત્માનું ગુઝ.
ભેદ ન લહ્યો વાંચ્યાં ફાંકડાં,
કાળે આખા ફેરવ્યાં માંકડાં. ૧૭૯

આ છપ્પાની પહેલી લીટીનો પાઠ ઉ. મ. અને સ.માં ઉપર મુજબ છે. (મ. અને સ.માં 'વગૂતા' છે. 'વગૂતા' અને 'વિગૂતા'નો એક જ અર્થ થાય છે.) પણ ઉત્તરાર્ધનો પાઠ ત્રિ.માં '(જેણે કર્મ તણાં બાંધ્યાં બંધાણ' છે. ઉ.એ ઉપયોગમાં લીધેલી સંજ્ઞા ર અને ૩ વાળી પ્રતોમાં આ પાઠ છે પણ તેમણે પાઠાન્તરમાં તે નોંધેલ નથી. વળી ફા.ગુ.સ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં પણ આ પાઠ છે.

'વિગૂતા-વગૂતા'નો અર્થ ઉ. ગૂંચાયા, ભરાયા, રચ્યાપચ્યા' આપે છે. મ. પણ 'ગૂંચવાયેલા, સંસારમાં રચ્યાપચ્યા' આપે છે. ત્રિ. ટિપ્પણમાં 'છેતરાયેલા, ભરાઈ પડેલા, ગૂંચવાયેલા, વગોવાયેલા' એવા નોંધે છે પણ અનુવાદમાં 'છેતરાયેલા' અર્થનો ઉપયોગ કરે છે. સ. તેનો અર્થ 'વગોવતા' આપે છે.

શ્રી જયંત કોઠારીએ આ છપ્પાના અર્થની ચર્ચાવિચારણા 'ફાર્બસ સભા ત્રૈમાસિક'ના એપ્રિલ-જૂન, ૧૯૮૨ના અંકમાં કરી છે તેમાં તેમણે આ શબ્દના વિવિધ અર્થોની સદૃષ્ટાંત નોંધ કરી, અખાએ આ છપ્પામાં 'વિગૂતા-વગૂતા' શબ્દ કયા અર્થમાં વાપર્યો છે તે નક્કી કરવા પ્રયત્ન કર્યો છે. તેમાં તેમણે 'ફસાયેલા' અને 'દુઃખી થયેલા' એ અર્થો યોગ્ય રીતે જ પસંદ કર્યા છે.

'બંધાણ'નો અર્થ ઉ. ત્રિ. અને મ.એ 'વ્યસન' આપ્યો છે. અખો કોઈ કોઈ વાર 'કર્મ'ને વ્યસનનું રૂપક આપે છે. પણ આપણે ત્યાં 'કર્મ' સાથે બંધનના અર્થમાં તેનો વ્યાપક પ્રયોગ થાય છે, તે જોતાં અને પાંચ જેટલી પ્રતોમાં આવેલો હોવાથી 'કર્મ તણાં બાંધ્યાં બંધાણ' એ પાઠ પસંદ કરવા જેવો છે.

ત્રીજી લીટીનો પાઠ ઉ., મ. અને સ.માં ઉપર પ્રમાણે છે. ત્રિ.એ ઉત્તરાર્ધમાં 'આખા કાળ-માયે ફેરવ્યાં માંકડાં' સ્વીકાર્યો છે. ઉ.એ તેમણે ઉપયોગમાં લીધેલી સંજ્ઞા પવાળી પ્રતનો' હરી જાણ્યા વીના સર્વ ફાંકડાં, અખા કાલ તણા સહૂ માંકડાં' તેમજ સંજ્ઞા ર, ૩, ૬ અને ૭ વાળી પ્રતના 'કાલમાયાએં' (૬ એ, ૩ ૭ યે)એ પાઠાન્તર નોંધ્યા છે. ફા. ગુ. સ.ની ક્રમાંક ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં કાલમાયાયે ફેરવ્યાં માંકડાં' પાઠ છે.

મ. અને સ. 'ફાંકડાં'નો અર્થ 'ફાંગડાં, પ્રપંચ' આપે છે. ઉ. વધારામાં 'જાળ' અર્થ નોંધે છે. મ. આ પંક્તિનો અર્થ "જેમ મદારી વાનરને ફેરવી ખેલ કરાવે તેમ કાળે આ પંડિતો પાસે પ્રપંચના ચોપડા વંચાવ્યા છે. તેથી તેમને પરમાત્મતત્ત્વનો સાચો ભેદ મળ્યો નથી."

ત્રિ. 'ફાંકડાં'ના 'લખેલી લીટી કે વાક્ય, અવ-જોગના પ્રસંગ' એવા અર્થ નોંધી અનુવાદ જુદો જ કરે છે. "એમણે તો અગાઉ લખાયેલાં પુસ્તકો કેવળ વાંચ્યાં છે, એમાંનો મર્મ એમણે ગ્રહ્યો નથી. એઓ તો કાળ અને માયાએ મદારીની માફક નચાવેલાં વાંદરાં જેવા છે."

શ્રી જયંત કોઠારીએ પોતાની ચર્ચામાં લખ્યું છે તેમ "ગુજરાતી કોશો 'ફાંગડાં'ના 'જાળ, પ્રપંચ' એવા અર્થ નોંધે છે પણ 'ફાંકડું' તો 'ફક્કડ, સુંદર,

બંને અર્થ સુસંગત છે પણ 'ફાંગડાં' પાઠ કોઈ હસ્તપ્રતમાં નથી. અને 'ફાંકડાં'થી કામ નભતું હોય તો 'ફાંકડાં' નું 'ફાંગડાં' કરવાની જરૂર પણ નથી.

૧૩

દ્રવ્ય હરિનો, હરિ દાતાર,
 વચ્ચે વતાગરો જીવ વહે ઉપકાર.
એ તો હરિનો શત્રુકાર,
 સ્થાવર જંગમ પામે આહાર
એમ જાણી દીધે હરિ ફળે.
 અખા અહંકારે આપ્યું ખળે. ૧૮૨

ઉપરના છાપાની છેલ્લી લીટીમાં ઉ. અને મ.માં 'આપ્યું ખળે', ત્રિ.માં 'આપ્યું પળે', જ્યારે સ.માં 'આણું વળે' છે. ઉ. એ સંજ્ઞા ૫ નીચે 'દીધૂ ટલિ', સંજ્ઞા ૬ નીચે 'આપો પલે' અને સંજ્ઞા ૭ નીચે 'આપું પલે' પાઠાન્તર નોંધ્યા છે. ફા.ગુ.સ ની ક્રમાંક ૨૬૭ (ઉ ૨), ૩૩૬ (ઉ ૩), ૩૪૯, ૩૬૨ અને ૮૨૬ વાળી પ્રતોમાં 'આપ્યું પલે' છે.

ઉ. અને મ. 'ખળે' નો 'ખળી જાય' અને ઉ. વધારામાં 'અફળ જાય' એવો અર્થ આપે છે. ત્રિ. 'પળે'નો 'એળે જાય છે' એવો અર્થ આપે છે. સ.નો પાઠ અને તેનો અર્થ 'ઘેર આવી રહે' છાપાના અર્થ સાથે કશો સંબંધ ધરાવતો નથી.

છાપાની પ્રથમ બે પંક્તિનો અને ત્રીજી પંક્તિના પૂર્વાર્ધનો અર્થ આવો થાય છે: "બધું જ દ્રવ્ય હરિનું છે ને હરિ જ દ્રવ્ય આપનાર છે, છતાં જીવ પોતે ઉપકાર કરે છે એવો ભાવ ધારણ કરીને દાન આપે છે. પણ સ્થાવરજંગમ જ્યાં આહાર પામે છે એ તો હરિનું જ સદાવ્રતસ્થાન (શત્રુકાર) છે ને પોતે હરિ વતી કામ કરનાર છે એમ માની દાન આપે તો જ હરિ પ્રસન્ન થાય છે (ફળે છે.)"

આ સંદર્ભમાં ત્રીજી લીટીના ઉત્તરાર્ધનો 'ખળે', 'ટળે' અને 'પળે' એ ત્રણમાંથી એક પાઠ પસંદ કરવાનો છે.

ખરું જોતાં અહંકારથી જે દાન આપ્યું હોય તે ખળી જાય છે કે ટળી જાય છે એમ કહેવું બરાબર નથી, કારણ કે આવું દાન – જે હરિનું દ્રવ્ય છે તે-નાશ પામતું નથી પણ 'એળે જાય છે, અફળ જાય છે' એટલે કે તેથી હરિ પ્રસન્ન થતા નથી. આને માટે 'પળે' ( = અલ્યું જાય) પાઠ વધુ યોગ્ય ગણાય.

૧૪

સ્વરૂપ રહો શિવ જાણ્યા માટ,
 જીવતે મૃત બેઠું જેને ઘાટ.
કાળ કર્મ, પિતૃ ગ્રહ દેવ કેડે કર વહેતો અહમેવ.
હરિ અણજાણ્યે સર્વે ખરું,
 અખા પ્રભુ પ્રીછ્યે પાધરું. ૧૮૪

ઉ. અને મ.માં ઉપર પ્રમાણે પાઠ છે. ત્રિ.માં 'સ્વરૂપે', 'હાર' અને 'મૃતક' પાઠ છે. સ.માં પહેલી પંક્તિનો પૂર્વાર્ધ 'શિવ ફેરે શિવ જાણ્યા માટ' છે અને બીજી પંક્તિમાં 'કેડે કર વહેતો'ને સ્થાને 'કેડે થઈ વહેતો' પાઠ છે. ઉ.એ સંજ્ઞા ૧ વાળી પ્રતમાં પહેલી લીટીના આરંભમાં 'શિર ઉફરો' (આ પછી 'શિવ' વગેરે શબ્દો છે) પાઠાન્તર હોવાનું નોંધ્યું છે. ફા.ગુ.સ.ની ૩૩૬, ૩ ૯, ૩૬૨ અને ૮૨૬ ક્રમાંક-વાળી પ્રતોમાં 'શિવ'ને સ્થાને 'હરિ', 'મૃત'ને સ્થાને 'મૃતક' અને 'કેડે' ને સ્થાને 'કેડચે' છે. કેટલીક પ્રતોમાં 'રહો'ને સ્થાને 'રહ્યો' લખેલ છે.

આ બધાં પાઠના અર્થ ભિન્ન નથી. (સ.ના પાઠ ભ્રષ્ટ છે) તેથી અહીં પાઠપસંદગીનો સ્પષ્ટ લાગે તેવો પ્રશ્ન ઊભો થતો નથી. પણ શબ્દો છૂટા નહિ પાડવાથી ('જીવતે'ને સ્થાને 'જીવ તે' નહિ કરવાથી) અને શબ્દોના અર્થ વિશે જરૂરી વિચારણા નહિ કરવાથી આ છપ્પાના કેવા અર્થ થયા છે તે જોઈએ :

ઉ.એ આ છપ્પાનો અર્થ આ પ્રમાણે આપ્યો છે, "જાણવા માટે. જીવતાં છતાં એને મૃત્યુ ઘાટ બેઠું–બરાબર ગોઠવાયું. કાળ–કર્મ–પિતૃ વગેરે પાછળ અહંકાર હાથ ધરે છે (કે ભાર ઉપાડે છે.–?) પ્રભુને ન જાણવાથી પિતૃગ્રહદેવ આદિ સાચાં લાગે છે, પણ પ્રીછવાથી એમની ગરજ રહેતી નથી ને પાર પમાય છે".

મ. છપ્પાનો ગદ્યાનુવાદ–અર્થ આવો આપે છે : "પરમાત્માને જાણવા માટે તું તારા મૂળ સ્વરૂપમાં–બ્રહ્મમાં જ રહે. જીવતાં છતાં જેનું મૃત્યુ નિર્મિત થયું છે તે અહમેવ—અહંભાવને કાળ, કર્મ, પિતૃ, ગ્રહ, દેવ વગેરેની પાછળ (તેમને તો છોડવાના જ છે) વહેતો મૂકી દે. જ્યાં સુધી પરમાત્માને જાણ્યા નથી હોતા ત્યાં સુધી આ સૌ સત્ય જણાય છે, પરંતુ પરમાત્માને ઓળખતાં જ એ સર્વ મિથ્યા છે તે સીધું સમજાય છે."

ત્રિ.એ કરેલો અર્થ આ પ્રમાણે છે : "જે હરિનો જન છે તે તો હરિને જાણી લીધા હોવાથી આત્મ-સ્વરૂપમાં જ સ્થિતિ કરી રહ્યો છે. એને તો જીવતે જીવ મૃત્યુ ધારેલી રીતે આવી મળે છે. પિતૃઓ (શ્રાદ્ધકર્મ), ગ્રહો (ગ્રહશાંતિ), દેવ (સેવાપૂજા) એ બધાં કાળનાં કર્મ છે, પણ પછી જીવ અહંભાવે એ પોતાનાં કર્મ છે એવો હકદાવો કરે છે. જ્યાં સુધી હરિને જાણ્યા નથી ત્યાં સુધી આ બધું જે મિથ્યા છે તે તેને સાચું લાગે, પણ પ્રભુને–સર્વવ્યાપી શક્તિમાન પરમાત્માને પ્રીછતાં બધું પાધરું થઈ જાય છે."

શ્રી જયંત કોઠારીએ આ અર્થોની ચર્ચા-વિચારણા 'ફાર્બસ સભા ત્રૈમાસિક'ના ૧૯૮૨ના જુલાઈ–સપ્ટેમ્બર અંકમાં કરી છે.

શ્રી કોઠારીએ ઉ.એ કરેલા પ્રથમ બે પંક્તિના ગદ્યાનુવાદનાં વાક્યોને 'અસ્પષ્ટ અર્થવાળાં' કહ્યાં છે. જો કે છેલ્લી લીટીના ઉત્તરાર્ધનો અર્થ પણ એ બે લીટીના અર્થની જેમ ખોટો છે.

શ્રી કોઠારીએ, શ્રી મહેતાએ "સ્વીકારેલો અન્વય બરાબર છે કે કેમ તે વિચારવા જેવું છે" એવી શંકા ઉઠાવી છે પણ તેમને લાગ્યું છે કે "મહેતાનું તાત્પર્ય સમજાય એવું છે : જીવની હયાતી પણ અહંભાવનું મૃત્યુ, એ અહંભાવને અને કાળ, કર્મ વગેરેને છોડવાં." વળી કહ્યું છે : "આ બધાં અર્થઘટનોની તુલનામાં 'વહેતો કર' એટલે 'જતો કર' એવો મહેતા-નો અર્થ વધારે સ્વાભાવિક લાગે છે અને કાળ, કર્મ, પિતૃ વગેરેની જેમ અહંભાવને પણ મિથ્યા ગણી છોડવાની વાત આખાની તર્કસરણીમાં એકંદરે ગોઠવાઈ જાય છે."

શ્રી ત્રિવેદીના ગદ્યાનુવાદ વિશે શ્રી કોઠારીએ કહ્યું છે : "'જીવતે મૃત બેઠું જેને ઘાટ'નો અન્વય આગળપાછળ બન્ને તરફ થઈ શકે, પણ અહંભાવને જીવતાં છતાં મૃત્યુ પામેલ કહેવાનો શો અર્થ ? દેહ-ભાવ તજવાને અખો મૃત્યુ તરીકે ઘણી વાર નિર્દેશે છે અને એ રીતે જીવન્મૃત માણસની વિભાવના પણ રજૂ કરે છે. જે આ રીતે જીવતાં છતાં મૃત્યુને

વરેલ છે એવા આત્મસ્વરૂપને પામવાનું અખો સૂચવતો હોય એ વધારે તર્કસંગત છે. એટલે ત્રિવેદીનો અન્વય અહીં સ્વીકાર્ય લાગે છે. અલબત્ત ઘાટ બેસવું એટલે ધારેલી રીતે આવી મળવું એ અર્થ શંકાસ્પદ છે. ઘાટ બેસવું એટલે પરિણમવું, થવું એવા સાદા અર્થથી પણ ચાલે."

આમ, શ્રી કોઠારીને ત્રિવેદીનો અન્વય અને મહેતાનું તાત્પર્ય, અખાની તર્કસરણીમાં એ ગોઠવાઈ જતાં હોવાથી, સ્વીકાર્ય છે. પરંતુ ઉપરના ત્રણ ગદ્યાનુવાદોમાંથી એકેમાં સાચો અન્વય અને સુસંગત અર્થ રહેલ નથી, તેવી રીતે શ્રી કોઠારીએ કરેલી આ ચર્ચાવિચારણા કે તારવણી આ છપ્પાના સાચા અન્વય કે સુસંગત–પ્રતીતિજનક અર્થ તરફ લઈ જતી નથી. તેમણે 'કર વહેતો'ના ઉ. જોશીએ કરેલા 'હાથ ધરે છે (કે 'ભાર ઉપાડે છે')ને તેમજ શ્રી ત્રિવેદીએ કરેલા 'હકદાવો કરે છે' એ અર્થને અયોગ્ય ઠરાવ્યા છે પણ તેમણે સ્વીકારેલ મહેતાનો અર્થ પણ અહીં બંધ બેસે એવો નથી. 'ઘાટ બેસવું''નો તેમણે આપેલો અર્થ 'પરિણમવું'' કે 'થવું'' અહીં ઉપયોગી થતો નથી કે થાય તેમ નથી.

શ્રી કોઠારીએ આ ચર્ચાવિચારણા દરમ્યાન ''અખાના આ છપ્પાનું તાત્પર્ય સમજવું બહુ મુશ્કેલ નથી, કેમકે અખાના જાણીતા વિચારો જ અહીં ગૂંથાયા છે'' એમ કહીને તેનું તાત્પર્ય રજૂ કર્યું છે. તે આ પ્રમાણે છે : "એ સ્વરૂપમાં રહેવાનું, જીવતા મૃત્યુની સ્થિતિ સ્વીકારવાનું, અહંભાવનો ત્યાગ કરવાનું અને કાળકર્મ વગેરેથી પર રહેવાનું સૂચવે છે." આ તાત્પર્ય કેટલે અંશે આ છપ્પાનું તાત્પર્ય છે એ એક પ્રશ્ન છે.

પોતાની ચર્ચા દરમ્યાન શ્રી કોઠારીએ વળી એ હકીકત પણ સ્વીકારી છે કે "છપ્પાના અન્વય અને શબ્દાર્થનો કોયડો જરા મૂંઝવણભર્યો છે." "આ છપ્પામાં અન્વય અને અર્થની હજુ વધુ વિશદતાને અવકાશ છે."

આ છપ્પો 'જીવ–ઈશ્વર' અંગનો અને જીવ વિશેનો છે. પહેલી લીટીના 'જીવતે'ને સ્થાને 'જીવ તે' પાઠ સ્વીકારીને તેનો અન્વય નીચે પ્રમાણે કરી શકાય છે :

પં. ૧ : આ જીવ શિવને (હરિને) જાણવા માટે પોતાના મૂળ–સ્વ-રૂપમાં રહેલો છે (તેનું મૂળ સ્વરૂપ શિવને જાણવા માટેનું–જાણે તેવું છે. પણ તેનામાં જીવભાવ રહેલો હોવાથી મૃત્યુ તેના ઘાટમાં (માર્ગમાં, તેને લાગમાં લેવા) બેઠેલું છે. [૧ તે મૃત્યુને આધીન છે, ૨ માયા જીવને પોતાની જાળમાં ફસાવી તેનો નાશ કરવા સજ્જ છે.]

પં ૨ : અહમેવ (અહંભાવ) આ કરને (માયાના અથવા મૃત્યુના નૈવેદ્ય કે લાગાને એટલે જીવને) કાળ, કર્મ, પિતૃ, ગ્રહ અને દેવોના મહિમા પાછળ (કેડે) લઈ જાય છે. (વહેતો-વહી જાય છે.) [તેથી માયા બળવતી બને છે.]

પં. ૩ : હરિને અણજાણ્યે (જાણ્યા કે ઓળખ્યા નથી ત્યાં સુધી સર્વે ખરું (આ બધું–કાળકર્મ-પિતૃગ્રહદેવ સાચું લાગે છે), પણ પ્રભુને પ્રીછ્યે (પ્રીછતાં–ઓળખ્યા પછી) બધું પાધરું (થઈ જાય છે, બધું સરળ–સીધું, અંતરાય વગરનું થઈ જાય છે–કશું અંતરાય કરી શકતું નથી.)

અખાએ જીવ અને શિવના તથા જીવ અને માયાના સંબંધ વિશે 'છપ્પા' અને 'અખેગીતા'માં વારંવાર ઉલ્લેખ કરેલો છે. ઉ.ત.

'જીવ શિવ વચ્ચે અંતર કાંઈ નથી' (છ. ૪૮૮), 'આશાવાન તણું નામ જીવ, પદ નૈરાશ્ય બેઠો તે શિવ' (છ. ૪૩૬) 'અખા જીવતણી એ વજા, અજને કાંમે પૂજે અજા' (છ. ૬૪) 'અખા પશુ જેમ જવનને હળે, તો મહાજન મૂકી સંગે તે પળે' (છ. ૧૯૭) ઇત્યાદિ.

અહંભાવ જીવને કાળ–કર્મ વગેરે પાછળ ખેંચી જઈને માયાના પોષણ અને વૃદ્ધિમાં મદદરૂપ થાય છે તેનો નિર્દેશ પણ અખો અનેક છપ્પામાં કરે છે. ઉ.ત. 'માનીનતા માયાનો પાગ, માને માયા પામી લાગ' (છ. ૫) –અહંભાવ માયાનો પગ–પેસારો, પ્રવેશ કરાવનાર છે અને અભિમાનથી માયાને (પોતાના બળમાં વધારો કરવાની) તક મળે છે.

આ બધી હકીકત સાથે ઉપરના અન્વયને ધ્યાનમાં લેતાં એ સ્પષ્ટ થશે કે આ છપ્પાનું તાત્પર્ય જીવની લાચાર સ્થિતિ અને તે દૂર કરવાનો ઉપાય–તેમાં બરાબર પ્રગટ થાય છે, જે અખાની તત્ત્વ-વિચારણા સાથે સુસંગત છે.

'ઘાટ' 'કર' 'વહેતો' ઇત્યાદિ શબ્દોના અત્રે અન્વયમાં કરેલા અર્થ ગુજરાતી શબ્દકોષમાં આપેલા છે. 'વહેવું"નો 'જવું", 'લઈ જવું" એવા અર્થમાં અકર્મક અને સકર્મક – બંને પ્રકારનો પ્રયોગ, વધુ તો સૌરાષ્ટ્રમાં પ્રચલિત છે. [ક્રમશઃ]

## કવિલોકની નવી વ્યવસ્થા

'કવિલોક' છેલ્લા દોઢવર્ષથી 'કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ–૧' એ સરનામેથી પ્રકટ થતું નથી. હજુ પણ કેટલાક ગ્રાહકો પોતાનું લવાજમ એ જૂના સરનામે મોકલે છે. આથી વ્યવસ્થામાં વિલંબ થાય છે. આથી ગ્રાહકો–સર્જકોને વિનંતિ છે કે 'કવિલોક' અંગેનો બધો જ પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો :

**વ્યવસ્થાપક : કવિલોક**

લાવણ્ય, વિજયપાર્ક, નવરંગપુરા, અમદાવાદ–૩૮૦૦૦૦

## કેટલાંક કાવ્યો / સ્નેહરશ્મિ

### એક વિહંગને

ઊડતા નીલ વ્યોમે હે વિહંગરાજ, પૃથ્વીમાં
વસ્તાતાં કઈ ખોટ આંબવા આભ તું મથે ?
ચઢ્યાં છે રમણે ચારુ તારી ચોમેર સૂર્યનાં
કિરણો કુમળાં ગાતાં ન જાણું ગીત કો નવાં !
કયા જાદુ થકી એના સુહાગી અંતરે તવ
અજાણ્યાં ગીત કેરો કો અરુણો થાય ઉદ્ભવ ?
સાંકડી ક્ષિતિજો છે સૌ પૃથ્વીની અમ આ બધી
રજોટાયેલી અંગે છે એને સમીરપામરી
એથી હશે ઉરે તારા ઝંખના તે અનંતની
રજશૂન્ય જહીં આભા લ્હેરતી અંતરિક્ષની ?
શ્રાચસૌમ્ય હવા છે જ્યાં, સમાય નહિ ક્યાંય જે
વિરાટતા અતાગ્યા આ બ્રહ્માંડની તહીં, તને
હશે ના ગીત એ લાધ્યું ? જેનો ઉદયને તવ
અનોખો લય હું પેખું, પેખું પ્રકાશ ઉજ્જવલ–
તરતો તરાપે જેને ૐકાર આદિના સમો
જગાડે પ્રાણમાં મારા ગુંજારવ નવો તું તો !
જોને મને ય તે પાંખો જાણે ફૂટી રહી નવી–
તો ફરી સાથ મારો તું લઈ જા તે જગે જહીં
નથી કોઈ પથો, તોયે છે સોપાન પદે પદે,
કલાની દેવીએ જાણે કંડાર્યાં રવિ-ટાંકણે !
વળી ના વનરાઈ કે લતામંડપ કો જહીં,
છતાંય સાગરે જેવાં પ્રફુલ્લ ચાંદની મહીં
ઝીલતાં ચન્દ્રલેખાને, ફૂલ ફેનિલ ફોરતાં,
સોહે છે તોરણો તેવાં જહીં ઇન્દ્રધનુષ્યનાં—
વળી છે શૂન્ય જ્યાં તો યે મહાકાવ્ય મહીં રહી
વ્યંજના જેવી છે આદિ ચેતના વિશ્વની જહીં,
એવા એ લોકમાં તારા દોરી જા બંધુ તું મને !
અરે ! કિન્તુ બન્યું આ શું ? મારી કો વાત સાંભળે?
ઉવેખી પ્રાર્થના તું તો દૂર હા ! દૂર જ્યાં પળે !!
કો પારધી તણા તીરે ઘવાયા રાજહંસ શા
ધરતી-કંટકે વીંધ્યા મારા વ્યાકુળ પ્રાણના
સ્પર્શે તારો થશે માર્ગ ગોઝારો એવી હે સખા,
કહેને તને છે ભીતિ ? મારા ના પરિતાપ સૌ
અષાઢી મેઘની જેમ અળૂંખી પાંખ પે તવ
રે'શે ઊર્ધ્વગતિ તારી રૂંધી એવો તને ભય ?
તો ભલે કંટકોનો હો સદા સાથ અહીં મને !
પરંતુ દૂર ને દૂર પળતાં એટલું કહે—
કિયાં રસાયણોએ ત્યાં વિશ્વથી ધન્ય તું કરે ?

### ભૈરવ જપ

માથાના વાળની લીખની જેમ
મેધા મંજુને અળખામણી હતી.
ઘણું ય તે ઇચ્છતી કે
હાથના અંગુઠાના નખ વચ્ચે
લીખની જેમ તડાક દઈને તૂટે—
અરે ! એ માટે ભૈરવ જપ
ખાવો પડે તો ય....
એક દિવસ

ગંભીર ચહેરે મેધા તેની પાસે આવી—
"મંજુ, ક્યાં સુધી તું
રોકી શકશે મયંકને ?
હવે ઝાઝી વાર નથી ભૈરવ જપને—
કાલ સાંજ પહેલાં તો.....
બધું ભૂલી જજે !"
ભૈરવ જપ !
મંજુ કંપી ઊઠી !
મેરુ તો ડગે પણ જેનાં મન ના ડગે—
ગંગાસતીના ભજનને
આકાશવાણી પરથી પ્રસારિત કરતી
મેધાની વાણીમાં રહેલી
નિશ્ચયાત્મકતાથી એ ક્યારની
મનની ધૃતિ ખોઈ બેઠી હતી.
સહસા તેનો હાથ
તેની કમરે વીંટળાઈ વળ્યો—
"નહિ ! નહિ ! એવું તે...."
ત્યાં તો તેના હાથમાંથી છટકી
ઠેકડા મારતી હરિણીની જેમ
તે ભાગી ગઈ.
ટેલિફોનની ઘંટડીથી
બપોરની તેની તંદ્રામાંથી તે જાગી ગઈ,
આંખો ચોળતાં રિસીવર તેણે લીધું—
મયંક બોલતો હતો, "મંજુ, ડાર્લિંગ,
આજે મેધાની વર્ષગાંઠ છે.
બર્થડેપાર્ટી માટે તને લેવા
છ વાગે આવીશ, તૈયાર રહેજે ! બાય !"
ટેલિફોન સ્ટેન્ડ પર જોરથી પછડાતા
રિસીવરનો અવાજ ઘરની બહાર પણ
સંભળાયો.

---

(ટૂંક સમયમાં પ્રગટ થનાર 'સકલ કવિતા'માંના નવા કાવ્યસંગ્રહ 'ક્ષિતિજે ત્યાં લંબાવ્યો હાથ'માંથી)

## પેલા જનમની વાત

અરધી તે રાતના પડઘા સમી, પડે,
ને પડઘામાં આથમણા વા !
પૂનમની ભરતીનાં મોજાં સમી, ચડે—
ને મોજામાં કોક કહે જા !
હું તો આવી'તી વનરાથી દોડી,
કીધી મેં આરતની હોડી—
હોડીમાં કુંડલી કવિતાની માંડી
મર્યાદા સાગરની તોડી !
ફડફડતા રાખી સઢને તોફાનમાં
સૂતેલા પ્હાડ મેં જગાડ્યા !
પહાડોના રાફડાએ ઊડીને આભમાં
દખણાદા વાયરા મનાવ્યા.
તારા વીણીને મેં છાબ મઢી મૂક્યા
ચૂંટ્યાં ગુલાબનાં ફૂલ
ભમરો એક આવી ગુંજી ગયો કાનમાં—
કેમ કરી કીધી આવી તેં ભૂલ !

રાત હવે વીતી ને પ્રગટે અજવાળાં,
જાગેલી ધરતીનાં રેળાતાં ગીત—
સહચારે ! આંખમાં ઝબકીને વહી ગઈ
પેલા જનમની ભુલાતી પ્રીત !

જાગેલો કૂકડો પૂછે આકાશને
આ તે પ્રીતની કેવી રે રીત !
પરપોટા પ્રીતના ફૂલીને સારવે
મેઘધનુ રંગમાં ગાતાં નવનીત !

## સમીસાંજનો ટહુકો

સમીસાંજનો ટહુકો મારી શેરીમાં વેરાયો,
લળી લળી હું વીણું ત્યાં તો ચાંદે જઈ સંતાયો.

લીલા વનમાં રમે ચૂંદડી ચાંદો રમવા આવ્યો,
ચૂંદડીમાંથી ફાગ ચીતર્યો રાગ સમીરણ વાયો !

સમીસાંજનો ટહુકો આંજી ચાંદાની આંખડીએ,
નીકળું હું તો ફરવા ચઢીને સૂરજની ચાખડીએ.

દૂર દૂર તે નજરે આવી નાજુક નમણી ચારુ,
ચહું પૂછવા તેને હું તો કોની તે વહુઆરુ ?

સ્મિતે એના રહ્યું વેરાઈ દિશદિશમાં અજવાળું
ત્યાં તો મારી દૃષ્ટિ પરે ભીડી ગયું કો તાળું.

ચિન્તાની કૂંચીથી ટહુકો તાળું એ ખખડાવે,
અવકમલકના રાગભર્યાં ત્યાં ગીત કહીંથી આવે.

ગયો ખોવાઈ ગીત મહીં એ સમીસાંજનો ટહુકો
અમાસ મારી ગયો ઉજાળી એ તો અમથો અમથો !

('સકલ કવિતા'માં પ્રથમ વાર પ્રગટ થતાર કાવ્ય-સંગ્રહ 'નિજલીલા'માંથી)

## હાઈકુ

૧
ક્યાં અજાણ્યાં
વૃક્ષોમાં ગાતી હશે
મારી તે મેના ?

૨
મંડ્યું ગાવા તે
બુલબુલ ત્યાં; ચાલ
હવે હું પોઢું.

૩
ભાંગ્યા દર્પણે
રહી છે જોઈ પ્રિયા
નિજ ચહેરો.

૪
તું મારું વન !
આંધીય વનની તું !
હું તારી લતા.

૫
ચૂંટતાં ફૂલ
થઈ સ્મૃતિ તે તાજી—
પાંપણ ભીની.

૬
તું તો પૂર્ણિમા !
ઝંખના હૈયે મારે
બીજકલાની.

૭
શેફાલી જોને
મહેકી ઊઠી : અંગે
ગંધના દાહ !

૮
કોરો કાંકરો
લીધો વધાવી સરે
નાજુક ઊર્મિ !

('સકલ કવિતા'માં પ્રથમવાર પ્રગટ થનાર 'કેવળ વીજ' સંગ્રહમાંથી)

## મનોમયિ

નલિન રાવળ

અદ્ભુત રૂપિણી
ચિત્ત વિહારિણી
કમનીય કામિની
મનસરવરજલ તરતી
શ્વેત શ્વેત
મૃદુ ગાત્ર
નેત્રમાં સ્નિગ્ધ રાત્રિનું અંજન
હૃદયરાગનું અધર વિલસતું ગુંજન
સ્મિતસભર મુખ પર
સોહંતું
સ્નેહછલ્યા સોનલ સ્તન
છલતું
મદીલ રતિનું નર્તન

## ચોમાસુ સાંઢ

ઉશનસ્

ચોમાસુ મેં સમય-સાંઢ નિહાળી છે લીધો
મુદ્રા મહીં વિવિધ : આભ ઊંચેરી ખૂંધમાં
આષાઢમાં ધરતી દેહની ગંધ જ પીએ
ઘ્રાણેન્દ્રિયે ઊંચી કરી નસકોરી બેઉયે,
ને શ્રાવણે પૃથિવીની તૃણપુષ્ટ કાયને
જોતાં જ ફાટી ગઈ આંખ ઉભે મદાંધળી
વપ્રક્રીડાથી ખરી પાછલી બેથી કર્દમ
ઉડાડતો, ખૂંતવી શિંગડી બેય આગલી;
એ ભાદ્રમાં ઊભઊભો, તૃણકલ્લીઓને
વાગોળતો, ઉભય મો તણી ફાડની અણી
છે ફીંડલે ફીણવવી, દૃગ અર્ધ મીંચી
જેમાં અશેષ હરી સીમ દીંચેલનો મીણો.
બેઠાં જ આશ્વિન વિશે મીંચી બેય આંખને,
ઉડાડી રહે સતત પુચ્છ બગાઈ માંખને.

## નાયગરા ફૉલ્સ

હર્ષદ ચંદારાણા

હું અહીં ભૂલી ગયો આવેલ કોની શોધમાં
ક્યાં હવે હું આમ ફંગોળાઈ જાતો ધોધમાં !
આમ ફીણાળો સતત પછડાટ તારો જોઈને
યાદ આવે છે કહેલા શબ્દ કોઈ ક્રોધમાં.
આ ઉપરથી છેક ત્યાં નીચે સુધીના ફેરમાં
માત્ર પછડાવું પડે છે – એ જ તારા બોધમાં ?
હું અહીંથી જાઉં છું, જાવું પડે છે એટલે
ને તને લઈ જાઉં છું સાથે, હૃદયની નોંધમાં.

# ત્રણ કાવ્યો

ચંદ્રકાન્ત શેઠ

૧

ખાલી કૂવે કોશ ચલાવી હવે અમે તો થાકયા રે,
અરે અમારે તળિયે કોરાં ઝરણ-ઝાંઝવાં જાગ્યાં રે.

ખેતર મોટાં, ખેડ ઘણેરી,
બીજ ઊંચેરાં વાવ્યાં રે;

ગગન થકી નહીં અમરત ઊતર્યાં,
ઊગતામાં મૂરઝાયાં રે.

ખાલી હાથે અમે જ અમને અદકા ભારે લાગ્યા રે.

મનના મારગ ખૂંદતાં ખૂંદતાં,
બોર રૂપાળાં મળિયાં રે;

જ્યારે ચાખ્યાં ત્યારે જાણ્યું,
નકરા એમાં ઠળિયા રે.

ખાલીપામાં ખોવાયાં જલ ઊંડે અમને લાધ્યાં રે.

૨

જલનો ઝીણો તાપ, આંખને લાગે છે;
ક્યાંક લપાયું પાપ, જીવને વાગે છે;
સૌને દેતો સાદ,
કોઈએ આવે નહીં;
એકલતામાં સ્વાદ
કશોયે આવે નહીં;
અરધે પગલે કોણ છૂટવા માગે છે?
માટીમાં આકાશ અજંપે જાગે છે!
ડુંગર મારા દડી પડયા,
ચડવાનું ક્યાં?....
સાયર મારા ઠરી ગયા,
તરવાનું ક્યાં?....
તલને તોડે એમ કોણ રે તાગે છે?
કોણ મને છાયામાં છાંડી ભાગે છે?

૩

તૂટી ગયેલા તારે શું રણઝણવું?
ખરી ગયેલા પાને શું મર્મરવું?
સળિયામાં અવકાશ ભરાયો,
ખડક જલે જકડાયો,
પંખાળો એક ખયાલ ઝવાળી
ધૂળમાં જઈ ધરબાયો.
ગગન વગરની ડાળે શું કલકલવું? —

ડગમગ ડુંગર, પગલાં જાણે
ચડી ચડી પછડાયાં!

સાત સમંદર તર્યા તરાપા
તટ સાથે ટકરાયા!

અંધકારની આંખે શું ઝળહળવું? —

# પાંચ અડવા કાવ્યો

હરિકૃષ્ણ પાઠક

## ૧. અડવાનો ટેક

અડવાને આ શું થયું ? વાળ્યું પદ્માસન;
ભીતર ઢાળ્યું મન, આંખોયે મીંચી ગયો.
કાન કશુંય ધરે નહીં, મુખથી વદે ન વાણ;
હસવામાંયે હાણ, કશુંક કેવું થઈ ગયું !
સપનામાં જોયાં હશે સરગાપર કે નર્ક ?!
કર્યા કરો ને તર્ક, ઉકેલ એકે ના મળે.
રાખી બાધા આખડી અડવીએ બે-પાંચ;
રખે ન આવે આંચ; ભૂવા જાગરિયા કર્યા.
અંતે અડવો ઓચર્યો ખોલી અડધી આંખ:
ધારી બેઠા કાંક ? શબ્દ શોધવા હું ગયો !
ભાગ્ય ફૂટલું નીકળ્યું, મળ્યો ન અક્ષર એક;
લઉં છઉં આજે ટેક : હવે વિવેચક થૈશ હું !

## ૨. અડવાનો વિક્રમ

અડવાને હાથે ચડ્યાં – કાગળ, ટેકણુ, પેન,
લખ્યે ગયો બેચેન, પનાંનાં પાનાં ભર્યાં.
નહિ નિબંધ કે વારતા, નહિ છંદ કે ગીત,
(મળી રહે નવનીત; વલોવતાં જો આવડે.)
નહિ ચરિત્ર કે ડાયરી, નહિ કંઈ નવલકથાય,
વ્હોરે શીદ વ્યથાય, વિવેચકોનાં કામ એ.
અડવાને હૈયે હતો અટળ એક વિશ્વાસ :
કાપો કેવળ ઘાસ, તોયે સર્જન થૈ જતું !
અડવાને ઇતિહાસમાં લાધ્યું એવું સ્થાન
ગળતાં રહ્યાં ગુમાન મહારથીનાં રાત – દી.
પ્રારંભે અડવો રહ્યો, અંતે અડવો નામ;
કોણ ભીડશે હામ – કાઢો વિક્રમ તોડવા ?

## ૩. અડવાનો ઓધ્ધો

અડવાને ઓધ્ધો મળ્યો, થયો ક્યાંક અધ્યક્ષ;
મળ્યું ઘણું પ્રયત્ક્ષ–પહેલાં જે ભાળ્યું ન'તું.
મોટરગાડી, બંગલો, નોકરની બે જોડ;
કરતી દોડાદોડ–શું બોલ્યો, શું બોલશે !
રૂપકડી ચેંબર મળી, રંગીન ટેલિફોન;
બદલી નાખ્યો ટોન, એલફેલ બોલાય નંઈ.
અડવે ઉદ્‌ઘાટન કર્યાં, કાપી કંઈક રિબિન,
લેવી હોયે પિન (તો) ટન્ ટન્ ઘંટી મારતો
મુલાકાતીઓ આવતા, કચેરીએ ને ઘેર;
મનમાં ઊઠે મ્હેર તો બે-ત્રણને બોલાવતો.
ઊંડે ઊંડે એમ તો ઘણું સમજતો એ ય,
જ્યાં લગ ઓધ્ધો છે ત્યાં જ લગી છે આ બધું.

### ૪. અડવાનો અવસાદ

અડવાને ઘેરી વળ્યો એવો કંઈ અવસાદ,
ભીતરમાં વરસાદ ને આંખે કોરા વાયરા.
જણ મોટું કો' પરહર્યું ને ઝંડો અડધે કાઠ,
બધે શોકનો ઠાઠ, અડવો શે અળગો રહે!
શોકસભાઓ, અંજલિ, છાપે છાપે લેખ;
એવી મારે મેખ કે સદ્‌ગત ન્યાલ થઈ ગયો.
ઓલ ઇન્ડિઆ રેડિયો પાળે ઘેરો શોક;
સઘળા સેવકલોક હરતા ફરતા થૈ ગયા!
અડવાને ના સાંપડ્યાં ક્યાં ય માઇક કે સ્ટેજ;
ખટકો લાગ્યો એ જ—આ તે કેવી જિંદગી!
રહી રહીને ઊઠતો મનમાં એક સવાલ;
જીવતે આવા હાલ, મર્યા પછી તો શું થશે!

### ૫. અડવાનો અન્વય

આખર અડવો કોણ છે? કેમ ઓળખ્યો જાય?
પ્રશ્ન ઘણા પુછાય : ઉત્તર સાચો ના મળે.
આ બધાંયે ઓળખે, સમજે સાચું કોક;
વાતો સઘળી ફોક : કદી ભાષ્ય કરવા ગયા.
તનથી અડવો કોક છે, મનથી અડવો કોક;
પણ અડવાનો ઝોક ક્યાંય કદીય કળાય નંઈ.
સહુનો અડવો આગવો, સહુનો સ્નેહી જંન,
ભાળે ખુલ્લું મંન તો હરખાતો આવી મળે.
ખોડીબારે આથમ્યો સૂરજ ઢળતાં છેક;
એ તો અડવો એક, માત્ર અંશ અવતાર છે.
અડવાનું અડવાપણું એ જ આખરી ટેક;
અડવા મળે અનેક, અન્વય એનો ના મળે.

## મળી લઈએ

ભગવતીકુમાર શર્મા

કાળા આભાસને મળી લઈએ
આખરી શ્વાસને મળી લઈએ
લીલા ઇતિહાસને મળી લઈએ
કબ્રના ઘાસને મળી લઈએ
છલછલક પ્યાસને મળી લઈએ
ખાલીખમ ગ્લાસને મળી લઈએ
આ મળસ્કું છે કે દીવાટાણું?
ભૂરા અંજવાસને મળી લઈએ
મારો પડછાયો મુજને શોધે છે
ચલ, વિપર્યાસને મળી લઈએ.

## જોતો ખરો

દિલીપ જોશી

વાદળોમાં ગડગડાટી થાય છે – જોતો ખરો,
કોઈ મલ્હારો હલકથી ગાય છે – જોતો ખરો.
ગર્વથી હું ફૂંક મારું એક ઠૂંઠા ઝાડ પર,
વૃક્ષ આખું પર્ણથી છલકાય છે – જોતો ખરો.
કાગનું છે બેસવું ને ડાળનું ભાંગી જવું,
નામ સંજોગોનું ક્યાં ચર્ચાય છે? –જોતો ખરો.
કંકુનાં પગલાં મૂકીને કોઈ ચાલ્યું જાય છે,
આભમાં લાલાશ મ્હેકી જાય છે – જોતો ખરો.
પથ્થરો પણ છેડશે વાતો મજાના દશ્યની,
ટાકણું એ અર્થમાં ઝીંકાય છે – જોતો ખરો.

## બે ગઝલ

યોસેફ મેકવાન

### સાગર અને શશી

શશી સુપ્ત સાગર ઉપર નીતરે છે
નર્યાં વ્હાલનાં શાં કિરણો ઝરે છે !

અજબ શ્વેતતા એની મહેકી રહી છે,
અહો ! આંખમાં પોયણાં તરવરે છે.

તહીં ફેરવે ચાંદની હાથ દરિયે,
અને ચિત્તમાંથી કશું આ ગળે છે.

નથી કોઈ કોકિલ, નથી કામિનીયે
અને ઉર આદિમ ગીતો સાંભળે છે.

શું સંવાદ-નીરવ તણો આ [illegible] :
શું પ્રશાંત હિલ્લોળતું ઝળહળે છે !

### દીવાન મારો

અંધારમાં વરસાદનો ટહુકો થયો,
ને મોર મારી ભીતરે કો' સળવળ્યો.

ત્યાં પ્હાડની ટોચો પરે સૂરજ ઊગ્યો
ને તેજનો પડઘો તળેટીમાં પડ્યો.

પીધાં કરી મેં પુષ્પની પ્યાલી સદા
બસ, એટલે સુરભિત મને ચ્હેરો મળ્યો.

મારી તમન્નાનો વધ્યો'તો વ્યાપ કે
હું એટલે ક્ષણક્ષણ તણા ટુકડા થયો.

દીવાન મારો એમની આંખો હતી,
ગીતો–ગઝલ–સોનેટ–મુક્તક જે કહો !

## પ્રથમ વરસાદ

લલિત ત્રિવેદી

પ્રથમ વરસાદની અસર ઝીલી
ને તરત માટી થૈ ગઈ ઢીલી !

શ્વાસમાં આવી આવી ગ્હેકે છે,
થૈ ગઈ છે હવા ય તોરીલી !

આંખમાં મોર સૂડા પોપટ છે,
લોહીમાં લીલા વિસ્તરે લીલી !

તૂટું તૂટું છે મનના બંધ હવે,
–કે રક્તની નદી છે ઝાંશીલી !

ષોડશી [illegible] લલિત
ખૂબ પલળીને થાય છે ઘેલી !

## ઘર ખોલવું છે

ભરત વિંઝુડા

કેવલ ચાલ મક્તા સુધી પહોંચવું છે,
કેવલ ચાલ શબ્દોનું ઘર ખોલવું છે.

કેવલ એક મતલા ઉપર બોલવું છે,
કેવલ નામનું નામ કંઈ પાડવું છે.

કેવલ કાવ્યને હોઠ પર આવવું છે,
કેવલ તારી સાથે ય પણ બોલવું છે.

કેવલ જાગવું છે કેવલ ઊંઘવું છે,
કેવલ આ દશાથી ય પર થઈ જવું છે.

હજી અર્થ ઘેરે છે ચારે તરફથી,
કેવલ શબ્દના મૌનને પામવું છે.

## બે કાવ્યો

### શશિશિવમ્

**વાયરો–૧**

આ ફૂલભરેલો ઝૂલે વાયરો ગુલમહોરની ડાળે;
અંગે અંગે રંગ છાંટતો ઊડતો અદીઠ ફાળે,
સવારના સાફે સોનેરી ગરમાળે એ ડોલે;
પોઢેલાં ફૂલ તણાં પોપચે પરિમલ રંગે ખોલે.
ઝીણા દુર્વાંકુરની લીલેરી સઘળે લ્હેરાવે;
સરવર જલને લ્હેર લહેરના મલમલ એ પ્હેરાવે.
કોકિલકંઠે ટહુકા કરતો રમતો જાંબુડામાં;
દરફૂરના વાવડ ફમરે આગણુના ફૂંડામા.
પર્ણપર્ણમાં ફોરે એના [illegible]
અણુઅણુમાં વહે ગગનના અકળિત ઊંડા શ્વાસ.

**વાયરો–૨**

ધીરે ધીરે ઝૂલે વાયરો અવનિના અંતરથી;
સવારના સૂરે ઝૂલણાના ઝૂલે ગગનજંતરથી.
કાલા કાલા કલરવની શીતલતા લઈને સરતો;
સુરભિ પાંખે ભરી રહે તું ફૂલફૂલમાં તરતો.
હિમગિરિનાં શિખરોનાં ઊંડા મૌન ઊંચેરાં વહેતો;
ભર્યાં ભર્યાં અંતરની મર્મર પર્ણ પર્ણને કહેતો.
ફાંટભરી લાવે સાગરની અસીમતા રૂમઝૂમતો,
સુરખી લાવી ક્ષિતિજ પારની તેજરેણુમાં ઘૂમતો.
પલક તણા અણસારે ખોલે દિશદિશના દરવાજા;
પલપલના તુજ સ્પર્શ ભરે ઉર ઝૂલણાના લય તાજા.

## સકળ ધામ છોડી

### શૈલેશ દેવાણી

હજુ સ્હેજ ધુમ્મસ ભર્યો માર્ગ છે ત્યાં,
હજુ કોઈ ડાળીએ ટહુકી રહ્યું છે.
હજુ આમ્રવનની ઘટામાંથી નીસરું,
કિરણ કોઈ પગલાંને ચૂમી રહ્યું છે.
હજુ શાંત જલમાં ચરણ હું ઝબોળું,
કિનારે કોઈ શ્લોક ગૂંજી રહ્યું છે.
હજુ યાત્રીઓ ક્યાંયના એં પધારે,
મુખે રામનું નામ રમતું રહ્યું છે.
હજુ હુંય ઊભો સકળ ધામ છોડી,
[illegible] કોઈ નિશ્ચલ હૃદયમાં રહ્યું છે.

## અવાજો

### 'શૈલ'

વાતાવરણને ભેદી તૂટી પડ્યા અવાજો,
કો' કાળવી ગુફામાં જાણે લડ્યા અવાજો.
જો પારખી શકો તો એ પારખી શકાશે,
પગલાં મૂકી ગયા છે, જ્યાંજ્યાં અડ્યા અવાજો.
જંપી ગયું નગર ને હું એકલો ફરું છું,
કોઈ ગલીમાં મુજને છાના જડ્યા અવાજો.
ધીમેશથી વહે છે રેશમ વણેલ સૂરો,
ને મૌન છાનું બોલે, કોણે ઘડ્યા અવાજો!
છેદી અવાજનાં પડ આગળ વધી રહ્યો પણ,
પગલાં દબાવી મારી પાછળ પડ્યા અવાજો [illegible]

## કેવળ ગીત

### દિલીપ ભટ્ટ

આંગળીઓમાં શ્વાસ અને
કંઈ સૂરનો લીલો રેલો રે,
કોઈ પણે તડકામાં છમછમ
પાણી પડતાં મેલો રે!

ભૂમિની ભ્રમરાવલીઓમાં
રમત રમે અરવલ્લી નાગ,
સરલ સ્પર્શનાં ગરલ વનોમાં
તરલ તરલતી આગ;

કેસૂડાથી રાત ભરેલી,
અંધારાં કોઈ ખેલો રે,
આંગળીઓમાં શ્વાસ અને
કંઈ સૂરનો લીલો રેલો રે!

સંબોધનનાં શતશત પંખી ઊડે,
શતશત ઝૂલે ડાળ,
પત્રપ્રલય ખળખળખળ વહેતા,
સ્મિતરંગની બાંધું પાળ;

મત્સ્યગતિ મનમાં તરફડતી,
હૃદમાં જળનો વેલો રે,
આંગળીઓમાં શ્વાસ અને
કંઈ સૂરનો લીલો રેલો રે!

## પહેલો વરસાદ

### દાન વાઘેલા

પડ્યો મઘમઘતો વરસાદી છાંટો!
ઓચિંતો આભમાંથી વરસ્યો ને

ક્યાંક ક્યાંક ફળફળતો પાડ્યો છે ફાંટો!
પડ્યો મઘમઘતો વરસાદી છાંટો!

ચકરાતા વાયરામાં ફેંકાતી હોય
એવી રોમ રોમ સૂરજની છોળો!

ખોબાને હોય કદી કૂવાને હોય
એવી લૂ-ની તરસનો અંઘોળો!

ઢેફાંની ઊંઘમાંથી ચચરાટ જેમ

કોકે ચીર્યો છે વૈશાખી પાટો!
પડ્યો મઘમઘતો વરસાદી છાંટો!

લીમડાની ડાળીમાં હીંચકતા છાંયડાઓ
ચૂપચાપ તડકો પી જતા;

ગજવામાં ચાર-પાંચ ટીપાંઓ સંઘરીને
ઝાડવાંઓ ટાઢાબોળ થાતાં!

સૂમસામ સીમ મહીં ચોળાયરુ બગલાઓ

કાઢે કોઈ બપોરી ફાંટો!
પડ્યો મઘમઘતો વરસાદી છાંટો!

## કાગળ તું આપ
### દિલીપ મોદી

જીવવા માટે જીવનને બળ તું આપ,
મન હવે થાકયું, નવી અટકળ તું આપ.
જિંદગી છે રાત; સુક્કાં રણ સમી—
કે વરસવા સ્વપ્નને વાદળ તું આપ.
હું બધું વાંચી જઈશ, સમજી લઈશ;
કોરો તો કોરો મને કાગળ તું આપ.
હોય સામે તું અને શબ્દો વગર
મુજ ગળું ચાલ્યું સુકાતું; જળ તું આપ.
મારું હોવું પથ્થરોનું હોવું છે,
ભીતરે વ્હેતી નદી ખળખળ તું આપ.
કે જે લોહીમાં સતત ટહુકયા કરે
ફક્ત એક જ એવી ક્ષણ વિહ્વળ તું આપ.
કૈંક તો તું આપ ખાલી હાથમાં
જો નહિ આપે વચન તો છળ તું આપ.

## એમ જ હશે
### હનીફ સાહિલ

આ સઘન સ્પર્શ સહવાસ એમ જ હશે
આપણો આર્દ્ર ઇતિહાસ એમ જ હશે.
હોઠ નિઃશબ્દ કંપ્યાં જ કરશે અને
બોલતો એક અહેસાસ એમ જ હશે.
શકય છે : દૃષ્ટિનાં દર્પણો ઓગળે
શકય છે : તારો આભાસ એમ જ હશે.
આમ અડકી જવાશે અચાનક તને
મઘમઘ્યો મુગ્ધ સહવાસ એમ જ હશે.
કયાંક વહેતી રહેશે નદી રક્તમાં
ને પ્રજળતી કશી પ્યાસ એમ જ હશે.
જ્યાં સુધી આ પીડાવાનું સંભવ છે મન
ત્યાં સુધી શ્વાસમાં શ્વાસ એમ જ હશે.
એક તારા કહ્યામાં છે શબ્દો હનીફ
તું હશે, શબ્દ–વિન્યાસ એમ જ હશે

## યાહોમ કરીને પડવા દે
### રાઠોડ પ્રવિણકુમાર પી.

શબ્દોની સેના ઊભી છે, ઢોલ ઢુંગિયો વાગે છે, યાહોમ કરીને પડવા દે,
ભાષાની ધરતી પ્યાસી છે – લોહી ધધખતું માગે છે, યાહોમ કરીને પડવા દે.
કોઈ કલમ લઈને ઊભા છે, કોઈ મલમ લઈને ઊભા છે, કોઈ જલમ લઈને ઊભા છે,
સમથળ ઊથલપાથલ છે, પ્રાણ-પશુતા જાગે છે, યાહોમ કરીને પડવા દે.
બીજો કાંઇ ઉપાય નથી, કોઇ રંક કે રાય નથી, વૃક્ષ લીલાશ કે છાંય નથી,
ઝીણી-જાડી આંચ નથી, સિદ્ધાંત સહુયે ત્યાગે છે, યાહોમ કરીને પડવા દે.
નથી અહીં કાશીનો દીકરો, નથી અહીં માસીનો દીકરો, નથી અહીં દાસીનો દીકરો
ખુદ મારો એ પડછાયો છે, માંડ આજ અડપાયો છે, યાહોમ કરીને પડવા દે.

## રાધા

યશવંત ત્રિવેદી

કૃષ્ણતરુના વનથી સરતી પ્રેમધૂસર તવ છાંય!
હે રાધા તવ, મંદ્રમંદ્ર શ્રાવણને કોરી વર્ષાજલની કાય!
વિરહનાં ટપટપ અશ્રુજલનું ઝાડ
ઉપર આ કોણે બાંધી જલદીપોની માળ?
ઓગળે વ્યાકુળતાના જાંબુડિયા આ પહાડ
ઉપર આ કોણે બાંધી ઘૂઘરીઓની પાળ?
તું જ વિહ્વલા નદી, નદીનાં વેદનજલમાં ન્હાય!
હે રાધા તવ, મંદ્રમંદ્ર શ્રાવણને કોરી વર્ષાજલની કાય!
જમુના જલની, જલનો જમુનાઘાટ
સ્વયં રાધિકા જલની, ભરતી જમુનાજલની માટ!
ફૂલફૂલની મહુડી જેવી આજ
માધવ ઉપર ફૂટી જતું છે વૃંદાવનની હાટ!
ગોરંભે તવ ગૌર મુખે, ઘનશ્યામ ગગનની ઝાંય!
કૃષ્ણતરુના વનથી સરતી, પ્રેમ ધૂસર તવ છાંય!

## એક વેળા....

હર્ષદ ત્રિવેદી

એક વેળા તેં મને ચાહ્યો હતો એ વાતને ભૂલી ન જા.
આપણે પર્વતને પણ તોડ્યો હતો એ વાતને ભૂલી ન જા.
તેં ભલે ને મશ્કરીમાં માર્ગ બદલાવ્યો હશે, તો પણ અહીં—
એક આખો કાફલો તૂટ્યો હતો એ વાતને ભૂલી ન જા.
તેં જ તો આકાશ કાઢ્યું, તું જ ચમકી, ઝરમરી, વરસી પડી,
હું જ એ વરસાદમાં નાહ્યો હતો એ વાતને ભૂલી ન જા.
તું હલેસાં શ્વાસનાં લઈ નીકળી'તી કેટલા ઉત્સાહથી!
તેં મને દરિયો ગણી ખેડ્યો હતો એ વાતને ભૂલી ન જા.
એક ક્ષણમાં આ બધું ભૂલી જશે?—તો છે તને અધિકાર, પણ—
એક વેળા તેં મને ચાહ્યો હતો એ વાતને ભૂલી ન જા.

## સ્થિતિ

હસિત બૂચ

નથી રહેવું મૂક, છતાંયે
મૂક અરે, આ રે'વું !
ભર્યાં ભર્યાં વાદળ ઊભાં છે;
ના વરસે ! શું કહેવું ?
પ્હાડ અહીં સઘળા છે મૂંગા,
રસ્તાઓ ભરચક છે સૂના,
મંદિરની આ શ્વેત ધજા પણ
ના ફરકે ! શું કહેવું ?
હોઠ ઉપર મલ્હાર મૂંઝાતો,
દોર ક્ષિતિજનો દૂર ગૂંચાતો,
આંખ ફાડીને મોર ખડો આ
ના ગહકે; શું કહેવું ?
થયું ન પૂરું – થયું ન મારું
હજી ગીતનું હ્‌હેણું ?
હાથ રહી ને ફૂંક વહેતી
ના રણકે ક્યમ, વેણુ ! – શું કહેવું ?

## મિનારો

પાર્થ મહાબાહુ

હું અને પર્યાય મારો
એક–બીજાનો ગુજારો.

સૂર્ય પણ આંખો ઊગે છે;
હયો, ઉદાસી કોઈ ઠારો.

શબ્દ રાખે છે અબોલા,
મૌન હાંકે છે લવારો.

આ ધરા કેવી હશે કે
તારલા મારે ઇશારો !

સૂર્યને ભાડે દીધો છે,
મીણનો બાંધી મિનારો.

## પ્રશ્નો

પ્રીતિ શાહ-સેનગુપ્તા

તો આ બધાનો
જવાબ શું છે ?
હજારો 'દેશી' સ્ત્રીઓ
'પેન્ટસૂટ્સ' પહેરીને,
આવડે તેવો 'મેક અપ' કરીને
મઝા કરે છે !
બાબાને બેઝ-બૉલની પ્રેક્ટિસ છે,
બેબીને બેલે-ડાન્સ શરૂ કરાવવો છે,

ને 'એમને' પત્તાંનો બહુ શોખ—
તે શનિવારની રાતે 'સેશન' રાખી છે !
ગભરાતાં ગભરાતાં યે
નાની-મોટી ગાડીઓ વડે
જિંદગી ચલાવતી રહે છે—
સર્વાંગ પરિપૂર્ણતા અનુભવે છે.
આમાંનું કશુંયે
મને નથી જચતું,
પગપાળા દુનિયા જોવાની ઝંખના,
અણુએ અણુને સ્પર્શવાનો તલસાટ,
માણસના મનની કલ્પનાના
આવિષ્કારોને જાણવાની અધીરાઈ.
કોઈ વાર
મલિનતા સહેવી સહેલી પડે છે,
પણ સુંદરતાથી
હૃદય દ્રવી જાય છે.
નાનકડા પતંગિયાની પાંખના રંગ
આત્માના અવકાશમાં ફરક્યા કરે છે,
એક પ્રકારનો તાત્ત્વિક અસંતોષ,
એક અવનવી ચંચળતા—
ઘણી વાર ભસ્યા કરું છું
હાલ્યાચાલ્યા વિના, ખાલી ખાલી,
જે જ્વરનાં લક્ષણો સમજાવી ના શકાય,
એનાં નિદાન શું હશે ?
જે પ્રશ્નો સ્પષ્ટ રીતે પૂછી નથી શકાતા
એના જવાબ શું હશે ?

## જાણે કે

અભિજિત વ્યાસ

મારો રૂમ
મોતથી ભરેલો છે.
હું જાણું છું
મૌન એ જ તારો સંવાદ છે.
આપણે જે જે સ્થળોએ
સાથે સમય વિતાવ્યો હતો
ત્યાંના વાતાવરણમાં
આપણો સંવાદ ગુંજે છે.
જ્યારે જ્યારે
હું તે સ્થળોએ પહોંચું છું
હું..... એ મૌનના મહાસાગરમાં
ડૂબી જાઉં છું.
હું તો ભૂલ્યો નથી
અને શાશ્વતી સુધી નહીં ભૂલું;
ફરી ફરીને તારા પુનરાગમનનો વિચાર
સૂર્યોદયની જેમ આવ્યા કરે છે,
અને હું એક ખૂણામાં બેસી
પડછાયા લંબા થાય ત્યાં સુધી
ઉદાસચિત્ત રહી
તારા પુનરાગમનની રાહ જોઉં છું.

મારા કર્ણો
તારા પદધ્વનિને સાંભળવા ઉત્સુક છે
અને તારા અધરો ઉપર ઉચ્ચારાતા
મારી કૃતિના સ્વરો
હું શ્રવણવા ઇચ્છું છું;
પણ....
મારા કર્ણો
તારા મૌનના પડઘાઓ
સાંભળી શકતા નથી.
હું જાણું છું
મૌન એ જ તારો સંવાદ છે.
પણ આ શહેરી વાતાવરણમાં
મૌન એ એક સંશોધનનો વિષય છે.

તું ગઈ,
પ્રિયા, એક ન કલ્પી શકાય તેવા પ્રદેશમાં
કે જે મેં ક્યારેય નિહાળ્યો નથી,
અને તેં મને છેહ દીધો
આપણા સહઅસ્તિત્વને નકાર્યું.
જેમ તારી આંખોમાં ચમકે છે તારાઓ
તેમ મારી આંખોમાં છલકે છે આંસુઓ.
તું કદી પાછી નહીં ફરે ?
અને હું રાતોની રાતભરથી ફરું છું
સવાર સુધી
શોકમગ્ન દિશામાં
જાણે કે હું પોતે કેમ મૃત્યુ પામ્યો ન હોઉં !

## એક ચિત્ર

### સુશીલા ઝવેરી

ટીંબાની ટોચે ઊગેલું
ઊંધા અધખૂલા પુસ્તકના જેવું ઘર–
ને ઘરખૂણાને અજવાળે કો
કોડિયું ધીમું ટમટમતું–
ને ઘરનાં નળિયા નીતરે એવાં
નેવાની ધારે નીતરતું
ઝમઝમ વરસે ચોપાસ, એ આભનાં આંસુ.
નાનકડી નદી ચોમાસામાં
પહેલવારકી ગર્ભવતી નાજુક કન્યાશી
તસતસ વહેતી
ભેટવાનું મન થાય એવું કંઈક કહેતી.
ભીતર ઊછળતાં ગરભ સમાણી
લહેરો ઊછળે—
લહરો લહરો ભેગી થઈ મોજાં મોજાં
ઊછળે....
કુંવડિયાનું વન કિનારે આ ડૂબે
ને તે કિનારે ભેખડ ઊંચી ઊંચી
આખી જાય ડૂબી—
ને હાલકડોલક નાવડું નાચે મોજાં માફક.
વૃક્ષો ડૂબેલાં માથા કહાડી ઊંચું ભાળે

પાણી મહીંથી—
ને નાવડી નાળિયેરના કાળાકાળા ઢગ ભરીને
આ પા તે પા કરે આવજા.
આંખોમાં છે ટીંબો—ઘર
નેવાં ને નળિયાં નીતરતું ચોમાસું આખું.
ખળખળ વહેતા વહેળા સારી
રગમાં વહેતા....
તોફાની જળમાંની તરતી નાવ હજુ—
ચકરાવ ચડાવી માથું મારું ગોળ ઘુમાવે....
ઉનાળે સુક્કીલક્કુ સરિતા
આંખમાં મારી જાય વહેતી બારે માસે
હું જ વરસતું ચોમાસું છું.

## એસ. આર. ભટ્ટ જતાં....

કનૈયાલાલ મ. પંડ્યા

ગયેલાંની ક્યારે છબિ, સ્મૃતિકથા, પુણ્ય તિથિએ
પ્રશંસાની વાચા પ્રગટ થતી ને કૈંક અવળું
પડે છે બુદ્ધિને, ધિક ધિક ખરે ચારણપણું
કથે જે વર્તાઓ શબ ઉપર શણગાર સરખી.
તમે તો વાણીનું રૂપ, શબ્દ કો અક્ષર તમે
અહીં આ મેધાના યજનફળશા, પ્રાપ્ત અમને
હજીયે ઝિલાતા અવિરત લયે, આ વહા રહી
અજીર્ણા ભાષાની મધુરપ મહીંથી, કહી કહી.
કવ્યું ના, આલેખી નહિ સુખકથા ના દુઃખકથા;
કથાને શું ઓછું ? અરથ દીધ તેં વૈખરી થકી.
અરે, આ ભાષાનું અમરફળ જડ્યું ને ખરી ગયું,
ચખાયું ત્યાં ત્યાં ત્યાં અમરપદ પામ્યો સમય રે
અરે, આ બુદ્ધિનું, તમ પર થતું ચારણપણું.
ખપે ના, તો યે જે, અવશ પ્રગટ્યું, માફ કરજો.

## હાલને સૈયર

યોગેશ વૈદ્ય

હાલને સૈયર હાલને આજે લીલવા ઓલા ઢોળે
કોઈ વગાડી મીઠડો પાવો કાળજે કેસર ઘોળે.
સાવ રે હાલું છલકી બેડું ભીંજવે માથાબોળ
મુંજથી કર્યો જાય ન સૈયર હાવકાઈનો રોળ.
જાય ન ઝાલ્યો સોળમો ફાગણ ઊડતો છોળેછોળે
કોઈ વગાડી મીઠડો પાવો કાળજે કેસર ઘોળે.
સાંજ તે સૈયર ઢળશે ક્યાંથી! માંડ ચડ્યો છે દન
એકલદોકલ ઝાડ નથી આસૂર અડાબીડ વન.
પાંદડું તોડું એક તો સૈયર ઝાડનું આખું ડોળે
કોઈ વગાડી મીઠડો પાવો કાળજે કેસર ઘોળે.

# કેટલાંક કાવ્યો

અનુ. ગીતા પરીખ

## Midsummer

Half awake on a mid-summer eve
I heard a singing too lovely to believe,
And could't say, so subtle was the chime,
Whether it was distant in space or in time ?
Half asleep on a mid-summer night
I saw a darkness more lovely than a light,
And could not tell
So clouded was the face
Whether it was distant in time or space !

## ગ્રીષ્મમધ્યે

ગ્રીષ્મની એક સાંજે અર્ધજાગૃત સ્થિતિમાં
મેં એક સૂર સાંભળ્યો
એવો મધુર કે કેમે માની ના શકાય,
એવો સૂક્ષ્મ ટહૂકો કે જે
સ્થળના કે સમયના અંતરે છે
તે પણ પામી ના શકાય.
ગ્રીષ્મની એક તંદ્રિલ રાત્રિએ
મેં પ્રકાશથી પણ વધું સુંદર એવું તિમિર જોયું
એવો ઘેરાયેલો સઘન ચ્હેરો જોયો
કે જે સમયના અંતરે છે કે સ્થળના
તે પણ કળાય નહીં.

## Not-turning

On the pillow in the dark
head, wrist, elbow form
a question – mark,
Without dreaming some can sleep
Soft everyway innocent and deep.
Is it hopeful that I wake
grope, grief, grapple
for the poem's sake.?

## આંવતી નથી

અંધારામાં ઓશિકે ટેકવેલું
માથું, કાંડું અને કોણી
રચે છે એક પ્રશ્નાર્થ ચિહ્ન—
કેટલાક લોકો સ્વપ્નાં વગરની
સાવ સુંવાળી, નિર્દોષ અને ઘેરી
નિંદર પામી શકે છે;
અને હું—
પડખાં પર પડખાં બદલતો જાગ્યા કરું
વેદનાથી કણસું
અને વ્યર્થતામાં વલખાં મારું
કઈ આશાએ ?……
…માત્ર કાવ્ય પામવાની ?

## Snow-Song

When the snow is falling
and the night is white,
For the crystal moment
Even I am whirling
On the back of yearnings,
Passed the rutted roof-tops,
Where the dogs take fright,
For a moment sorry,
For a moment plunging
For a moment melting
In the white of night.

## હિમ-ગાન

જ્યારે હિમ વરસે છે
અને રાત્રિ શ્વેત બને છે,
ત્યારે એક પારદર્શક પળે
હું આકાંક્ષાઓ પર વલખું છું,
એક ક્ષણે ગમગીન,
એક ક્ષણે સાહસિક
અને એક ક્ષણે
રાત્રિની સફેદીમાં
પીગળીને વિલીન થતો.

## Map of the City

Each darkened are a represents
an avenue I can not dare,
because the shadows of
events are there.
They are my sorrowful
shadows to you,
Rather than wake to find
New York which once was
mooned, sunned,& starred to me.
Gone dark.

## શહેરનો નકશો

પ્રત્યેક અંધારઘેર્યો વિભાગ
હું સહી ન શકું તેવો વિસ્તાર સૂચવે છે,
કારણ કે એમાં કંઈ કંઈ ઘટનાઓના પડછાયા
છવાયેલા છે.
એ મારા ઉદાસ ગમગીન પડછાયા છે.
એક સમયે સૂર્ય, ચંદ્ર અને તારાઓથી ઝળહળતું
ન્યૂ યૉર્ક શહેર
હવે અંધારામાં વિલીન થઈ ગયું છે.

At the railing

When the Hudson seems no deeper
than the puddle after rain,
And her bridge-lights' warm reflections run likc lessets to the brain;
You must catch the rails of iron
till their coldness makes you cold
than a river which below you
fathoms deep and years old.

(નદી પરના) કઠેરા પાસે

જ્યારે હડસન (નદી) વરસાદ પછીના
ખાબોચિયા જેવી છીછરી લાગે,
અને પૂલ પરનાં દીવાબત્તીના ઊના પડછાયા
ત્યારે વર્ષોજૂની અને વામ ઊંડી
નદી કરતાં પણ વધું ઠંડા એવા આ
પોલાદી સળીયાની ઠંડક
તણુને પણ ઠંડા કરી દે
ત્યાં સુધી તમારે એ સળીયા
પકડી રાખવા જોઈએ.

(અમેરિકન કવિ એરન ક્રેમરનાં કાવ્યોનો અનુવાદ)

# બલાકા-૩૬

અનુ. રાજેન્દ્ર શાહ

દૂરથી સાંભળે છે શું મત્તતનું ગર્જન, ઓ રે દીન,
ઓ રે ગમગીન
એ ક્રંદન કાગારોળ
લક્ષ વક્ષ થકી મુક્ત રક્તનો કલ્લોલ,
વડવાગ્નિનો ઉચ્છલ વેગ
ગરલ ફૂંકતા ઝડ મેઘ
ભુવન ગગન
મૂર્છિત વિહ્વલકર મરણે મરણે આલિંગન.
એમાંથી જ વીંધી કાઢી પંથ
નૂતન અબ્ધિનિધિને કંઠ
જવાનું ઓપાર નાવ ધારી
પોકારે કાન્ડારી
આવે છે આદેશ
આ યાત્રાની જેમ આ બંદરે રોકાણ થયેલ શેષ
પુરાણો સંચય લઈ ખરીદ-વેચાણ ફરી ફરી
હવે ચાલે નહીં.
પ્રવંચના વધતી જાય, સાચું જે કંઈ તે ધન લીજે પૂર્ણ કરી
પોકારે કાન્ડારી એને લહી
"તોફાન મોઝાર
નૂતન સમુદ્રને કિનાર
જવું પડશે રે પેલી પાર"
ઝટપટ
એ કારણે ત્યજી ઘર-ગઢ
નારેગમ થકી ઓ હલેસાં લઈ દોડી આવે ખલાસીનાં દલ
"નૂતન ઉષાનું સ્વર્ણદ્વાર
ખૂલશે કેટલી હજી વાર?"
સંધ્યા ય તે પ્રશ્ન કરે
લીન આર્તસ્વરે
નિદ્રામાંથી જાગી એકાએક
ઝંઝા-ઘેરસાયો મેઘ
અંધારે આવરે તેજ—કોઈ નવ જાણે
રાત્રિ છે કે નદી-કંપે ક્લિન્ન તુફાને
વચ્ચે વચ્ચે પુકારે કાન્ડારી
"નૂતન સમુદ્રતીરે, જવું પડશે ઓ પાર નાવને હંકારી"
આવેશ વાહક બ્હાર; મા રડતી પૂછે,
બારણે ઊભી પ્રેયસી લોચનને લૂછે.
ઝંઝા-ગર્જન મોઝાર
વિચ્છેદનો બાજે હાહાકાર,
ઘરે ઘરે સૂનું થયું આરામ-શયન
"યાત્રા કરો, યાત્રા કરો, યાત્રી ગણ"
ઊઠે છે આદેશ :
"બંદરે સમય નહીં શેષ."

મૃત્યુભેદ કરી
ડોલતી વહે છે તરી.
નાંગરશે કયા ઘાટે? ક્યારે થશે પાર?
પૂછવા ન સમય લગાર.
આ કેવળ જાણી લીધ સાર
તરંગથી લડી, વાયુ કરી
હંકારી જવી પડશે તરી.

ખેંચી રાખવાનું બાદબાન,
હાથ ધરી રાખવું સુકાન.
ઉગરીએ જઈએ વા મરી,
હંકારી જવી પડશે તરી.
આવે છે આદેશ :
"બંદરે સમય નહીં શેષ."
અજાણ સમુદ્રતીર, અજાણ એ દેશ–
એ ધામને કાજ
આવે છે અવાજ
વંટોળના કંઠે કંઠે શૂન્યે શૂન્યે પ્રચંડ આહ્વાન.
મરણનું ગાન
જાગી ઊઠે છે રે પથે નવજીવનના અભિસારે
ઘોર અંધકારે
પૃથ્વીનાં જે કંઈ દુ:ખ, કંઈ પાપ, કંઈ અમંગલ,
કંઈ અશ્રુજલ,
કંઈ હિંસા હલાહલ,
સમસ્ત તરંગે ઊછળીને
તીર ઉલ્લંઘીને
ઊર્ધ્વ આકાશનો ઉપહાસ રહે કરી.
તો ય વહે તરી.
બધું હડસેલી જવું પડશે રે પાર,
કાને ધરી નિખિલનો હાહાકાર,
માથે લઈ ઉન્મત્ત દુર્દિન.
મને ધરી આશા અંતહીન,
હે નિર્ભીક, દુ:ખ અભિહત !
ઓરે ભાઈ નિંદા કોની કરંત તું, કર શિર નત.
આ મારું આ તારું પાપ
વિધાતાને ઉર એ જ તાપ.
બહુ યુગથી સંચિત આજ અહીં હવામહીં વાય,

ભીરુની ભીરુતા બધી, પ્રબલનો ઉદ્ધત અન્યાય,
લોભીનો નિષ્ઠુર લોભ
વંચિતનો નિત્ય ચિત્તક્ષોભ,
જાતિ અભિમાન,
માનવની અધિષ્ઠાત્રી દેવતાનું ઝાઝું અપમાન,
વિધાતાની છાતી આજ કરી વિદારણ
વંટોળના દીર્ઘશ્વાસે જલે સ્થલે કરંત ભ્રમણ:
ભાંગી પડો વાવંટોળા, જાગો રે તુફાન
ખતમ થઈને રહો નિખિલનાં સર્વ વજ્ર બાણ,
છોડો નિંદા, છોડી દિયો સ્વકીય સાધુત્વ-અભિમાન.
કેવલ એકાગ્રે કરો પાર
આ પ્રલય પારાવાર
નૂતન સૃષ્ટિને વેળુતીર
નૂતન વિજય ધ્વજ લેઈને, હે વીર !

દુ:ખ જોયું નિરંતર, પાપને જાણ્યું છે નાના છલે,
અશાન્તિની ઘુમરી જોઈ જીવનના સ્રોતે પલે પલે:
મૃત્યુ રહે છે સંતાઈ
સમસ્ત ધરણી છાઈ.
તણાઈ જાય તે સરી જાય
જીવનને કરી જાય
ક્ષણિક વિદ્રૂપ.
જુઓ આજ તે સર્વનું અભ્રભેદી વિરાટ સ્વરૂપ.
ત્યારપછી ઊભી નિજ સામે
બોલો અકંપિત હૈયાહામે
"તારો નહીં કરું ભય,
આ સંસારે પ્રતિદિન તુજ પર કીધ છે વિજય.
તારા કરતાં હું સત્ય એ વિશ્વાસે પ્રાણધરું, દેખ
શાન્તિ સત્ય, શિવ સત્ય, સત્ય એ જ ચિરંતન એક.'

મૃત્યુની ભીતર જઈ અમૃત ન લીધ યદિ મોલ.
સત્યની જો નહીં પ્રાપ્તિ દુઃખ સાથે ઝૂઝી,
પાપ યદિ જાય નહીં મરી,
નિર્લજ્જ લજ્જા એ તો નરી,
પોતાની જ અસહ્ય શરમે યદિ જાય નહીં અહંકાર ખરી
ત્યારે સહુ ઘરત્યાગી
અંતરના કયા આશ્વાસને રહે લાગી?
મરવાને દોડે શત શત
પ્રભાતનાં તેજમાંહીં નક્ષત્રની જેમ લક્ષ લક્ષ
વીરનો એ રક્ત સ્રોત, માતાની આંસુની ધાર
એનું જે કંઈ મૂલ્ય તે ધરા-ધૂળે થશે એકાકાર?

શું નહીં પમાશે સ્વર્ગ?
વિશ્વનો ભંડારી પૂછશે ના કેટલું છે કર્જ?
રાત્રિની તપસ્યાએ શું ઊગશે ન સૂર્ય?
નિદારુણ દુઃખરાતે
મૃત્યુઘાતે
ચૂર્ણ કીધી જ્યાં મનુષ્યે નિજ મર્ત્યસીમા,
ત્યારે શું ન થશે દૃષ્ટ દેવતાનો અપાર મહિમા?

(કાન્ડારી=કર્ણધાર. પાકસાન=મદ.)

[રવીન્દ્રનાથ ઠાકુરના બંગાળી કાવ્યનો અનુવાદ]

# આસ્વાદ

## સરળતામાં સૌંદર્ય

ધીરુ પરીખ

### હેમન્તની સાંજ

ઝાડનાં ડાંખળે ડાળીએ
સૂર્યનાં કિરણ ચોંટી રહ્યાં;
પાસમાં
ટૂંટિયું વાળીને શાંત છે પથ પડયો !
ચોતરફ
વાયુના કાફલા બરફ–શા આભને લૈ વહે
ક્યાંકથી આવતો પંખીનો નાદ પણ
શૈં કરો કાનમાં વાગતો.
એમ લાગે ઘડી
સાંજ આ ચિત્રમાં હોય જાણે મઢી !

('સ્વગત'માંથી) યોસેફ મેકવાન

કોઈ પણ દેશમાં કોઈ પણ કાળે પ્રકૃતિ એ કવિજનોનો વત્તેઓછે અંશે માનીતો કાવ્યવિષય રહી છે. પ્રકૃતિનાં સીધાંસરળ વર્ણનચિત્રોથી તે વ્યંજનાચિત્રો સુધી કવિજનોએ એનો ઉપયોગ કર્યો છે. ક્યારેક કવિ પ્રકૃતિનો સાપેક્ષ ઉપયોગ કરે છે તો ક્યારેક નિરપેક્ષ.

શ્રી યોસેફ મેકવાને એમના 'સ્વગત' કાવ્યસંગ્રહમાં 'હેમંતની સાંજ' નામક કાવ્યમાં કંઈક અંશે હેમંતની પ્રકૃતિનું નિરપેક્ષ શબ્દચિત્ર આંક્યું છે. અલબત્ત, અહીં સમગ્ર હેમંતઋતુનું ચિત્ર નથી; બલ્કે હેમંતના એક પ્રહરનું ચિત્ર છે. કવિએ હેમંતઋતુના દિવસનો સાંધ્ય પ્રહર પસંદ કર્યો છે, હેમંતનું મહાકવિ કાલિદાસે 'ઋતુસંહાર'માં મનભર વર્ણન આપ્યું છે. આપણા કવિ કલાપીનું હેમંતચિત્ર અહીં તરત યાદ આવી જશે :

ઊગે છે સુરખીભરી રવિ મૃદુ હેમંતનો પૂર્વમાં
ભૂરું છે નભ સ્વચ્છ સ્વચ્છ દીસતી એકે નથી વાદળી.

'કલાપી'એ અહીં હેમંતની ઊઘડતી સવારનો પ્રહર પસંદ કર્યો છે. શ્રી મેકવાને એમના પ્રસ્તુત કાવ્યમાં હેમંતની સાંજનો પ્રહર પસંદ કર્યો છે. હેમંતની ઠંડીને કારણે સાંજ સૂમસામ છે. પ્રકૃતિ જાણે થીજી ગઈ છે ! આ દૃશ્યથી કાવ્યનો ઉપાડ થાય છે :

'ઝાડના ડાંખળે ડાળીએ
સૂર્યનાં કિરણ ચોંટી રહ્યાં,'

હેમંતની સાંજ જાણે ઝાડનાં ડાળાં-ડાંખળાંમાં ભરાઈ પડી છે. એની સ્થગિતતા દર્શાવવા કવિએ ક્રિયાપદ પસંદ કર્યું છે 'ચોંટી રહ્યાં'. ઠંડી એવી છે કે જાણે સૂર્યનાં કિરણો પણ થીજી ગયાં છે, એવો ભાવ અહીં અભિપ્રેત છે. રસ્તા પર કોઈની અવરજવર નથી :

'ટૂંટિયું વાળીને શાંત છે પથ પડ્યો'

અહીં ટૂંટિયું વાળીને પડી રહેવાની ક્રિયા દ્વારા સજીવારોપણ અલંકાર સર્જ્યો છે. આમ

આ અલંકારાયોજન દ્વારા જે સ્થગિત છે તે અન્યથા અનુપ્રાણિત બની રહે છે. તો વળી પછીની પંક્તિઓમાં રૂપક અને સજીવારોપણનો આશ્રય લેવાયો છે. 'વાયુના કાફલા' કહેવામાં રૂપક સર્જાય છે. હવાની લહરો ઉપરાઉપરી આવી રહી છે એ 'કાફલા' શબ્દથી અભિવ્યંજિત થાય છે. આ વાયુ 'બરફ શા આભને લૈ વહે' છે. અહીં ઉપમા પ્રયોજાઈ છે. આભ ઠંડુગાર છે. હવામાં ઠંડી પ્રસરી રહી છે. એ ઠંડીનું આમ બધે સંવહન કરવાનું અને એનું સંવર્ધન કરવાનું કામ આ 'વાયુના કાફલા' કરી રહ્યા છે. આ સમગ્ર પરિસ્થિતિમાં આકાશનું જે શૈત્ય અનુભવાય છે તેને માટે કવિએ નવીન ચારુ કલ્પના કરી છે કે હેમંતના વાયુ જ જાણે બરફ જેવા આભને લઈને વાઈ રહ્યા છે. અહીં આભ, જે નિરાકાર છે તેને આકાર પ્રાપ્ત થાય છે; આભ જે સ્થિર છે તે ગતિશીલ બને છે! વળી, આભને લઈને વહેતા વાયુનું દૃશ્ય એ રીતે નાવીન્યપૂર્ણ હોઈ આસ્વાદ્ય અને આનંદપ્રદ બને છે. અહીંયાં આ એક પંક્તિમાં તમે દેહલીદીપનો આસ્વાદ પણ માણી શકશો. 'બરફ શા' શબ્દો એક રીતે જેમ આભને લાગુ પડે છે તેમ બીજી રીતે 'વાયુના કાફલા'ને પણ લાગુ પડે છે. વાયુના કાફલા બરફ જેવા ઠંડા છે એમ એક અર્થ છે તો આભ બરફ જેવું ઠંડું છે એવો બીજો અર્થ પણ નીકળી શકે છે. આ છે દેહલીદીપનો પ્રભાવ.

અને આ ઠંડીની પરાકાષ્ઠા કેવી? ક્યાંકથી પંખીનો ટહુકો સંભળાય છે. તો આ ટહુકો કેવો છે? કરા જેવો! જાણે કે નાદ પણ ઠરીને કરો બની જાય છે! આ રૂપાંતર કવિકલ્પનાનો ચમત્કાર છે. વાતાવરણને અનુરૂપ આ કલ્પના છે, અને એથી સમગ્ર કાવ્યની કલ્પનાવલીમાં સુપેરે બંધ બેસી જાય છે. કવિને હેમંતની સાંજની ઠંડીનો પ્રભાવ વર્ણવવો છે. આમ તો પંખીનો ટહુકો મનગમતો લાગે. પણ કાવ્યનાયક હેમંતની સાંજની ઠંડીના એવા જબ્બર પ્રભાવમાં છે કે એ ટહુકો પણ એને વાગે છે! આ એક સરસ નવીન image છે.

સમગ્ર કાવ્યમાં આવી પ્રત્યેક image સુંદર છે. ડાળ-ડાંખળાં પર સૂર્યકિરણોના ચોંટી જવાની image, ટ્રેંટિયું વાળીને પથ પડ્યો છે તે image અને પંખીનો ટહુકો કરા જેવો વાગે છે તે image. આ બધી જ image દૃશ્ય image છે. દૃશ્ય કલ્પન-આવલી (images)નો સકલ સરવાળો એ કે આ હેમંતની સાંજ જાણે કોઈ ચિત્રમાં મઢી હોય તેવી લાગે છે! વિવિધ કલ્પનાઓ અને કલ્પન-આવલીથી આખું ય કાવ્ય સુંદર બન્યું છે. અહીં કવિએ સ્વાભાવોક્તિની સાથે વર્ણનમાં એક રીતે જોવા જઈએ તો અતિશય-ઉક્તિનો ઉપયોગ કરેલો જણાશે. ઉક્તિની આ અતિશયતા હેમંતની સાંજની ઠંડીની અતિશયતા પણ વ્યંજિત કરી રહે છે. હેમંતની સાંજના વિવિધ અંશોને વિવિધ પંક્તિઓમાં મૂકી કવિએ કાવ્યાંતે પહોંચતાં સાંજનું સાંગોપાંગ અખંડ ચિત્ર ઉપસાવી આપ્યું છે.

માત્ર કોરા વર્ણનને સ્થાને અહીં કવિએ કલ્પનાપ્લાવિત દૃશ્ય ખડું કરી હેમંતની સાંજનો આબેહૂબ અનુભવ કરાવ્યો છે, એમાં મૂલપાઠંદની અહીં સધાતી વિલંબિત લયગતિ સ્થગિત સાંજના ચિત્રને વ્યંજિત કરવામાં સમ્યક્ રીતે ઉપકારક

થતી લાગે છે. સામાન્ય ઋતુવર્ણન કે પ્રકૃતિપ્રહરના વર્ણન કરતાં આ વર્ણન એની કલ્પનાવલી, લયગતિ અને ભાષાશૈલીને કારણે જુદું તરી આવતું હોઈ વિશેષ રૂપે આસ્વાદ્ય બન્યું છે. કવિનો કસબ એમની સર્જક-સભાનતાનો દ્યોતક છે. અહીં, આમ, સરળતામાં ય સૌંદર્ય નીખરી આવ્યું છે. □

## સાભાર સ્વીકાર

- **મૃગયા :** જયન્ત પાઠક, કાચું પૂઠું, પૃ. ૮૦, પ્રકા. કુમકુમ પ્રકાશન, ગાંધી માર્ગ, અમદાવાદ – ૩૮૦ ૦૦૧, રૂ. ૧૨.૦૦
- **આ તરફ :** ઉસ્માન મિલન, કાચું પૂઠું, પૃ. ૬૪, પ્રકા. પોતે જ, તળી નાકા, સાવરકુંડલા, ૩૬૪૫૧૫, રૂ. ૮.૬૫
- **ઘટના :** સુરેશ દલાલ, કાચું પૂઠું, પૃ. ૧૫૬, રૂ. ૪૫.૦૦, પ્રકા. મિહિકા પબ્લિકેશન્સ, ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ ૪૦૦ ૦૦૫
- **સિસૃક્ષા :** શિલ્પીન થાનકી, કાચું પૂઠું, પૃ. ૫૬, રૂ. ૨.૦૦, વિતરક : 'અક્ષરી', ૫/એ, હરિહર સોસાયટી, ગૂજ. વિદ્યાપીઠ સામે, આશ્રમ માર્ગ, અમદાવાદ ૩૮૦ ૦૧૪
- **પ્રાન્તર :** જ્યોત્સ્ના ય. શુકલ, કાચું પૂઠું, પૃ. ૬૪, રૂ. ૧૫, પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કંપની, મુંબઈ ૪૦૦ ૦૦૨, અમદાવાદ ૩૮૦ ૦૦૧
- **જલજ :** કિશોર મોદી, કાચું પૂઠું, પૃ. ૭૨, કિંમત જણાવી નથી, વિક્રેતા : ગાયત્રી પુસ્તક ભંડાર, ૧૦/૧૮૨૮, મહાલક્ષ્મીની પોળ, સોની ફળિયા, સુરત ૩૯૫ ૦૦૩
- **સ્વાતિ :** ઈશ્વરભાઈ પટેલ, કાચું પૂઠું, પૃ. ૮૦, રૂ. ૧૦ ૦૦, વિક્રેતા : સ્વાતિ પ્રકાશન, ૪૪૮/૧, રચના સોસાયટી, સેકટર ૨૨, ગાંધીનગર
- **અસ્તિત્વ :** દીપક જગતાપ, કાચું પૂઠું, પૃ. ૬૨, રૂ. ૬.૩૦, પ્રાપ્તિસ્થાન : દીપક જગતાપ, ટી. આર. સી., વડિયા પેલેસ, રાજપીપળા ૩૯૩ ૧૪૫

## સાજો સઢ

### હરિકૃષ્ણ પાઠક

'હવામાં જ જાણે પડ્યું એક બાકું
હવે કઈ તસલ્લીથી હું તીર તાકું?'
'કે આઠે પ્રહર મૌન અમને તથાસ્તુ!
પડ્યું જીવને શબ્દશ્રીથી જ વાંકું'

'એક ખાલી નાવ'*ના કવિ હર્ષદ ત્રિવેદીનો વિશેષ આવા શેર અને પંક્તિઓમાં પમાય છે, તે સાથોસાથ એવી ય પતીજ પડે છે કે શબ્દશ્રીથી કેમ વાંકું પાડવું કે કેમ સીધું પાડવું તે ય આ કવિ જાણે છે, સમજે છે.

અહીં વધારે કામ થયું છે ગઝલમાં. પણ કવિ ગઝલમાં પુરાઈ રહ્યા નથી. છંદમાં ગઝલ છે; તો ત્રણ મજાનાં સૉનેટ પણ અહીં છે. ઉપર જોઈ તેવી ભાષાની તિર્યકતા પ્રયોજવા સાથે ઘરાળુ ભાષાને શિખરિણી જેવા છંદમાં યે કવિ ક્ષમતાથી પ્રયોજે છે:

'સિતારી મૂંગી છે ઝણણ કરતી ના જરીય તે,
બધું અષ્ટંપષ્ટં સમજ પડતી ના રશીય તે;
ઘરોબાને સ્થાને અવઢવભર્યો આ અવળકો?'

સ્મરણની મજલમાં વિરહવ્યથા અનુભવતો કવિ અહીં સળંગ ત્રણ સૉનેટમાં, ઝીણું કામ કરે છે ને આખુંયે મનોગત સૂક્ષ્મરીતે સુપેરે નીરૂપે છે.

પ્રથમ સૉનેટના અંતે ચમત્કૃતિ સાથે સંવેદનની ભીનાશ પણ પમાય છે. તેમાં પગલાં સાથે જોડાતું 'તગતગ' વિશેષણ કેવું કામ કરી જાય છે?—

'થતું: મારા પ્હેલાં દડમજલ આ કોણ કરતું?'
જરા જોયું ત્યાં તો—તગતગ તમારાં જ પગલાં!'

છંદમાં ગઝલ એ હવે નવી વાત રહી નથી. પણ હર્ષદનું કામ તેની ક્ષમતાનો હિસાબ આપે છે:

'આખું ને આખું નગર ઊપડે એમ મારે જવાનું
ને રસ્તાને ખબર ન પડે એમ મારે જવાનું.
ઊભાં ઊભાં વિવશ નજરે દોડતાં દૃશ્ય જોઉં
ને દોડું તો ચરણ લથડે એમ મારે જવાનું.'

જોકે 'અનુપંગ'માં જેવો છંદ સચવાયો છે તેવી માવજત કવિતાની નથી થઈ. છંદ સાથે રદીફ-કાફિયા સાચવવા જતાં ને કશીક ઊફરી ભાષા પ્રયોજવા જતાં સરવાળે કૃતકતા નીપજી આવી હોય એવું યે બન્યું છે:

'શું ફક્ત હું ઘરઘરાઉ પ્રતીપતાથી
વૈપમ્યને અથ અઠંગ લઈ ફરું શું?'

આ પછીનો તરતનો શેર આશા બંધાવે છે કે કવિ થોડો જાગતો રહે તો ઉપર થયું છે તેવું નિવારી શકે તેમ છે:

---

(પ્રકા. કવિ પોતે, વિતરક 'અક્ષરી', ૫/એ, હરિહર સોસાયટી, ગુજ. વિદ્યાપીઠ સામે, આશ્રમ રોડ, અમદાવાદ-૧૪
*કાચું પૂંઠું, પૃ. ૭૨, રૂ.)

'લાગું અર્પણુ તરૂ માફક આજ, તોયે
હું તો અનેક અનુષંગ લઈ ફરું છું'

અહીં સાંગોપાંગ સારી કૃતિએ અને વેધક શેરની સંખ્યાયે ઠીકઠીક મળી રહે છે.

'એ તો દોસ્તો, એ દોઢી, ચલમ એ જ સાકી
હશે આટલું યાદ બસ એ ય કાફી!'

આ ગઝલમાં સળંગ કેફ સચવાયો છે. ઉપરછલી અળવીતરાઈ કે રમતિયાળપણાની ભીતર પણ કવિ કશીક ઊંડી ખણખોદ કરતો લાગે છે :

'કૈંક ભરવા મથું કૈંક ઉલેચવા,
વ્યસ્ત છું એમ પણ હું કશું પામવા.'
'રોજ ભીનું થાય છે નિશ્વાસથી
સાવ સુક્કુંભઠ્ઠ કંઈ આંગણુ નથી.
'એવું નથી કે ખેલ ભજવાતો નથી,
આ મખમલી પડદો જ ઊંચકાતો નથી.'

સંવેદનનું બળ એ આ કવિની મોટી મૂડી છે. સંગ્રહની પહેલી ગઝલનો એક શેર યાદ કરીએ :

'રેતની વહેતી નદીના બેઉ કાંઠા આપણે,
તૂટતી હોડીમાં સાજો સઢ જમાપાસું બને.'

કવિ પાસે સાજો સઢ છે પણ આજકાલ ભરપૂર લખાતી ગઝલોમાં જે મર્યાદાઓ પ્રવેશી ગઈ છે તેનાથી આ કવિ પણ સાવ બચી શક્યા નથી. કાફિયાની ચિંતા છોડીને માત્ર રદીફ સાચવી લેવાનું વલણ રૂઢ થતું જાય છે ને તેવાં સ્થાનો અહીં પણ છે. સહેજ સરખો કાન રાખીને નિવારી શકાયા હોત તેવા લયભંગ પણ અહીં છે :

'તે પછી ક્યાં રહસ્ય કે છળ હોય છે?
ખોલવાની માત્ર સાંકળ હોય છે.'
'યુગો થકી ભટકી રહ્યો ગોવાળની માફક,
કોણ જાણે ક્યાંક ધણને ખોઈ બેઠો છું.'

તો 'રાતી ગઝલ' જેવી કૃતિ શબ્દરમતથી આગળ વધતી નથી. ગીતરચના કવિને સહજ સાધ્ય જણાતી નથી. ક્યાંક આયાસ પણ વરતાય છે ને છતાં 'કાળું ગુલાબ' અને 'સામૂહિક આત્મવિલોપન વેળાએ' જેવી કૃતિઓમાં કવિનો વિશેષ અને સંવેદનનું બળ પમાય છે. 'મળશું' પણ સાદ્યંત આસ્વાદ્ય બનેલી રચના છે. તેમાં દરેક અંતરાને છેડે આવતી પંક્તિઓમાં કવિનું જુદાપણું મળે છે :

'પગલાંનું તો એવું—
પડશે નહિતર જડશે નહિતર ધૂળ અહીં તો ભળશું.'
'સપનાંનું તો એવું—
મળશે નહિતર ટળશે નહિતર અંદર ભડભડ લખશું'
'ચહેરાનું તો એવું—
મલકે નહિતર છણકે નહિતર એકમેકને છળશું'

અન્ય બે કૃતિઓની વાત અહીં કરી લઈએ.

'યુવાન વિધવાના વિરહની ગઝલ-૧' અને '-૨'માં એકજ ભાવ ઘૂંટાયો છે ને તે છતાં તેમાં ભિન્નતા છે. એકની એક સામગ્રી અલગ તરીકાથી ખપમાં લેવાઈ છે.

પ્રથમ કૃતિમાં રદીફ સાવ ગદ્યાળુ છે, ને તો પણ પેલો 'સાજો સઢ' – સંવેદનનું બળ કૃતિને કવિતાને કાંઠે લઈ જાય છે :

'પ્રથમ દરિયાને પણ હૈયા મહીં ધરબીને રાખ્યો'તો,
હવે નાનું ઝરણું છે પણ ઘણી તકલીફ લાગે છે.'
'હજુ ખન્‌ખન્ અવાજો ઓરડે પોઢેલા નથી ત્યાં તો—
ફરીથી પ્હેરતાં કંકણ ઘણી તકલીફ લાગે છે.'

બીજી કૃતિ ગઝલને વળોટી જઈને ગીતમાં ઢળતી રચના છે, ને તેથી ગીતમાં સહજ એવો લયનો હિલ્લોળ ને દેખીતો આનંદનો ભાવ- જે અલબત્ત આભાસી છે- પ્રગટે છે; ને પેલી વેદના ભાતરમાં જઈને વધુ સ્પર્શક્ષમ, વધુ વેધક બની આવી છે :

'બંધ હતી તે વાગી બંસી વર્ષો કેડે,
ખાલી મનના માળે સહિયર ઢોલ ઢબૂકે.'
'ખન્‌ખન્ કરતાં કંકણ છે પણ લાગે છે કે
એના અંતરિયાળે સહિયર ઢોલ ઢબૂકે.'

આવી બધી મથામણ કરતા કવિએ સંગ્રહના અંતે જે અછાંદસ અને પરંપરિત લયની કૃતિઓ આપી છે તેમાંયે થોડું કામ થયું છે. ન–જીવું જીવતો માણસ, જે નથી જીવી શકતો કે નથી મરી શકતો તેની વાત 'તમે'માં વેધકરીતે વ્યક્ત થઈ છે, તો 'ગઢ'માં લયનો છાક અને કેફ છે. (લયભંગનાં સ્થાનો યે ખરાં) આકર્ષણ કરે એવું ધૂંધળાપણું તેમાં છે. આ કૃતિ પોતે કરીને ભલે ઠરી–આછરી નથી પણ કવિના ચિત્તની ગ્રહણશીલતા ને ભાષા સાથે કામ પાડવાની ક્ષમતાનો એક અંદાજ આપે છે. 'ગઢ' અને 'સામૂહિક આત્મવિલોપન ..' એ બે કાવ્યો કવિ પાસેથી આવતી કાલે મળનાર કવિતાનાં પ્રસ્થાન હોઈ શકે, કદાચ આવું માનવાનું મન થાય છે.

એકંદરે એવું લાગે છે કે આજકાલ ગઝલ કે ગીતમાં જ પોતાની અભિવ્યક્તિ શોધતા નવકવિઓમાં હર્ષદ ઘણીબધી રીતે જુદા પડતા કવિ છે. ને તેની કવિકર્મ પ્રત્યેની સભાનતા જોતાં એવી આશા બંધાય કે પ્રસ્તુત સંગ્રહણાં ખગતા કવિને ન પોષાય તેવી જે કેટલીક ત્રુટીઓ રહી ગઈ છે તેનાથી કવિ પોતે ય અજાણ નહીં હોય. સતત અને સાચુકલી મથામણના સુફળ અહીં મળે છે. □

## સૂચના

૧. લેખકોએ પોતાની રચના કાગળની એક બાજુ અને સુવાચ્ય અક્ષરે લખી મોકલવી.

૨. જવાબી ટપાલખર્ચ મોકલવું નહિ.

૩. સ્વીકૃત કૃતિનો જવાબ એક માસમાં અપાય છે. અન્યથા કૃતિ અસ્વીકૃત સમજવી.

૪. અવલોકન માટેનાં કાવ્યસંગ્રહની બે નકલ મોકલવી.

# 'અવાજનું અજવાળું'* ની કવિતા

## બારીન મહેતા

શ્રી યોગેશ જોષીની કવિતામાંથી નગરજીવન ને ઔદ્યોગિકરણના સંઘાતો, પ્રકૃતિતત્ત્વો સાથેના વિચ્છેદનો રંજ, માનવજીવન ને માનવસંબંધનો સંઘર્ષ ને આપણા આજના તકલાદી પરિવેશની અકળામણ : આટલું સ્પષ્ટ પામી શકાય છે. એક તરફ સાદી રોજિંદી ઘટનાઓ અને માનવ-મનની ગતિવિધિઓ તો બીજી તરફ જીવનનાં સાફલ્ય-વૈફલ્ય, કૃત્રિમતા-આડંબર ને મરણના સંદર્ભો-પ્રશ્નો એમની કવિતામાં દૃષ્ટિગોચર થાય છે. સંગ્રહની છાંસઠ રચનાઓમાં છપ્પન અછાંદસ, સાત ગઝલ ને ત્રણ ગીતોનો સમાવેશ થાય છે. સ્પષ્ટ છે કે કવિ મુખ્યત્વે અછાંદસમાં પ્રવૃત્ત થયા છે. અછાંદસ રચનાઓમાં આગવા લય માટેની એમની મથામણ ને એમ કરીને અભિવ્યક્તિની તાજગીભરી નિજી મુદ્રા સરજવા તરફ એમનું લક્ષ છે. આને પરિણામે ને નિરૂપ્ય વસ્તુ (કન્ટેન્ટ)ના સંયોગને કારણે કેટલીક રચનાઓ સવિશેષ આસ્વાદ્ય અને વિચારણીય બની છે. અગિયારમી (પૃ. ૯૩), ત્રેવીસમી (પૃ. ૨૭), છવ્વીસમી (પૃ. ૨૯), તેત્રીસમી (પૃ. ૩૯)ને એકાવનમી (પૃ. ૬૫) રચનાઓને આ વિધાનના દૃષ્ટાંત લેખે ટાંકી શકાય. કવિની એક પ્રતીતિ આવી છે:

હવે તો લાગે છે કે
આ ભાષા
મને એના ખોળામાં સુવાડીને
પાલવ ઓઢાડશે નહિ.
...
(પૃ. ૧૪)

છતાં આ ભાષામાં, સર્જક-શબ્દમાં જ એમણે સાંત્વના શોધી છે, કારણ કે એમની ખેવના આવી છે :

ને કલ્પના,
હજી તો...હજી તો મારે
વરસાદના એકાદ ટીપા પર
આખીયે સૃષ્ટિને કોતરવાનું કામ બાકી છે.
(પૃ. ૮૩)

'કલ્પના' ને સંબોધીને લખેલી રચનાઓ (સંગ્રહનું પ્રધાન કાવ્ય-ગુચ્છ)માં પ્રણય, વિરહ, વેદના તો છે જ સાથે સાથે માનવજીવન ને માનવ-સંબંધની વક્રતા ને ઝંખના પણ છે. એથી તો પ્રણયવિરહના રૂઢ કાવ્યબોધને ઓળંગી જઈને માનવસંબંધનો સંદર્ભ આપણા રસનો વિષય બને છે :

કંઈ નહિ નદી ના મોકલે તો
પણ આમ જો,
કેવો ભયંકર દાવાનળ સળગી ઊઠ્યો છે
મારા શહેરમાં !
જો, આ મકાનો, કાંકરિયા, યુનિવર્સિટીનો
ટાવર,
સીદી સૈયદની જાળી, બાળવાટિકા"

---

* 'અવાજનું અજવાળું' યોગેશ જોષી, પ્રકાશક, વિશ્વ-માનવ શિક્ષણ ટ્રસ્ટ, જ્યુપિટર એપાર્ટમેન્ટ્સ, વડોદરા-૫, પાનાં ૯૬, કાચું પૂઠું, મૂલ્ય ૨૫-૦૦

બધું જ
ભડ ભડ ભડકે બળી રહ્યું છે, કલ્પના ?
મોકેલી આપ તારું એકાદ આંસુ…
(પૃ. ૭૫)

જો કે ક્યાંક આયાસ, પ્રસ્તાર તો ક્યાંક અનાવશ્યક પ્રલંબ 'કલ્પનાવિહાર'ને કારણે આડે પાટે ચડયાનો ય અનુભવ થાય છે. 'બાવળ' (પૃ.૫૯) અને 'પીપળો' (પૃ. ૬૩) બન્ને આમ તો કવિની મહત્ત્વની રચનાઓ બનત્રા જાય છે. છતાં બાવળ અને પીપળાને નિરૂપ્ય સંવેદનના પ્રતીક લેખે સ્થાપવામાં સંવેદનનું પલ્લું જોખમાય છે ને પ્રસ્તારી બની બેસાય છે. પૃ. ૬૦, ૬૧, ૬૫ પરનાં કાવ્યાંશો જોતાં ઉપર્યુક્ત વાતનું સમર્થન જડી આવશે.

કવિએ પ્રકૃતિતત્ત્વો-ઋતુઓને કાવ્યોમાં વણ્યાં છે. પરિવેશ, સ્થિતિનિર્માણ કે સંવેદનમૂર્તતા સાધવા માટે તેઓ આમ કરતા લાગે છે. તેઓ સૂર્યને ફ્રીઝમાં મૂકે છે તેમજ આકાશનું લોહિયાળ આંસુ પણ કહે છે, પર્વત પાસે નદી માગતા દરિયાને ચીતરે છે, તો કરોળિયાના રેશમી જાળામાં ગુંચવાયેલા ચન્દ્રના ફિક્કા અજવાળાને પણ આલેખે છે. કવિની કલમમાંથી આ શબ્દો સાવ સહજતાથી સરી પડે છે :

પંખીની પાંખ પણ ખરી પડે
તેવી પાનખર બેઠી છે મારા નગરમાં !

'રાત ૧-૨' 'પવન ૧-૨' ને 'શરદપૂર્ણિમા' (અનુક્રમે, પૃ. ૭, ૯, ૧૦, ૧૧ ને ૭૦) સંગ્રહની ઉલ્લેખવા યોગ્ય રચનાઓ છે. કલ્પનોને કારણે સરજાતી એમાંની દશ્યાત્મકતા હૃદ્ય નીવડે છે. 'શરદપૂર્ણિમા' તો એક અન્ધર સંવેદન સફરનો ચાંદનીસભર અનુભવ બની રહે છે. એક પછી એક દશ્યકલ્પનમાંથી સરજાતી જતી ગતિશીલતા અનુભવ પ્રતીતિ માટે નિર્ણાયક બને છે.

આ સંગ્રહની કવિતામાં વેદના ને વિસ્મય બન્નેની હસ્તી વરતી શકાય છે. કવિનો વિસ્મય વેદનાનું ફલક વિસ્તારી આપે છે. આથી ક્યારેક તરંગલીલાની કોટિએ પહોંચાય છે તો ક્યારેક એસ્કેપિઝમની નિકટથી યે પસાર થવાનું બને છે. જ્યાં આવી કટોકટીભરી ક્ષણમાં કાવ્યત્વ સર્જાવું છે ત્યાં એ આસ્વાદક (પૃ. ૩૩, ૩૬, ૭૫, ૭૮) નીવડ્યું છે. અન્યથા, સારી બની શકી હોત એવી રચનાઓ સરજાતી તરંગલીલાનું સમાપન એટલે કે કાવ્યત્વ નિષ્પન્ન થાય એ માટે સર્જક પ્રપંચ સમેટવાની પ્રક્રિયા, ધૂંધળી રહી જતી હોવાથી રચના (પૃ. ૩૪, પૃ. ૬૨, પૃ. ૭૮) કથળે છે.

છતાં કવિ યોગેશની સર્જકતાનાં ભીડીને આંખે વળગે એવાં સ્થાનો સંગ્રહમાં ઢેર ઢેર પડયાં છે. વાત ગમે તે વિશેની હોય, કશીક ચોટ આપી જાય એવા અભિવ્યક્તિ-અંશો સંતર્પક નીવડે છે. 'અસ્થમા' (પૃ. ૨)નું આ નિરૂપણ જુઓ :

'વાંસવન આખુંયે ખળભળ્યું ગર્ર્ર ગર્ર્ર
ફેફસાંની ડાળે ડાળે
થીજી ગયેલાં બર્ફીલાં વાદળ ગર્જ્યાં ગર્ર્ર
ગર્ર્ર
પાંસળીઓની ઓથે લપાઈને બેઠેલા શૂન્ય પર
ઝીંકાયા કડકડની વીજળીના ચાબખા

ને ઊંઘુંઘતું આડુંઅવળું તરફડતું શૂન્ય
કણસ્યું ગર્રર ગર્રર

(પૃ. ૨)

મરણનો સંદર્ભ વણતી આ પંક્તિઓ :

કોક આવીને/ક્યારનું ય બેઠું છે ચૂપ ચાપ,
આંખને કિનારે./થાકી ગયેલો દરિયો/કણસે
છે મારા પડખામાં/કોક શબના ફાટી ગયેલા
ડોળા જેવી મારી આંખોમાંથી/ફૂટયા કરે છે
ટ્રેનની તીણી ચીસો, ચૂપચાપ ! દીવો લઈને
કશુંક ખોળવા માટે/મારા દેહની ભીતર
ફર્યા કરે છે કોક !'

(પૃ. ૩૫)

સંગ્રહની ઘણીએક રચનાઓનું કાઠું, કવિની દીર્ઘકાવ્યો કરવાની શક્તિનું નિદર્શક બની રહે છે. ઉપર ઉલ્લેખી એમાંની કેટલીક રચનાઓ જોતાં એમ પણ લાગે છે કે ભાવને ઘૂંટવાની – વ્યક્ત કરવાની પ્રક્રિયા, કલ્પન, કાકુ, વ્યંગની સાર્થકતા ને રચનાને એકસૂત્રે વણી લે એવો એક પછી એક પંક્તિઓનો સાહજિક ક્રમ કવિ પાસે હજી વધારે સારી રચનાઓની અપેક્ષા જગાવે છે. સામે પક્ષે કલ્પનાને રચનાના કેન્દ્રવર્તી વસ્તુના સંદર્ભમાં નિયંત્રિત કરે એ ભૂમિકા ને નિજી કાવ્યબાની, એમણે હસ્તગત કરવાં પડે.

અહીં 'તાન્કા' (૨૪મી રચના)ને 'હાઇકુ' (૨૫મી રચના), ગીત ને ગઝલ પણ છે. ગીત સીધાંસાદાં છે અને તાન્કા–હાઇકુ મધ્યમ છે. સાતે ય ગઝલમાં, અભિવ્યક્તિની કસોટી થાય એવી બહેર, કવિએ પ્રયોજી છે, પરંતુ અછાંદસ રચનાઓ જેવું સબળ પરિણામ નીપજાવી શકાયું નથી. અછાંદસમાં ખૂલતી-ખીલતી સર્જકતાને ગઝલમાં વિલસવાનું ફાવ્યું નથી. બેએક શેર મજાનાં નીવડયા છે :

એક સૂકું પાંદડું નીચે ખર્યું,
ને ધરા પણ કેટલી ધ્રૂજી હતી. (પૃ. ૮૯)
એક ખીલી વાગવાને કારણે,
રાત આખી ભીંત આ જાગી હતી (પૃ.૯૦)

એમ તો કયાંક ઉપમેય-ઉપમાનની સાદશ્યમૂલકતા જોખમાય છે, જેમ કે, સીટીબસને અપેલી ચણોઠીની ઉપમા. વળી, વારંવાર 'આ તો કે' આમ એવો લહેકો પુનરાવર્તિત થાય છે ને બધે જ સમુચિત નીવડતો નથી. કયાંક અભિવ્યક્તિની જ અધૂરપ સ્પષ્ટ કળાય છે. કવિનો સૂર (ટોન) પકડાતો નથી (કાવ્ય ક્રમાંક–૨૧) છતાં આવાં ઉદાહરણો ગણ્યાગાંઠયાં છે. સો પાનાનાં સંગ્રહમાં આવું તો કેટલુંક મળી આવવાનું, પણ જે સર્જકતા અહીં પ્રવૃત્ત થઈ છે એ નિખાલસ ને નીતરેલી છે. વળી આ તો કવિતા પાસે જવા પહોંચવાની વાત છે. કવિએ પોતે જ પૃ. ૭૬ પર કહ્યું છે એ નોંધીને વિરમીએ :

હવે માની જા, યોગેશ,
આકાશમાં
વર્ષાની ધારના લિસોટા ન શોધાય'''ન
શોધાય''' □

# 'તો પછી'* – અદ્યતન કવિતાનો મૂડ

## યોસેફ મૅકવાન

ભાઈશ્રી દલપત ચૌહાણના કાવ્યસંગ્રહ 'તો પછી'માં પ્રણય અને અન્ય, ઇતિહાસ, અત્યાચાર, ગીત અને ગઝલ એમ ચાર વિભાગમાં વહેંચાયેલી રચનાઓના પ્રધાન સૂર પ્રણયવૈફલ્ય, વર્તમાન જીવનસંદર્ભ, શોષણ વગેરે અંગેના તીવ્ર સંવેદનો પ્રસ્પંદનો ઝીલાયેલાં છે. બીજા વિભાગના આક્રોશમાં કોઈ પંડિતોને cynicismની ગંધ આવે...અને કદાચ કવિને એ અભિપ્રેત પણ હોય ...તો હોય. આપણે તો 'કાવ્ય' ભાવકક્ષાએ પહોંચે છે કે નહીં તે જ જોવાનું રહે.

'પ્રણય અને અન્ય'માંના પ્રથમ કાવ્ય 'હું અને અને આકડાનું ફૂલ'માં ગ્રામ્ય વાતાવરણની નિસ્તબ્ધ નિરવતાની પડછે મૃત્યુની કરુણતા ઓગળી ગયેલ છે...ને જિજીવિષા તો યથાવત્ —સ્વપ્નોની જેમ.

'હું સૂરજ સાથે તારો ચહેરો શોધતો ફરું છું'

અંતે હૃદયમાં સંગોપાયેલા પ્રેમની અપ્રાપ્તિના ભારનો વિષાદ છવાઈ જાય છે. પોતાના અસ્તિત્વને વિશે પ્રશ્ન ઊઠે છે. એ પ્રશ્ન આદિકાળથી મનુષ્ય જાતિની આંખમાં છે. દરેક ચહેરામાં એ અનુભવાય છે. એમાંથી નિષ્પન્ન થતી નરી શૂન્યતા જન્મે છે. આર્તકલ્પન એ ભાવને નિરૂપે છે–

'તરસથી તાળવું ફાટું ફાટું થાય છે.'

પ્રાતઃકાળે પ્રકૃતિમાં કે બપોર સમે ખેતરમાં પ્રિયને ખોળ્યા કરતી નજરમાં સ્મરણો જાગી ઊઠે છે. ગત સમય કવિમનને પંપાળે છે–ને મન કહે છે–

'તું ખોટું બોલે છે
સાવ ખોટું કે
હું તને ચાહું છું.'

ને નિષ્ફળ પ્રેમને વિરોધાભાસી કલ્પનમાં મૂકે છે–

'આભ વચાળે બળબળતો
બાર માસ શિયાળો.'

પ્રેમમાં નિઃશેષ થયેલ અનુભૂતિસિક્ત પાત્રોનું ઉત્તમચિત્રણ '૧૦. પ્રિયે'માં આલેખાયું છે. એ નિતાંત સુંદર રચના છે.

'ઇતિહાસ/અત્યાચાર' વિભાગની રચનાઓ જીવનસંઘર્ષ વર્ગસંઘર્ષને નિરૂપે છે. ઇતિહાસની પરંપરામાં વર્તમાન સમય આપણને ખબરે ય ન રહે એમ ગોઠવાઈ જાય છે. વર્ગભેદ, દોરદમન, શોષણ, જુલમ, સમાજવ્યવસ્થા, અર્થવ્યવસ્થા વગેરેમાં રીબાતી–પીડાતી પ્રજાના ચહેરા પર લાલાશભરી કાળાશ તગતગે છે. જેમનું ભાવિ આ વિશાળ દેશમાં હજીયે પ્રશ્નાર્થ છે એવી પ્રજાનો આક્રોશ વીસમી સદીના આ સાતમા–આઠમા દાયકાના કવિઓમાં હવે શબ્દોના ધૂમ્રરૂપે પ્રગટતો જણાય છે. કવિશ્રી ઉમાશંકરે 'રચો રચો'માં કરેલી આર્ષવાણી નવ્ય અભિવ્યક્તિરૂપે–આઘાત આપે તેવી તીવ્ર અભિધા કે વ્યંજનાથી આ ગાળાના કેટલાક કવિઓએ પ્રગટ કરી છે. આ ભૂમિની વાસ્તવિકતાનું, જીવનની યથાર્થતાનું નક્કર સ્વરૂપ આલેખવા તરફનું એમનું વલણ દેખાય છે. એની પ્રતીતિ 'દલિત કવિતા,' 'અસ્મિતા' વાંચતા

થાય છે. અહીંથી ગુજરાતી કવિતામાં આક્રોશ-સંઘર્ષયુગનો એક નવો ફાંટો રચાય છે. ભાવનાઓ, આદર્શો, દેશપ્રેમ વગેરે જેવી વાતો હવે આઝાદીના ૩૬ વર્ષેય પોકળ સાબિત થયેલી છે. તેનો પડઘો આ રચનાઓમાં છે. વધુ હાસ્યાસ્પદ વાત તો એ નીવડી છે કે આપણા સમાજનો કોઈપણ વર્ગ આર્થિક-સામાજિક અન્યાય, કે શોષણ અંગે જાગૃત નથી, પરંતુ ધર્મને નામે જે ઊહાપોહ મચાવી નિર્દોષોના જાન લે છે...પ્રાંતવાદને નામે કેંકને રહેંસે છે તે છે. ભાઈશ્રી દલપત ચૌહાણની કલમ પણ આ બીજા વિભાગમાં એની યથાર્થતા નિરૂપે છે.

'તેઓને માટે', 'બેયોનેટ', 'કોણ માફ કરશે?', 'ચાડિયો' વગેરે રચનાઓનો પ્રધાન સૂર એક જ વાત આલાપે છે–

'આ હિટલરની ઓલાદો દ્વારે દ્વારે ફરી,
અમારા ચહેરા પર જડેલ તેઓના બુટની
નાળની છાપમાં
અમારો માનવી હોવાનો પુરાવો શોધે છે.'

ને 'અસ્પૃશ્ય' રચનામાં પ્રશ્ન ફેંકે છે–

'રે ધિક્કારના દેવ
આજદિન સુધી શોધ્યા કરું
મારા કયા અંગ-ઉપાંગ પર
લખાઈ છે અસ્પૃશ્યની ઋચાઓ!'

'ભૂખ' કાવ્યમાં સુખી વર્ગને સંબોધતા આશાવાદી સૂર કાઢે છે–

'તમારી સુંવાળી મોજડીઓમાં
સંતાડેલાં મખમલી તળિયાં
વૈશાખ બપોરે
આસ્ફાલ્ટની સડક પર ધરો
પછી અમે ને તમેના ભૂલી ભેદ
નવીન સૂર્યને સાથે આવકારશું.'

ત્રીજા વિભાગનાં ગીતો અભિવ્યક્તિ ને ભાવ પરત્વે સામાન્ય છે. 'હિલ્લોળા લેશું', 'બળતા માનવીનું ગીત'માં લય લથડે છે તો 'આભાસી ગીત'માં ટેકની પંક્તિ સાથે આવતી અંતરાની પંક્તિઓનો પ્રાસ રચાતો નથી તે કહે છે. 'પાનખરની પ્રીતડી' 'વ્હાલમનો ચહેરો ચીતરીએ' 'ઢોલનું ગીત'માં શબ્દસંગીતનાદ હૃદ્ય છે.

ગઝલ વિભાગમાં કર્તુત્વની સચ્ચાઈ ખરી પણ ગઝલનો મિજાજ ક્યાં? અલબત્ત, નવતરોમાં જે રદીફ-કાફિયાની કૃત્રિમતા વરતાય છે તે અહીં નથી. સાહજિકતાની હળવાશ છે. ક્યાંક આસ્વાદ્ય શેરો પણ મળે છે.

"કોઈ મારું છે જ ક્યાં 'દલપત' અહીં
શ્વાસ લઉં છું એટલે લાચાર છું."

ક્ષણાર્ધ શા આવી ગ્યાતાં દ્વાર પર
પગલાં પડચાંની વેદના જાણું હજી.

ના હશે કે સાવ ખોડી મિત્રતા
ખભે ચડી ચાલ્યા જઈશું ઠાઠમાં.

સંગ્રહની રચનાઓમાં હૃદયરસ જ્યાં જ્યાં છલકાયો છે ત્યાં હૃદ્ય બન્યો છે. ક્યારેક કઢીબદ્ધ ન બનતાં ભાવકલ્પનો; ક્યારેક દશ્યપ્રતિરૂપોની અસંગતતાનો વિનિયોગ કૃતિરસમાં અવરોધક બન્યાં છે. આમ છતાં કવિ તો શબ્દનો સોદાગર છે એટલે કાલે 'તો પછી–' 'લ્યો આ કવિતાઓ' કરી આવશે જ એવી આશા તો જન્માવે છે ને આવનારને જાકારો આપનારો કોઈ કવિ હોઈ શકે ખરો? એમનું સ્વાગત હો. □

(દલપત ચૌહાણ, વિતરક: દલપત ચૌહાણ ૩૯૯/૧૮ જીવણલાલ જેઠાલાલની ચાલી, રખિયાલ રોડ, અમદાવાદ ૩૮૦ ૦૨૧. પૃ. ૪૮, રૂ. કિંમત ૪.૫૦)



## સામાજિક ન્યાય અને સમતોલ વિકાસ માટે

— વિકાસના તમામ ક્ષેત્રે ગુજરાતે નોંધપાત્ર સિદ્ધિઓ હાંસલ કરી છે.

— સરકારના ભગીરથ પ્રયાસોને જનતાના પુરુષાર્થનું બળ મળ્યું છે.

— આર્થિક-સામાજિક પછાત વર્ગોના ઉત્કર્ષ માટેની ખાસ યોજનાઓ તેમજ ૨૦ મુદ્દાના કાર્યક્રમના અમલ દ્વારા સમાજના સમતોલ વિકાસ માટે આપણે કટિબદ્ધ છીએ.

— ભારતના નકશામાં આજે ગુજરાત ગૌરવવંતુ સ્થાન મેળવી શક્યું છે.

## ગુજરાતનો પુરુષાર્થ



## અમેરિકન કવિ એરન ક્રેમર

એરન ક્રેમર અમેરિકાના પ્રસિદ્ધ ઊર્મિકવિ છે. એમનાં અનેક ગીતો સંગીતબદ્ધ થયાં છે અને પારિતોષિકપાત્ર ઠર્યાં છે. એમનો જન્મ ૧૩ ડિસેમ્બર ૧૯૨૧ના રોજ બ્રુકલીનમાં થયો હતો. વેપાર-ઉદ્યોગના ક્ષેત્રમાં જવાનો મનોરથ રાખનાર આ કવિએ આખરે શિક્ષણક્ષેત્ર પસંદ કર્યું. ૧૯૪૧માં બી. એ. અને ૧૯૫૧માં એમ. એ. થઈ એમણે શાળા–શિક્ષક તરીકેની કારકિર્દીનો આરંભ કર્યો. ૧૯૬૬માં ન્યૂ યોર્ક યુનિવર્સિટીમાંથી એમણે પીએચ. ડી.ની પદવી પ્રાપ્ત કરી હતી. ૧૯૬૮થી એઓ ન્યૂ યોર્કમાં ઓકડેઈલમાં ડોલિંગ કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકેની સેવાઓ આપી રહ્યા છે.

૧૯૪૪માં એમનું પુસ્તક 'સેવન પોએટ્સ ઇન સર્ચ ઑવ ઍન આન્સર' પ્રકટ થયું અને એમણે અનેક સાહિત્યરસિકોનું ધ્યાન ખેંચ્યું. રિલ્કે, હેઈન અને રોઝેનફેલ્ડના એમણે કરેલા અનુવાદો ખૂબ આદર પામ્યા છે. 'ધ પ્રોફેટિક ટ્રેડિશન ઇન અમેરિકન પોએટ્રી' જેવા એમના અભ્યાસગ્રંથે વિદ્વાનોનું પણ ધ્યાન ખેંચ્યું છે. અનેક રેડિયો કાર્યક્રમોથી પણ એમણે પોતાની સર્જકશક્તિનો પરિચય કરાવી આપ્યો છે. એમનું પદ્યનાટક 'ધ ટિન્ડરબૉક્સ' બી. બી. સી. પરથી પ્રસારિત થયું હતું અને ખૂબ આવકાર પામ્યું હતું. 'ઑન ફ્રીડમ્સ સાઈડ' અને 'વેસ્ટ હિલ્સ રિવ્યૂ'માં સંપાદકીય સેવાઓ પણ આપે છે. 'ઇન વિકેડ ટાઇમ્સ' અને 'ધ બર્નિંગ બુશ' એમના તાજેતરમાં પ્રકટ થયેલા કાવ્યસંગ્રહો છે. ૧૯૫૫થી એઓ વિકલાંગો અને ચિત્તભ્રમિતો માટે પૂરી નિષ્ઠાથી કામ કરે છે, અને કવિતાનો એઓ ત્યાં વૈદકીય પ્રયોગ કરે છે.

